# કેવળપુરીનું ચરિત્ર



ઘણીવાર નજીકની વસ્તુઓ ભણી માણસનું ધ્યાન ઓછું ખેંચાય છે. સ્ત્રીકવિ પૂરી બાઇની પેઠે મહાત્મા કેવળપુરી ઉમરેઠના વતની ગણાતાં છતાં, અને મારા જન્મ પછી પાંચેક વર્ષે તેઓ કૈલાસવાસી થયા છતાં, ઘણા સમય સુધી હું તેમને વિષે કંઇજ જાણતો નહોતો. હોપ વાંચનમાળાની સાતમી ચોપડીમાં આપેલું નીચેનું પદ જ્યારે હું ઉમરેઠની ગુજરાતી નિશાળમાં અભ્યાસ કરતો હતો, ત્યારે મારા વાંચવામાં આવ્યું.

રંગમાં રમો છો, ભલાજી રંગમાં રમો છો;
દુનિયાના સ્વાદ દેખી રંગમાં રમો છો. ટેક.

ભોગ ભલા રોગના ભર્યા, જુગતે જમો છો;
અંતે વાસના આડી આવે તો, ભવમાં ભમો છો. દુ૦

માયાના અંધારા માંહે, હું પદ હમો છો;
સોનું મળે છે લુણને સાટે, ધૂળમાં ધમો છો. દુ૦

ઇશ્વરનું ઓળખાણ નહી, દેહ શું દમો છો;
મરણનો ડર નહીજ મટે, શોકમાં શમો છો. દુ૦

સરજનહારનું સ્મરણ મૂકી, નીચને નમો છો;
મૂંડી તો કેવળ સમજ્યા વિના, ગાંડની ગમો છો. દુ૦

આ પદ મને એટલું પસંદ પડ્યું હતું કે તે હું પંદર વર્ષનો હતો, તથાપિ તે મોઢે કરી વારે વારે ગાતો. એ કેવળપુરીનું રચેલું છે એટલુંજ તે વખતે જાણવામાં હતું, પણ કેવળપુરી કોણ, ક્યાંનો રહેવાસી, અને તેણે બીજી કંઇ કવિતા કરી છે કે કેમ તે વિષેની મને કંઇજ માહીતિ નહોતી. એ પછી કવિ દલપતરામે કાવ્ય દોહનમાં કેવળપુરીનાં કેટલાંક પદ દાખલ કર્યાં, અને કેવળપુરી ઉમરેઠનો રહીશ હતો એમ જણાવ્યું. આશરે દશેક વર્ષ પછી મેં મહાત્મા કેવળપુરી વિષે ઉમરેઠમાં તપાસ કરી તેમને રહેવાનું ઘર ખોળી કાઢ્યું, અને તેમના ઘણા સેવકો ઉમરેઠમાં

છે એમ માલમ પડ્યું, પરંતુ તેમની કવિતા ઘણો પ્રયાસ કરતાં હાથ ન લાગી.

વડોદરે આવ્યા પછી જૂની કવિતાઓનો સંગ્રહ કરવા મેં વિશેષ પ્રયત્ન કર્યો. પ્રથમ છૂટક નાનાં પુસ્તક છપાવ્યાં, તે પછી પ્રાચીન કાવ્ય ત્રિમાસિક પ્રસિદ્ધ કરવા માંડ્યું, અને છેવટ પ્રાચીન કાવ્યમાળાના મણકા બહાર પાડવા માંડ્યા. એ અરસામાં કેવળપુરીની કવિતા મેળવવા યત્ન ચાલતો હતો તે આખરે ઈશ્વર કૃપાએ સફળ થયો. મહાત્મા કેવળપુરીનું જીવનચરિત્ર મેળવવા અનેક યત્ન કરતાં છેવટે ઉમરેઠના રા. છગનલાલ દાજીભાઇ દ્વિવેદીએ કૃપા કરી મને કીમતી હકીકત પૂરી પાડી; તેને આધારે તથા મને પાછળથી જે કંઇ વિશેષ બાબતો મળી આવી તે વડે આ ચરિત્ર ઉપજાવ્યું છે.

મહાત્મા કેવળપુરી, જે ઉમરેઠ તરફ કેવળપુરી બાવાના નામથી જાણીતા છે તેમનો જન્મ અને અવસાનકાળ નિશ્ચય પૂર્વક હાથ લાગતો નથી, તથાપિ તેમનો જન્મ આશરે સંવત ૧૮૧૫ અને દેહાસ્વવાસ આશરે સંવત ૧૯૦૫ માં થયો હતો એમ નીકળી આવે છે, એ ઉપરથી તેમનો અંતકાળ ૯૦ વર્ષનું દીર્ઘાયુષ્ય ભોગવ્યા પછી થયાનું જણાઇ આવે છે.

તેમનું મૂળ વતન ઉદેપુર ( મેવાડ ) હતું, અને તેમનો જન્મ એક રાજવંશી ભાયાતને ત્યાં થયો હતો. બાલ્યાવસ્થામાં તેમને ભાટ ચારણોની સોબત વિશેષ હતી, તેથી તેમની ભાષા ચારણીને વધારે મળતી આવે છે, એટલુંજ નહિ, પણ જે ઉછળતો જુસ્સો, કડકપણું અને વાક્ય રચના તેમની કવિતામાં જોવામાં આવે છે, તે ભાટ ચારણોના સંગનું પરિણામ છે. એ જુસ્સો તેમણે સમાધિ લીધી ત્યાં સુધી અખંડ રહ્યો હતો એમ કહેવાય છે, એમની કવિતામાં ચારણી, મારવાડી ને હિંદી શબ્દો ઠેર ઠેર જોવામાં આવે છે, ભાટ ચારણોની પેઠે તથા સામળ ને વલ્લભની માફક તેમણે શબ્દોની તોડફોડ પણ કરેલી છે, એવું તેમની કવિતા ધ્યાન પૂર્વક વાંચતાં માલમ પડે છે.

આશરે સંવત ૧૮૪૦ ની સાલમાં એટલે ૨૫ વર્ષની વયે તેમણે ધંધુકામાં ઓખાનાથના અખાડામાં આવી તેના સેજપુરી અથવા સેજાનપુરીને પોતાના ગુરૂ સ્થાપ્યા; અને માથું મુંડાવી ગોસાંઇ થયા. ગુરૂનાં

સમાયા પછી કેવળપુરી મહારાજે ત્યાં પોતાના નામથી ગાદી સ્થાપી, તથા દરરોજ ૩૬૦ રોટલા કૂતરાને નાખવાનો પ્રથા ચાલુ કર્યો તે અદ્યાપિ સુધી ચાલે છે. એ પછી એટલે આશરે ૪૦ વર્ષની વયે તેમણે ઉમરેઠમાં આવી નિવાસ કર્યો, અને ત્યાંજ પોતાની જીંદગી પૂરી કરી.

ઉમરેઠમા પથુભા કરીને એક ગરાશીઓ હતો. તેની દેવબા કરીને દિકરી બાળરાંડ થતાં, તેણે ઉદ્વેગાવેશમાં પોતાનું ઘર ગરાસાદિ તથા દેવબા સુદ્ધાં કેવળપુરી મહારાજને અર્પણ કરી દીધાં. દેવબાએ મહારાજની તહેનાતમાં રહી તેમની અચ્છી સેવા બજાવી હતી. કોઇવાર તેનો મિજાજ જાય, ત્યારે તે મહારાજને સતાવતી, તેથી " કળકળ કરતી રે રે કર્કશા " થી શરૂ થતું એક પદ તેમણે તેને ઉદ્દેશીને રચ્યું હતું. દેવબાના પિતા પથુભાએ અર્પણ કરેલા ઘરમાંજ તેઓ રહેતા હતા.

કેવળપુરીને સેજાપુરી ઉપરાંત સદાનંદ, ચિદાનંદ અને પૂર્ણાનંદ નામના દંડી સન્યાસીઓની સારી સોબત હોવાથી બ્રહ્મજ્ઞાન, તત્ત્વજ્ઞાન, યોગ આદિનું તેમને સારૂં જ્ઞાન પ્રાપ્ત થયું હતું. સ્વરોદય અનુભવવામાં તેઓ આખો દિવસ ગુમાવતા. ઘણીવાર તેઓ શ્વાસોચ્છ્વાસનુ રોધન કરી પ્રાણાયામ કરતા, સમાધિ ચઢાવતા અને ઓહંસોહંનું ધ્યાન કરતા. અનુભવ સિદ્ધ પ્રાપ્ત કરેલું ઉંડું જ્ઞાન તેમની કવિતામાં ઠેરઠેર દેખા દે છે. અખાના જેવું વેદાંત જ્ઞાન, ધીરાના જેવી અચળ વાણી કે ગૂઢ કવિતા. ભોજાના ચાબખા જેવા લગાવેલા સાટકા અને વલ્લભ જેવી પ્રામ- વાણી ને કરડકણી ભાષા કેવળપુરીની રચનામાં બહુ દર્શન દે છે. તેણે પદ અને દેશી રાગ ઉપરાંત પિંગળના છંદોનો પણ ઘણો ઉપયોગ કર્યો છે. એટલે સવૈયા, સોરઠા, દોહરા, ઝૂલણા, પ્લવંગમ, મોતીદામ, રેણી, કુંડળીઆ ને તુરંગ, એ છંદોમાં પણ તેણે કવિતા કરી છે. તેમની કવિ- તાના થોડાક નમુના અહીં આપ્યા છે.

### સવૈયા. ( બ્રહ્મવિચાર )

કોઇ દેશ કહો પરદેશ કહો, અરૂવેશ કહો પણ છે સોઈ છે,
કો સંસાર કહો ઘરનાર કહો, પરિવાર કહો, પણ છે સોઈ છે;
કોઇ ગામ કહો વળી ધામ કહો, નિજ નામ કહો, પણ છે સોઇ છે,
સ્વામી સેજાપુરી છે સત સાહેબ, આદિઅંત્ મધ્યે છે સોઇ છે.



### ચિંતામણી.

મન માત મળે, તન તાત મળે, ગુરૂ સાથ મળે,
વિવેક મળે તો વિચારિયેજી,
નરનાર મળે, ઘરબાર મળે, પરિવાર મળે,
હરિનામ મળે, નહિ હારિયેજી;
ભલો ભાઇ મળે, સુખ સાંઇ મળે, દૂધભાઇ મળે,
મોહન મળે, મન મારિયેજી,
ભાઇ બેન મળે, રવિ રેન મળે, કવિ કેન મળે,
તારો તન મળે, તેને તારિયેજી.

### દુમિલા ( બારાક્ષરી )

રહેણી મેખ મારણ, ત્રિવિધ તારણ, ધારણ ધ્યાન, મુનેશધરં,
સર્વકાજ સુધારણ, વિઘ્ન વિડારણ, પાર ઉતારણ પ્રેમ પરં;
સેજાપુરી સ્વામીએ, પરમ પામીએ, અંતર જામીએ ઇશવરં,
વૃપ જોયે સવાણીએ, નામ નિશાનીએ, આગમ આણીએ, એકઅરં.

x

### સવૈયા ( બ્રહ્મધાતુ )

સંશે સંસારમાં સંપુટ કર સેજમાં, બુદ્ધિ શુદ્ધિ બુટ્ટી ના જાય બારી,
પંચ કોશ કોડિયા બિચમા પકવી, બ્રહ્મ અગ્નિ દીધી આંચ ભારી;
હરિ હડતાલને ખાયજો હેતમાં, નર્ક સ્વર્ગ રોગથી હોય ન્યારી,
કાયા અમર કુ ન કરે જો કેવળા, હઠ જોગ દેખીને રહો હારી;
કામ ઉદે કરી, ભજે મન કામની, ખાખ માટી તેમાં રાખ ખાવે,
મૃગ માતંગ પતંગ મીન મૃત છે, પ્રેમ સુગંધ અતિ મૃત્યુ પાવે;
ઇંદ્રિ અજ્ઞાનમાં ચડે બહુ આમળો, જીવ વિંધ્ય મન નર્ક જાવે,
કર્ત્તાનો સાક્ષી શુદ્ધ બ્રહ્મ કેવળા, ત્રિવિધિ તાપમાં તેહ નાંવે.

### ઝૂલણા.

હાલ બેહાલમાં નિહાળ હે હાલમાં, ખ્યાલમાં ખેલ સંસાર ખુબી,
તાલમાં તાલ, બેતાલ છે તાલમાં, ખ્યાલમાં કાલ અવતાર ગુબી;

જગતની વિમળની રાગ રંગ જંતુ કે, તંતુ કે અંત એક તાર તૂંબી,
કાળ અકાળ ત્રિકાળ નહિ કેવળા, દિલ દરિયાવમાં તુરત ડૂબી.
પશુ પતિ વત એ મત સંસારમાં, દુઃખ અરૂ સુખ બે નાહી દરશે,
સ્વપ્ન અરૂ જાગ્રત મળી જાય શૂન્યમાં, પુણ્ય અરૂ પાપ ઉર નાહી ધરશે;
એક આનંદ અદ્વૈત રસ આતમા, સર્વમા શુદ્ધ જો કાજ સરશે,
ગમન કર કેવળા ગુરૂ તણા જ્ઞાનમાં, ધણીએ ધ્યાન દેહ કોણ ધરશે.

## પ્રસ્તાવિક કુંડલિયા.

પઢરે પોપટ પિયુકુ, કઢરે પાપ કરમ,
બઢરે અમલ વેલસમ, મઢરે સત્ય મરમ;
મઢરે સત્યમરમ, ચઢરે આતમ ચેની,
ઝઢરે દેવ દેદાર, રઢરે રચના રેની.
જો કેવળ કરજોડ, ઘેર કાયા ઘેર ગઢરે,
કઢરે પાપ કરમ, પિયુકુ પોપટ પઢરે;
સ્મરરે સતગુરૂ શ્યામને, રમરે રામ રમત,
ખમરે ખમી આ ખેતમાં, ગમરે સંત ગમત.
ગમરે સંત ગમત, જમરે આતમ જાની,
દમરે સબહી દૂર, ભમરે સંશય ભાની;
જો કેવળ કરજોડ, જપ તુહિ તુહિ જપરે,
રમરે રામ રમત, સતગુરૂ સાચા સ્મરરે.

*　*　*

## સવૈયા ( ગુરૂ રહેણી )

વૈરાટ દેહની સ્થિતિ અવસ્થા, વિશ્વાનર ત્યા વસતા હે,
હિરણ્ય ગર્ભની ઉત્પત્તિ હેરતા, સૂત્ર રૂપ તે સસતા હે;
અવ્યાકૃત દેહની પ્રલે અવસ્થા, શુદ્ધ અભિમાની રસ્તા હે,
કહીએ ભણતો તે કેવળો સાક્ષી, હંસ બ્રહ્મરૂપ હસતા હે.
નામ ખોજી જોતાં સત્ય છે નામિકા, જીવને શિવ તે જાગતા હે,
મરે નહિ કોઇ ઉપજે માનવ, ભાંડ થયા નહિ ભાગતા હે;
કોય નહિ ત્યારે કોણ દૂજો કહે, તન નહિ મન ત્યાગતા હે,
કોય કહે તેનું નામ છે કેવળ, મન નહિ કોણ માગતા હે.

*　*　*

### ચોપાઇ ( જોગી અંગ ).

જોગી જોગ સમર લે જેહી, લક્ષા લક્ષ લગ્યો લવ લેહી,
ચકોર વૃત્તિ આકાશે ચદા, બુદ ચાખે સોઇ અમૃત બદા;
બ્રહ્મ રસાયણ સત્યના ભોગી, જનકુ કેવળ કહિયે જોગી
વિષય પાચ નહિ વાદ વિવાદા, ઉન્નત મુક્ત દશામાં જ્નાદા,
વન વસ્તી નહિ વાસ નિવાસા, અજ ઇંદ્રાદિક નહિ કોઇ આશા,
રોગ નહિ પચ આપ નરોગી, જનકુ કેવળ કહિયે જોગી.
જાગ્રતમાહી ઉજાગ્રત જાગે, લગ વિષય પગ કબૂ ન લાગે;
દરશ પદારથ રંગ નહિ દેખે, પરમ ગુરૂ રૂપ અપરમ પેખે,
જાગ્રત ભાતથી થયો વિજોગી, જનકું કેવળ કહિયે જોગી.

* * *

કેવળપુરીની કવિતા એટલી સારી છે કે તેમાથી પસંદ કરીને ઉતારા આપવા એ કામ કઠીણુ છ. થોડી વાનગી સુજ્ઞ વાચનાર માટે બસ છે.

કલ્યાણપુરી કરીને આ કવિનો મુખ્ય ચેલો હતો, તે નૈષ્ઠિક, શુદ્ધ અંતઃકરણવાળો, અને શિષ્યધર્મ સાચવનાર હતો મહાત્મા સમાયા પછી તેણે સમાધ ચણાવી તે ઉપર શિવાલય બધાવ્યુ, તથા સાઠ મણ લોટ વાપરી બે ચોરાશી કરી તથા સાધુ અને ગોસાઇ મડળને જમાડયું. કલ્યાણપુરી પૈસાદાર હતો. સમાધ લેતી વખત તેને ગુરૂએ સૂચના કરી હતી કે તારો બધો પૈસો ખરચી નાખજે ! ચેલાએ ગુરૂવચન પાળીને એક વસ્ત્રભેર રહી બાકીનુ ખરચી દીધુ

મહાત્મા કેવળપુરીનો બીજો ચેલો મોજપુરી પાછળથી સંસારી થયો હતો, તેથી મહારાજની પ્રીતિ ઘટતા તે તેમની સાથે ઝાઝા દિવસ રહ્યો પણ નહિ. તે સ્વતંત્ર થઇ બહારગામ ફર્યા કરતો, પણ મહારાજ પછી થોડી મુદતે કલ્યાણપુરી પણ સમાયા ત્યારે તે ઉમરેઠ આવીને રહ્યો એની ચેલી રતનબા સન ૧૮૮૪ મા ગુજરી ગઇ તે સ્વરોદય અને તત્વજ્ઞાન સાધારણ રીતે જાણતી હતી. મોજપુરી ને રતનબા ઇડર પણ જતા અને ખોખાનાથના અખાડામા રહેતા. તેમનો દીકરો અસલપુરી સદર સાલમા બાર વર્ષની વયનો હોઇ ગુજરાતી ચોથુ ધોરણ શીખતો હતો મહારાજ કેવળપુરીના દેવાલયની પૂજા પખાલ કરનાર અને તેમનાં પુસ્તકો વગેરે સંભાળી રાખનાર આ એક ગોસાઇ કુમારજ લોગ છે.

મહારાજ કેવળપુરી ગરાસીઆંવાડમાં રહેતા, પરંતુ તેઓ મલાવ તલાવ ઉપરના પૂર્ણેશ્વર મહાદેવમાં તંબુરા સહ ભજન કરવામાં ઘણો વખત ગાળતા. તેમનું શરીર ભીનેવાન સાધારણ ઉંચાઇનું ને ભરાવદાર હતું. તેમની છાતીએ વાળ આછા હતા. કરકમલમાં એકતારો લઇ તે ભજનો સારાં ગાતા. સ્વરોદય, તત્ત્વજ્ઞાન અને વેદાંત પર તેમની પ્રીતિ બહુ હતી. ચાંણોદવાળા અટોળ જોશીના રણછોડભાઇ તથા તેમના માતુશ્રી મહારાજનાં સેવક હતાં, બાપુ સાહેબ ગાયકવાડ જે અમદાવાદમાં નજરકેદ હતા તે પણ એમના સેવક હતા. મહારાજ રાજનગર ( અમદાવાદ ) જતા, ત્યારે ખાડીઆમાં સાઠોદરા નાગર દોલતરામને ત્યાં ઉતારો કરતા. વીશ વર્ષ સુધી તે અમદાવાદમાં બિરાજમાન થયા તથા ત્યાં તેમણે ગાદી પણ સ્થાપી હતી. ખાડીઆમાંથી ઘણીવાર તે સરકાર હવેલી ( ગાયકવાડની ) માં જઇ બાપુ સાહેબને મળતા, તેમની સમક્ષ જ્ઞાન કથન કરતા અને ભજનો ગાતા. કહે છે કે તેમને રાજરોગનો વ્યાધિ હતો તે મહારાજે વિભૂતિની એક ચપટી વડે મટાડયો હવો !

આરાસુરના ડુંગર ઉપર અંબાજી જવાના રસ્તામાં ચોટણુ કરીને એક જગા આવે છે, ત્યાં પણ મહાત્મા કેવળપુરીની ગાદી છે. એક ચેલો તેની સંભાળ રાખે છે ને પૂજાપાત્રી કરે છે. રાણીઆ, નાકરેચી, ચીકણીઆણું વગેરે મહીકાંઠાના ગામોમા તેમના સેવકો છે. કહે છે કે એક સમયે મહારાજ પોતાના શિષ્યો સહ રાણીએ પધારેલા, તે સમયે એક શિષ્યે ભરવાડના વાડામાંથી એક લવારૂં છાની રીતે પકડી આણ્યું, અને ઇષ્ટને ભોગ આપી તેની આશકા સર્વેએ લીધી. ભરવાડને લવારૂં ચોરાયાની ખબર પડતાં તે બૂમ મારતો આવ્યો, તેથી હોહા થવા માંડી. આ વાત મહારાજને કાને આવતા તેમણે સર્વ ચેલાઓને ભેગા કરી પૂછ્યું, એ લવારાંની કંઇ પણ ચીજ રોપ રહેલી છે ? એકે કહ્યું અસ્થિ રહ્યાં છે. ગુરૂએ તે મંગાવીને એક સુંડલા ( ટોપલા ) તળે ઢાંકયાં. પછી પેલા રાયકાને બોલાવી પૂછ્યું કે અલ્યા શું છે ? તે કહે, મહારાજ મારૂં બકરૂં તમારા ચેલાએ આણ્યું છે, પણ તે માનતા નથી. મહારાજ બોલ્યા, ઓહો ! બાળક રમવા લાવ્યાં હશે, તેમાં શું થઇ ગયું ? જા, પેલા ટોપલા નીચે જો, હોય તો ઓળખી લે. ભરવાડે ટોપલો ઉઘાડી કહ્યું, હા મહારાજ એજ મારૂં લવારૂં ! તે લવારૂં લઇ

ચાલતો થયો, અને તેજ દિવસે ૪૦ ઘર એ મહારાજના કંઠીબંધા શિષ્ય થયા. કેવો ચમત્કાર !

કેવળપુરીનું જન્મ નામ શું તે જાણવામાં આવ્યું નથી, પણ બાલ્યાવસ્થામાં તે પીરાણા પંથમાં હતા એમ નીકળી આવે છે. પીરાણાપંથી જોત કરે છે, અને સારો પરચો બતાવે છે, એવું સાંભળવાથી કેવળપુરી તે મંડળમાં જતા તેથી તેમને જ્ઞાન પ્રાપ્ત થયું, એમ તેઓ પોતે કહેતા.

કેટલીક મુદત પછી એક કાલિકા માતાનો મંત્ર તેમને હાથ આવ્યો, તે ઉપર વિશ્વાસ બેસવાથી તેનો જાપ તેઓ કર્યા કરતા. કાળે કરીને માતાજીએ પ્રસન્ન થઇ પ્રત્યક્ષ દર્શન આપ્યાં તે જોઇ કેવળપુરીએ પ્રાર્થના કરી કે:—

કુંડળીઓ.

કળા વધારણ કાળિકા, બાળક રાખણ બેલ;
ત્રિશુળવંત તયાર હે, છતરી પકડી સેલ,
છતરી પકડી સેલ, હેલકર એગી હોકી;
મારે મોહ મગરૂર, ડગે નહિ કલકી ડોકી,
કહે કાળિકું કેવળો, રંગ બન્યા સો રાળકા;
બાળક રાખણ બેલ, કળા વધારણ કાળિકા.

આવા આવા નવ કુંડળીઆ તાત્કાળિક મુખેથી ઉચાર્યા અને તે જીભ્હાગ્રે રહ્યા. કવિ કાળિદાસની માફક કેવળપુરીને પણ શ્રી કાળિકા પ્રસન્ન હતાં.

એવું કહેવાય છે કે મહાત્મા કેવળપુરીને સ્નાન કરવાની પરવા નહોતી. પંદર વિશ દિવસે કોઇ વાર સ્નાન કરતા. કોઇ તેમને સ્નાન કરવા કહે, ત્યારે તેઓ બોલતા કે ભાઇ જ્ઞાન જળમાં નહાઓ; શરીર ધોવામાં શું ફળ છે ? માછલાં બહુએ ડબકાં મારે છે. એ વિષે તેમણે ગાયુ છે કે:—

હરિગીત.

નહાવ ગંગા ગોમતી ગોદાવરીને નર્મદા,
તાપી યમુના મહી આદિ, મેલ ધોવે છે તદા;

મન મેલ એથી નથી જાતો, તેહ સદ્‌ગુરૂ ટાળતા,
છે સદ્‌ગુરૂજી જગત્ મધ્યે, મોક્ષ પદમાં મહાલતા.

મહાત્મા કેવળપુરીને એક મુસલમાન સાથે દોસ્તી હતી, તેને સુધારવા માટે તેમણે એક પદ રચ્યું હતું, તે આ પ્રમાણેઃ—

રેખતા.

તનકી મસજીદ માહી, મન મુલ્લા ખડા ત્યાહી,
ચઢી ચિત્તકે ચબૂતરેપેં. બાંગને પુકારી હે. ટેક.
હુજ્જમ તસબી લે હાથ, દરપાક વજુ હોત;
તત્વ પામે પોશાકરી, અંગસે ઉતારી હે.
કેદરીયે કાનવેકુ, સાચા સંગે લગી કાજુ;
નપસ સેતાનુકી, ઉંધી ગત ન્યારી હે.
વોજખ હરામ દોઇ, બકરેકુ મારી દિયે;
દંભ માયા મુરઘીકુ, જબે કર ડારી હે.
પાક તો અલ્લાઇનામ, હમેશ કીયો હે પાન;
ચૈતન્ય અખંડ શુદ્ધ, આતમા બિચારી હે.
કેવળ વિવેક કરી, કલમાકુ નેકી કીયો;
એહી દરવેશજીકી, અલ્લા સંગે યારી હે. *

સંત કેવળપુરીના સેવકોમાં ઉમરેઠના ખેડાવાળ, ગરાશીઆ, પાટીદાર વગેરે છે. એમાનો કુબેરદત્ત કરીને એક ખેડાવાળ મહાત્માનો કુલકુલાં દોસ્ત હતો, તેને મોઢે સંતના ૨૦૦–૪૦૦ ભજનો હતા, તેની વય સન ૧૯૯૪ મા ૮૦ વર્ષની હતી અને તેને અફીણ તથા ગાંજાનું વ્યસન હતું, તેમ છતા તેનો કંઠ એવો તો સુસ્વર હતો કે તે જ્યારે કોઇ પદ ગાતો, ત્યારે જાણે કોયલ ટૌકા કરી રહી હોય એવી સાંભળનારને મજાહ પડતી. શરીર જર્જરીભૂત થએલું છતા કેવળપુરીનું નામ સાંભળતાંજ તેનો જુસ્સો ઉભરાઇ આવતો, અને તેમના ભજન સુસ્વરે ગાવા મંડી પડતો. અફીણ ગાંજાનું વ્યસન તેને મહારાજ થકી વળગ્યું હતું, કેમકે તે મહારાજ પાસે જાય ત્યારે તેને અફીણ ને ગાંજો મળતાં. જાતે ગરીબ અવસ્થામાં હોવાથી અફીણ સારૂ પૈસા મેળવવા અર્થે કોઇ અજાણ્યો

* આના કરતા પણ વધારે હકીકત કલમા વિષેના સવૈયામા આવે છે.

માણસ મળે તેને ભજનો ગાઈ ખુશ કરતો અને એક બે પૈસા મળે તેનું અફીણ લાવતો ( એ શખ્સ ગુજરી ગયો છે ).

કુબેરદત્તને પાછલા વખતમાં મહારાજ સાથે અમુક કારણસર તૂટ પડી હતી. એક સમયે બગીચામાં ફરતાં એક પાકું દાડેમ મહારાજ શ્રીની નજરે પડેલું તે છાનુ માનું તોડીને કુબેરદત્ત ખાઈ ગયો. બીજે દહાડે સવારમાં દાડેમ મહાગજની દ્રષ્ટીગોચર ન થયું, ત્યારે તેમણે પૂછ્યું કે કુબેર ! દાડેમ કયાં ગયું ? કુબેરે કહ્યું, મહારાજ, મને ખબર નથી. તેઓ બોલ્યા, તેંજ લીધું છે. માટે માની દે; એ દાડેમ કરતાં હું તને બીજો કોઈ સારો ઉપકાર કરીશ. છતાં તેણે માન્યું નહિ, ત્યારે પોતે મૌન્ય રહ્યા ને દિલગીરી દર્શાવી. તે પછી તેઓ થોડી મુદતે શાંત થયા.

આ કુબેરદત્તને મોઢેથી સાંભળી લીધેલાં કેટલાંક પદ રા. છગનલાલે મોકલ્યાં હતાં તે નીચે આપ્યાં છે. ( મોઢેનાં પદમાં અશુદ્દતા હોયજ તે જેમની તેમ રહેવા દીધી છે. )

### પદ.

શુન ઘર શેહેર શેહેરે ઘર બસ્તી, દમ જાગે તન સોતા હે;
લાલ હમારે હમ લાલનપે, દમ જાગે તન સોતા હે. ટેક. ૧
એસી ધુનમે રેના જોગેસર, બંકનાલ રસ પીના હે;
બંકનાલ રસ પીઓ જોગેસર, બંકનાલ રસ પીના હે. ૨
નવે દ્વારકી વિષય વાસના, મન લલચાવે ચિત્ ચોરી;
એસા નગરમેં હે કોઈ ફક્કડ, દે મસ્ત નગર કાયા ફેરો. ૩
ધ્રુવે પિયા પ્રલ્હાદે પિયા, પીવે લછમન બાલા હે;
દાસ કેવલને એસા પીના, એક નામકી આશા હે. ૪

### રેખતા.

દેખ બે દેખ તેરા દીલકી, બીચમે સુલટ ઉલટ ઘર દેખ ભાઈ;
કામકુ બાંધકે, ક્રોધકુ જારકે, બુદ્ધિ ઉલટ સુલટ લાઈ.
ગુરૂકુ યાદ કર, ભજનકા ભેદ લે, સ્મર્ણ સોહં ગુરૂ પ્રીત ભાઈ;
અમિકા પાન કર, પુરૂષકુ યાદ કર, સકલમેં રહેજ તેરા સાંઈ.
કે'ત કેવળ-એ છૂટ ગઈ કલ્પના, સહેજકા ઘરમેં સકળ સમાઈ.

### ઝૂલણા.

રજતજ માંહી રામ રટ રહ્યો, પરગટ એહી ભરપુર હેજી;
ઘટઘટ માંહી લટપટ ઘૂમે, ઝટપટ માંહી જગજૂર હેજી.
અટપટ એહી ખટપટ મેં આવત, ચટપટ નાહિ ચકચૂર હેજી;
ખટપટ નાહિ નટખટ ખેલે, હઠ છોડ કેવળ હજુર હેજી.

### રેખતા.

મનવા મેરા ભયા મગન, ગગન લગન ધુનિ ગાવતા-હે;
સુંદનાદ સિંધાસન બેઠે, બાજા છત્રીસ બજાવતા હે. ટેક. ૧
બ્રમ દરિયા એસા ભર ભરિયા, ડોલે પવન ડોલાવતા હે;
આતમરામ સબી ઘટ એહી, બોલે આપ બોલાવતા હે. ૨
મન ઇંદ્રિકા તાર મિલાવી, જો વિષય સંગ જાવતા હે;
વરતિ તિનું પીછી વાળે, મહા પદમેં તે મહાવતા હે. ૩
તંતુમેં પટ પટમેં તંતુ, ભેદ અગોચર લાવતા હે;
એસા અનુભવ ઉરમેં આવે, પુરા સોહિ રૂપ પાવતા હે. ૪
રંગ રાગ સરૂપ સંગ રમતાં, તત્વ ખ્યાલ બતાવતા હે;
ગુરૂકા ગુણ કેવળ શુદ્ધ ગાવે, આપ છોડ ઘર આવતા હે. ૫

મહાત્મા કેવળપુરીએ પાવાગઢ અને ગિરનાર ઉપર પણ કેટલીક મુદ્દત આસન રાખ્યું હોય એમ તેમના સેવકોના કહેવાથી માલમ પડે છે. એમની ખ્યાતિ દ્વારકાંથી માંડીને કાશીના ઝાંપા સુધી પ્રસરી હતી. એક વખત ગુરૂપરનાળિકા સંબંધે કાશીમાં તકરાર ઉઠવાથી એમના હાથની લખેલી શંકર મતની પરનાળિકા જોવા માટે મંગાવવામાં આવી હતી; અને તે બીજીઓ સાથે મેળવતાં પ્રમાણ અને વિશ્વાસ પાત્ર ઠરી હતી. એ મહાત્મા સંસ્કૃત પ્રાકૃતના શુદ્ધ લેખક અને જ્ઞાની હતા. એમના હસ્તાક્ષરનું એક પદ રા. છગનલાલના જોવામાં આવેલું તે પરથી તે જણાવે છે કે તેમના અક્ષર સારા લહિયાના જેવા હતા, અને તેઓ હ્રસ્વદીર્ઘ અને જોડાક્ષરો બરોબર રીતે લખતા હતા.

એક સમયે હાથમાં એકતારો લઈ માથે ઉભી રાતી ટોપી રાખી, અને શરીર પર ઝભો ( કંથા ) નાખી મહારાજ અમદાવાદથી પગે ચાલતા ખેડા નજીક વાત્રક કાંઠે આવી લાગ્યા; ત્યાં આગળ એક સાહેબ

ઘોડાને પાણી પાતો હતો. તેણે કહ્યુ " કેસા ઢોંગ મચાતા હે ? કેવળ-પુરીને નજીક બોલાવી પૂછ્યું, મહારાજ, સંત હો ? પુરીએ કહ્યું હા. સાહેબે કહ્યું કંઇ ભજન જાનતે હો તો બોલો, તે ઉપરથી પુરીએ એક નવિન કવિત રચી બોલવા માંડયું:—

મલિયાગર લેપન ખર, કાગકુ કયા પોપ માળા;
અજ્ઞાની અજાણુ જીવ, અંધકુ કયા આરશી.
હીજડેકુ પદમની, ઉઆં કયા બિલાસ હોત;
ફુટયો ચિત્ત બાવરો, પઢાવે કયા પારશી.
મંકડેકુ દેવે જ્ઞાન, પાવે તે કેસો હી માન;
તોય યે પાષાણ નાવે, તરે નહી તારશી.
કેવળ વિવેક કરી, નુગરેકુ કહા કીજે;
દેખે દીપ ઓરકા તો, ઘોર મેં કયા ડારશી.

એક વાર ઉમરેઠ કસ્બાની ગરાશીઆવાડમાં દેવબાના બાપે આપેલા ઘરમાં પોતાના અંગભૂત માણસો સાથે તેઓ બેઠા હતા, તેવામાં શિવા-નંદ કરીને કોઇ અંધ સંન્યાસી એમની કીર્તિ સાંભળી ખોળતો આવ્યો, તેની હકીકત સાંભળી મહારાજાએ પ્રસન્ન થઇ તેને માથે હાથ મૂકયો, તેથી તેને જ્ઞાન પ્રાપ્ત થતાં તેજ વખતે તે એક પદ બોલ્યો:—

પદ.

અધા ધુંધ એક ધંધુકારમેં, અગડબંબ જોગી આયા;
એક પલકમેં અગડબંબને, બ્રહ્મંડ ઉપજાયા હોજી. ટેક. ૧
નહિ ગુરૂ આયા, નહિ ગુરૂ જાયા, કાલ પુરૂષ આપે ખાયા;
અગ્નિ ન બાલે, જલ ન પલાળે, નિગમ નેતિ કરી ગુણ ગાયા. અધા૦ ૨
પરથમ તો કીની પરકરતી, પ્રકૃતિથી મહાતત્વ પાયા;
મહાતત્વથી ભયા અહંકાર, અહંકારથી તિન ગુન થાયા. અધા૦ ૩
તિન ગુનસેં ચોઇસ તત્વ, તત્વોમેં બ્રહ્માંડ વાયા;
એહિ બ્રહ્માંડમેં ચૌદા લોકા, લોકા મેં જીવ રચવાયા. અધા૦ ૪
અણુઘડિયા, રોખડિયા અલમસ્ત, અનંતકોટિ રૂપ લાયા;
અધીર પુરૂષ અનાદિ આતમ, ધ્યાન સંત અમ્મર ધાયા. અધા૦ ૫
બંકનાલમેં ડેરા દીધા, ઈંગલા પિંગલા ઓલખાયા;
શિવાનંદકુ કેવલે ગુરૂ મલિયા, અજરાકા પ્યાલા પાયા. અધા૦ ૬

મહાત્મા કેવળપુરી પૈસાની બિલકુલ દરકાર રાખતા નહોતા. જે આવે તે ખરચી નાંખતા, અને કહેતા કે આવતા દિવસનો હરિ બેલી છે. જ્યારે તેઓ ડાકોર જતા ત્યારે ત્યાં તેમની પાછળ લોકોનાં ટોળે ટોળાં જતાં, કેમકે તે ગરીબોને મદત મળે એ ઇરાદે મોકળે હાથે આખે રસ્તે પૈસાની ઉછામણી કરતા. સરખેજનો મહાન રોજો બંધાવનાર ઓલિયાની માફક કહે છે કે તેઓ પથારી તળે હાથ ઘાલીને જોઇએ તેટલા પૈસા કાઢતા હતા!

૯૦ વર્ષની વયે ઉમરેઠના મૂળેશ્વર મહાદેવની જગામાં મહારાજ કેવળપુરીએ સમાધ લીધી. એ જગા કોઇ રામવન કરીને ગોસાંઇના કબજામાં હતી, તે સમાધ ખોદવા દેતો નહોતો; પણ મહાત્માએ તેને કંઇ ચમત્કાર બતાવ્યો તેથી તેણે હરકત લેવાનું છોડી દીધું. મહાત્માએ પોતાની સમાધ પોતાને હાથે આંકી, અને દશ દિવસમાં ક્ષણભંગુર દેહનો ત્યાગ કરી તેઓ કૈવલ્ય સાથે એકરૂપ થયા. સમાધ આંકતી વખતે તેમનું શરીર દૃઢ હતું, અને પોતાના ચેલા કલ્યાણપુરીને આગળથી તેમણે સૂચવ્યું હતું કે "હમ દસ દિન પીછે સમાધ લએંગે." સમાધ લેતી વખતે તેમના સેવકોએ કહ્યું કે, મહારાજ, સમાધમાં નાખવા જેટલું સબરસ (મીઠું) મેળવવું કઠણ પડશે; ત્યારે પોતે સમાધમાં બેઠે બેઠે જવાબ આપ્યો કે રોકડનાથ હનુમાનવાળી ભાગોળે ૬૦ મણ લૂણનાં બે ગાંડાં ખંભાતથી આવે છે, માટે તમારે જોઇએ તેટલું તેમાંથી લેજો. તપાસ કરતાં વાત સાચી પડી અને શિષ્યોએ બંને ગાડાં ખરીદ કરી સમાધ સ્થાન મીઠાથી પૂરી દીધું.

સદર સમાધ ઉપર જે શિવાલય બંધાયું છે તેમાં પાર્વતીના સ્થાનથી આથમણી બાજુની ભીંતે કેવળપુરી મહારાજનું ચિત્ર ખુરશી જેવા સાદા આસન ઉપર પાડેલું છે. તેનાથી ઉત્તરાતી પાસાએ સન્મુખ નજરે દેવબા હાથમાં માળા લઇ બેઠી છે, અને દક્ષિણ પાસે કલ્યાણપુરી શિષ્યની છબી ખડેધાટ (ઉભી) આલેખેલી છે. સંવત્ ૧૯૩૧ ની સાલમાં સમાધના શિવાલય ઉપર ધ્વજા ચઢાવી સેવકો તરફથી બ્રહ્મભોજ્યાદિક કરવામાં આવ્યું હતું.

સંત કેવળપુરી ગાંડા આદમીને માથે હાથ મૂકીને તેમને ડાહ્યા કરતા એમ કહેવાય છે. બીજી પણ ઘણી ચમત્કારી વાતો તેમના વિષે ચાલે છે.




# ગ્રંથ વિવેચન.

કેવળપુરી જેવા મહાત્માની વાણી ઉપર કાંઇ વિવેચન લખવું એ કોઈ અસાધારણ વિદ્વાનનું કામ છે એમ હું માનું છું, એમ છતાં ગ્રંથ પ્રકાશકની ઇચ્છાને અનુસરી સ્થૂળ દૃષ્ટિથી તેમાં જે જોવામાં આવે છે તે અહીં યથામતિ બતાવું છું.

ગુજરાતી ભાષામા આ જાતનો આ ગ્રંથ કાંઈ પહેલોજ નથી. અખો, ધીરો, નિરાંત વગેરે અનેક વેદાંતી કવિઓ થઇ ગયા છે, અને તેમના પુસ્તકો પણ પ્રગટ થયાં છે. એ પુસ્તકો વાંચનાર તેમાં બે વાતો મુખ્યત્વે જોઇ શકે છે: કાંઇક તો તેમા કવિત્વનો ભાસ થાય છે અને કાંઇક તો તેમાં વેદાંતનો ભાસ થાય છે. શુદ્ધ વેદાંત તો અખાની વાણીમાં જણાય છે, અને તે સિવાયના ઘણાક વેદાંતી કવિઓની કવિતાનો વિષય શુદ્ધ વેદાંત ન છતાં તેમાં યોગનું પણ મિશ્રણ જોવામાં આવે છે. તેમના કવિતાના ઉદ્‌ગાર જોતાં હરકોઇને જણાય છે કે તેઓ સંશય વગરના, દૃઢ નિશ્ચયવાળા અને બ્રહ્મવસ્તુના સાક્ષાત્કારવાળા હતા. અપરોક્ષ બ્રહ્મજ્ઞાનમાં તેમની સ્થિતિ કેવી હતી તે તેમનાં ચરિત્રો જોવાથી પણ કહી શકાય નહિ; કેમકે બ્રહ્મવેત્તાઓનાં વ્યવહાર ચરિત્રો એકજ પ્રકારનાં હોતાં નથી. માત્ર તેમની વાણીનું બારીક નિરીક્ષણ કરનારા અનુભવીઓ એમ જાણી શકે છે કે આ અનુભવીની વાણી છે.

સામાન્યત: આ વેદાંતી કવિઓ પોતાના બ્રહ્માનંદની ધુનમાં મસ્ત હોય છે. તેથી તેઓ જે પદ, છંદ કે કાવ્ય કરે તેમાં પણ તે મસ્તી વ્યક્ત થાય છે. અને તેથીજ પ્રાય: તેમને છંદો ભંગની કે શબ્દાપશબ્દની દરકાર હોતી નથી. વિશેષત: તેઓ શાસ્ત્રીય પદ્ધતિથી શીખેલા પણ ભાગ્યેજ હોય છે.

આજ થોડું પણ પહેલાં એવું ઘણું જોવામાં આવતું કે જે ભક્ત કે જ્ઞાની થઇને આચાર્ય બને-મહાન્ત થાય-કે ગુરૂ થાય-તે ત્યાગી અને ગૃહીઓને પોતાના ચેલા કે શિષ્ય કરતા, કંઠીઓ બાંધતા અને મંત્ર

આપતા. તેમાંના કેટલાક મંદિરધારી, કેટલાક ભજનાનંદી અને કેટલાક પોતાના સંપ્રદાયના ગુરૂઓની વાણી શિષ્ય મંડળને સંભળાવનારા હતા—આજ પણ હોય છે. આ ગુરૂઓ કેવળ પોતાના ગુરૂઓની અને પૂર્વે થઇ ગયેલા તેવા ભક્તોના વાણી ગાઇને સંતોષ માનતા નહોતા, પણ પોતાની સ્વતઃ રચેલી કવિતાઓ ગાવામાં ને સંભળાવવામાં તેમને વિશેષ આદર રહેતો. સ્વકૃતિનો કાંઇક અપૂર્વજ મહિમા આજ પણ જોવામાં આવે છે. દરેકે દરેક કવિ, નાટકકાર કે ગ્રંથકાર પોતાની કવિતા કે લેખને માટે મગરૂર હોય છે, તેને તે ઉત્તમ માનતો હોય છે અથવા કાંઇ નહિ તો નાંખી દેવા જેવી કે નાશ કરવા જેવી માનતો નથીજ હોતો. તે તેને બહુ પ્રિય હોય છે અને તે બીજાને અને ખાસ કરીને તે વિષયના જ્ઞાતાને સંભળાવવાને તે બહુ આતુર હોય છે. બહુધા તે તેની બીજાથી થયેલી પ્રશંસાનીજ આશા રાખતો હોય છે. જો કે તે " મારા દોષદર્શન માટે હું તે તમને બતાવું છું ' એવો વિનયભર્યો ઉપોદ્ઘાત કહી સંભળાવે છે.

આ બધી વાત જૂના ભક્ત કવિઓને અને જ્ઞાની કવિઓને પણ લાગુ પડે છે. હમણાં ગુજરી ગયેલા પણ આ જમાનાનાજ કહી શકાય એવા કેટલાક ભક્ત અને જ્ઞાની કવિઓનો મને પરિચય થયેલો છે. તેમણે પુસ્તકો લખ્યાં છે. ભક્તિ અને જ્ઞાનની તથા યોગની પણ કવિતાઓ તેમાં છે. તેમાંના કેટલાક કવિઓની શક્તિ અને જ્ઞાન હું સારી રીતે જાણું છું, અને કોઇ આધુનિક કેળવણી વિનાના સાધારણ માણસ કરતાં તેમાં કાંઇ વિશેષ જોવામાં આવ્યું નથી શાસ્ત્રજ્ઞાનમાં તેઓ લગભગ શૂન્ય, ભક્તિ જ્ઞાનમાં એકદેશી તથા દુરાગ્રહી, તથા વાચાળપણામાં તેઓ બહુશ્રુત જેવા તથા બિન અનુભવેલી વાતો કરનારા જોવામાં આવ્યા છે. એમ છતાં તેઓ ગુજરી ગયા છે અને તેમનાં રચેલાં પુસ્તકો તેમના શિષ્યોના હાથમાં પડેલાં છે. તેઓ તેની ગુરૂ વાણી તરિકે ભારે કીમત આંકે છે, અને જોવા આપતાં પણ વિચારમાં પડે છે. પણ હવે એ પુસ્તકો જુઓઃ તમને તેમાં કાંઇ ટહેલ્વરામણ દેખાશે નહિ. તેમાં તમને છ શાસ્ત્રના અભિપ્રાયો, ઉપનિષદ્‌નાં અને પુરાણોનાં પ્રમાણો, યોગની, સાંખ્યની અને વેદાંતની વાતો, તથા ભિન્ન ભિન્ન રાગરાગણીના પદો તથા કવિતાઓ માલમ પડશે ? આ દૃષ્ટિથી જૂના જમાનાજ ગ્રંથોનું અવલોકન કરીને તેમને છાપરે ચઢાવવા એથી કાંઇ વાસ્તવિક ફળ હું જોતો નથી; ઉલટું ખરા કવિઓની એમાં અવગણના જેવું થાય છે.

એક બીજી વાત પણ જૂના ભક્ત અને જ્ઞાની કવિઓની કવિતા વિષે કહેવા જેવી છે. વેદાંત અને યોગ એ એવા વિષયો છે કે તે ક્રમપુરઃસર લખાયલા હોય તોપણ ગુરૂ સિવાય તેમાં પ્રવેશ થઇ શકતો નથી. યોગશાસ્ત્રના પ્રાણાયામાદિક ગુરૂ સિવાય કરવા બેઠેલા કેટલાકને વિપરીત અનુભવ મળેલો છે તે ઘણા જણુ જાણતા હશે. વેદાંતમાં જો કે તેવી શારીરિક હાનિનો સંભવ થોડો છે, તથાપિ પ્રક્રિયા શુદ્ધ ગ્રંથ વિના તેના વિષયો સમજાવા અશક્ય છે એ બધા વિદ્વાનો સમજે છે. અખા વગેરે જ્ઞાની કવિઓના ગ્રંથોમાં તેવી પ્રક્રિયા જોવામાં આવતી નથી, તેથી તે માત્ર બોલવામાં સુભાષિત તરિકેજ ખપ લાગે છે, એટલુંજ નહિ, પણ કદાચિત્ તેના વાંચનારમાં નાસ્તિકતા આવી જવાનો પણ સંભવ છે. આવા જ્ઞાનીઓ માત્ર પોતાના અનુભવોના ઉદ્ગાર વખતો વખત લખી રાખે છે, અને તે તેના જેવાજ અનુભવીને આનંદ આપવા માટે હોય છે. એવા ગ્રંથોમાં ઘણી વાર સામાન્ય ઉપદેશ પણ હોય છે, પણ તે તેમના ગ્રંથના વિષયનો મુખ્ય ભાગ નથી હોતો.

સામાન્યપણે ભક્ત કવિઓની વાણી વિષે આટલી પ્રસ્તાવના કરી. હવે હું પ્રસ્તુત ગ્રંથનો વિષય જણાવું છું. અનુક્રમણિકા જોવાથી જણાશે કે એમાં જ્ઞાનોપદેશ, બ્રહ્મવિચાર, તત્વજ્ઞાન, યોગજ્ઞાન, એવા ને એવાજ વિષયો છે. બીજા જે જે વિષયો જુદા જુદા મથાળા નીચે જોવામાં આવે છે તેમાં કોઇ ને કોઇ પ્રકારે બ્રહ્મજ્ઞાનનુંજ કથન કરેલું હોય છે. જ્યાં શ્રી કૃષ્ણલીલા છે ત્યાં શ્રી કૃષ્ણ ભગવાનને બ્રહ્મ અને ગોપીઓને બુદ્ધિની વૃત્તિઓ માનીને ઘટના કરેલી જણાય છે. બારરાશિ, સાતવાર, દ્વાદશમાસ, પંદર તિથિઓ, સાધુ વગેરેનાં અંગ, મૂળાક્ષરો, પદો ને ગરબીઓ, એ સઘળામાં બ્રહ્મજ્ઞાન સિવાય બીજું કાંઇ નથી. અને હોય પણ શાનું ? કેવળપુરીનો ગ્રંથજ કહી આપે છે કે તે અભેદ બ્રહ્મજ્ઞાની હતા. દ્વૈત તેમને મન હતુંજ નહિ. " **हरिरेव जगज्जगदेव हरिः** " એજ તેમનો સિદ્ધાંત હતો. એવો સર્વાત્મભાવ એ કાંઇ સહેલી વસ્તુ નથી, એમ છતાં કેવળપુરી મહાત્મામાં તે હતો એમ તેમની અનુભવની વાણીથી જણાય છે. શી રીતે એ જણાય છે, તે અહીં એક બે ઉદાહરણોથી પણ કહી શકાય તેમ નથી; એ તો આ પુસ્તક જે કોઇ વાંચશે તે આપો આપ કહી શકશે.

આ પુસ્તકમાં પ્રથમ કૃષ્ણગીતાનું વર્ણન છે. તે વર્ણન યથાસાંગ નથી, પણ કેવળ ગ્રંથના મંગળાચરણ માટે વસ્તુ નિર્દેશન હોય તેવું છે. અને તેમાં પણ "ગાલોકકે પાર ગોલોક ગાજતે કૃષ્ણ સ્વામીરૂપ ભૂપ કહાવે." એમ અધ્યાત્મનુંજ નિરૂપણ છે. તે પછીના ચંદ્રાયણામા જો કે સામાન્ય નીતિનો ઉપદેશ છે, તથાપિ તેમાં પણ ઉપસંહાર કરતાઃ—

( પ્લવંગમ. )

" આદમ કુણ અલખ, જાણું નહીં જીવ રે;
" જ્ઞાન જાણું નહીં ગુણ, ઓઢી કોણ શિવ રે.
" રંગ જાણું નહી રૂપ, ભૂપ કોણ ભાત રે;
" કોણ સ્વરૂપ કેવળ, નામ કોણ નાત રે. ઇત્યાદિ.

નિરાકાર બ્રહ્મનુંજ કથન કર્યું છે. આવી રીતે જ્ઞાનોપદેશ અને ચંદ્રાયણામાં ઉપદેશદ્વારા શિષ્યનું સ્વરૂપ બતાવીને પછી "ભુલકો અંગ" ઝૂલણા છંદમાં છે. એમાં શિષ્ય પાસે પ્રશ્ન કરાવીને પછી ભૂતાદિક સૃષ્ટિ જે દેખાવ છે તે બ્રહ્મથી ભિન્ન નથી એમ પ્રથમ સિદ્ધાંત કહી દઇને અધ્યારોપ ન્યાયે જગતની ઉત્પત્તિ ( પંચીકરણાદિમાં કહ્યા પ્રમાણે ) વર્ણવી છે. જેમ—

" બ્રહ્મમાં પુરૂષ છે પુરૂષમા બ્રહ્મ છે પુરૂષથી પ્રકૃતિ જો નાર પાઇ,
" નારીને દેખીને મહાતત્વ ઉપજે, એ ચાર દેખ અહંકાર આઇ.
" અહંકારથી અક્ષર બીજ ઉપજ્યો, ગુણ ત્રણ ઉપજ્યા ગુણ ગાઇ;
" પંચભૂત માત્ર તતો વડે પ્રગટે, દશ ઇંદ્રય જો રાજસે દાઇ.

અને પછી બતાવ્યું છે કે જગતમા જે જે કાંઇ જોવામાં આવે તે બ્રહ્મ ચૈતન્ય સત્તાથી ભિન્ન નથી. બ્રહ્મ સત્તાજ જુદે જુદે રૂપે ભાસે છે, આખા ગ્રંથમાં એનો એજ અભ્યાસ કર્યો છે. વેદાંત વિષયના ગ્રંથોમાં ઘણે ખરે ઠેકાણે એમજ જોવામાં આવે છે, યોગ વાસિષ્ઠમાં પણ "હે રામ ! જગત્ ઉપજ્યુંજ નથી; બ્રહ્મજ છે." ઇત્યાદિ વચનોનું વારંવાર કથન કર્યું છે; કેમકે અભ્યાસ એ પણ સિદ્ધાંતને દૃઢ કરવાનું સાધન છે.

તે પછી નિંદકનું અંગ છે. કેવળપુરીની કવિતાનો જુસ્સો જો કે સર્વત્ર સરખોજ દેખાઇ આવે છે તથાપિ તેનો યોગ્ય વિષય હોય છે તે ત્યાં વધારે દીપી નીકળે છે. દુષ્ટ વેખધારીઓનું વર્ણન કરતાં લખે છે કે:—

" કાબરી આંખ વાઘર જયું કાગર એહ દેહી પેંલે લક્ષણ આયા,
" કોઇ શ્વાન સૂકર ભાખે તું કેવળ, જોગ જાણ્યા વિના જાયા ન જાયા;
" માંકડી મૂછ મુખ જેને મૂરખ, કહિરી આંખ તે મૂખથી કારો,
" કામ ક્રોધ કરે નીચ કામ તે વિષયમાં બળ જાવનવારો. ૪૦

એવીજ રીતે કેટલીક કવિતા બ્રહ્માનંદના ચાબખાને પણ ભૂલાવે એવી છે પણ એવાંજ ઉદાહરણો અહીં આપવા કરતાં ગ્રંથ વાંચનાર પુસ્તકમાંથી જોઇ લેશે તેજ ઠીક છે. અહીં માત્ર ગ્રંથનો વિષય શો છે તેનો ઇસારો કરવાની ધારણા રાખી છે અને તેથીજ ઉપરનાં પ્રકરણમાંથી કાંઇક બતાવ્યું છે.

વેદાંતનો સિદ્ધાંત " **ब्रह्म सत्यं जगन्मिथ्या** " એવો છે. પણ એ સિદ્ધાંત એકજ પ્રકારે સમજાવવામાં આવતા નથી. શિષ્યની બુદ્ધિમાં જે રીતે ઉતરે તે રીતે એ સિદ્ધાન્ત સમજાવવાનો હેતુ રાખીને જુદા જુદા આચાર્યો જુદી જુદી રીતે તે સમજાવી ગયા છે. વસિષ્ઠ મુનિ એમ સમજાવે છે કે જેમ વંધ્યાને પુત્ર થયોજ નથી, આકાશમાં ઝાડ હોતાજ નથી, સ્વપ્નામાં જોયલો હાથી ઉપજ્યોજ નથી. તેમ આ જગત્ પણ ત્રણે કાળમાં થયુંજ નથી માત્ર જે કાંઇ જોવામાં આવે છે તે બ્રહ્મ છે. આને અજાતવાદ કહે છે. આ રીતે **ब्रह्म सत्यं** ઇત્યાદિ સિદ્ધાંત ઘણાક માણસોના મનમાં ઝટ ઉતરે એવો નથી, તેથી બીજા આચાર્યોએ વળી કોઇ જુદી રીતે એજ સિદ્ધાંત સમજાવ્યો. શ્રી શંકરાચાર્ય કહે છે કે પાણીમાં ઉત્પન્ન થયેલી લીલ જેમ પાણીને ઢાંકે છે અને ઘટમાં ઉત્પન્ન થયેલો અંધકાર જેમ ઘટને ઢાંકે છે, તેમ બ્રહ્મને વિષે ઉત્પન્ન થયેલી માયા બ્રહ્મને ઢાંકે છે, અને બ્રહ્મને બદલે જગત્ દેખાડે છે. જેમ દોરડીમાં નેત્ર દોષથી તથા મંદ અંધકારથી સાપ દેખાય છે, જેમ છીંપમાં રૂપું દેખાય છે, જેમ ઝાંઝવામાં પાણી દેખાય છે, તેમ બ્રહ્મમાં આ જગત્ દેખાય છે. પણ જેમ સાપ વગેરે ભ્રાંતિથી

કલ્પાયલા છે અને દોરડી વગેરેજ સત્ય છે, તેમ આ જગત્ બ્રહ્મમાં ભ્રાંતિથી કલ્પાયું છે માટે મિથ્યા છે અને બ્રહ્મ એજ સત્ય છે. આને અધ્યાસવાદ કહે છે. આ રીતે પણ ઘણાક માણસો સિદ્ધાંત બરાબર સમજી શકતા નથી અને તરેહવાર શંકાઓ ઉઠાવે છે. જગત્ કયાંથી થયું ? શી રીતે થયું ? ઇશ્વર છે કે નહિ ? જીવ શું છે ? મોક્ષ કોને કહે છે ? એવા એવા પ્રશ્નો હજુ ઉભાજ રહે છે આ પ્રશ્નોનું નિરાકરણ કરવામાં બ્રહ્મવિદ્યાના ગ્રંથોનાં કદ વધી ગયાં છે, અને પંડિતોએ તે પણ જુદે જુદે પ્રકારે સમજાવ્યું છે. આ બાબતનો નિર્ણય કરવામાં આરંભવાદ, પરિણામવાદ અને વિવર્તવાદ મુખ્ય છે. એમાના પહેલા બે દ્વૈતનું પ્રતિપાદન કરનારા હોવાથી સિદ્ધાંતને પ્રતિકૂળ માની છેલ્લો વિવર્તવાદ ભગવાન શંકરાચાર્યાદિક વેદાંતાચાર્યોએ ગ્રહણ કર્યો છે. પરમાણુઓ એકઠા થઇ સૃષ્ટિનો આરંભ કરે છે એવી નયાયિકોની માન્યતાને આરંભવાદ કહે છે. દૂધમાંથી વિકાર પામીને દહીં થાય છે તેમ પ્રકૃતિ વિકાર પામીને ભૂતાદિક થાય છે એવા સાખ્યાચાર્યોની માન્યતાને પરિણામવાદ કહે છે. સોનામા જેમ કડાં કંઠી વગેરે દેખાય છે, પણ વસ્તુતઃ સોનાથી ભિન્ન કાંઇજ નથી; તેમ બ્રહ્મમાં જગત્ દેખાય છે પણ બ્રહ્મથી ભિન્ન કાંઇજ નથી. એને વિવર્તવાદ કહે છે. એ સઘળી વાતો સમજાવવાને અનેક પ્રકૃતિઓ અને દ્રષ્ટાંતોનું વેદાંતના ગ્રંથોમા કથન કરવામાં આવ્યુ છે. તેમાજ કોઇ સ્વપ્નનું દ્રષ્ટાંત આપીને જગતને સ્વપ્નની તુલ્ય કલ્પત કહે છે. કોઇ રજ્જુસર્પનું દ્રષ્ટાંત આપીને જગતને સર્પની પેઠે કલ્પિત કહે છે. કોઇ દર્પણમા પડેલા પ્રતિબિંબનું દ્રષ્ટાંત આપીને જગતને પ્રતિબિંબ તુલ્ય દેખાવ માત્ર કહે છે. કોઇ ઘટાકાશ મહાકાશ આદિ ચાર પ્રકારનાં આકાશનું દ્રષ્ટાંત આપીને ઘટાદિ ઉપાધિ દૂર કરતા જે નિર્વિકાર આકાશ રહે છે તે બ્રહ્મનું સ્વરૂપ છે અને ઉપાધિવાળું તે જગતનું સ્વરૂપ છે એમ કહે છે. મતલબ કે કોઇ પણ રીતે શિષ્યની બુદ્ધિમાં સિદ્ધાંત ઠસે એમ કરવાનું તાત્પર્ય છે. અને એવાજ હેતુથી કેવળપુરી જેવા અનુભવી સંતો પણ પોતાનાં પદોમાં જુદે જુદે ઠેકાણે ઉપર કહેલા બધા પ્રકારનો ઇસારો કરી ગયા છે. કેવળપુરીએ પણ આ જગતને માયાનો વિલાસ કહ્યો છે જગત્ છેજ નહિ પણ બ્રહ્મજ જગતરૂપે ભાસે છે એમ કહ્યું છે, અને ઉપર ગણાવ્યા તે બધા પ્રકારનાં અને તેથી પણ વધારે દ્રષ્ટાંતો પ્રસંગોપાત આપ્યાં છે,

અને એમ કરીને પોતાના શિષ્યોના મનમાં "ब्रह्म सत्यं जगन्मिथ्या" એ વાત ઉતારવા શ્રમ કર્યો છે.

આવા સાધુઓ સ્વતંત્ર હોય છે. તેમને કાંઇ લાલસા હોતી નથી તેમ કોઇની દરકાર હોતી નથી, તથાપિ તેઓ સ્વભાવેજ દયાળુ હોય છે. આ પુસ્તકમાં દુકાળ, મહામારી, વગેરેના પ્રસંગની પણ કવિતા છે તે વખતે તેમણે દયાર્દ્ર થઇને મહાકાળીની અને પરમેશ્વરની સ્તુતિ કરી છે, તે ઉપરથી એ માલમ પડે છે. એમ છતાં મહાકાળીને, મહાદેવને. ગણપતિને, અને સર્વ દેવોને બ્રહ્મનુંજ વિવર્ત માનનારા કેવળપુરીના સિદ્ધાંતને એથી બાધ આવતો નથી. વળી ખાસ પુસ્તકની ખાતર આ પુસ્તક લખાયું હોય એમ પણ આ પુસ્તકની કવિતાઓની ગોઠવણી જોતાં જણાતું નથી, પણ પ્રસંગોપાત સ્ફુરી આવતા વિચારો આમાં આલેખાયલા છે, તેથી પણ કોઇ વિષય ક્રમપુરઃસર પ્રતિપાદન કરેલો નથી, એમ છતાં તત્વોની સંખ્યા, જગદુત્પત્તિનો પ્રકાર, બ્રહ્મમાં જગતનો અધ્યાસ, ઇત્યાદિ વેદાંતના વિષયો ઠામ ઠામ વર્ણાયલા છે. તેમાં ચિંતામણિ અને તત્વસાર એ બે મોટાં પ્રકરણો છે.

એમાંની કવિતાઓ જોવાથી જણાય છે કે તેમાં ઘણાખરા માત્રામેળ છંદો, પદો, રાગો, ગરબીઓ વગેરે છે. છંદોની રચનામાં કોઈ કોઇ સ્થળે માત્રાઓમાં વધારો ઘટાડો જણાય છે, તે કાતો લેખકોએ કરેલા પ્રમાદને લીધે હો અથવા કેવળપુરી પોતેજ ભાષામાં દીર્ઘહ્રસ્વના નિયમની છૂટ માની તેમ બોલ્યા હોય. એમ છતાં ઘણા પ્લવંગમ, ઝૂલણા, સવૈયા, ચોપાઇ, દોહરા, સોરઠા, વગેરેમાં ભૂલ માલમ પડતી નથી. તેમણે હિંદી કવિતાઓ ઘણી વાંચી હશે એમ અનુમાન થાય છે, કેમકે તેમની કવિતામાં પણ પ્રાસાનુપ્રાસને કોઇ કોઇ જગોએ બહુ વજન આપવામાં આવ્યું હોય તેમ દેખાય છે. જેમ ચિંતામણિના અંગમાં—

### ચોબોલા.

"મન માત મળે, તન તાત મળે, ગુરૂ સાથ મળે, વિવેક મળે તો વિચારિયેજી;
"નર નાર મળે, ઘરબાર મળે, પરિવાર મળે, હરિનામ મળે નવ હારિયેજી.
"ભલો ભાઇ મળે, સુખ સાઇ મળે, દંદ ધાઇ મળે, મોહન મળે મન મારિયેજી;
"બાઇ બેન મળે, રવિ રેન મળે, કવિ કે'ન મળે, તારો તન મળે તેને તારિયેજી.

ઇત્યાદિ. આવાજ પ્રાસોવાળી કવિતા હોય ત્યારે તે ચિત્રકાવ્યમાં બંધાઇ શકે છે. અને તેથીજ ચિત્રચંદ્રિકા વગેરે ગ્રંથો કવિએ જોયા હોય એમ પ્રતીત થાય છે. પ્રાસની લાલસામાં કવિએ કોઇ કોઇ જગોએ શબ્દોને મચરડી પણ નાંખ્યા છે. પણ વલ્લભની કવિતામાં એવું કયાં ઓછું જોવામાં આવે છે !

કવિતામાં પ્રાસ સિવાય મુદ્રાલંકાર વગેરે શબ્દોની અને અર્થોની ચમત્કૃતિ પણ જોવામા આવે છે. એક પ્રખ્યાત સંસ્કૃત કવિએ રાશિઓનાં, વારોનાં, અને તિથિયોનાં નામ પોતાની કવિતામા ( 'વિષ્ણુ ભક્તિ કલ્પલતા ' નામના ગ્રંથમાં ) આણ્યાં છે. તેની સાથે કેવળપુરીના મુદ્રાલંકારને મેળવી જુઓઃ—

વિષ્ણુભક્તિ કલ્પલતાકાર લખે છે કે—

यन्निमेषमपि रे वृषं विना, वर्त्तसे मिथुनभावतोपितः ।
कर्कशत्वमिदमात्मनि स्फुटं, पश्य सिंहमिव मृत्युमुद्धतम् । ઇત્યાદિ.

કેવળપુરી લખે છે કે-

રહેણી મેખમારન, ત્રિવિધતારણ, ધારણ્ધ્યાન મુનેશધરં. ૪૦
વૃષ જોયે સવાણીએ, નામ નિશાનીએ, અગમ માણીએ, એક અરં. ૪૦
મિથુન રૂપમેટણ, બ્રહ્મસો ભેટણ, ચિંત એ મેટણ, મેરચર. ૪૦
કર્ક પાસનકારન, હતુઆ હોરન, દવસો દોરન, બલદરં. ઇત્યાદિ.

અર્થાત્ તિથિઓ, વાર, માસ, રાશિ, ઇત્યાદિને આગળ કરીને કવિતા લખવાનો પ્રઘાત બહુ જૂના કાળથી ચાલ્યો આવે છે અને તે કવિઓના મનનો વિનોદ છે.

કવિતા ઉપરથી કેવળપુરીનું કાવ્યનું જ્ઞાન જણાય છે તેમ તેમનો શાસ્ત્ર વ્યાસગ પણ હોવો જોઇએ એમ તેમણે આ પુસ્તકમાં આપેલાં કેટલાંક સંસ્કૃત ઉદાહરણોથી જણાય છે. તેમના મોતીદામ વાંચીને શ્રીમચ્છંકરાચાર્યનું એક સ્તોત્ર યાદ આવે છે.

તે સ્તોત્રના એક બે શ્લોક અહીં આપીને પછી નમુના માટે એક બે મોતીદામ કેવળપુરીના આપીએ છીએઃ—

આત્મપંચકમાંથી–

" नाहं देहो नेन्द्रियाण्यन्तरंगं, नाहंकारः प्राणवर्गो न बुद्धिः ।
" दारापत्यक्षेत्रवित्तादिदूरः, साक्षी नित्यः प्रत्यगात्मा शिवोऽहम् ।

નિર્વાણ ષટ્કમાંથી–

" न पुण्यं न पापं न सौख्यं न दुःखं । न मंत्रो न तीर्थं न वेदा न यज्ञाः ।
" अहं भोजनं नैव भोज्यं न भोक्ता, चिदानन्दरूपः शिवोऽहं शिवोऽहम् ।

ઇત્યાદિ. હવે કેવળપુરીના મોતીદામ જુઓ–

" નહીં હું તો નામ નહીં હું તો ધીર, નહીં હું તો પાપ નહીં હું તો પીર;
" નહીં હું તો તેજ નહીં હુ તો તાર, નહીં હું તો ભેદ નહીં હું તો ભાર.
" નહીં હું તો જોગ, નહીં હુ તો જાત, નહીં હું તો નામ નહીં હું તો નાત;
" નહીં હું તો વંન નહીં હું તો વાસ, નહીં હું તો શબ્દ નહીં હું તો શ્વાસ.
ઇત્યાદિ

આ ગ્રંથમાં જે ચોપાઇઓ છે તેમાંની કેટલીક તો અખાની ચોપાઇને એવી રીતે મળતી આવે છે કે તે બન્નેની બે ચોપાઇ જોડે મૂકી હોય તો અખાની કયી અને કેવળપુરીની કયી તે શોધી કાઢવું કઠણ થઇ પડે. વિસ્તારભયથી તેનાં ઉદાહરણ આપતા નથી. માત્ર કેવળપુરીના એક પદનું ઉદાહરણ આપવાની લાલચ થાય છે કેમકે કેવળપુરીની છંદોબદ્ધ કવિતાઓ કરતાં તેમનાં પદો, કાફીઓ, ગરબીઓ, વગેરેમાં ઓછી મિઠાશ નથી, પણ તે કોઇ સારા ગાનારને મોઢે સાંભળીએ છીએ ત્યારે કોઇ અપૂર્વ આનંદ થાય છે. બંદાનાં પદોમાંથી અહીં એક પદની થોડી લીટીઓ આપી છે.–

પદ.

જપે કોનો જાપ બંદા, જપે કોનો જાપજી;
કરે સર્વે પ્રાણી ક્રિયા, અક્રિય અજ આપ. બંદા૦ ( ટેક )
એકવીશ હજાર છસો જાપ ઊઠે, મન પવનરો માપજી;
કલ્પનામાં એ બુદ્ધિ કલ્પે, પુણ્ય કહે કોઇ પાપ. બંદા૦ ૧

કલ્પી જલ્પી ઉભું કરીને, થાપે અનેક થાપજી;
મરીચિ જળ સત્ય માની, તપે ત્રિવિધિ તાપ. બંદા૦ ૨
ઘાટ સહુ કુંભારે ઘડિયા, તેનો શો સંતાપજી;
નિરખ ભોંમમાં હાણુ નાહી, વ્યોમ ચરાચર વ્યાપ. બંદા૦ ૩
ઇત્યાદિ.

વિસ્તાર કર્યો સિવાય આ પુસ્તકનું વિશેષ વિવેચન આપી શકાય તેમ નથી, તેથી આ ગ્રંથમાં વેદાંતોક્ત બ્રહ્મનાં પામવાનાં જે સાધનો અને પ્રકાર કહ્યા છે તે વિષે અહીં નામ નિર્દેશ માત્ર કરીએ છીએ. બ્રહ્મ જ્ઞેય નથી માટે જ્ઞેય માત્રનો અપવાદ કરીને બાકી જે સત્તા રૂપે અવશિષ્ટ રહે છે તે બ્રહ્મ છે અને તે સત્તા ચૈતન્યરૂપે અને આનંદરૂપે મનુષ્યાદિમાં પ્રતીત થાય છે માટે તે સત્તા એજ મારૂં સ્વરૂપ છે; પણ શરીરાદિ મારૂં સ્વરૂપ નથી એવો અનેક પ્રકારે નિશ્ચય કરાવ્યો છે. ઉપરના પદની લીટીઓમાં પણ એજ પ્રકાર જોવામાં આવશે. તે સિવાય રાજયોગનું પ્રકરણ પણ છૂટક છૂટક બતાવ્યું છે અને નિર્વિકલ્પ તથા સવિકલ્પ સમાધિ આદિનું પણ નિરૂપણ કર્યું છે. એ પ્રત્યેક વિષય ભિન્ન ભિન્ન ગ્રંથો જેટલો વિસ્તારથી કહેવા જેવો છે. તેને પોતાની લહેરથી કેવળપુરી બોલી ગયા હોય એમ પદો પરથી વ્યક્ત થાય છે.

આ બધુ કહવા સાથે ગ્રંથની ભાષા સંબંધી પણ કાંઇ કહેયા વગર ચાલે તેમ નથી, કેમકે તેને શુદ્ધ ગુજરાતી કહી શકાય તેમ નથી. તેમ કોઇ અન્ય ભાષાનું પણ નામ આપી શકાય નહિ; ગ્રંથકાર મેવાડના વતની, હિંદમા અનેક સ્થળે ફરેલા, ત્યાગી, સાધુઓ અને ગોંસાઈઓનો હમેશ સમાગમ, ગુજરાતમાં ઘણા વર્ષ રહ્યા તથા અખાની પેઠે

" ભાષાને શું વળગે ભૂર, જે રણમાં જીતે તે શૂર;
" બાવનનો સઘળો વિસ્તાર, અખા ત્રેપનમો જાણે પાર. (અખો)

એમ માનનારા તેથી જેવી ભાષા પોતે બોલતા હશે તેવીજ પુસ્તકમાં લખી છે. અર્થાત્ તેમાં ગુજરાતી સાથે મારવાડી તથા હિંદી શબ્દો, પ્રત્યયો અને પ્રયોગો પણ જોવામા આવે છે. ગુજરાતી શબ્દોમાં પણ જે લોકોનો તેમને સહવાસ તથા જેમને ઉદ્દેશીને પદો વગેરે કહેવાનાં તેમને પરિચિત શબ્દોજ વાપર્યા જણાય છે. ટીકા લખતી વખતે કેટ-

લાક શબ્દોમાં અર્થશોધ કરતાં પણ હું નકકી કરી શકગો નથી તે એમને એમ રહેવા દીધા છે. કેટલાક શબ્દોનો અર્થ પ્રકરણ ઉપરથી નકકી કરી લખ્યો છે; અને એક જગોએ થોડાક કડીઓ ટીકા લખ્યા વગરજ છોડી દેવી પડી છે વળી સાધુઓ ગુજરાતી ભાષા કેવી બોલતા તથા તેમના શિષ્યો તેમને કેવી રીતે લખતા તે ધ્યાનમાં આવી શકે એ હેતુથી મૂળ ગ્રંથની જોડણી જે સહજ ફેરફાર કરવાથી શુદ્ધ થઇ શકે એમ લાગવા છતાં પણ ફેરવી નથી, પણ અસલ પ્રતજ પાઠમાં કાયમ રાખી છે ગુજરાતી ભાષાના કેટલાક એવા શબ્દો આમાં મળી આવશે કે તે શુદ્ધ અને મૂળની પાસે પાસે હોવા છતાં હાલની સુધરેલી કહેવાતી ગુજરાતીમાં કેળવાયલા લોકો તે શબ્દોનો પ્રયોગ કરતા નથી. એમ છતાં તે જાણવાથી જૂનાં ગુજરાતી પુસ્તકો સમજવાને અનકૂળ પડે એ પુસ્તકોથી મોટો લાભ છે, અને તે કરતાં વિશેષઃ—જૂના કવિઓ પ્રજાના સર્વથા હિતકારક વિષયનીજ ચર્ચા કરવામાં પોતાની કવિતાનું "સાર્થક માનતા, અને અનાત્મ પદાર્થોના વર્ણનોને નિરર્થક સમજતા, એ આવા ગ્રંથ ઉપરથી સમજાય છે. આ ગ્રંથ સમજાવે છે કે આ લોકના સુખભોગમાં મનુષ્યને કદાપિ પરિપૂર્ણતા ભાસતી નથી. જેમ જેમ તેની પછાળ માણસ વધારે દોડે છે તેમ તેમ તૃષ્ણા વધતી જાય છે. અને આવા ગ્રંથ તે તૃષ્ણાનો તિરસ્કાર કરી આત્મામા સંતોષ માનવારૂપ બ્રહ્મોપદેશ કરે છે અને તેજ સર્વથા યોગ્ય છે. મણિરત્ન-માળામા પણ કહે છે કેઃ—

" तृष्णाक्षयः स्वर्गपदं किमस्ति. "

છોટાલાલ નરભેરામ ભટ્ટ.

---

# કેવળપુરી કૃત કવિતાના વિષયો.



# કેવળપુરી કૃત કવિતા.

## કૃષ્ણલીલાકો અંગ.




### ( મંગળાચરણ )

**સવૈયા.**

નમું હું ગૌરીસુત ગજાનન, નિર્મળ શુદ્ધ બુદ્ધ જો નારી;
સર્વે દેવ આધે ગુણ સેવત, વિઘ્નવારન મુંસે અસવારી.
ચૌદ લોક ચરાચર ચેતન, મત સમત બુદ્ધિ કરે મારી;
કેવલ રૂપ કરો કરુણાકર, ભીતર મોયે ભરૂંસો ભારી.

શારદ માત સનાતન સેવત, દેવત દાન અભેધન દેવી;
પૂતર હેત કરી રસ પાવત, સુર અસુર તને માત સેવી.
રટતાં રામ દેજે મુને ધારન, [1]લક્ષ અલક્ષ પૂજા મન લેવી;
વાણી વિલાસ કરે સત કેવળ, ત્રિગુણ માંહી રમે ગત તેવી. ૨

---

૧. ગ્રંથના આરંભમાં કવિ નમસ્કારાત્મક મંગળ કરે છે. ( કવિ મૂળ હિંદુસ્તાની હોવાથી હિંદી પ્રયોગ ઘણા લીધા છે. ) ગૌરીસુત-પાર્વતીનો પુત્ર-ગણપતિ. શુદ્ધબુધ-સિદ્ધિબુદ્ધિ આધે-વગેરે કે આરંભમાં. વિઘ્નવારન-વિઘ્નવિનાશક. મુંસે-મુષક, ઉંદર ચૈતન-ચૈતન્ય. મત સમત-મતિ સુમતિ તમારી બુદ્ધિરૂપી નારી મતિને સુમતિ કરે. કેવલરૂપ કૈવલ્યરૂપ, બ્રહ્મસ્વરૂપ. ભીતર-અંદર, હૃદયમાં મોયે-મને. ૨ શારદ-શારદા, સેવત-સેવે છે. દેવત-આપે છે. અભેધન-અભયરૂપ ધન. પૂતર-પુત્રને. પાવત-પાય છે. ધારન-ધારણ. લક્ષ-લક્ષ્ય. અલક્ષ-અલક્ષ્ય. ત્રિગુણ-( સત્વ, રજ અને તમ ) ત્રણ ગુણ. ૧. લક્ષ્ય-કાર્ય; અલક્ષ્ય કારણ. કાર્યરૂપ જગત્ અને કારણરૂપ બ્રહ્મ. જગતના પદાર્થો વડે નિર્ગુણ બ્રહ્મની હું પૂજા કરૂં છું તે મનમાં લેવી ઘટે છે.

ગુરૂકો ગુણ અગોચર ગાવત, પરમ ગુરૂ વિના પાર ન પાવે;
શેષ મહેશ ગુરૂજીને સેવત, ગંધ્રવ સંત ગુણીજન ગાવે,
[1]ભેદ અભેદ દેવે ઘટભીતર [2]અમર ખેલ રમી ઘેર આવે;
કૃપાદૃષ્ટિ ગુરૂ કેવળ જો કરે, નરનારી એહુ ઉદર નાવે. ૩

## કૃષ્ણલીલા.

કલા કેશવની શું કહું કેવળ, [3]શબ્દ શામ રંગે ગત સોહી,
જીવ ઉદ્ધારન તારન જીવન, એક અનેક વિવેકી જો [4]ઓહી.
[5]વરણ ચાર વાણી વદે વિઠ્ઠલ, મોહન રંગ ખેલે જુગ મોહી;
ગોપ ગોવાળ ગાયો સંગ ગોવિંદ, જાદવની ગતે જાદવ જોહી. ૪

[6]ગૌલોકકે પાર [7]ગૌલોક ગાજત, કૃષ્ણ સ્વામી રૂપ ભૂપ કહાવે;
અકલ સ્વરૂપ આદ્ય અવિનાશી, એક અનેક ખેલનકું આવે.
પૂરણ બ્રહ્મ ચરાચર વ્યાપક, લાલન દેન ગુણાતીત લાવે,
કૃષ્ણ ને શ્યામા ભજો મન કેવળ, ભક્તિનો રસ અગોચર ભાવે. ૫

પાળ તો પાળ ને પાળતો પ્રીતમ, ગોવિંદ નામ ભૂમિ વ્યોમ ગાજે;
ભાળ તો ભાળ ને ભાળતો ભૂધર, લાલનકે નેન લાલન લાજે.
જુગમાં એક તુહી સત જીવન, સરવ દેનના શિરપે સાજે;
કૃષ્ણનું નામ ભજો મન કેવળ, [8]બોલતહે ઘટ નોબત બાજે. ૬

---

૩ અગોચર–ઇંદ્રિયોથી પામી ન શકાય તે. પાવે–પામે. ગંધ્રવ–ગંધર્વ. દેવે–આપે. ઘટ–દેહ. નાવે–ન આવે. ૪ શબ્દ–શબ્દ શામ–શ્યામ; કૃષ્ણ. સોહી–તે. ઓહી–એજ. એક અનેક–એક છતા અંતર્યામીરૂપે સર્વમા રહેલો છે માટે અનેક વરણ–વર્ણ. જુગમોહી–જગતમા કે જુગને મોહ પમાડીને ૫. ગાજત–ગાજે છે. પાળતો–પાળે સો. વ્યોમ–આકાશ. ખેલનકુ–રમવાને લાલન–કૃષ્ણ. શ્યામા–રાધા ૬ તુહી–તુજ શિરપે–માથા ઉપર. સાજે–શોભે બોલતહે–બોલે છે ઘટ–દેહમા.
૧. ગુરૂ ભેદ જ્ઞાનને મટાડીને અભેદ બ્રહ્મજ્ઞાન શરીરમાંથીજ આપે છે ૨ અમર–આત્મા સંસારરૂપી ખેલ રમીને પાછો ઘેર આવે છે–મૂળરૂપે થાય છે. શબ્દરૂપી શામ–ઓમકાર સર્વત્ર રમી રહ્યો છે હે વિવેકી, તુ જો કે ઓહી–એજ એક છે અને અનેક છે. ૫ ચારે વર્ણ જે વાણી વદે છે તે વિઠ્ઠલજ વદે છે. એ રીતે જગતમા મોહન રંગ ખેલી રહ્યા છે ૬ ઇદ્રિયોને લોક–આલોક ૭. ઇશ્વરનુ ધામ–ગોલોક ૮. શરીરની અંદર જે શબ્દ થઇ રહ્યો છે તે એજ બોલે છે. ( અનહદનાદ )

અનંત નામ ગુન રૂપ અલખ,[1] ખલક[2] ખ્યાલ અનંત ખેલાયો,
ગોડિયા રૂપ ધર્યું તેં તો ગોવિંદ, અનંત ખેલ રમનકું આયો;
ખાણ[3] ચોરાશી ખેલે સોઇ ખાવિંદ, ભેદ અગોચર સંતન ભાયો,
કૃષ્ણનું નામ ભજો સત કેવળ, ધણીને ચરણ મનવો ધાયો. ૭

ગિરિધરન અદ્દર[4] ગોપાળન, ઇંદ્ર બાર મેઘ ચઢી આયો,
ગોપ ગોવાળ વ્રજમંડળ ગાયો, પ્રીતમ ખેલ અલૌકિક પાયો;
કંસને મારી આવ્યા કરૂણાકર, મારીને દૈત્યને પ્રાણ સમાયો,
જીવન કેવળ કે' કર જોડી, ગુણ સગુણ તેરી[5] મત લાયો. ૮

## ગોપ ગોપી સંવાદ.

જીવન[6] ખેલ કદી નહિ જાણત, નારંન સંગ રમે નરનારી,
વ્રજમાં આવી ખેલે રંગ વિઠ્ઠલ, ભૂધર ખેલ અગોચર ભારી;
એકીકારા ગોપ ગોવાલન આયે, દ્વાર ન દ્વાર એકી ગિરધારી,
કર્તાકો ખેલ અકલ હે કેવળ, તે ખેનમા સહુ જગત[7] તારી. ૯
ગોવાલકે શિર ગોપાલ ગરજત, ગોપીમા રાધિકા બની છે ગોપી,
નંદઘેર આવી ખેલે નારાયણ, એ ભ્રખુભાણકે આગણ ઓપી;
[8] દેહરૂપ એક દેખ્યામાહે દોઇ, [9]લાલનકી મત લાલન લોપી,
કૃષ્ણનું નામ ભજો મન કેવલ, ધણીનું ચરણ ચિત્તમા ધોપી. ૧૦

---

૭ ગોડિયા-બાજીગર, રમનકુ-રમવાને આયો-આવ્યો. સોઇ-તે ખાવીંદ-ધણી. મનવો-મન. ૮ પાયો-પામ્યો તેરી-તારી લાયો-લાવ્યો. ૯ નારંન-નારાયણ દ્વાર-તરફ દ્વાર ન દ્વાર-પ્રત્યેક બારણે એકી-એકલો. ૧૦ ભ્રખુભાણકે-વૃષભાનુના. ઓપી-શોભી દોઇ-બે ૧ તેના ગુણ અને રૂપ અલખ-અલક્ષ્ય-ધ્યાનમા ન આવે એવા છે ૨ તેણેજ સંસારરૂપી અનંત ખ્યાલ-રમત રમાડી છે. ૩ ચોરાશી ખાણ ચોરાશી લક્ષ યોનિમા તે ખાવિંદજ ખેલી રહ્યા છે. એ અગોચર ભેદ સંત અને લોકોને ભાયો લાગ્યો-ગમ્યો છે અર્થાત્ તે સમજ્યા છે. ૪ ગાયોનું પાલન કરવા માટે ૫ મત ને ઠામે બતલાયો હોત તો એ રીતે તેં તારૂં સગુણ રૂપ બતાવ્યું છે એવો અર્થ થાત, ૬ જગતમા જીવો એ તારા ખેલને કદી જાણતા નથી. ૭ તારી-મોક્ષ પહોચાડી. ૮ રાધા અને કૃષ્ણ એકજ દહે છે, માત્ર બે જણાય છે પ્રકૃતિ પુરૂષ ૯ લાલન કૃષ્ણ પરમાત્માની બુદ્ધિને લાલન રાધા પ્રકૃતિ-માયાએ લોપી છે. અર્થાત્ ચૈતન્ય સહિત જે માયા તે વડેજ ચૈતન્ય આચ્છાદિત થયુ છે. પોતાની પ્રકૃતિના આચરણ વડે આત્મજ્ઞાન થતું નથી. એ ભાન છે. ધોપી-ચોટાડીને.

ગોપી કહે સુણ કાંન ગોવાળીઆ, દેખ તુહી કીયા દિનનો દાણી,
રાજ દેખો તમે કંસ રાજાજીનો, પાશેર એક તારૂં નહિ પાણી;
મૂલક સર્વ છે કંસનો મોહન, જૂઠું બોલે કેમ જાદવ જાણી,
કૃષ્ણુને ગોપી કહે સુણ કેવળ, વિકુલ સત્ય વિચારો તે વાણી. ૧૧

ભૂપ સ્વરૂપ સભી જુગ ભગવંત, માયા છે મારી ને હું છું માયાનો,
ત્રિકમ નામ ભવોભવ તારણ, છાયા છે રામની રામ છાયાનો;
કુલના રાજ્યમાં કૃષ્ણુ કહાવત, પ્રેમ લાગ્યો સતવત પાયાનો,
કૃષ્ણુનું રૂપ અલૌકિક કેવળ, માનિની ભેદ ન જાણે માયાનો. ૧૨

માનિની કહે સુણો મન મોહન, શકિતરૂપ ધર્યો મેં તો સારો,
માયા રૂપી હું સર્વમાં મહાલત, કયા દિવસનો કૃષ્ણુ તું કારો;
દધીનું દાણ તુહી લેવા દોડત, ચાતુર જઈ વન ગાયો ચારો,
કાંબળી કાળી ઓઢો અંગે કેશવ, હુંપદમાં કેમ જુગત હારો. ૧૩

ગોપીઓ બોલ બોલે સહુ ફેકટ, શ્યામ સ્વરૂપ તો આદિ છે સ્વામી,
શિવ ચરાચર છે પુરુષોત્તમ, પૂરણ બ્રહ્મ સેવા સત્ય પામી;

---

૧૧. અહીં કવિ દાણુલીલાનું ઉદાહરણ આપી બ્રહ્મજ્ઞાન સમજાવે છે. ગોપી કહે ઇ૦ નર કૃષ્ણુ ઉત્તર આપે છે. ભૂપ ઇ૦ બધા યુગમાં ભગવાન એજ રાજાનું સ્વરૂપ છે. અર્થાત્ કંસ પણ મારૂં સ્વરૂપ છે માટે કંસનું રાજ્ય એ મારૂંજ રાજ્ય છે. કુળના ઇ૦ યયાતિના કુળના રાજાઓનાં રાજ્યમાંજ કૃષ્ણ યયા કહેવાય છે ( યયાતિના શાપથી યાદવોને રાજ્ય નહોતું એટલુંજ માની ), અને તેથી સતવત ( સાત્વત યાદવ કે ભક્ત ) ને પાયાનો-મેળવવાનો મને પ્રેમ લાગ્યો છે. હું મારા ભકતો જે યાદવ તેમની ઉન્નતિ કરૂં એમ મને ઇચ્છા થાય છે, અને તેથીજ હું કંસને મારીશ; માટે કંસનો ભય મને શું બતાવે છે એ ભાવ છે. માનિની રાધા, રાધા મારી માયાનો ભેદ જાણતી નથી માટે એમ કહે છે એ મર્મ છે. ૧૩. માયા ચૈતન્યમાં ઢાંકીને તેને ભુલાવે છે એ વાત સમજાવે છેઃ માનિની ઇ૦ શક્તિરૂપ પ્રકૃતિનું રૂપ. સ્રીને પણ શક્તિ કહેવામાં આવે છે. કયા દિવસનો ઇ૦ મતલબ કે તારો શો હિસાબ છે ? દધિનું દાણ ઇ૦ અર્થાત્ તું ચૈતન્ય રૂપ આત્મા થઇને ભોગ ભોગવવા દોડે છે માટે તું ગોવાળિયા જેવો મૂર્ખ છે. આત્મા સદા પરિપૂર્ણ છતાં તુચ્છ ને નાશવંત ભોગને ઇચ્છે માટે તેને ગોવાળિયા જેવોજ ચતુર કહીને માયા તેની મશ્કરી શા માટે ન કરે ? કાળી કાંબળી અર્થાત્ જ્ઞાનને ઢાંકનાર તમોગુણનું કાર્ય જડ દેહાદિકને તમે ધારણ કરો. હુંપદ ઇ૦ હું શરીર, હું મન, ઇત્યાદિ અહંકાર રાખીને આત્મસ્વરૂપની પ્રાપ્તિરૂપી જુગત તમે કેમ હારી જાઓ છો ?

દશ અવતાર લીધા છે દામોદર, નંદનો નંદ આનંદકે નામી,
કૃષ્ણનું નામ ભજો સત્ કેવળ, જ્યોતિ સ્વરૂપ છે અંતરજામી. ૧૪
મુખથી શબ્દ સુણો સત્ મોહન, પારકે ઘેર તેં છાશ જો પીધી,
કૂડ કપટ ભર્યો દિલ કેશવ, કામન પારકી નાર તેં કીધી;
માસીને મારી, ખાધું તેં તો માંખણ, દાસી જે કંસની મોટપ દીધી,
કૃષ્ણને ગોપી કહે સુણ કેવળ, નંદને ઘેર પામ્યો નવનિધિ. ૧૫

## (જ્ઞાનોપદેશ.)

### સોરઠા

કદી ન લોપે કાળ, જગત માંહી જીવતાં;
પાણી પહેલી પાળ, કોઇક બાંધે કેવળા. ૧૬
પ્રેમરી બાંધે પાળ, નીર ભરે માંહે નામરો;
તો કદી ન લોપે કાળ, શું કીજે બંદગી કેવળા. ૧૭

### દોહરા.

કીજે બંદગી કેવળા, અવગુણ મૂકો એક;
પરમાત્માને પોખીએ, વાણી શુદ્ધ વિવેક. ૧૮

---

૧૪. કૃષ્ણના પક્ષનો જવાબ, ખરી રીતે જોતાં ગુરુનો ઉપદેશ. ગોપીઓ ઇ૦ આનંદ કે નાગરી આનંદ એવા નામવાળો સચ્ચિદાનંદ. ૧૫. ગોપીવાક્ય. પારકે ઇ૦ પંચભૂતના દેહરૂપી પારકા ઘરમાં રહીને તેં છાશ પીધી-તુચ્છ વિષય ભોગવ્યા. પારકી નાર-બુદ્ધિ, કેમકે તે પણ જડ એવા પંચભૂતના સત્વગુણનું કાર્ય છે. કામન કીધી-કામની કરી અથવા તેને કામણ કર્યું. માસી ઇ૦-સ્પષ્ટ છે. અધ્યાત્મપક્ષે ઘટાવીએ તો માયામાંથી જગતની ઉત્પત્તિ છે માટે માયા એ જીવની મા: અને અવિદ્યા એ માસી. અવિદ્યાનો તેં નાશ કર્યો. જ્ઞાન થાય ત્યારે અવિદ્યા એની મેળે નાશ પામે છે માંખણ ખાધું-સાત્વિક પ્રેમ વધાર્યો દાસી-કુબ્જા (અધ્યાત્મ પક્ષે) તપશ્ચર્યાદિ સાધન નંદ (અધ્યાત્મ પક્ષે) ગુરૂ. નવનિધિ-જડચેતનનો વિવેક. ૧૬. જો પાણી પહેલી પાળબાંધે-જીવતા જે જ્ઞાન પ્રાપ્ત કરે તો કદી કાળ લોપે નહિ ઇ. સ્પષ્ટ છે ૧૭. પ્રેમરી-પ્રેમની (મારવાડી પ્રયોગ) નામરો-નામનું-નામરૂપી. ૧૮. એક 'હું જીવ છું' એવો ભ્રમ રૂપી એક છોડી દો.

કરીએ સાધન કેવળા, પંખી એહાં પાળ;
વૃક્ષ બાંધ્યો વ્યોમ જ્યું, દયા સ્વરૂપી ડાળ. ૧૯

સમજો ગુરૂની સાનમાં, શબ્દજ પરખો સાર;
સુરત નુરત તમે સેવતાં, પળમાં ઉતરો પાર. ૨૦

માન સરોવર મા'લના, હંસા એક હજાર;
ચિતવ્યાં મોતી ચુગતા, ધણી અલખ આધાર. ૨૧

જ્ઞાન અગોચર ગાય છે, હરખ પ્રેમકો હોજ;
હરિ ભજે મન હંસલા, મહાગતિ સત્ મોજ. ૨૨

મોજ મનમાં બહુ માણતા, ફીકર મૂકી ફંદ;
ભજન કરે તે ભાવશું, અમર ધ્યાન આનંદ. ૨૩

કરતા કીર્તન હરિકથા, પ્રેમ સત્ ભરપૂર;
સંત સમાગમ વાણી સદા, નિર્મળ વ્યાપક નૂર. ૨૪

નીર લ્હેરે લેપે નહિ, સત્ ચિદ્ આનંદ સોય;
પ્રીત કમળ રવિ પખે, હેત એવો મન હોય. ૨૫

---

૧૯. કરીએ ઇ.–કેવળપુરી કહે છે કે આ સંસારમાં જન્મીને ઇશ્વરને ઓળખવાના સાધન કરવાં જોઇએ. એ સંસારરૂપી વૃક્ષ આકાશ સરખું ( અનંત ) રચાયું છે અને તેની પાળે ડાળે પંખી રૂપી જીવો બેઠા છે, એ વૃક્ષની એક ડાળ દયારૂપ છે એટલે જે સદ્‌ગુરૂને શરણે જાય, છે તે તેની દયાથી મુક્ત થાય છે. ૨૦. સુરત–સુરતા ધ્યાન, સગુણ 'બ્રહ્મનું' ધ્યાન તે સુરત કહેવાય છે. અને નિર્ગુણ બ્રહ્મનું ધ્યાન તે નુરત કહેવાય.છે. નિર્ગુણ બ્રહ્મનું સ્વરૂપ જ્ઞાન રૂપી પ્રકાશમય છે. તેથી તેને ' નુર '–' તેજ ' રૂપી કહે છે અને તેના ધ્યાનને ' નુરત ' કહે છે. અર્થાત્ પ્રથમ સગુણનું ને પછી નિર્ગુણનું ધ્યાન કરતા તમે જલદીથી મોક્ષ પામશો.' ૨૧. માન સરોવર—અખંડાકારવૃત્તિરૂપી માન સરોવર. હંસા–પરમ હંસો–જ્ઞાનીઓ. એક હજાર અર્થાત્ અનેક હંસો મોતી ખાય છે એમ કહેવાય છે, તેમ આ જ્ઞાનીરૂપ હંસો મન ઇચ્છિત મોતી પરમાનંદરૂપ ભોગવે છે. કોને આધારે ? ધણી ઇ૦—અલક્ષ્ય ( બ્રહ્મ ) ધણીને આધારે. ૨૨. જ્ઞાન સ્વરૂપી બ્રહ્મ અગોચર છે. ઇંદ્રિય ગમ્ય નથી. તે બ્રહ્મ હર્ષ અને પ્રેમનો ભંડાર છે. હે મન હંસલા ! એ હરિને તું ભજ. ૨૫. જેમ જળમા લ્હેરો થાય છે તે જળથી જુદી નથી માટે લ્હેરો પડે જેમ કાંઈ નાશપામતું નથી. તેમ સચ્ચિદાનંદ રૂપ બ્રહ્મ આ જગત રૂપ લ્હેરો વડે લેપાતું નથી. સંત પુરૂષોને જેમ કમળ અને રવિને પ્રીત હોય છે તેમ બ્રહ્મને વિષે હેત હોય છે.

## ચંદ્રાયણા પ્રારંભ.

સત્ છે બંદગી સાર, કરી લ્યો કોઇ રે;
પ્રેમ ઉતારો પાર, હરિજન હોઇ રે. ૨૬

હંસ સેવે હંસ હોય, ગુરૂગુણ ગાવ રે;
શીલ સંતોષ સ્વભાવ, નિરંતર નાવ રે. ૨૭

પળમાં ઉતરે પાર, પળે સત્ પૂર રે;
સમર કેવળ શ્યામ, નરહંસ નુર રે. ૨૮

જગત માથે જોર, કરો નહિ કોઇ રે;
આત્મ સ્વરૂપ અનેક, દેખો મત દોઇ રે. ૨૯

એકથી દીવા અનેક, ભણે સત્ ભેદ રે;
સમર કેવળ શ્યામ, વદે નામ વેદ રે. ૩૦

ચારૂ જો વેદ વિચાર, વાણી સત્ વાત રે;
પરકિ પાર પરમ, જીવ શિવ જાત રે. ૩૧

એ બન્ને રૂપ છે એક, ભ્રાંતિએ ન ભૂલીએ રે;
ઉપજે જાયું અલપાય, દેખી નહિ ડૂલીએ રે. ૩૨

---

૨૬. પ્રેમ ઇ૦—તમે પ્રેમ કર્યો છે તો તે પાર ઉતારો, પૂરો કરો. ૨૭. નાવ—હોડી. ૨૮. પળે ઇ૦—જે સત્ રૂપી પૂરમાં પળે છે, ભજનમાં ચંપાવે છે તે પળમાં મુક્ત થાય છે. નરહંસ—નરરૂપી હંસ-જીવાત્મા. શ્યામ ( પરમાત્મા ) એ જીવનું નૂર છે. ૨૯. જગત ઇ૦—જગતને જોઇને તેના ઉપર કોઇ જોર કરશો નહિ તેને સત્ય માની કહેશો નહિ. જે કાંઇ અનેક દેખાય છે તે એક આત્માનાં સ્વરૂપ છે, તેને તમે બે રૂપે જોશો નહિ. દ્વૈત ન જોતા અદ્વૈત જોજો. ૩૦. ત્યારે અનેકતા શી રીતે થઇ તે કહે છે: એકથી ઇ૦—જેમ એક દીવાથી અનેક દીવા થાય છે તેમ ૩૧. ચારૂ—સુંદર. સરસ. પરક ઇ૦—જીવ શિવ થઇને પરા વાણીની પાર જે પરમ પદ છે ત્યાં પહોંચી જાય છે પરા, પશ્યંતી, મધ્યમા ને વૈખરીમાંથી 'પરા' એ સૂક્ષ્મમા સૂક્ષ્મતમ છે બ્રહ્મનું સ્વરૂપ પણ તેવું સૂક્ષ્મતમ છે. ૩૨. બન્નેરૂપ—જીવ અને શિવ. ઉપજે ઇ —જેમ ઉપજે છે તેમ અલપાય છે નાશ પામે છે અર્થાત્ શરીરાદિ ઉપજે છે ને નાશ પામે છે તે દેખીને જીવ પણ જનમતો મરતો હશે એમ ધારવું નહિ. ડૂલીએ-ગોટાળામાં ( ન ) પડી જવું.

પંડમાં સત્ સ્વરૂપ, અનુકો આશરો રે;
સમર કેવળ શ્યામ, પીયુકો પાસરો રે. ૩૩

પીયુ છે પંડમાં પાસ, બાહેર બોલતો રે;
શબ્દ વાણી છે શ્યામ, દ્વાદશ ડોલતો રે. ૩૪

શબ્દ સોયે શબ્દ, સુરતમાં સાર રે;
નુરત દુજી છે નાર, ત્રીજી ધૂત તાર રે. ૩૫

એના ઉપર આપ, આનંદી ઉરમાં રે;
સમર કેવળ શ્યામ, નિરંજન નૂરમાં રે. ૩૬

નિરંજન રૂપ નરાટ, બપો ફી ભાત રે;
તાત નહિ કોઇ તન, માનું નહિ માત રે. ૩૭

સલ સૂતર સ્વરૂપ, બોલે એક બંબ રે;
સમર કેવળ શ્યામ, ગુરૂ સત્ ગમ રે. ૩૮

---

૩૩. અનુકો-હનોકો-એનો પાસરો-ઉપાશ્રમ-સમીપમાં રહીને આશ્રમ આપવો તે. ૩૪ પિયુ-ધણી, પરમેશ્વર. બાહેર ઇ૦ જે બહાર બોલે છે તેજ એ પરમાત્મા છે. શબ્દ ઇ૦ શબ્દ રૂપી જે વાણી બોલાય છે તે શ્યામ-પરમેશ્વર છે. અર્થાત્ પરમેશ્વરવડે તે બોલાય છે કાર્યમાં કારણનો આરોપ ગૌણ રીતે કરવામાં આવે છે. દ્વાદશ-દોદશ ( દશદિશનો અપભ્રંશ ) ચારે તરફ. ૩૫. શબ્દ-ઓમ્ એ શબ્દ બીજા બધા શબ્દોમાં ઓંકાર શબ્દ (અ+ઉ+મ એમ આખો શબ્દ સમજવો ) સુરતમા ( ઇશ્વરના સગુણ રૂપમા ) સારભૂત છે. નુરત ઇ૦ એ ઓમકારની અર્ધમાત્રા તે નુરત છે. (ઇશ્વરનું નિર્ગુણ રૂપ એ), ત્રીજી ઇ૦-ત્રીજી જે ધૂન (ધ્વનિ) જેમ ઘંટ વાગ્યા પછી તેનો રણકારો કાનમા રમ્યા કરે છે તેમ ઓમના ઉચ્ચારણ પછી જે ગણગણાટ રૂપ ધ્વનિનો તાર લાગી રહે છે, એ બ્રહ્મની ત્રીજી નાર છે-અર્થાત્ એ ત્રણ બ્રહ્મના સ્વરૂપ ઇંદ્રિયગમ્ય થાય છે. બ્રહ્મનું ઇંદ્રીયાતીત સ્વરૂપ તો તેની પણ પાર છે ૩૬ મી કડીમાં કહેલ. ૩૬. એના ઉપર ઇ૦-સુરત, નુરત ને ધૂતના ઉપર, અથવા ૐ નો સ્પષ્ટ ઉચ્ચાર અર્ધમાત્રા અને તારધ્વનિ એ ત્રણની ઉપર આપ-પરમાત્માનું સ્વરૂપ છે. વેદમા પરમાત્માના સ્વરૂપને વિદિત અને અવિદિતથી ઉપર કહ્યું છે ૩૭. નરાટ -કેવળ,( ? ) ' નરાતાળ ' નું ટુંકું રૂપ હોય. ૩૮ સલ ઇ૦-આત્મા સહલ અને સૂતર સ્વરૂપ છે અર્થાત્ તેનુ સ્વરૂપ જાણવાને કાઇ મહેનત પડે એવું નથી કેમકે બોલે ઇ૦-જે એ, બમ્ બમ્ બોલે છે-જેથી નાદ થાય છે-શરીરમાં અનહદ નાદરૂપે ગાજે છે-તે એક તેજ આત્મા છે અથવા બધે જે એક ' બમ્ ' એમ બોલી રહ્યો છે તેજ એક સૂત્ર રૂપ આત્મા સઘળા દેહોમા છે તે સહેલથી જાણી શકાય એમ છે.

નગુરા સાથે નેહ, કદી નહિ કીજિયે;
સુગરાં સોબત સાચ, પ્રેમરસ પીજિયે. ૩૯

સાચા હરિ ગુરૂ સંત, બેઠો નહિ સોબતી;
પર નિંદાશું પ્રીત, ગેરી સંગ મોબતી. ૪૦

ગુમાર સંગે ગોઠ, કરે તે કુતરા;
મૂતા બાપ કે મુખ, માથે જાય મૂતર્યો. ૪૧

તાત જાણે નહિ તંત, હું તે કુણ હર રે;
કેશવનો કિરતાર, નારી કુણ નર રે. ૪૨

આદમ કુણ અલખ, જાણું નહિ જીવ રે;
જ્ઞાન જાણું નહિ ગુણ, સોઢી કોણ શિવ રે. ૪૩

રંગ જાણું નહિ રૂપ, ભૂપ કોણ ભાત રે;
કોણ સ્વરૂપ કેવળી, નામ કોણ નાત રે. ૪૪

નાત નહિ જે અનાત, નાઠી વાકે નામ રે;
જીવ નહિ ગુણ જાત, રમે સત્ રામ રે. ૪૫

દેવ રહિત દેદાર, જનુકા જાણુ રે;
શબ્દાતીત સ્વરૂપ, ધરે સત્ ધ્યાન રે. ૪૬

---

૩૯. નગુરાં-ગુરૂ વગરનાં. સુગરા-ગુરૂવાળા ૪૦. સાચા ઇ૦-જે માણુસ સાચા હરિ, ગુરૂ અને સંતની સૌબતી-સોબતે બેઠો નહિ; જેને પર નિંદામાં પ્રીત છે; જેને ગેરી ( સ્ત્રી ) સાથે મોબતી-મહોબત છે, અને-૪૧ ગુમાર ઇ૦-ગુમારની સાથે ગોઠ ( ગોષ્ઠી )-મતલબ કે ભાઇબંધી કરે છે તેને કુતરા જાણવા. જાય મૂતર્યો- મૂતર્યો જાય. ૪૨. તાત ઇ૦-આત્માના તાતનો તંત ( છેડો) કોઇ જાણે નહિ; હું કોણ છું ને હર ( ઇશ્વર ) કોણ છે તે પણ કોઇ જાણતું નથી. વળી કેશવનો-પરમેશ્વરનો કિરતાર કોઇ છે એમ કહેશો તો તે કોઇ નારી છે કે નર છે, તે બતાવો ! ૪૩ આદમ ઇ૦-આદમ, અલખ અને જીવ કોણ છે તે હું જાણતો નથી. અર્થાત્ તેને કોઇ જાણી શકતું નથી વળી તેનું રૂપ, રંગ અને તે કયી ભાતનો ભૂપ ( જગતનો રાજા ) છે તે પણ હું જાણતો નથી. જ્ઞાન ઇ૦-તેનું જ્ઞાન, તેના ગુણ અને તે શિવ પણ કોણ છે તે હું જાણતો નથી. સોઢી-ને. ૪૫ નાત ઇ૦-તેને કોઇ નાત નથી પણ તે અનાત-નાત વગરનો-છે. જીવ ઇ૦-જીવને ગુણ કે જાત નથી, પણ જીવ રૂપે તો સતરામ સઘળે રમે છે. ૪૬. દેવ ઇ૦-દેવ ( ઇંદ્રિયો ) દેદાર-સ્વરૂપ. જેનું સ્વરૂપ ઇંદ્રિયો રહિત છે. ધરે ઇ૦-તે શબ્દાતીત સ્વરૂપનું સત્પુરૂષો ધ્યાન ધરે છે.

ગુરૂપ્રસાદ અગમ, સુજે સખી સત્ત રે;
સમર કેવળ શ્યામ, દેવ ગુરૂ દત્ત રે. ૪૭

દેવ ગુરૂ સત્ છે દેવ, મતા મત મૂકીએ;
જોયે અનાદિ જોગ, ચાર ખાણુ ચૂકીએ. ૪૮

ગુણાતીત ગોવિંદ, અવિનાશી ઓઇ એ;
બુંદ નાદકે બીચ, સેવો સત્ સોઇ એ. ૪૯

નામ વડાઇ નિશાન, ધણી સોઇ ધાર રે;
સમર કેવળ શ્યામ, પારકે જો પાર રે. ૫૦

## દોહરા.

કલજુગમાંહી કેવળા, જાણી વાત અજાણ;
✓ જીવતાં બૂડે જલમાં, મૂઆ તરે મેહેરાણ. ૫૧

જે પંચ નહિ જીવતા, મૂઆ પંચનકે માંય;
મૂઆ જીવતા દોઉ મટે, નર તરવું ડૂબવું નાંય. ૫૨

---

૪૮. ચાર ચાર ઉદ્ભિજ, સ્વેદજ, અંડજ અને જરાયુજ. ૪૯. બુંદનાદકે બીચ ષટ્ ચક્ર ધારણામાં છેલ્લું સહસ્ર પાંખડીનું કમલ મસ્તકમાં બ્રહ્મરંધ્રની નીચે છે અને તેમાંથી અમૃતનું બિંદુ ઝરે છે. અર્થાત્ બુંદનું સ્થાન બ્રહ્મરંધ્ર આગળ છે. અને અનહદ નામ જે કાન બંધ કરવાથી સંભળાય છે તેનું સ્થાન નાભિમાં છે. એ બેની વચ્ચે હૃદય છે હૃદયાકાશમાં જે પરમાત્મા રહેલા છે, તેને સેવો તે સત્ છે. ૫૦. નામ ઇ૦ તેનું નામ મોટું છે. એ તેનું નિશાન ઓળખ છે. પારકે પાર-પારની પાર. ઇંદ્રિયોની પાર મન છે, તેની પાર બુદ્ધિ છે, અને તેની પાર તે પરમાત્મા છે. જુઓ ગીતા. इन्द्रियेभ्यः परा ह्यर्थाः ઇ૦ ૫૨. જે પંચ ઇ૦-જે પાંચ વિષય ભોગવે છે તો તેઓ જીવતા નહિ પણ મૂએલા છે, અથવા-જે પંચ વિષય નહિ-નથી ભોગવતા તો તેઓ જીવતા છે. જીવન્મુક્ત છે. મુઆ ઇ૦-જેઓ પાંચ ઇંદ્રિયોના વિષયોની માહે રચ્યા પચ્યા રહેલા છે તેઓ મુએલા છે, અથવા-જેઓ પંચનકે-પંચમા-જગતમાં ચતુર છે તેઓ મૂઆ જેવા છે. સરખાવો શ્રી ભગવદ્ ગીતા. या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी । यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः । જેઓ પંચ-

## ભૂતકો અંગ.

### શ્રીગુરુ ઉવાચ.

#### ઝૂલણા છંદ.

[૧]ભૂતના નામથી [૨]ભૂત પેદા થયા, [૩]ભૂતમાં શુદ્ધ [૪]અવધૂત ભાઇ;
[૫]ભૂત પાંચ ઉપજે મળી જશે ભૂતમાં, [૬]ગુણ ભૂત હોય નિજ ગુણ ગાઇ;
[૭]ભૂતમાં બ્રહ્મ છે બ્રહ્મમાં ભૂત છે, [૮]લક્ષ અલક્ષ દો ભૂત લાઇ,
[૯]ભેદ અભેદ બેઉ સત્ છે ભૂતથી, ખરી કહે કેવળો સમ ખાઇ. ૧

નરખ ભૂત અવની, ભૂત જો નીર હે, તેજ ભૂત વાયુ તે પંડ તેરો,
એહી ભૂત ચારમાં ભૂત આકાશ છે, [૧૦]સત ભૂત બોલતે શબ્દ [૧૧]સેરો;
નર અને નાર બે ભૂતસેં નરખ લે, ફરે હરે મરે જાય ભૂત ફેરો,
જીત અજીતં જો ભૂતકી જુગતી, [૧૨]દેહી ધરી કેવળા ભૂત ડેરો. ૨

ભૂતની વાત તો ભૂત જાણે ભલી, ભૂતની સૂરતી ભૂત ભેદા,
માયામાં ભૂત છે ભૂતમાં આ મન, સૂપનકુ મારકે ભૂત છેદા,

---

નમાં-પાંચ વિષયોમા મુઆ છે-પાચ વિષયો જેમણે તજ્યા છે, તેઓનુંજ (મુઆં જીવતાપણું-બન્ને વાના મરી જાય છે, તેમને તરવું કે ડૂબવું રહેતું નથી.)

૧ અવ્યાકૃત. ૨. પ્રાણી માત્ર. ૩. પ્રાણીમાત્રમાં કે પંચ મહાભૂતોમા અર્થાત્ ઉત્પન્ન થયેલી સૃષ્ટિ માત્રમાં. ૪. ઇશ્વર-ભૂતની ઉપાધિ વગરનો અવધૂત જેણે તમામ ઉપાધિઓ છોડી દીધી છે તે. ૫. જગત્ પાંચ ભૂતથી ઉપજે છે અને તેનો લય પણ તે ભૂતમાંજ થાય છે ૬. ગુણ ઇ૦-જે સાત્વિકાદિ ગુણમાંથી જે ભૂત (પૃથ્વ્યાદિ) ઉત્પન્ન થયું હોય તે તે ભૂતમાં તે ગુણ દેખાય છે એ ભાવ છે. ૭. ભૂતાત્મક સૃષ્ટિમા બ્રહ્મ સર્વત્ર વ્યાપી રહેલું છે. તેમજ બ્રહ્મમાં અધ્યાસ રૂપે આખું જગત્ છે. ૮. લક્ષ્ય-જગત્. અલક્ષ્ય-બ્રહ્મ. બ્રહ્મને પણ મહાભૂત કહેવાનો રિવાજ શાસ્ત્રોમા છે ૯ એ ભૂત પ્રત્યક્ષ છે માટે બ્રહ્મથી જગતનો ભેદ સિદ્ધ થાય છે અને એ ભૂત બ્રહ્મમાં કલ્પિત હોવાથી ભૂતનો બ્રહ્મ સાથે અભેદ સિદ્ધ થાય છે. માટેજ કેવળપુરી કહે છે કે ભેદ અભેદ ઇ૦-. ૧૦. સતભુત-આત્મા. ૧૧. સેરો-શ્રવણ કરો (?) (શ્રવણો કે સેર-હોય?) ૧૨. દેહી ઇ૦-દેહી-જીવ. જીતે ભુતરૂપી દેહ (દેહ) ધારણ કર્યું

દેવ દેવી સદા ભૂતમાં દેખી લે, વાણીમાં ભૂત છે બ્રહ્મ વેદા,
સત્ય કર કેવળા ભૂતની સંગન્યા, ખોજ હરખ શોક મદ માન ખેદા. ૩

વૃક્ષમાં બીજ છે બીજમાં વૃક્ષ છે, વૃક્ષ ઓર બીજ તો એક વેહી,
કનકમાં ઘાટ છે ઘાટમાં કનક છે, કનક ને ઘાટ તો એક કેહી;
બ્રહ્મમાં ભૂત છે ભૂતમાં બ્રહ્મ છે, જીવ અને શિવ તો એક જેહી;
સત્ જો કેવળા બ્રહ્મની સંગન્યા, તત્વાતીત રૂપ તે બ્રહ્મ તેહી. ૪

હરખમાં શોક છે શોકમાં હરખ છે, હરખમાં હરખ સો નામ હેરા,
મદમાં માન છે માનમાં મદ છે, માન મદ પીએ સો સત્ મેરા;
માહરો હોઇને મુજને જે ભજે, ગગનના જ્ઞાનમાં મન ઘેરા,
દાસ કેવળ સત્ કર તું બંદગી, તુજ જો તુજમાં રૂપ તેરા. ૫

## સવૈયા.

ભૂત કરે અબધૂત ભલાઇને, ભૂત કરે સબહી શૂન ભેળા,
ભૂતની વાત કરે જગ ભાવત, ચૈતન ભૂત હુવા ગુરૂ ચેલા;
બોલત ભૂત સબી ઘટ બંધન, સંધન બંધન શબ્દ સેલા,
સ્વામી સેજ્યાપુરી છે બ્રહ્મસાગરા, મેર સમેર કીયે જન મેલા. ૬

---

૩. શરીરાદિ ભૂતની વાત મનરૂપી ભૂત જાણે છે તે મનરૂપી ભૂતની સુરતી–એકાગ્રતાથી ભૂતનો ભેદ થાય છે એટલે પંચ મહાભૂત રૂપી સંસારનો બાધ થાય છે. દેવ દેવી વગેરે પણ પંચ ભૂતમાંજ રહેલાં છે. બ્રહ્માના કહેલા વેદ એ પણ વાણીમાં ભૂત રૂપ છે. કેવળપુરી કહે છે કે એક વાર તું તની સંજ્ઞાને સાચી માની લે અને પછી તને હરખ, શોક વગેરે પ્રાપ્ત થાય છે કે નહિ તે તું ખોજ–મતલબ કે જો. અર્થાત્ સંસારને સત્ય માનવાથીજ દુઃખાદિ પ્રાપ્ત થાય છે. ૫. ગગનમાં–અર્થાત્ શૂન્ય શિખરમાં–સમાધિમાં ૬. ભૂત (જડ ત) જ્યારે અવધૂતમાં–બ્રહ્મમાં ભળી જાય છે અર્થાત્ બ્રહ્મમાં ભૂત કલ્પિત છે એવું જ્ઞાન થાય છે, ત્યારે તે પણ અવધૂત રૂપ થઇ જાય છે. વળી મન રૂપી ભૂત સર્વને શૂન્ય ભેગા કરી દે છે અર્થાત્ સમાધિમાં કાંઇજ પ્રતીત થતું નથી એવી સ્થિતિ કરી દે છે. ભૂતની વાત ઇ૦–જગતની ભાવનાથી ભૂત સત્ય કરે ૭. ભૂત સત્ય છે એવી વાતો જગતને ભાવે છે. ચૈતન્યરૂપી મહાભૂત જગતરૂપી ભૂત થયું છે, તેથી તે ઇશ્વરરૂપી ગુરૂ મટીને જીવરૂપી ચેલો થયો છે. બોલત ઇ૦–બધા (શરીર) રૂપી બંધનમાં જે બોલે છે તે પણ ભૂત (આત્મા) છે. શું બોલે છે ?–ભૂતોનું સંધાન કરવું. ભૂતોથી શરીર બંધાવું, વગેરે સહેલા શબ્દો ભૂત બોલે છે. સેજ્યાપુરી ગુરૂ બ્રહ્મસાગર રૂપ છે, તેમણે મેલા

## શિષ્ય ઉવાચ.

ગુણ તે કોણ છે કહો ગુરૂ જ્ઞાનમાં, ભૂત તે કોણ છે ભેદભાવે,
બ્રહ્મ તે કોણ છે પાચ તનમાતરા, ઇંદ્રિ દશી કોણ છે અર્થ આવે;
નામ રૂપ ગુણ તે કોણનાં નિરખીએ, પચીસુ ભેદ તે મન ભાવે,
મૂરખ જડ કેવળો ખુઝે છે મરમની, ખેતી કરે કોણને કોણ ખાવે. ૭

## શ્રી ગુરૂ ઉવાચ.

બ્રહ્મમાં પુરુષ છે પુરુષમાં બ્રહ્મ છે, પુરુષથી પ્રકૃતિ જો નાર પાઇ,
નારીને દેખીને મહાતત્વ ઉપજે, એ ચાર દેખ અહંકાર આઇ,
અહંકારથી અક્ષર બીજ ઉપન્યો, ગુણ ત્રણ ઉપજ્યા ગુણ ગાઇ,
પંચભૂત માંત્રા તમોગરૂડે પ્રગટે, દશ ઇંદ્રિ જો રાજસે દોઇ. ૮

મન બુદ્ધિ ચિત્ત અહંકારને મેળવે, સાત્વિક ગુણ તે અંત સાઇ,
બુદ અને નાદથી બ્રહ્માડ પંડ બાંધિયા, પંડમા કેવળા વસ્તુ પાઇ; ૯

## શિષ્ય ઉવાચ.

પંડમા હોય તો પડે નહિ પૂતળી, દેહપાર હોય તો સર્વ દેખે,
એ બેઉ પાર તે કોણ છે આતમા, પ્રકટ જો પૂતળી રૂપ પેખે;

---

(પાપી) માણસોને પણ મેરૂ અને સુમેરૂ કરી મૂક્યા છે ૭ કર્મ કોણ કરે છે ને તેનું ફલ કોણ ભોગવે છે ? ૮ પ્રકૃતિ-પુરૂષના સ્વભાવ રૂપ માયા નારીને ઇ૦-માયામાથી મહત્તત્વ થયુ મતલબ કે પ્રકૃતિ બુદ્ધિ રૂપે થઇ એક માણસમા જે તત્વને બુદ્ધિ કહેવામા આવે છે તેજ તત્વ જ્યારે આખા વિશ્વનું કહેવુ હોય ત્યારે 'મહત્તત્વ' કહેવાય છે બ્રહ્મ (કેવળ ચૈતન્ય) પુરૂષ. (માયાધારી ઇશ્વર, પ્રકૃતિ અને મહત્તત્વ, એ ચારને જોઇને પછી અહંકાર થયો-'હું' એવી બુદ્ધિ ઉત્પન્ન થઇ અહંકારમાથી અક્ષર માત્રનો બીજ રૂપ ઓમકાર ઉપજ્યો. તે ઓમકારમાથી ત્રણ ગુણ ઉપજ્યા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ એ પાચ ભૂતમાત્રા તમોગુણમાથી ઉપજી, રજોગુણમાથી પાચ જ્ઞાનેદ્રિય ને પાચ કર્મેદ્રિય મળીને દશ ઇદ્રિયો ઉપજી દોઇ-આપી રજોગુણે આપી.

૯ મન ઇ૦ સત્વગુણમાથી ચાર અંતકરણ થયા એ ભાવ છે. બુંદ ઇ.- જે રીતે સમષ્ટિ બ્રહ્માડ બુદ ને નાદથી ઉપજ્યુ છે તેમજ વ્યષ્ટિ શરીર પણ તેથીજ ઉપજ્યું છે. વસ્તુ-આત્મારૂપ વસ્તુ.

ઓહં સોહં સંગન્યા કયમ જાણું ઉરમાં;લખ્યા વિના લેખ તે કોણ લેખે;
કળારૂપ વારતા બૂઝે સત્ કેવળો, વાણી વેદ ને ન વૈરાટ વેખે. ૧૦

## શ્રીગુરુ ઉવાચ.

સત્ બોલ સત્ બોલ મુખથી સુવટા, મત ભૂલ મૂરખા દેખ માયા,
મોહંકાર આધેથી પકડ લે સંગન્યા, ઓંકાર અક્ષર બીજ આયા;
એ દોનું બીચમા સાક્ષી છે આતમા, સેજ કોટિક બ્રહ્માંડ છાયા,
કયમ તું શોચ કરે છે કેવળા, પંડ બ્રહ્માંડ એક વસ્તુ પાયા. ૧૧

---

૧૦. શિષ્ય પ્રશ્ન કરે છે પંડમા ઇ૦-જો આતમા પંડમાં( દેહમાં ) હોય તે પૂતળી ( દેહરૂપી ) પડે નહિ ( મરે નહિ ). દેહ પાર-દેહની બહાર. પ્રકટ ઇ૦-પ્રકટ તો જો દેહનું સ્વરૂપ દેખાય છે તો પછી દેહ કે દેહની બહારની કોઇ વસ્તુ આત્મા ન હોય તો પછી 'આત્મા' તે કોણ છે ? ઓહં સોહં-ઓમ્ તથા સોઽહમ્ ( તે હું છું ). કોણ લેખે ?-શા હિસાબમાં ? લખ્યા વિના ( જોયા વિના ) લેખ ( જે જોવાનું તે ) કલા રૂપ ઈ૦-એ કળારૂપ સત્યવાર્તા જે કેવળપુરી જાણે છે-( અને તે વેદમાં કલા પ્રમાણે જાણે છે. ) કેમકે વૈરાટ ( પંચ મહાભૂતનું સમષ્ટિ સ્વરૂપ )-તથા ઉપરથી 'દેહધારી' એવા અર્થમાં 'વૈરાટ' શબ્દનો પ્રયોગ કર્યો લાગે છે ) કાંઇ વેદ વાણીને વેખતુ ( ઉવેખતું ) નથી. અથવા-વેદ વાણીને તો તેના ખરા અર્થમાં કેવળપુરી સમજે છે વૈરાટને વેપે-સમગ્ર જગતના નામ રૂપધારી વેષમાં વેદવાણીને તે જાણતો નથી, પણ નામ રૂપથી પર અસ્તિ, ભાતિ, પ્રિય રૂપે તે 'જાણે છે.'
૧૧.' સુવાટા-સારી વટવાળા હે શિષ્ય ! 'મત ભૂલ ઇ૦-માયાને જોઇ હે મૂરખા તુ ભૂલ ખાઇશ નહિ. ( પાછળ કહેલું નામ રૂપાત્મક વિરાટ સ્વરૂપ એજ માયા છે ) સોહકાર-તે હું છું એમ જણાવનારો સોઽહ શબ્દ ઓંકાર અક્ષર એ બીજ રૂપ છે. એ દોનું બીચમા-એ બન્નેનો-અર્થાત્ ઈશ્વર અને જીવનો સાક્ષી આત્મા ( કૂટસ્થ ) છે આ પ્રક્રિયા આ રીતે સમજવાની છે ઓમ્ એ અક્ષર ઇશ્વરનો વાચક છે એટલે અક્ષરથી ઇશ્વર સમજવો. એ ઇશ્વર સોઽહ પદમાંના સ. શબ્દવડે બતાવવામાં આવ્યો છે અહં શબ્દ વડે જીવ બતાવવામા આવ્યો છે. જીવને દુઃખ, અસામર્થ્ય, પરતન્ત્રતા, અલ્પજ્ઞતા, વગેરે ઉપાધિ છે અને ઇશ્વરને સુખ, સામર્થ્ય સ્વતંત્રતા, સર્વજ્ઞતા વગેરે ઉપાધિ છે જ્યારે મુમુક્ષુ એમ સમજે છે કે દુખ વગેરે જીવધર્મો તથા સુખ વગેરે ઇશ્વરધર્મોનો સાક્ષી ચેતન હું છુ, ત્યારે તે માત્ર આત્મ સ્વરૂપે રહે છે અને [illegible]. છાડીને જીવ ઇશ્વરની એકતા મનમા સમજી શકે છે. સેજ ઇ૦-તે

બ્રાહ્મણને ઘેર કહાવત બ્રાહ્મણ, ક્ષત્રિને ઘેર ક્ષત્રિ સહો હે,
કહોજી વૈશ્યકો વૈશ્ય કહાવત, ભીલને ઘેર તો ભીલ ભયો હે;
પંચમો રૂપ સહુને જો પોષત, રૂપ અલૌકિક એમ રહ્યો હે,
સેજાપુરી સ્વામી હુ બ્રહ્મસાગર, કેવળ નામકો નામ કહ્યો હે. ૧૨

## નિંદકકો અંગ.

### સવૈયા.

પંડમાં પાપ રાંખે કુડ કપટ, ચપટ લપટ જમના ચારા,
દોષ અનંત બીજા તણા દેખે, બોલે જયું ગંડક જાણુ બેજારા;
નામ ધર્યો ભેખભેદ પામ્યા નહિ, તામસ ઘણો તે તાપત જનારા,
કર બેહુ વડે ચોટી પકડ કેવળ, જોગ નિંદે તેને માર પેજારા. ૧

બુદ્ધિ તજીને કુબુદ્ધિમાં ખેલત, કરડે હાડ જ્યમ વનમાં કૂતી,
સંત હરિ ગુરૂ નાહી જો સેવત, દેખીને ભેખની નિંદા કરે કૂતી;
અંગપર ભેખ ધરી કરે આનંદ, ભાંડનો વેશ લગાવે ભભૂતી,
કર બેહુ વડે ચોટી પકડ કેવળ, જોર કરી માર શિરપેં જૂતી. ૨

જોગનો ભેદ કદી નહિ જાણત, નીતિ અનીતિ કરે બહુ નિંદા,
સેવા પૂજા અરચા કરે સાધન ફટકે મન ફેરી લગે ફંદા;
અક્ષરાતીત ન જાણે તે આતમા, જોશી વેરાગી ભૂલે જોગી જંદા,
કોઇક ભેખનો ભેદ જાણે કેવળ, ગયા નકમા તે તો ગાફલગંદા. ૩

---

આત્માએ સહજમા કોટિક બ્રહ્માંડ બ્યારા કરી મૂક્યું છે. અર્થાત્ પછી મુમુક્ષુ સમજે છે કે આખા વિશ્વમા વ્યાપેલું આત્મચેતન અને હું કાંઇ ભિન્ન નથી, માટે હુ અને આખું વિશ્વ એકજ છીએ એજ વાત કેવળપુરી કહે છે કે-પિંડ બ્રહ્માંડ એક વસ્તુ પાયા. ૧૨ એજ આત્મા ઉપાધિવશાત્ જુદે જુદે રૂપે દેખાય છે તે ચાર વર્ણોના અનુક્રમથી બતાવે છેઃ બ્રાહ્મણને ઘેર ઇ૦ પંચમો ઇ૦-એ સહુનું જે પોષણ કરે છે-જ્ઞાનસત્તા આપીને જીવતા રાખે છે, તે એ ચારથી ભિન્ન પાંચમું આત્માનું સ્વરૂપ છે.

૧. ભેખ ભેદ પાયા નહિ ભેખ ધરવાની મતલબ તો સમજ્યા નહિ. બેજારા-દુખી. જનારા-જનાળા. ૩ અક્ષરાતીત-અપરિછિન્ન જીવ સ્વરૂપની પર જે વ્યાપક પરમાત્મસ્વરૂપ ચેતન્ય છે તે.

ગાફલમાંહી ખોઇ જોગ જુગતી, મુક્તિ છોડીને જોડી દ્વંદ્વમાયા,
વેશ કરી અને મન રીઝાવત, કામ કરમ ભરી જનકાયા;
કાબરી આંખ વાઘર જ્યું કાગર, એહ દેહી પે'લે લક્ષણ આયા,
કોઇ શ્વાન શૂકર ભાળે તું કેવળ, જોગ જાણ્યા વિના જાયા ન જાયા. ૪

માંકડી મૂછ મુખ જેને મૂરખ, કાહેરી આંખ તે મુખથી કારો,
કામ કરોધ કરે નીચ કામ તે, વિષયમાં બલ જાવનવારો;
ત્રિયા સંગ માથ મન તામસ, દૂર નિંદકને કૂવામાંહી ડારો,
કોઇ ભેખની નિંદા કરે કેવળ, નર્ક થકી તે કદી નહિ ન્યારો. ૫

જોગની વાત કદી નહિ જાણત, ભોગની વાત કરે બહુ ભારી,
ધર્મના નામમાં પ્રીતિ નહિ ધરે, નામ છોડી કરે નિંદા અનારી;
ભેદ અભેદ કદી નહિ ભેદત, સુપન બુદ્ધિ તે જાણ સંસારી,
સ્વામી સેજ્યાપુરી હે બ્રહ્મસાગર, તા રીત કેવળ લીધો છે તારી. ૬

મારી તારી માયા કરે મન મૂરખ, તલભાર નાહી કાયા દ્વંદ્વ તેરી,
આ જીવ ગયા પછી નાવે અધે રે, હતું તે ગયું કયાં, સંભાળ હેરી;
જીવને દુઃખ દેછે બહુ જમડા, ફોકટ કોણ છોડાવે જો ફેરી,
કર તું બંદગી સાચી સત્ કેવળ, ધૂળ કાયા માયા હોય ગોટેરી. ૭

## બ્રહ્મ વિચાર.

કોઇ દેશ કહો પરદેશ કહો, અરૂ વેશ કહો પણ છે સોઇ છે,
કો સંસાર કહો ઘરનાર કહો, પરિવાર કહો પણ છે સોઇ છે;
કોઇ ગામ કહો અરૂ ધામ કહો, નિજનામ કહો પણ છે સોઇ છે,
સ્વામી સેજ્યાપુરી છે સત્ સાહેબ, આદિ અંત મધ્યે છે સોઇ છે. ૧

---

૪. દ્વંદ્વ–સુખ દુઃખાદિના જોડાં વાઘર–વન વાગળા જેવી કે વાઘના જેવી કાગર–કાગડાના જેવી એહ ઇ૦–પેલે અવતાર એવા પ્રાણીનો દેહ હતો માટે આ અવતારમાં ભેખધારીનું એવું લક્ષણ ( કાબરી આખ વગેરેનું ) સમ આવ્યું છે શ્વાન ઇ૦–કોઇ પેલે અવતાર શ્વાન કે શુકર હતો માટે એવી રીતે ભાળે છે ૫. કેટલાક વાઘરી વગેરે સાધુનો વેષ લઇને આવે છે છતાં કેવા વિકાળ દેખાય છે તેમનું વર્ણન કરે છે. માંકડી ઈ૦, ૬. તા રીત–રીત. ૭ અધેરે–રે આંધા ! હેરી–જોઇને. ગોટેરી–ગોટાળા અર્થમાં હોય ?

કોઇ ભાવ કહો કુભાવ કહો, સુભાવ કહો પણ છે સોઇ છે,
કોઇ હેત કહો કુહેત કહો, વિધિવેત કહો પણ છે સોઇ છે;
કોઇ ધન કહો અરૂ મન કહો, જોગીજન કહો પણ છે સોઇ છે,
સ્વામી સેજ્યાપુરી છે સત્ સાહેબ, સેજ નિરંજન છે સોઇ છે. ૨

કોઇ કવિ કહો અનુભવી કહો, રંગ રવિ કહો પણ છે સોઇ છે,
કોઈ ધૂન્ય કહો પાપ પુણ્ય કહો, સત્ શૂન્ય કહો પણ છે સોઇ છે;
કોઇ માન કહો અપમાન કહો, અભિમાન કહો પણ છે સોઈ છે,
સ્વામી સેજ્યાપુરી છે સત્ સાહેબ, સેજ પરાપાર છે સોઇ છે. ૩

કોઇ રેંણી કહો કવિ કેંણી કહો, દયા દેણી કહો પણ છે સોઈ છે,
કોઇ લાલ કહો કોઇ યાર કહો, એકતાર કહો પણ છે સોઇ છે;
કોઇ લાલ કહો પ્રતિપાલ કહો, કંગાલ કહો પણ છે સોઇ છે,
સ્વામી સેજ્યાપુરી છે સત્ સાહેબ, સેંજમાં વ્યાપક છે સોઇ છે. ૪

## ચિંતામણિ આરંભ.

### ( ચોબોલા )

મન માત મળે, તન તાત મળે, ગુરૂ સાથ મળે, વિવેક મળે તો વિચારિયેજી,
નરનાર મળે, ધરબાર મળે, પરિવાર મળે, હરિનામ મળે નવ હારિયેજી;
ભલો ભાઇ મળે, સુખ સાઇ મળે, દ્વંદ્ધ ધાઈ મળે, મોહન મળે મન મારિયેજી,
ભાઇબેન મળે, રવિરૈન મળે, કવિ કેંન મળે, તારો તન મળે તેને તારિયેજી,
કેવળપુરી જો, અતીત કહે, સતગુરૂ મળે, સેવા સારિયેજી. ૧

વડો વેદ કહે, બ્રહ્મભેદ કહે, સુખદુઃખ સહે, અચેત રહે, કહા કરિયેજી,
પુરાણ કહે, કુરાન કહે, સુરાન કહે, ફોકટ ફેરા કયમ ફરિયેજી;

---

૨ વિધિવેત-વિધાતાની રચના. ૩. પરા પાર-પરા વાણીની પાર. અર્થાત્ વાણીથી ન કહી શકાય એવો સૂક્ષ્મ. ૪. લાલ-લાડ સાજન-છેલ. એકતાર-કોઈ પણ વિષયમાં ગુલતાન થઇ ગયેલો. લાલ-લાડકવાયો.

૧. સુખસાઇ-સુખમાં સહાયક કે સુખનો સોઇ ( સ્વામી ) દ્વંદ્વ-સુખ દુઃખાદિ એની મેળે આવી મળે. રૈન-રાત્રી. કવિ કેંન-કવિનું કહેણુ ( કથન ). તારો તન મળે-જેની સાથે તારૂ શરીર ( અર્થાત્ મન ) અથવા પુત્ર (આશ્રિત) મળ્યું હોય તેને ઉપદેશ આપીને તારવો.

એક તંત કહે, એક સંત કહે, આદ્ય અંત કહે, એકાંત રહી દીલ ડરિયેજી,
એક દાન કહે, ગુરૂ જ્ઞાન કહે, એક ધ્યાન કહે, વિઠ્ઠલ વરે વર વરિયેજી,
કેવળપુરી જો, અતીત કહે, સતગુરુ તારે ત્યારે તરિયેજી. ૨

એક મન કહાં, એક તન કહાં, એક દન કહાં, એક જન કહાં, જુગ જાવનેકા,
એક ધુત કહાં, ભલા ભુત કહાં, અબધૂત કહા, એક દૂધ કહાં, ભાઇ ધાવનેકા,
એક ઘાટ કહાં, એક હાટ કહાં, એક પાટ કહાં, એક વાટ કહાં બતાવનેકા;

× × × × × ×

કેવળપુરી જો, અતીત કહે, ગુરૂ સંત મળે, ગુણ ગાવનેકા. ૩

(કોઇ) મંત્ર કહાં, અરૂ જંત્ર કહા, અરૂ તંત્ર કહા, જુગ તારનેકા,
અંતર કહાં, ગંતર કહાં, ધંતર કહા, ધ્યાન ધરનેકા,
ભંતર કહાં, વંતર કહા, કવંતર કહાં, કામ કરનેકા,
લખતર કહાં, જગતર કહા, ભવતર કહાં, ભેદ ભરનેકા,
કેવળપૂરી જો, અતીત કહે, હરિગુરૂ મળે, દુઃખ હરનેકા. ૪

## અંતઃકરણનો વિધિ.

### દોહરા.

મનને પરખે માંયથી, બુદ્ધિ પરખે બોલ,
ચંચળ પરખે ચિત્તથી, તનમાં હુંપદ તોલ. ૧

### સવૈયા.

જો મન રૂપક રૂપ મહાજન, ધન દેવળ ધ્વજા મન ધારી,
પિપળપાન જાણે મન પાવક, નાવક નીર ફરે નરનારી;
દીપક દેવળમા મન દેખત, શીખત બેન નેનુ મન ઝારી,
વિઠ્ઠલ મન કેવી રીતે વાળિયે, કેવળ મન લખ્યો ગુણકારી. ૨

---

૨. સુખ દુખ સહે-એમ છતા પણ સુખ દુખ સહે. સુરાન-દેવો અથવા સુરાન-દેવવાણી. તંત્ર-તંત (અથો) ૩ જુગ-જોડે. ધૂત-ધૂતારા. ૪. અતર-અંદરનો ભાગ-હૃદયાકાશ. ગંતર-ગંતૃ-જનાર. (ધ્યાનમાં જનાર મન). ધંતર-(ધ્યેયાતર) ધ્યાન કરવા યોગ્ય બીજો પદાર્થ. ભંતર-ભણતર (?) વંતર-ભુત પ્રેત ? (!) કવંતર-કવિત્વ (?)

૨. મનને જુદાં જુદાં રૂપ આપે છે. જો ઇ૦-હે મહાજન તું મનના

## બારરાશિ.

### દુમિલા છંદ.

રહેણી મેખમારન, ત્રિવિધ તારન, ધારણ ધ્યાન મુનેશ્વરં,
સર્વ કાજ સુધારન, વિઘ્ન વિડારન, પાર ઉતારન પ્રેમપરં,
સેન્યાપુરી સ્વામીએ, પરમ પામીએ, અંતરજામી એ ઇશવરં. ૧

વૃષ જોયે સવાણીએ, નામ નિશાનીએ, અગમ માણીએ એક અરં,
જોગી રામ જાણીએ, શબદ છાણીએ, દ્વંદ્વ એધાણીએ શેષધરં,
સેન્યાપુરી સ્વામીએ, પરમ પામીએ, અંતરજામી એ ઇશવરં. ૨

---

રૂપકના રૂપ જો-જુદાં જુદાં રૂપક જો. ધન ( ધન્ય ) દેવળ ઉપર-શરીર ઉપર તે ધન રૂપ છે. તે પીંપળાના પાન જેવું ચંચળ છે. તે પાવક ( અગ્નિ ) જેવું પ્રકાશિત છે. ( तेजोमय तरलद्रव्यमय मनः ) ' એમ કહે છે. સંસાર સમુદ્રના નીરમાં નર નારીને ફેરવનાર એ નાવિક ( ખલાસી ) જેવું છે. દેવળમાં દીપકની પેઠે પ્રકાશ કરનાર છે શીખત ઇ૦-( ? )

વિઠ્ઠલ ઇ૦—કેવળપુરી કહે છે કે હે ભગવાન, મનને જો કે એવું ગુણ કારી તો જોયું છે પણ તેને પાળવું ( સ્વાધીનમા વર્તાવવું ) કેવી રીતે ?

બારરાશિ—બાર રાશિના નામ મુદ્રાલંકારની રીતે દરેક દુમિલામા આપ્યા છે દુમિલા માત્ર ત્રણ ચરણના છે. કેવળપુરીના ગુરૂ ' સેન્યાપુરી ' હોય એમ અત્યાર સુધીના ગ્રંથથી સમજાય છે. એ ગુરૂનો મહિમા આ બારરાશિના મથળા નીચે વર્ણવ્યો છે.

૧. રહેણી ઇ૦-રહેણી રૂપી મેખને મારનારા. અર્થાત્ ' રહેણી ' ને દૃઢ કરનારા ( ' મેષ ' રાશિનું સૂચન ) ત્રિવિધ તારન-ત્રણ પ્રકારના તાપમાંથી તારનારા. ધારણ ઇ૦-ધારણા અને ધ્યાન મુનીશ્વરો જે રીતે ધરે છે તે શીખવનારા. પ્રેમ પરં-પરમ પ્રેમ સ્વરૂપ. ઇશવરં-એજ ઇશ્વર છે.

૨. વૃષ ઇ૦-એમની સુંદર વાણીમા વૃષ ( ધર્મ ) જોએ ( જોઇએ છીએ. )-એમની વાણીમાં ધર્મજ જોવામા આવે છે. અથવા એ ( સેન્યાપુરી ) પોતાની સુદર વાણી વડે કરીને વરસજો-ઉપદેશામૃતની વૃષ્ટિ કરજો ( વૃષ રાશિનું સૂચન ) નામ નિશાનીએ ઇ૦-એમણે આપેલી નામ નિશાની વડે અગમ વસ્તુને અમે માણીએ છીએ-અનુભવીએ છીએ. એક-(અગમનું વિશેષણ). અરં-અલમ્-સંપૂર્ણ. ( માણીએનું ક્રિ. વિ. ) જોગી ઇ૦-એમને જોગી અને રામ ( ઇશ્વર ) બન્ને જાણીએ છીએ એમના શબ્દને આગે છાણીએ-

**મિથુન** વૃષ ગેટણ, બ્રહ્મસો ભેટણ, ચિતાએ ગેટણ મેરચરં,
ખુલે પાટ ખેટણ, રવ જયમ રેટણ, લાજ લપેટણ લાલલરં;
સેજ્યાપુરી સ્વામીએ, પરમપામીએ, અંતરજામી એ ઇશવરં. ૩

કર્ક પાસન કોરન, હનુઓ હોરન, દેવસો દોરન બલદરં,
ધલ લંક સધોરન, ખાખ જ્યું ખોરન, જોરન છક મચાએ જરં;
સેજ્યાપુરી સ્વામીએ, પરમ પામીએ, અંતરજામી એ ઇશવરં. ૪

**સિંહ** રાશ સપેતીએ, જોએસ જેતીએ, નિગમ નેતિએ વેદનરં,
વાણી સત વેતીએ, અગમ એતીએ, જો મન જેતીએ રૂપજરં;
સેજ્યાપુરી સ્વામીએ, પરમ પામીએ, અંતરજામી એ ઇશવરં. ૫

સરે નાભ સોરંગ, કન્યાએ કોરંગ, ફોરસ ફરંગ.નામફરં;
ઘંટાવલ ઘોરંગ, નાદસે નોરંગ, માર મોહમાદ આપમરં,
સેજ્યાપુરી સ્વામીએ, પરમ પામીએ, અંતરજામી એ ઇશવરં. ૬

**તોલ** રાશત તોલીએ, બુદ્ધિ સબોલીએ, જુગતે જો લીએ જાપજંર,
ખડકી રથ ખોલીએ, આનંદ ઓલીએ, સુરત સોલીએ કાજસરં;
સેજ્યાપુરી સ્વામીએ, પરમ પામીએ, અંતરજામી એ ઇશવરં. ૭

---

વિચારીએ છીએ. દ્વંદ્વ ઇ૦–દ્વંદ્વની એધાણી વડે શેષ વસ્તુને ધારણ કરવાનું તે શીખવે છે. અર્થાત્ સુખ દુઃખ, ટાઢ તાપ, રાગ દ્વેષ, કાર્ય કારણ, ઈત્યાદિક દ્વંદ્વનો ત્યાગ કરતાં છેવટે જે શેષ રહે છે તે તારૂં સ્વરૂપ છે એમ એ સમજાવે છે. ૩. મિથુન ઇ૦–વરખ, મિથુન, વગેરેને એ મટાડી દે છે અર્થાત્ ગ્રહો અને રાશિઓના સુખ દુઃખાત્મક ભાવનો એ નાશ કરે છે ( સંસાર મિથ્યા ઠરાવીને ). મેરચરં–મેરૂ ઉપર ફરનાર. અર્થાત્ યોગીઓ જેને શુન્ય શિખર કહે છે તે મેર છે. ત્યાં ફરનાર એટલે નિર્વિકલ્પ સમાધિમા રહેનાર. ખુલે ઇ૦–ખુલ્લા પાટમાં ખેટણ–દોડનાર. શિકારની પાછળ દોડવું તે ‘ ખેટન ’ કહેવાય છે ) અર્થાત્ દ્વૈત માત્રનો બાધ થયા પછી એક બ્રહ્મરૂપી ખુલ્લો પાટ રહે છે તેમાં તે મૃગયા કરી રહ્યા છે–અનુભવમાં લીન છે, એ ભાવ છે રવ ઇ૦–રવિની પેઠે રટણ કરે છે. સૂર્ય જ્યાં જ્યાં જાય ત્યા ત્યાં અંધારૂ રહેતું નથી તેમ સેજ્યાપુરી જેવા મુક્ત ગુરૂનું ( “यत्र यत्र मनो याति तत्र तत्र समाधयः” ) જ્યાં જ્યા મન જાય છે ત્યાં ત્યા ( માયારૂપા) અંધકારનો નાશ થઇને આત્મપ્રકાશ રૂપી સમાધિ થાય છે લાજ લપેટણ–લોક લાજને તેમણે લપેટી લીધી છે. ઝોળીમા મૂકી દીધી છે. મતલબ કે સંસારનું મિથ્યાત્વ માત્ર તેમના કહેવામાંજ નથી, આચારમાં પણ છે લાલ લરં–૧ ૪ કક–( કર્ક રાશિનું સૂચન ) આ પ્રકરણનો હવે પછીનો ભાગ બહુ ટ હોવાથી ટીકા કરી નથી.

અચક વાળીએ, ભેદ સંભાલીએ, હરિ નિહાળીએ હેતહર',
દેખો દશ ડાળીએ. પંચમ પાળીએ, ત્રિગુણ ટાળીએ તાપતર';
સેજ્યાપુરી સ્વામીએ, પરમ પામીએ, અંતરજામી એ ઇશવર'. ૮

ધન ધારણ ધારીએ, ચિત્ત ઉચ્ચારીએ, જ્ઞાન ઉગારીએ સોએગર';
પ્રેમ પુરણ પાળીએ, નાથ નિવારીએ, રામ રમારીએ સામરર';
સેજ્યાપુરી સ્વામીએ, પરમ પામીએ, અંતરજામી એ ઇશવર'. ૯

રાસ મકર રાનીએ, ખેલ વખાણીએ, ભાવઠ ભાનીએ ભવભર',
જીવા જંત જાણીએ, મુગત માનીએ, વચન વાણીએ વેશવર';
સેજ્યાપુરી સ્વામીએ, પરમ પામીએ, અંતરજામી એ ઇશવર'. ૧૦

કુંભગાશ કમાઇએ, પૂરવ પાઇએ, સંત સગાઇ એ સેવસર',
પરમેશ્વર પાઇએ, જ્યોત જગાવીએ, દેવ દેખાઇ એ મેટડર';
સેજ્યાપુરી સ્વામીએ, પરમ પામીએ, અંતરજામી એ ઇશવર'. ૧૧

મીન સાગર મગન, લેરસો લગન, ગાજત ગગન ધૂન્ય ધર',
ભવમાં દુઃખ ભંગન, દલને ડંગન, કેવળ રંગન રૂપકર';
સેજ્યાપુરી સ્વામીએ, પરમ પામીએ, અંતરજામી એ ઇશવર'. ૧૨

## બ્રહ્મધાતુ.

### સવૈયા.

સંશે સંસારમાં સંપુટ કર સેજમા, બુદ્ધિશુદ્ધિ બુટ્ટી ના જાય બારી,
પંચકોશ કોડિયાં બીચમેં પકવી, બ્રહ્મઅગ્નિ દીધી આંચ ભારી;
હરિ હડતાલ તે ખાય જો હેતમાં, નર્ક સ્વર્ગ રોગથી હોય ન્યારી,
કાયા અમર કુન કરે જો કેવળા, હઠજોગ દેખીને રહો હારી. ૧

---

૧ આ પ્રકરણમા મોક્ષ મળવાના ઔષધો બતાવ્યા છે. જેમ, સંશે ઇ૦ -સંસારમા સંશયનો સંપુટ કર. તે સંપુટમા બુદ્ધિની શુદ્ધિ-શુદ્ધ અંતઃકરણ રૂપી બુટી એવી રીતે મૂક કે જે બહાર નીકળી જાય નહિ બે કોડીઆની વચ્ચે જે ઔષધિનો ગોળો પકવવા માટે મૂકવામા આવે છે તેને અહીં સંપુટ કહેલ છે. ) તે સંપુટવાળી બુટીને પંચકોશ રૂપી કોડીઆંની વચમાં મૂકીને પકવી છે. તેને બ્રહ્મરૂપી અગ્નિની ભારે આચ દીધી છે. ( અન્નમય, મનોમય, જ્ઞાનમય,

કામ ઉદે કરી ભજે મન કામની, ખાખ માટી તેમાં રાખ ખાવે,
મૃગ માતંગ પતંગ મીન મૃત છે, પ્રેમ સુગધ અલિ મૃત્યુ પાવે;
ઇંદ્રિ અજ્ઞાનમા ચઢે બહુ બાબળો, જીવ વિષયમાન નર્ક જાવે,
કર્તાનો સાક્ષી (છે) શુદ્ધ બ્રહ્મ કેવળા, ત્રિવિધિ તાપમાં તેહ નાવે. ૨

જગતની બાજી તો જૂઠી છે જીવડા, પાપના કર્મમાં મન પ્રોતા,
આજ કે કાલ તો કાળ શિર આવશે, જાયગો પકડીને દમ જોતાં;
આશાના પાશમા જીવ બહુ આથડે, ગમકર જમહાથ ખાય ગોથા,
કેવળા પક્ષીને એ બંધ કીજીએ, તનમા ભજ તું હક તોતા. ૩

હક તું હક તું ભજ તોતા હરિ, ફેર નાવે ફરી જંત ફેરો,
પકડીને ડારીઓ દુ ખડે પડરે, ત્રિગુણી દોરડે બધ ટેરો;
નૂર ભરપૂર હજુર જાણે નહિ, ઘડીમા કાલ શિર આવી ઘેર્યો,
દીલ મન કેવળા ગુરૂને દીજીએ, તત્વરૂપી શ્યામ તે રામ તેરો. ૪

---

વિજ્ઞાનમય, આનંદમય, એ પાચ કોશ પ્રસિદ્ધ છે ) એવી રીતે પરિપક્વ થયેથી હરિરૂપી હડતાલ જો ખાય કાયા ઇ૦-જો છઠ લોગ દેખીને હારી રહો તો પછી ઉપર કહેલી હડતાલ ખાવા સિવાય અમર કાયા કરે એવુ કોણુ છે ? કહેવત છે કે " જો મરે હડતાલ તો કયા કરે કિરતાર ? " ૨ વ્યાવહારિક હડતાલ ખાવાથી કાઇ ફળ નથી એમ કહે છે, કામ ઇ—લૌકિક હડતાલ તો કામ ઉદે કરી દે છે ને તેથી તે ખાનારનુ મન કામનીને ભજે છે ખરૂ જોતા તો એ હડતાલ ખાખ છે ને માટી છે, તેમા શુ રાખ ખાવાની છે ? મૃગ ઇ૦-શ્રવણના પ્રેમથી મૃત છે, માતગ સ્પર્શના, પતગ રૂપના, મીન જળના પ્રેમથી મૃત છે, અને સુગધથી ભમરો મૃત્યુ પામે છે અલિ-ભમરો એક શ્લોક પણ છે કે- "कुरगमातगपतगभृगमाना हता पचभिरेव पंच । एक प्रमादी स कथ न हन्यते य सेवते पचभिरेव पच ॥ " અર્થ-" મૃગ હાથી, પતંગ, ભમરો અને મીન, એ પાચ જણ પાચ વિષયોમાંથી એ૦ એક વિષયને સેવીને માર્યાં જાય છે, તો પછી જે એકજ પ્રમાદી માણસ પાચ ઇદ્રિયો વડે પાચે વિષયોનુ સેવન કરે છે તે કેમ માર્યો ન જાય ? " વિષયમાન-વિષયવાળો ( જીવ ) ૩ પ્રોતા-પરોવતા. ( જગતના જીવો ). દમ-શ્વાસ શ્વાસ છે એટલું જોતાજ તે પકડી જશે. ગમ કર-સબુરી ( ધીરજ ) ધર પક્ષીને-જીવ રૂપી પક્ષીને. હક-પરમેશ્વર તોતા-પોપટ. ૪ જત ફેરો-જતુ થવાનો ફેરો. પડરે-'પજરે' હોવુ જોઇએ અથવા શરીર રૂપી પાંજરે ડેરો-અર્થાત્ બાધ્યો ત્રિગુણી-સત્વ, રજસ તમસ્

¹ નૂર ભરપૂર-સઘળે વ્યાપ્ત પ્રકાશ સ્વરૂપ પરમાત્મા હજુર-હાજી પણ.

સમજ મન વાહરે ગુરૂની સેનમાં, વેણમાં ચેન લે અમર બુટ્ટી,
ગુરૂગમ કુંડીમાં સત્ય ઘુમાવીએ, જ્ઞાન પીએ રસ પ્રેમ ઘુંટી;
નર છકયા ફરે સોઇ આનંદમાં, ત્રિપુટી બંધની સંધ તુટી,
ગગનમાં કેવળા અનહદ ધુધવે, શબ્દ અનહદની હદ છૂટી. ૫

## ઝૂલણા. ( ઉપદેશ. )

સારનું સાર સેવત સંસારમાં, માર મૂકાય કે માર મૂકે,
તાર અવતાર તું ભવજળ તેહમાં, ચિત્ત વિચાર કાલ ચોટ ચૂકે;
નાવ જંજાળ છે રામના નામની, ફરે રે બાણુ સત્ ઝાળ ફૂંકે,
કર્મ સહુ નાશ કર પલકમાં કેવળા, સમુદ્ર જો પાપનો એંજ સૂકે. ૧

હાલ બેહાલ નિહાળ બેહાલમાં, ખ્યાલમાં ખેલ સંસાર ખુબી,
તાલમાં તાલ વેતાલ છે તાલમાં, ખ્યાલમાં કાલ અવતાર સુબી;
જગતની વિગતની રાગ રંગ જંતુકે, તંતુકે અંત એકતાર તૂંબી,
કાલ અકાલ ત્રિકાળ નહિ કેવળા, દીલ દરીયાવમાં સુરત ડૂબી. ૨

---

૫. સેનમાં-સાનમાં. ચેન લે-ચિની લે-સમજી લે. સંધ-સાંધ. ગગનમાં-ચિદાકાશમાં. અનહદ-યોગમા પ્રસિદ્ધ નાદ. શબ્દ અનહદની-શબ્દાતીતની આગળ શબ્દની હદ છૂટી ગઇ છે. શબ્દાતીત બ્રહ્મનો અનુભવ થયો એટલે શબ્દ વડે કથન કાંઇ કામનું નથી.

૧. સેવત-છેવટ. માર મૂકાય ઇ૦-આપણાથી જમનો માર મૂકાય-તજી દેવાય કે માર આપણને છોડી દે-એમાંથી એક તો થવું જોઇએ. અથવા-તો આપણાથી માર-કામ દેવ ( અર્થાત્ કામવાસના ) મૂકાય તો જમનો માર આપણને છોડી દે. અથવા-આપણે બીજાને મારવાનું ( ઘાતપાત કરવાનું ) છોડી દઇએ તો જમનો માર આપણને છોડી દે. તાર ઇ૦-આ ભવજળ છે તેમાં તું તારા અવતારને તાર; અને જેથી કાળની ચોટ ચૂકે એવો વિચાર ચિત્તમાં કર. નાવ. ઇ૦-રામના નામ રૂપી નાવ સંસાર રૂપી જળમાં તરવા માટે છે. તેમ કર્મનો નાશ કરવાને એ રામ નામ રૂપી નાવ તેજ જંજાળ ( અગ્નિનાં બાણ છોડનારૂં એક ટુંકી બંદૂક જેવું હથિયાર ) છે. તેનાં બાણ ફરેરે છે ( ફરફર એવા અવાજ સાથે છૂટે છે ) અને સત્ ( બ્રહ્મ ) રૂપી ઝાળ ફૂંકે છે. ૨. હાલ ઇ૦-તું બેહાલમાં ( બેહાલની સ્થિતિમાં રહીને ) જગતને પણ હાલ બેહાલ નિહાળ. અને સંસારની ખુબીને ખ્યાલમાં ખેલ-આનંદથી ભોગવ. તાલમાં ઇ૦-તાલમાં તાલ છે ને બેતાલ પણ છે. અવતાર રૂપી સુબીજથી કાલ સારો આવે છે તે ધ્યાનમાં રાખ. જગતની ઇ૦-જગતની વીગતની વાત

પશુ પતિવત એ મત સંસારમાં, દુઃખ અરૂ સુખ જો નાહી દરશે,
સ્વપ્ન અરૂ જાગ્રત મળી જાય શૂન્યમાં, પુણ્ય અરૂ પાપ ઉર નાહી પરસે;
એક આનંદ અદ્વૈત રસ આતમા, સર્વમાં શુદ્ધ જો કાજ સરશે,
ગમત કર કેવળા ગુરૂતણા જ્ઞાનમાં, ધણીમેં ધ્યાન દૃઢ કોણ ધરશે. ૩

રજ તજ માંહી રામ રટ રહ્યા, પ્રગટ એહી જારપૂર હેજી,
ઘટ ઘટમાંહી લટપટ ઘૂમે, ઝટપટમાંહી ઝલઝુર હેજી;
અટપટ એહી મટપટમેં આવત, ચટપટમાંહી ચકચૂર હેજી,
ખટપટ નાહી નટખટ ખેલે, હઠ છોડી કેવળ હજુર હેજી. ૪

---

જોતાં તેમાં જંતુઓના ( જીવોના ) રાગરંગ જોવામાં આવે છે, પણ એ રાગ-રંગના તંતુની છેવટે એક તાર ને તુંબડી ( અથવા એક તારો ) હોય છે-કાંઇ સાર વગરની તુંબડી અને એક તારમાંથી એ બધા રાગરંગ નીકળે છે. તેમજ કાંઇ સાર વગરની તુચ્છ માયા અને તેના ઉપર પસરી રહેલા એક તાર રૂપ અદ્વૈત બ્રહ્મ, એમાંથી આ જગતરૂપી રાગરંગ ઉપજેલા છે. કાલ ઇ૦-કેવળપુરી ! જ્યારે દિલરૂપી દરીઆવમાં સુરત ( સુરતા-મનોવૃત્તિ ) ડુબી જાય છે ત્યારે-મતલબ કે નિર્વિકલ્પ સમાધિ અવસ્થામાં કાલ અને અકાલ ( કાલાભાવ ) ત્રણે કાલમાં થયાજ નથી-જગત ભાસતુંજ નથી ! ૩ પશુપતિવત ઇ૦-પશુપતિ-ગોવાળ અથવા મહાદેવ. જેને સર્વત્ર જ્ઞાન ભાવના હોય છે તેને માટે કહેવાય છે કે "सर्वे मुक्तोऽथवा पशुः" અથવા यश्च मूढतमो लोके यश्च बुद्धेः परंगतः। द्वाविमौ सुखमेधेते क्लिश्यत्यन्तरितो जन ' અર્થાત્ "જગતમ જે છેકજ મૂઢ છે અથવા જે અત્યંત બુદ્ધિમાન છે, એ બે જણ સુખી છે પણ વચગાળેના બધા લોકો દુઃખી છે." આ વાતને મળતી વાત કેવળપુરી આ કડીમાં કહે છેઃ જો ( જેને ) સુખ અને દુઃખ નાહી (દરશે) દેખાતું નથી તે પશુપતિની પેઠે મત્ત છે-મસ્ત છે. એવા જ્ઞાનીની દૃષ્ટિએ સ્વપ્ન અને જાગ્રત શૂન્યમાં મળી જાય છે-પુણ્ય અને પાપ તેને સ્પર્શ કરતાં નથી. માટે હે શિષ્ય ! તું પણ એક આનંદ સ્વરૂપ આત્માને જોઇ, ઇત્યાદિ સ્પષ્ટ છે. ૪. રજતજ માંહી-ક્ષુલ્લકવસ્તુઓમાં પણ રામ-પરમેશ્વર. રટ રહ્યા-અર્થાત્ મળી રહ્યા છે ઝગ્ઝૂર-હાજર (?) જા અટપટ ઇ૦-તે અટપટો છે એટલે જ્ઞેય નથી. પણ તે મટપટ ( માટકું ને લુગડું ) માં આવે છે. અર્થાત્ પદાર્થ માત્ર ચૈતન્યને લીધે ભાસમાન થાય છે. ચટપટ ઇ૦-જ્યાં ચટપટ છે એટલે તીવ્ર વૈરાગ્ય છે ત્યાં તે રામ ચકચૂર છે-સદા તન્મય છે. ખટપટ ઇ૦-એ નટપટ ( વ્યવહારમાં પૂર્ણ કુશળ ) ની પેઠે ખેલે છે એમ છતાં તેને સંસારની ખટપટ સ્પર્શ કરતી નથી. હઠ ઇ૦-જો વિષયભોગની હઠ છોડી દે રામ હજુરમાંજ છે.

જગંતમાંહી ભગત જેહી, વિગત રહી શુદ્ધ વાણીએ જી, [1]
લગત નહિ મગત લેહી, અગત નહિ ગત આણીએ જી;
સગત નહિ રગત શોશી, તગત નહિ સત તાણીએ જી,
કેવળ કહે અદ્વૈત કેરી, મહાપદ નિરંતર માણીએજી. ૫

## ઝુલણા. ( પ્રાર્થના. )

વા'ર કરને હવે ધણી થઇ વિઠ્ઠલા, ધણી થઇ સૂકવે કેમ ધરતી,
મીન જ્યમ જળવિના તરફડે મેદિની, જળવિના ઘાસ, જ્યમ અગન ઝરતી;
વિના આશ્રમ અરૂ વરતિ કોણુ વનમાં, ફિકરની અગન તો ચાલે ફરતી,
મહીપર શ્યામળા ઇંદ્રને મોકલો, વિશ્વની તેથી ( તો ) ઠરશે વરતી. ૬

ઇંદ્ર લીલા કરે આવી અમ ઉપરે, ગોમચરના પરે ચરે ગવરી,
પય અમૃત ઝરે જગતને પાળવા, ભૂખ સહુ ભાગે દુઃખ ભવરી;
પુત્ર જેના વડા અન્ન ઉપજાવતા, યાગ યજ્ઞ હોવે હોમ જ્વરી,
ઇંદ્ર દયા કરો ગૌ સંત ઉપરે, લોકના કાજમાં કરૂં લવરી. ૭

સત્ અરજી સુણો એકમન શ્યામલા, ભક્ત હરિ ભજે અન્ન ભરખી,
અન્નવિના દેવ ઋષિ બહુ આથડે, પંડ પોષે વૈદ્યનાડ પરખી;

---

૫. જગત ઇ૦–જગતમાં જે ભક્ત છે તેમની વિગા તો શુદ્ધ વાણીમાં રહી છે અર્થાત્ તેઓ તો ડાહી ડાહી વાતો માત્ર કરનારા છે. લગત ઇ૦–તેમને લાગત ( લાગો–હક ) હોતો નથી એમ છતાં તે માગી લે છે. પણ રામ જે અગત ( જેને વિષે મન વાણીની ગતિ નથી એવો ) છે, તે ગતિમાં (બુદ્ધિમાં) આવતો નથી. મતલબ કે તેમને બ્રહ્માનંદ મળતો નથી. સગત–સત્ સંગતિ. રગત–રક્ત. શોષે–(તપ કરીને) ( ! ) તગત ( તાકાત ). પણ સત્ વસ્તુને પોતાની બુદ્ધિમાં તાણી લેવાની તેમનામાં શક્તિ નથી. ૬. સૂકવણું ( કે દુષ્કાળ ) પડયું હશે તે વખતની આ કવિતા છે. વા'ર–વાહાર–મદદ. ધણી થઇ–ઘણા વખત સુધી દુઃખ વેઠયું. મેદિની–પૃથ્વી ઉપર. ઘાસ ઇ૦–તેમ જળ વિના ઘાસ તરફડે છે–સૂકાય છે. જ્યમ ઇ૦–તાપ પડે છે તે જેમ અગ્નિ વરસતો હોય તેવો છે. વિના ઇ૦ લોકો આશ્રમ (સ્થાને) વિનાના થઇ ગયા છે. અરૂ–ઔર–અને. મહીપર–પૃથ્વી ઉપર. વરતી–વૃત્તિ. ૭. ગોમચર–ગોચર. ગવરી–ગાય. ભવરી–સંસારની (?) સંસારની સહુ ભૂખ અને દુઃખ લાગશે. જ્વરી–જુવારી–જાર. કાજમાં–કાજ માટે લવરી–પ્રાર્થના.

કોશ પંચ બાંધીને દેહ ઉભી કરી, નામરૂપ ગુણ અન્નમય નરખી,
પરજન્ય આવે આનંદ ધન ઉપજે, હેતે હરિ ભજે મન હરખી. ૮

આ ઘડી શ્યામલા મોકલો ઇંદ્રને, કાલ કોણે દીઠી મા'ન કરતા,
અવનીપર આવે અમીધરા આકાશથી, ભોમરસ નીર સભર ભરતા;
કાલ ભાગે દૂર હોય આનંદ કલા, હરિહર જગતના દુઃખ હરતા,
સેવક કેને કહે તુજ વિના શ્યામલા, ફિકર તુને સોંપી ખેલે ફરતા. ૯

ગોરૂ છોરૂં ખેલે માતની ગોદમાં, ચિત્ત ચિંતા નહિ અદ્વૈત ચાલે,
જનુની બાલને કયી વિધે જાળવે, મગનમાં પશુ આનંદ માલે;
માત તું તાત તું ભ્રાત મન માહરે, તાપ તીનું હરી દુઃખ ટાળે,
સખી કેવળ કહે કયા લગી શ્યામલા, પોતાનું બર્દ તે પોતે પાળે. ૧૦

વાર કેત્તા ધરી દેહ વેદ વાળ( વા ), વાર કેત્તા રામે સીતા વાળી,
મોહન કેત્તીવાર કંસકુ મારિયો, ઘણા દુત મારિયા ગર્વ ગાળી;
સખી કેવળ કહે સ્હાય કર શ્યામલા, મેઘ વરસાવ સત્ વનમાળી,
જન્મ કેત્તા ધરે દૈત્યને જીતવા, પ્રહ્લાદની પ્રતિજ્ઞા સત્ય પાળી. ૧૧

---

૮. એક મન-એકે મને. કોશપંચ-અન્નમય ( સ્થૂલ દેહ ). પ્રાણમય ( પ્રાણવાયુ વગેરે ), મનોમય ( મન ), વિજ્ઞાનમય ( બુદ્ધિ ), આનંદમય ( કારણ દેહ-જેમા સુષુપ્તિ અવસ્થાનો અનુભવ થાય છે તે ). તેમાંથી નામ, રૂપ અને ગુણવાળો પ્રત્યક્ષ દેહ તે અન્નમય કહેવાય છે. મતલબ કે અન્નવડે તેનું જીવન થાય છે. અને તે અન્ન મેઘથી ઉપજે છે. માટે પરજન્ય ઇ૦-સ્પષ્ટ છે. પરજન્ય-મેઘ. ઇ૦ ઇંદ્રને-અર્થાત્ મેઘને. કાલે મેઘ મોકલીશું એમ કહેશો તો, કાલ ઇ૦-મા'ન કરતા-હે મહાન જગત્કર્તા ! અમીધરા-અમૃત ધારણ કરનારા, અર્થાત્ મેઘ, કાલ-કાળ. ૧૦. ગોરૂં છોરૂં-નાનું બાળક. ગોદમાં-ખોળામાં. અદ્વૈત ચાલે-તેના મનમાં તો અદ્વૈત ભાવના ચાલી રહી છે. પશુ-બાળક. તીનુ-ત્રણ અધિભૂત, અધ્યાત્મ, અધિદૈવ. કયાં લગી-હવે કયા લગી ટળવળાવશો, એવો ભાવ છે. ૧૧. એક દૈત્ય વેદને હરી ગયો હતો તેની પાસેથી વેદ ( પાછા ) વાળવા-પાછા લાવવા તમે કેત્તા ( કેટલી ) વાર દેહ ધરી ? અર્થાત્ અનેકવાર. "સભવામિ યુગે યુગે" એ ગીતા વાકયને ઉદ્દેશીને આ કડી કહેલી જણાય છે. અર્થાત્ દરેક યુગે રામ, કૃષ્ણાદિકના અવતાર ધરો છે ને રાવણ કંસાદિકને મારો છો, તો પછી એક મેઘ વરસાવવો એમાં તમને શું ભારે પડવા જેવું છે !

### સાખી.

મેઘ શણુંગારી મોકલો, પાણી અપરંપાર;
નવનિધિ પાકે નાથજી, સખી થાય સંસાર. ૧

અન્ન પાકે ધરા ઉપરે, જ્યારે મટે જંજાળ;
સુકાલ હોય જો સેંજમાં, કોરે ટળે સહુ કાળ. ૨

## દશ અવતારકો અંગ.

### દોહરા.

સતગુરૂ દાતા સંત છે, મેં કેડા ના મેલું,
બાજીગરનાં વાંદરાં, ખેલાવે ત્યમ ખેલું. ૧

પરમ અપરમ પરમપર, અગમ દશ અવતાર;
કેવળ તે બંદગી કરે, સત્ શબ્દ ગુરૂસાર. ૨

નાથ ગુરૂવણ લાધે નહિ, પામે ન ગુરૂવણ પાર;
કર્તા સતગુરૂ સેવા કરો, સત્ ભાસે સંસાર. ૩

પરગટ ભાસે પંડમાં, તે બાહેર બોલે બોલ;
જડ ચૈતન્ય નહિ જુજવા, તન મન કીજે તોલ. ૪

---

૧. નવનિધિ–અર્થાત્ અનેક પ્રકારની વસ્તુઓ. સખી–સુખી. અથવા 'ઉદાર' એવો પણ અર્થ લેવાય. કેમકે અનાજ વગેરે પાકે ત્યારેજ ખેડુતો ઉદાર થઇ શકે. ૨. જ્યારે ઇ૦–જ્યારે આ સૂકવણાની જંજાળ (અગ્યાસ) મટે ત્યારે.

૧ બાજીગરનાં ઇ૦–બાજીગરનાં વાંદરાં જેવા અમે ગુરૂને આધીન છીએ; તે જેમ ખેલાવે છે તેમ અમે ખેલીએ છીએ. ૨. પરમ–શ્રેષ્ઠ.–વામન, પરશુરામ વગેરે અપરમ–શ્રેષ્ઠ નહિ–તિર્યંક જાતિના–મચ્છ, કચ્છ, વારાહ, નૃસિંહ, વગેરે. પરમપર–સૌથી શ્રેષ્ઠ–રામ, કૃષ્ણ, વગેરે. અગમ–જે અવતારોનું જાણી શકાતું નથી એવા. કેવળ ઇ૦–કેવળ તે અવતારોની બંદગી કરે છે. ૩. કર્તા ઈ૦–સદ્‌ગુરૂ એજ પરમેશ્વર રૂપ હોઇ સહુના કર્તા છે તેની સેવા કરો તો તમને સંસાર પણ સત્ (પરમેશ્વર રૂપ) ભાસશે. ૪. પરગટ ઇ૦–જે શરીરમાં પ્રત્યક્ષ ભાસે છે. શાથી ભાસે છે ? બાહેર ઇ૦–કેમકે તેજ બાહેર બોલ બોલે છે. અર્થાત્ જે બોલનારો છે. જેની સત્તાથી અર્થવાળી વાણીનો ઉચ્ચાર થાય છે તે આત્મા છે એવો અનુભવ તો દરેકને પ્રત્યક્ષજ થાય છે. અર્થાત્

નાથ વિના કાંઇ છે નહિ, એક તાહરી આશ;
કરજોડી વંદન કરૂં, નાથ સ્વામી અવિનાશ. ૫

### સવૈયા.

મચ્છરૂપ લીધું મનમોહન, ભગત તારણ રૂપ ભયોહે;
પાતાળ પ્રવસ કીધો તેં તો પ્રીતમ, વાલ દૈતાં કેરો વેર વહ્યોહે. ૧
શંખાસુર દૈતને હાથે સંહારિત, સરલ દાનવ વાર સહ્યોહે;
વેદ ગયેલ વાળ્યો તેં તો મોહન, રાજી કીધા વિપ્ર આપ રહ્યોહે. ૨
જેજેકાર વરતાવ્યો તેં જીવન, લોક પરલોક અરલોક લહ્યોહે;
કહે કવિ વેદવાલનકારણ, કેવળ મચ્છકો લક્ષ કહ્યો હે. ૩

### દોહરો.

ગુરૂ તમારી અકલગતિ, ધરણી અમર ધરણ;
મચ્છરૂપ અગમમતિ, ત્રણ લોકમાં તરણ. ૪

### સવયા,

કોરંભ રૂપ ધર્યો મનમોહન, ભૂમિનો ભાર લીધો શિર ભારી;
દીનાનો નાથ દયાળ દામોદર, નિગમ કહે ભયે નરનારી;

---

આત્મા સૌને પ્રત્યક્ષ છે. જડ ઇ૦–જેમ સોનુંજ અલંકાર રૂપે ભાસે છે માટે અલંકાર એ સોનાનું વિવર્ત છે, તેમ ચૈતનજ જડ રૂપે ભાસે છે માટે જડ એ ચૈતનનું વિવર્ત છે. અહીં સમજવાનું એ છે કે જેમ દૂધ પરિણામ પામીને દહીં થાય છે તેમ ચૈતન નષ્ટ થઇને જડ થયું નથી, પણ જ્યાં ખાંડ જોવી જોઇએ ત્યાં ( ખાંડના રમકડામાં ) મૂર્ખ બાળક હાથી જુએ છે, તેમ જ્યાં ચૈતન જોવું જોઇએ ત્યાં અજ્ઞાની ( તત્વજ્ઞાન નહિ સમજનારા ) લોકો પૃથ્વી, ઘર, દેહ, વગેરે જડ પદાર્થો જુએ છે. ૫. નાથ વિના–ચૈતન્ય બ્રહ્મ વિના.
૧. ભગત–સત્યવ્રત રાજા વગેરે. પ્રવસ કીધો–' પ્રવેશ કીધો ' એમ જોઇએ. વાલ–વેદ પાછા વાળી લાવવાને. ત્યાં પાતાળમાં તમે દૈત્યોની સાથે વૈરનું વહન કર્યું છે. તેમની સાથે વૈર કર્યું છે. શંખાસુર નામે દૈત્ય વેદ હરી ગયો હતો તેને મચ્છાવતાર ધરી માર્યો અને વેદ આણી બ્રહ્માને આપ્યા હતા.

૧. કોરંભ–( કૂર્મ ) કાચબો. દેવ દૈત્યોએ મળી સમુદ્રમંથન કર્યું તે વેળા કૂર્મ રૂપે મંદરાચળ પર્વતને પીઠ પર ધર્યો હતો, અને સમુદ્રમાંથી નીક-

મારીને રાક્ષસ ઉધાર્યાં તે મુકુંદ, અબલ અબલ પૃથ્વી તારી,
મહેરામણ જઇ મથ્યો મન માધવ, ચૌદ રત્ન લીધાં બ્રહ્મચારી. ૨

પૂરા દેવોને તું અમૃત પાવત, હરને વિષ દીધું મનહારી,
કવિ કહે કરજોડીને કેશવ, લક્ષ્મીવર રહ્યો ઘટલારી. ૩

## દોહરો.

કોરંભ રૂપ ધર્યું કર્ત્તારે, કરવા ઉત્તમ કાજ;
પન્નગ સહિત રાખ્યો શિરપર, રામભૂપ શિવરાજ. ૪

## સવૈયા.

વરાહ રૂપ ધર્યું તેં તો વિઠ્ઠલ, કરવા જુદ્ધ જો પૃથ્વી કાજે;
ધરણી જાત વ્હાલ ધરણીધર, ગોવિંદ મુખમાં રાખીને ગાજે. ૧

---

જેણું અમૃત, મોહની રૂપ ધરી દૈત્યોને છેતરીને, દેવોને પાયું. આ બાબત સવૈયામાં જણાવી છે. ભયે નરનારી-તમે નર હતા તે નારી-મોહિની થઈ. ૨. અબળ અબળ-નિર્બળ એવું અબળા રૂપ ધારણ કરીને. મેહેરામણ-સમુદ્ર. મન-મનથી. બ્રહ્મચારી-તમે સદા બ્રહ્મચારી છો કેમકે તમને કામવાસના સ્પર્શ કરતી નથી. ૩. પૂરા-ખરેખરા મનહારી-મનને હરણ કરો એવા હે ભગવાન! ઘટ લારી-ઘડા વડે અમૃતને લાહારી ( વેંહેંચી ? ) રહ્યો છો. અથવા ઘટમાં લાડી રહ્યો છો. ૪. પુરાણોમા એમ વર્ણન હોય છે કે પૃથ્વી શેષના માથા પર છે અને શેષનાગ કૂર્મ ઉપર છે. એ ધ્યાનમાં રાખીને કૂર્મ સ્વરૂપનું બીજું કાર્ય કહે છે. કોરંભ ઇ૦ પન્નગ-( સર્પ ) શેષનાગ. શેષનાગ સહિત શિવરાજ ( કલ્યાણના રાજા શ્રેષ્ઠ કલ્યાણ કર્ત્તા ) એવા રાય ભૂપ ( વિષ્ણુ રૂપી રાજા ) ને શિર પર રાખ્યો-પીઠ પર ધરી રાખ્યો. 'શિર' એ અહીં 'પીઠ' ને બદલે મૂક્યું છે, કેમકે કાચબાએ શેષને માથા પર નહિ પણ પીઠ પર રાખ્યો છે એમ પુરાણો વર્ણવે છે. આ અને હવે પછીની કેટલીક કડીઓમાં સવૈયાને અંતે 'કેશવ' શબ્દ આવે છે તે ઉપરથી કોઇ 'કેશવ' કવિએ આ લખ્યું હશે એમ માનવાનું નથી; માત્ર વિષ્ણુના અવતારોનું વર્ણન છે માટે વિષ્ણુ-વાચક કેશવ શબ્દ મૂક્યો છે.

૧. આ સવૈયાઓમાં વારાહ રૂપનું વર્ણન છે. તેની કથા પુરાણમાં એવી છે કે હિરણ્યાક્ષ નામે દૈત્ય પૃથ્વીને જળમાં લેઇ ગયો હતો. અર્થાત્ જળમય જગત્ હતું, તે વખતે ભગવાનના નાભિકમળમાંથી થયેલા બ્રહ્માની સૃષ્ટિ કમળ ઉપર વિસ્તાર પામતી હતી પણ તેમાં સમાઇ શકી

જળ વધ્યું બહુ જોરમાં જાદવ, સર્વે મેર સમેરૂપે રાજે;
રતેતે હાથ ગ્રહ્યો હરણી એક, મારી જો દૈત્ય રહ્યો જલમાં જે. ૨

નાભિકમળ બન્યો જુગ નાટક, નારાયણ બ્રહ્માને વેદ નવાજે;
કવિ કહે કરજોડીને કેશવ, રામ કેશવ ભજો મહારાજે. ૩

## દોહરો.

અવતાર દશ માહે કહે, સાચું નામ નિશાન;
ચૌદ લોકથી ચોગણો, વરાહ રૂપ વખાણ. ૪

## સવૈયા.

નરસિંહરૂપ ધર્યું બહુ નામી, પરમ ભકત પ્રહલાદને પાળ્યો;
થોડાશાં કામમાં પ્રગટયા સ્તંભમાં, નરસિંહ દેવ સબહી નાળ્યો. ૧

ભેભીત રૂપ દેખી સહુ ભૂપત, રાખસ મારકે હામહી ટાળ્યો:
સેવક કાજ આપે પુરૂષોત્તમ, ગર્વ જંતુનો સબહી ગાળ્યો. ૨

કરશેં નખ વધારીને કેશવ, વિદારે દૈત્યને મોરલીવાળો;
કવિ કહે કરજોડીને કેશવ, ચતુર્ભુજ તેરો સબહી ચાળો. ૩

---

નહિ. ( એ સૃષ્ટિને ' પ્રાચીકલ્પ ' કહે છે. ) ત્યારે હિરણ્યાક્ષની સાથે ભગવાને વારાહ રૂપ ધરી યુદ્ધ કરી તેને મારી પૃથ્વીને જળની ઉપર આણી. આ વાત જાણ્યા પછી સવૈયાનો અર્થ ખુલ્લો થઈ જશે. ધરણી જાત ઇ૦-ધરણીધર ગોવિંદ વ્યાલ જાત-( જંગલી પશુઓને સંસ્કૃત ભાષામાં 'વ્યાલ' કહે છે ) ના થઇને અને ધરણીને મુખમાં રાખીને ગાજે છે. ( કવિતામાં લગાર દુરાન્વય છે ). ૨. જળ વધ્યું-દૈત્ય ને વરાહના લડવાથી જળ ઉછળ્યું તેથી. જાદવ ઇ૦ ચારે પાસે જાદવ. વિષ્ણુ સુમેરૂ પર્વત જેવું રૂપ ધરીને શોભવા લાગ્યા (યુદ્ધ વખતે) રંતે તે-તે રતે-તે વખતે. હરણી એક-એક હરણીની પેઠ ( દૈત્યને માર્યો. ) મારી ઇ૦-તે વખતે એક હરણીની પેઠે હાથમાં ગ્રહીને જળમાં દૈત્યને જે મારી રહ્યો છે, ' તે વરાહ રૂપ તેં ધર્યું ' એ ગમ્ય છે. ૩. નાભિ કમળ ઇ૦-પોતાના નાભિકમળમાં જગતના નાટક રૂપ બનેલા બ્રહ્માને નારાયણ વેદ નવાજે -આપે છે. ૪. એ વરાહ કેવડો હતો તે કહે છે: ચૌદ લોકથી ઇ૦. નરસિંહ ૩. કરસેં-હાથથી.

### દોહરો.

નૃસિંહ રૂપ નિજ નામ છે, ભયો રૂપ ભયભીત;
પરમ બિરદને પાળવા, જીતો જીન અજીત. ૪

### સવૈયા.

વિચારૂં રૂપ ભયો ધન્ય વામન, આપ પ્રકાશી જે આપજ આવે;
રાજસભા જે સદ્દમન રીઝત, ચારૂ જે વેદની ધૂન્ય મચાવે. ૧

ચિત્ત વિમાનમાં બલ ઉચ્ચારત, પુરણ માંગો ને નમું કું પાવે;
ગોવિંદ મુખ એમો દાન માગત, ઠામ તીનું ક્રમ ધરતી પકાવે. ૨

પાતાળ ચાંપ દીયે રાજ પૂરણ, ગોવિંદ ગુણ અગોચર ગાવે;
કવિ કહે કર જોડીને કેશવ, ધામ કેવળ યું મન ધાવે. ૩

### દોહરો.

વામન અવતાર લિઈયા, કર્યું બલતણું કાજ;
ભક્તિ જેની ભાખીએ, રહ્યો અવિચલ રાજ. ૫

### સવૈયા.

ખટમો અવતાર ફરશુરામ ખેવન, વાણી ચારૂ વેદ ધનુરવિદ્યા;
સહસ જે હાથ સંહારન સામર્થ્ય, અનેક દૈત્યોને મારે છે અંદા. ૧

રૈણુ(કા) માતુ મારે પિતાવેણ રાખત, લોક વરણ બાંધ્યો જુગલંદા;
પચાશ કોડ પૃથ્વી અંગ પ્રીતગ, બ્રાહ્મણને દાન અંતર ભેદા. ૨

---

વામનાવતાર-આપપ્રકાશી—સ્વયંપ્રકાશ—પરમેશ્વર. ચારૂ—ચારે. ૨. ચિંતવિમાનમા-' ચિંતવી મનમાં ' એમ હોવું જોઇએ. બલ-બલિ રાજા. પુરણ-પૂર્ણ. બધી ઇચ્છા પૂર્ણ થાય એવું માગો. ક્રમ-ડગલાં. ૪ બળતણું-બલિરાજાનું. પરશુરામાવતાર-પરશુરામે પિતાના વચનથી પોતાની માતા રેણુકાને મારી અને સહસ્રાર્જુનને મારી એકવીશવાર નક્ષત્રી પૃથ્વી કરી બ્રાહ્મણને દાનમા આપી એ કથા પ્રસિદ્ધ છે

૧ અંદા ? અદા (વેર) રાખીને (?) ૨. જુ ગલંદા-બીજવાર. અંતરભેદા-અંતર્વેદી નામનો પ્રદેશ (?)

કોકણ દેશ વાસો કરૂણાકર, ક્ષત્રિને મારીને સહુને ધ્રુંધા;
કલ્યાણ કારણ પ(૨)શુ અવતાર કેવળ, ન કરી કાઉકી અનુને નિંદા. ૩

## દોહરો.

ફરશુરામકે ફેરમે, ધાલી છત્રિ શિર ધાત;
પિતાનું વાયક પાળવા, મારી રેણુકા માત. ૬

## સવૈયા.

સ્વામી શ્રીરામ ભજો સત્ સાહેબ, ધન્ય અવતાર જો ધનુષ્યધારી;
ક્રોધ ચઢાઇ બોલે કરૂણાકર, સબળી ફોજ કરો અબ સારી. ૧

જલસર પાજ બાંધી જગજીવન, તે પર વાંદર રીંછ ઉતારી;
લંકાનો કોટ લીધો સત્ લાલન, મહા મગરૂર રાવણ મારી. ૨

વિભિષણ રાજ દીયો સત્ ભૂધર, નામસેં પાર તરે નરનારી;
કાજુ રામ નામ ભજો સત્ કેવળ, હાર્યો તે જીત્યો જીત્યો નર હારી. ૩

## દોહરો.

રામ નામ પઢ તું હે રદા, પઢતાં સત્ પઢાયે;
આપે નિજ અવતાર છે, જો રામસેં રામ થઇ જાયે. ૭

## સવૈયા.

હુવો રૂપ આદમે તું લક્ષ્મીવર, દેવકી માત વાસુદેવ દેવા;
વદન જોવાને તે આવ્યા મુનિવેર, સુરીનર સત માનવ સેવા.

---

૩ કોકણ ઇ૦– એમ કહેવાય છે કે પછી પરશુરામ કોકણમાં જઇને રહ્યા છે. અનુને–( ધનુને ) એમણે.

૨. જળસર–જળના માથા ઉપર. ૩. કાજુ–સારૂં. હાર્યો ઇ૦–જગતથી જે હાર્યો–કંટાળ્યો છે તે ઇશ્વરના માગમા જીત્યો છે, અને જે જગતમાં જીત્યો–તેમા લોભાયો છે, તે ઇશ્વરના માર્ગમા હાર્યો છે. હે રદા–હે હૃદય ! આપે ઇ૦–તું પોતેજ પોતાનો અવતાર છે. અવતાર પણ આત્મા છે ને તું પોતે પણ આત્મા છે. રામસેં ઇ૦–રામની સાથે એકતાન થતાં જીવ પણ રામ ( પરબ્રહ્મ ) થઇ જાય છે.

પાંડવો કેરો પ્રતિપાલ પ્રીતમ, મોટે કીધે ભૂપ ચુગાવે તે મેવા;
કૌરવ માર સંહારે તેં કેશવ, લાજ પાંચાલીની ના દીધી લેવા. ૧

વ્રજમાં રાસ ખેલ્યો તું તો વિઠ્ઠલ, હેરવા નાર જો પારકી હેવા;
નામ કનૈયો તું નાગકો નાથન, ભોરંગ નાર ન જાણે તે ભેવા.
કંસનો વંશ નિકાસ્યો તેં કાનર, તે રાજ્ય દીયો ઉગ્રસેન તેવા;
કૃષ્ણનું નામ ભજો સત કેવળ, અલખ બ્રહ્મ ભયે નર એવા. ૨

## દોહરો.

સહુનો તારક શ્યામ છે, ભજી જો ભગવાન;
અનેક ભક્તન આગળે, સોહી સમજે સાન. ૮

## સવૈયા.

બુદ્ધજી રૂપ લીધું જગજીવન, ધન્ય અગોચર કે મન ધ્યાની,
ઘણો નરનારીનો વેર ધરોધર, હેત પ્રીતિતણી કીધી છે હાની;
આચાર ભ્રષ્ટ થશે બહુ ઉત્તમ, મધ્યમકે તુલસી ગઉ માની,
પ્રજા જીવજંતુ ( સબી ) દુઃખ પાવત, બુદ્ધિ કુબુદ્ધિમાં બોલશે વાણી. ૧

બાંધશે ભેખ સહુ ઘરબારણે, દુનિયાં દયા નહિ સત દાની,
નીતિ અનીતિ કરે જગ નાટક, ગોખર રૂપ અનંગે જો જ્ઞાની;
વેદ પુરાણ વાંચે જૂઠાં વિપર, છેલ્લી જો સંધની આવી નિશાની,
કર તું બંદગી સાચી સત કેવળ, લગેલી લા છે જો સબી હોલાની. ૨

---

૧ મોટે ઇ૦–તે પાંડવને મોટા ભૂપ કર્યાં અને તેમને (,વૈભવરૂપી ) મેવા તું ચુગાવે છે–ચરાવે છે–ખવરાવે છે. ૨. હેરવા–જોવા ભોરંગનાર–નાગપત્નીઓ. ભેવા–ભેદ.

૧ ધન્ય ઇ૦–અગોચર બ્રહ્મનું મનમા ધ્યાન કરનાર તે બુદ્ધજીને ધન્ય છે. હવે તે બુદ્ધના વખતમાં જગતની સ્થિતિ કેવી થશે તે વર્ણે છે, ઘણો ઇ૦–ધરોધર નરનારીને ઘણો–ઘણું વેર થશે, ઇત્યાદિ સ્પષ્ટ છે. ૨ ગોખરરૂપ–બળદ ને ગધેડા જેવા વિષયી. જૂઠાં–અનાવટી અથવા વાંચે પણ તે પ્રમાણે વર્તે નહિ છેલ્લી ઇ૦–કલિનો અંત અને સત્યયુગના આરંભના સંધિકાળની છેલ્લી નિશાની આવી–આ રીતની છે. લગેલી ઇ૦–જે લહાય લાગેલી છે ( કળિયુગ રૂપી ) તે સબી ( બધી ) હવે સત્યયુગ બેસવાનો વખત આવવાથી હોલાઇ છે–હોલાણા આવી છે. ઉનમુનિ–બુદ્ધિની લયરૂપ પાંચમી અવસ્થા. નિજ.

### દોહરા.

બુદ્ધજી કેરી બુદ્ધિનો, ઉનમુનિનો અંગ;
નિજ નામ જાણે નહિ, ભયો ધર્મનો ભંગ. ૯

### સવેયા.

કલંકી નામ ધર્યું કરુણાકર, અલાસર કામ કાજુ કર એહી,
હિમરપીઠ ચઢી કીની હુજર, ખલક હોય મેના તળે એહી;
મૂલક રાખ કાલિંગાકુ મારત, સાહેબ સેન્ય કેરી નાવત સેહી,
અલખ સંગે દેવીદેવ આવત, નારાયણ નામ કે આદ્ય સનેહી. ૧

અવિચળ નામ આદ્ય અવિનાશી, દાસ તારવાને ધરી છે દેહી,
હરિશ્ચંદ્ર પાંડવ પ્રહ્લાદ હજુર, તે સંગ બલ ગોરખને લેહી;
કોડ તેત્રીશ સેના ભેળી કરત, તે સત મારે કાલંગાને તેહી,
પ્રજા ત્યારે તો સહુ સુખ પાવત, માગ્યા જ્યારે આવે વરખા મેહી. ૨

વણુથલી વિંવા જાવે જાન વિઠ્ઠલ, જમુના ગંગા ગાવે ગીત જેહી,
એહી વિધિ સુખ દેશે આલમ, વૃક્ષ ફળે જોએ સફળ વેહી;
કામધેનુ દૂધ દેવે સવા કલશ, રેંણીબંધ છેવ સહુ ઘટ રેહી,
વાણીવેદ વિપ્ર ફળશે જો વાયક, ઘણો ધન માલ જો આનંદએહી.૩

સત સમાગમ કરે સત મોબત, પુણ્ય પ્રભાવ ચસે મન ઐહી,
કર તું બંદગી સાચી સત્ કેવળ, કલંકી નામ તે દશમો કેહીં. ૩

---

નામ–'હું ' બ્રહ્મ છું ' એ બાબત. ધર્મનોભંગ–વૈદિક ધર્મનો ભંગ. બૌદ્ધો સઘળું શૂન્ય અને ક્ષણિક માને છે એટલે તેમને મને આત્મા પણ ક્ષણિક અને અનિત્ય છે, તેથી ' નીજનામ જાણે નહિ ' એમ કહ્યું છે.

કલ્કીઅવતાર. ૧. અલાસર–સાસર ન કરતાં—વેળાસર. હિમર—કલ્કી ઘોડો ( ? ) ખલક ઇ૦–એના, હાથ નીચેની સેનામાં. આખું ખલક આવરો કાલિંગા–યવનો ( ? ). સાહેબ ઇ૦—સાહેબ ( કલ્કી ) ના સૈન્યની સેહેમાં જે આવતા નથી એવા ( કાલિંગાનું વિશેષણ ). અલખ-સંગે–કલ્કીની સહાયમાં. ૩. વણુથલી–વામન સ્થલી. મન મેહી–મનની સ્પૃહા–ઇચ્છા પ્રમાણે.

દોહરો.

સરે અવતાર દશમો, નિજ વસ્તુનું નામ;
પ્રજા સકળને પાળવા, કરવા ઉત્તમ કામ; ૧૦

## ગુરૂમહિમા.

### શિષ્ય ઉવાચ. પ્લવંગમ છંદ.

ગુરૂ ચરિત્ર જ્ઞાન, બતાવો વેદમાં, સમજાવો તમે શિષ્ય ભણાવો ભેદમાં;
દાસને દો દેદાર, પરો કરો પાપને, જીવ ટળે જંજાળ ત્રિવિધિના તાપને. ૧

ઇંદ્રિયજીત અજીત, મળ્યા ઉમેદમાં, ગુરૂચરિત્ર એ જ્ઞાન બતાવો વેદમાં;
શરણે આવ્યો શિષ્ય, ઉગારો આપરે, આણો ચોરાશીનો અંત જપાવો જાપ રે.૨

ખેલત કીધો છે ખુન, અનેકમાં આપરે,પીછું ન જોયો પાપ ત્રિવિધિના તાપ રે,
દીજે મને ઉપદેશ, વીસવા વિશરે, અગમ ગાંડો ઇશ, દેખે જુગદીશ રે. ૩

ફેકટ લાગ્યો ફંદ, મૂકાવો મુજને, સમરૂં સોહી શ્યામ, સ્તવું મેં તુજને;
આઠે પહોર આનંદ, ઉપજે ઉરમા, નૂરમાં મેળ્યો એક નૂર,શમી ગયો સૂરમાં ૪

ભૂલ્યા બતાવણુ ભેદ, ગાંડો સોહી જ્ઞાનરે, મન મળે મહારાજ ધરૂં મન ધ્યાન રે;
ધરીએ ધીરજ ધ્યાન, મૂળનવ કુમુદરે, સમરે શ્વાસ ઉચ્છાસ, સુષુમણા શુદ્ધરે. ૫

---

૧. દેદાર-સ્વરૂપ. દેદાર દો-દર્શન કરાવો. પરો કરો-દૂર કરો. ચોરાશીનો-ચોરાશી લક્ષ યોનિઓમાં જન્મવાનો. ૩. ખેલત ઇ૦-મેં તો રમતાં રમતાં ( પોતાનાં આત્માનું ) ખૂન કર્યું છે, કેમકે વિષયભોગમાં આયુષ્ય ગુમાવ્યું છે. તમે તો અનેકમાં વ્યાપી રહ્યા છો. વીસવા વીગ-વીશ વશા. અગમ-હે અગમ, હે ઇશ, હે જગદીશ. ( ગુરૂના વિશેષણ છે ) મને ગાંડો ( મૂર્ખ ) દેખો ( જાણો ). ૪. નૂરમા ઇ૦-કોઇ ગુરૂ મને મળ્યા તેમણે તેજમાં તેજ મેળવી દીધું અને હું ( દ્રષ્ટા ) સૂરમા શમી ગયો. નાદાનુસંધાનમાં લીન થઇ ગયો.*( પણ મને આત્મસ્વરૂપનું ભાન તો નજ થયું, એમ કહેવાનો ભાવ છે ). ૫. સોહી જ્ઞાન-ઉપર કહ્યુ તે જ્ઞાન. હવે કેવું જ્ઞાન જોઇએ છીએ તે કહે છે ધરીએ ઈ૦ મૂળ ઇ૦-મૂળ સ્થાનથી ( આધાર ચક્રથી ) આરંભીને નવ કુમુદ ( કમળ ) સમજાવો. યોગના ગ્રંથોમાં છ, સાત, આઠ, ને નવ સુધી ચક્રો શરીરના જુદાં જુદાં સ્થાનમાં વર્ણ્યાં છે. જેમ ઝાડમાંથી જે જગોએ ડાળી ફૂટે છે ત્યાં ગોળાકાર ચક્ર જેવી- રેષાઓ થાય છે તેથી તેને ચક્ર કહે છે, તેમ શરીરમાંની શિરાઓના ફાંટા ફેલાયા હોય તે સંધિઓને પણ ચક્ર કહે છે.

ત્રિવેણી કેરે તીર, ઉલટા આવણા, પાંચેને પરમોદ, મન શુદ્ધ ભાવણા;
સમેર ઉપર સોય, મેળાવો મુજરે, ખડકી અંગમ ખોલ, સુરીમુનિ સુજરે. ૬

## મોતીદામ.

નમું ગુરૂ નિર્ગુણ અવિગત નાથ, હવે હરિ હેત કરી ગ્રહો હાથ;
પ્રીતે કરી નમું હવે હરિ પાય, સ્થિર મન ધ્યાન અગોચર થાય. ૧

નમું ધન્ય ગુરૂ રહે નિરધાર, પ્રીતે કરી ગુણ ગાઉં (હું) અપાર;
ગુરૂ બ્રહ્મભેદ અગોચર જ્ઞાન, દયા ગુરૂદેવ અવિચળ દાન. ૨

મળ્યા ગુરૂ પારસ સ્વરૂપ મોઇ, હરિહર વિપ્ર અનુપમ હોઇ;
સ્વામી મળ્યા શિવકે અંતર સોઇ, તાર્યો ગજરાજ અહલ્યા તોઇ. ૩

---

એવી જગોએ જુદી જુદી ધારણાઓ કરવાનુ યોગગ્રંથો બતાવે છે. સમરે '–શ્વાસ અને ઉચ્છ્વાસ સમાન રહે એ રીત બતાવો. તેજ પ્રમાણ શુદ્ધ સુષુમ્ણા નાડી અને ત્રિવેણીની તીરે ઉલટું આવવાની રીત બતાવો ઇડા, પિંગલા, ને સુષુમ્ણા નામની નાડીઓને માર્ગે સ્વાભાવિક રીતે વાયુ વહે છે: પણ તે સ્વાભાવિક ગતિ રોકીને તેને બ્રહ્મરંધ્રમાં લેઇ જવો એ ઉલટી ગતિ છે. એ 'ઉલટા આવણા' સમજવો. ૬. પાચેને ઇ૦ શરીરમા પગથી ઘુંટણ સુધી પૃથ્વી તત્વ, ઘુટણથી જંઘા સુધી જળ તત્વ, જંઘાથી નાભિસુધી અગ્નિ તત્વ, નાભિથી હૃદય સુધી વાયુ તત્વ, હૃદયથી મસ્તક સુધી આકાશ તત્વ. એવા વિભાગ પાડીને તેની ધારણા કરવાના રીત બતાવી છે–તેને ઉદ્દેશીને કહે છે એ પાંચે તત્વોને પ્રબોધાને તેમા મનનું શુદ્ધ ભાવું એટલે બીજી તરફ મન ન જતાં તેમાજ રહે, એવો ઉપાય બતાવો. સમેર ઉપર–મેરૂ ઉપર–બ્રહ્મરંધ્રના જગાને 'સુમેરૂ' 'શૂન્ય શિખર' એવાં નામ આપેલાં છે. શિષ્ય કહે છે કે મને ત્યાં મેળાવો–ત્યાં મારા મનની સ્થિતિ થાય એવો ઉપાય બતાવો. ખડકી–બારી. અગમની બારી ઉઘાડો જેથી મને સુરી મુનિ–દેવો અને ઋષિઓ જોવામા આવે અથવા દેવર્ષિઓને જેની સૂજ પડી છે તે બ્રહ્મજ્ઞાનની બારી મારે માટે ઉઘાડો.

મોતીદામ. ૧. અવિગતના–અવગતિ (જ્ઞાન) ના ધણી. સ્થિર ઇ૦–અગોચર બ્રહ્મનું ધ્યાન કરવામાં મારૂં મન સ્થિર થાય. ૨ રહે નિરધાર-નિશ્ચળ રહે. ગુરૂ ઇ૦–ગુરૂજ બ્રહ્મનો ભેદ (મર્મ) અને અગોચર જ્ઞાન બતાવે એવા છે. દયા ઇ૦–એ ગુરુ દેવની દયા હોય તો બ્રહ્મજ્ઞાન રૂપી અવિચળ દાન મળે. ૩. વિપ્ર-બ્રહ્મા. ગુરૂ બ્રહ્મા વિષ્ણુ શિવ સ્વરૂપ છે. સ્વામી ઇ૦–ગુરૂ રૂપી સ્વામી મને મળ્યા છે તેજ શિવજીના અંતરમા પણ છે, અને ગજરાજ તથા અહલ્યાને તાર્યાં છે તે પણ તેજ છે.

પ્રીતે કરી પ્રહ્લાદ રાખ્યો એ પાસ, નમું ગુરૂ આપ વડા અવિનાશ;
વંદુ ગુરૂ વેદાંકી કરન વા'ર, તમે ગુરૂ રૂપ ધરો અવતાર. ૪

ભલા ગુરૂ ભક્ત ઓદ્ધારણ ભૂપ, સ્વામી ગુણ સુણ અનુપમ રૂપ;
રામ સત લક્ષણ આતમ રામ, કેત્તી કલારૂપ ધરે કીયે કામ. ૫

પૂરા ગુરૂ જલસર બંધન પાજ, લીધી તમે લંકતણી ભર લાજ;
દુઃખ તમે દૈત્યોને પૂરણ દીધુ, કેઈ કર્મ અધમ ઉત્તમ કીધું. ૬

પાપી જંતુ આપ ઉદ્ધારણ પાર, શબ્દ હંસ સૂરત નૂરત સાર;
મળે હંસ માન સરોવરમાય, ગુરૂગમ અગમ ગીતા જો ગાય. ૭

પૂરા ગુરૂ બ્રહ્મ શબ્દ હંસ પાય, થીર મન કાજ અમારૂં જો થાય;
શશી ગુરૂ સૂરજ વીરજ શામ, હાલો ભર જળથલ બંધન ઠામ. ૮

કરી ચાર વાણી ખાણી કરતાર, નાણું નામ કામ કીયો નરનાર;
ભલા ગુરૂ રૂપ ધરો ભયભીત, જોગી મત કોણ લેવે ગુરૂ જીત. ૯

---

૪. વેદાંકી ઈ૦–વેદોની વાહાર કરનાર ( મત્સ્યરૂપે ) તે પણ તમેજ છો. ૬. જળભર–જળને માથે–પાણી ઉપર કેઈ ઈ૦–તમે કેટલાંક અધર્મ કર્મ ( કરનારને ) ઉત્તમ કરી દીધા–મોક્ષ આપ્યો. ૭. શબ્દ હંસ ઇ૦– તમે ' सोहं हंस ' એ શબ્દ રૂપી ' હંસ ' આત્મા છો. તમેજ સુરત ( સવિકલ્પ ધ્યાન રૂપ ) અને નુરત ( નિર્વિકલ્પ ધ્યાન રૂપ ) છો. મળે ઇ૦–જો ગુરૂથી મળેલી ગમ ( જ્ઞાન ) પ્રમાણે અગમ ( અગમ્ય ઇશ્વરની ) ગીતા ગાય, મતલબ કે ધ્યાન કરે, તો જેમ માનસરોવરમા હંસ મળે છે તેમ, મનમાં આત્મ સાક્ષાત્કાર થાય ૮ પાય–પામે મનકાજ–મન અને મનનાં કાર્ય. કલ્પના ઇ૦ શશી ઇ૦–હે ગુરૂ તમે ચંદ્ર વગેરે છો વીરજ–विरजः–નિર્મળ. શામ–સ્વામી. અથવા સૂર્ય ને ચંદ્ર, નિર્મળ ને શામ ( કાળું ), હાલો ને ભરેલો જળ ને થળ બંધન ને ઠામ ( સ્થિર રહેલો–બંધન વગરનો ) એ સઘળુ તમેજ છો. અથવા હે ગુરૂ સૂર્ય ચન્દ્રાદિ અને કાળું ( આકાશ ) અને ભરેલું જે જળ ને સ્થળ જેને તે સઘળું બંધાતુ ઠેકાણું ર અર્થાત્ મુક્ત નો તમેજ છો. ૯. ચાર વાણી–પરા, પશ્યન્તી, મધ્યમા, વૈખરી ચાર ખાણી–જરાયુજ, અંડજ, સ્વેદજ, ઉદ્ભિજ્જ ના ,–તપાસી જોઉં છું. વિચારી જોઉં છું તો વસ્તુ માત્રનાં નામ, કામ ( વસ્તુની શક્તિ ), નર ને નારી એ તમેજ કર્યું છે. ભલા ઇ૦– ભયભીત ( ભયાનક ) રૂપ પણ તમેજ ધરો છો. જોગીમત–યોગ જાણનારની બુદ્ધિથી.

દેખ્યા ગુરૂ આતમ દીનદયાલ, પાણી મધ્યે આકાશ દેખ પીઆલ;
તમો ગુણ પાંચ ઉપાયા છે તંત, જુઓ ગુણ રાજસ જીવા એ જંત. ૧૦
સરે ગુણ સાત્વિક અંતર સાન, પચીસામાં આપ કરે છે પેહેચાન;
પુરો ધન મન કીધો પરપંચ, વાણી વેદ ભેદ અગોચર વંચ. ૧૧
એવી ગુરૂ કલા કરો છો અનંત, જાણે નહિ ભેદ ચોરાશીનો જંત;
પ્રીતે ગુરૂ જંતુ ઉતારો એ પાર, સ્વામી ગુણ ગાવે તારો આ સંસાર.૧૨

× × × ×

અખંડ આનંદ ગુરૂ સોહી આપ, ત્રિવિધિના ટળશે કેવળ તાપ. ૧૩

## સાખી.

સંસાર સ્વામી સત્ય છે, શરણે આવ્યો શિષ્ય;
ઈંદ્રિય જીત ગુરૂ અચળ છે, દેખ્યા મેં જુગદીશ. ૧

સ્મરૂં સત્ ગુરૂ દેવ સ્વામી, ગુરૂ ગુણપત સત્ ગ્નાન;
શુદ્ધ સુરત માત શારદા, ધરૂં અગોચર ધ્યાન. ૨

રહેવે સંશય શરીરમાં, પ્રાણીની કોણ પેર;
રવડ્યો ઘણો હું રાતમાં, ગુરૂજી લાવો ઘેર. ૩

સંશયથી મને છોડવો, પ્રાણી કરો પરમ;
રવિ પ્રકટે રાતમા, કાટો તમ સહુ કર્મ. ૪

---

૧૦. દેખ્યા ઇ૦–દીનદયાળ ગુરૂને ( મનમાં ) આત્મા રૂપે દેખ્યા, જેમ પાણીમા આકાશનું પ્રતિબિંબ જોવામાં આવે છે તેમ. અંતઃકરણમાં પ્રતિબિંબિત ચૈતન્ય તેજ જીવ છે, એમ વેદાંતીઓ માને છે. પિયાલ–પ્રિય. તમો ગુણ ઇ૦–પ્રકૃતિના તમો ગુણમાંથી પાંચ ( ભૂત ) ઉત્પન્ન થયાં છે. તંત–તંત્ર–રચના. રાજસ–રજો ગુણથી જંતુઓ જીવે છે. અર્થાત્ કર્મેન્દ્રિયોની ઉત્પત્તિ રજો ગુણમાથી માનેલી છે. ૧૧. જ્ઞાનેંદ્રિયો તથા અંતઃકરણ સત્વગુણથી ઉપજ્યાં છે તે કહે છે' સરે ઇ૦. પચીસામાં–પચીસ તત્વોમાં, પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ કર્મેંદ્રિય, પંચ પ્રાણ, પંચ મહાભૂત, ચાર અંતઃકરણ, જીવ, એ પચીસ તત્વોમાં આપ ( પરમાત્મા ) પહેચાન કરે છે–સાક્ષી રૂપે–દ્રષ્ટા રૂપે રહે છે. અગોચર વંચ–વચનને અગોચર. ચોરાશીનો જંત–અનેક જન્મ ધરનાર જીવ.

૨ સુરત–સુરતા રૂપી શારદા માતા અથવા જેમાં સુરતા બેસે એવા સગુણ દેહને ધારણ કરનારી શારદા માતા. ૩. વે–એ. થવા રહેવે–રહેના અર્થમાં, રાતમાં–અજ્ઞાનાંધકારમાં. ૪. પરમ–બ્રહ્મરૂપ. રવિ ઇ૦–અજ્ઞાન રૂપી રાતમાં જ્ઞાન

ભૂતલ ઉપર ભમતો, ફરિયો જંતુ ફેર;
ખાણુ ચોરાશી ખેલવા, બનાવ્યો કેના બેર. ૫

પૂરવમાંહી પરવર્યો, પશ્ચિમ ગયો પીઆલ;
તનમન દીધો ઉત્તરે, દક્ષિણ દેખ દયાલ. ૬

અગ્નિ ખૂણે એક છે, ઇશાન ખૂણે ઇશ;
નૈરૂત ખૂણે નાયકજી, વિસવા વાવ્યે વિશ. ૭

ઉલટો આવ્યો ઉપરે, અગમ ઘેર આકાશ;
દરશન દીનો દેવરો, પરગટ દેખ્યો પાસ. ૮

અંત તંતને અંતરે, સ્મરણ રટે જ્યમ શેષ;
રાજા બલને રીઝવી, દીધો ત્રીજો દેશ. ૯

મધ્યમાં આવ્યો માણવા, કરવા ઉત્તમ કાજ;
સત ગુરૂ ભેટ્યા સેંજમાં, રામ નામનું રાજ. ૧૦

ફેરા ચોરાશી હું ફર્યો, ન પામ્યો જ્યાં સુધી નામ;
અનંત જીવમાં આથડ્યો, કશું ન સરિયું કામ. ૧૧

મેં તો વિચાર્યું મનમાં, તનમાં નહિ તે તારૂં;
વદાણા દેખ્યા સ્વારથી, સંસાર ધન સારૂ. ૧૨

કુટુંબ કબીલો કામની, જોયો સઘળો જીવ;
સાથે કોઇ નહિ સંચર્યાં, સમર્યો નાહી શિવ. ૧૩

ખંડ નવેમાંહી ખોજિયા, ભૂતલ ઉપર ભૂપ;
કોણ બતાવે કેવળા, રામ તણું એક રૂપ. ૧૪



---

રૂપી સૂર્ય ઉગે એમ કરો. તમ કાટો ઇ૦-કર્મ રૂપી તમ ( અંધારૂં-અજ્ઞાન ) કાટો. ૫. બેર-વાર. ૬. પીઆલ-પ્રિયાળુ-પ્રિય ૭. વિસવા-વરા. ( વીશ વશા-નક્કી ) વાવ્યે-વાયવ્ય ખૂણામાં. ૮ બધી દિશામાં ફર્યો પણ પરમેશ્વર મળ્યો નહિ, પણ તે હૃદય રૂપી ચિદાકાશમાં મળ્યો તે કહે છેઃ અગમ ઘેર આકાશ ઇ૦. ૯. અંત ઇ૦-અંતરમાં તંત ( નાડી-સુષુમ્ણા ) ની અંતરે ( માહે ) આ તમારો શિષ્ય તમારૂં સ્મરણ કરીને શેષની પેઠે ( શેષ જેમ બે હજાર મુખથી રટે તેમ ) તમને રટે છે. રાજા ઇ૦-તમેજ બલિ રાજાને ખુશ કરીને ત્રીજો દેશ-ત્રીજું પાતાલ ( સુતળ ) આપ્યું છે. મધ્યમાં-મૃત્યુલોકમાં. ૧૨ તનમાં-શરીરમાં.

9

પરગટ દેખો પાંચમે, આદમ જ્યોત અપાર;
ગુરૂ વમે સર ગાંડીગો, પંચ તનની પાર. ૧૫

નવાંમાંહી નરખ લ્યો, નવાંથકી છે ન્યારો;
ગાંડા ગુરૂની અગમગત, વેદ ઉપાવનવારો. ૧૬

નિજ સ્વરૂપી નામ છે, તીન સતાનો તારો;
ગાંડા ગુરૂની અગમગત, નાદબુંદથેં ન્યારો. ૧૭

પ્રગટે તત્વ પાચ ને, જાદવ છઠ્ઠો તું જાણ;
રામને બનાવી રચના, પ્રેમ ગાડો પરમાણ. ૧૮

## ગુરૂ ઉવાચ. મોતીદામ.

નહિ હું તો નામ, નહિ હું તો નીર, નહિ હું તો પાપ, નહિ હું તો પીર;
નહિ હું તો તેજ, નહિ હુ તો તાર, નહિ હું તો ભેદ, નહિ હું તો ભાર. ૧૯

નહિ હું તો વાય, નહિ હું તો વર, નહિ હું તો નાર, નહિ હું તો નર,
નહિ હું તો વેદ, નહિ હું તો વાસ, નહિ હું તો ભાન, નહિ હું તો ભાસ. ૨૦

નહિ હું તો જોગ, નહિ હું તો જાપ, નહિ હું તો નીમ, નહિ હું તો નાત;
નહિ હું તે વન, નહિ હુ તો વાસ, નહિ હું તો શબ્દ, નહિ હું તો શ્વાસ. ૨૧

નહિ હું તો ધન, નહિ હું તો ધાર, નહિ હું તો મન, નહિ હું તો માર;
નહિ હુ તે ચિત્ત, નહિ હું તો ચોર, નહિ હું તો મેવ, નહિ હુ તો મોર ૨૨

નહિ હું તો રાંક, નહિ હું તો રાજ, નહિ હું તો કમ, નહિ હું તો કાજ;
નહિ હું તો કોધ, નહિ હું તો કાર્ય, નહિ હું તો ગુણ, નહિ હું તો ગાલ. ૨૩

નહિ હુ તો દાન, નહિ હુ તો દેવ, નહિ હું તો શ્યામ, નહિ હું તો સેવ;
નહિ હું તો હદ, નહિ હું તો ધામ, નહિ હું તો વાર, નહિ હું તો દામ ૨૪

---

૧૫ પાચમે-પાચમી 'ઉન્મની' નામે અવસ્થામા આદમ જ્યોત-જ્ઞાન સ્વરૂપ બ્રહ્મ. સર-મારો ગાંડીગો-વ્યવહારમા અજાણ-વ્યવહાર વગરનો જ. પંચતન-પચંગ ૧૬ નવામાહી-નવ નાડીઓમાં ૧૭ તીન સંતાનો-ત્રણ સતાનોમાથી તારો પ્રકૃતિના ત્રણ ગુણથી બચાવો નાદબુંદ-અનહદનાદ અને તાલુમાથી ઝરતુ અમૃતબુંદ. (જોગના ગ્રંથોમા પ્રસિદ્ધ છે) ૧૮ જાદવ-પર બ્રહ્મ. રામને-રામે-ઇશ્વરે ૧૯ પીર-પીડા, અથવા પીર. તાર-તાગ. ૨૦. વાય-વાયુ. વર-શ્રેષ્ઠ વાયુથી શ્રેષ્ઠ આકાશ પણ હું નથી. ૨૩ ગાલ-ગાળ.

નહિ હું તો જાલ, નહિ હું તો વેર, નહિ હું તો ભૂન, નહિ હું તો ઝેર;
નહિ હું તો ભાન, × × × × નહિ હું તો દાય. ૨૫

નહિ હું તો ધામ, નહિ હું તો ધીર, નહિ હું તો માન નહિ હું તો મીર;
નહિ હું તો સોમ, નહિ હું તો સૂર, નહિ હું તો નગ, નહિ હું તો નૂર ૨૬

નહિ હું તો આદ્ય, નહિ હું તો અંત, નહિ હું તો જાણુ નહિ હું તો જંત;
નહિ હું તો પગ, નહિ હું તો પાણુ, નહિ હું તો ખેલ, નહિ હું તો ખાણુ. ૨૭

નહિ હું તો ફૂળ, નહિ હું તો કુળ, નહિ હું તો માય, નહિ હું તો મૂળ;
નહિ હું તો રવ, નહિ હું તો રાત, નહિ હું તો ભવ, નહિ હું તો ભાત. ૨૮

નહિ હું તો ભોમ, નહિ હું તો ભૂપ, નહિ હું તો રંગ, નહિ હું તો રૂપ;
નહિ હું તો શુભ, નહિ હું તો સાર, નહિ હું તો ખૂન, નહિ હું તો ખાર. ૨૯

નહિ હું તો છાવ, નહિ હું તો બાવ, નહિ હું તો ચૂપ, નહિ હું તો ચાવ;
નહિ હું તો શાહ, નહિ હું તો ચોર, નહિ હું તો મધ્ય, નહિ હું તો મેર. ૩૦

નહિ હું તો બાલ, નહિ હું તો વશ, નહિ હું તો હાસ્ય, નહિ હું તો હેત,
નહિ હું તો ખ્યાલ, નહિ હું તો ખેલ, × × × × ૩૧

નહિ હું તો બીજ, નહિ હું તો બૂઝ, નહિ હું તો ગુણ, નહિ હું તો ગુજ;
જુઓ અવિગત, અજપાએ જાણુ, ધંધુકાર આકાર, શૂન્ય નિશાન. ૩૨

ઇચ્છા મન અલખ, આપોઆપ, જનયમ કર્યું, મેં રૂપ ઉપાય;
કાયાવન રહ્યું, અખંડ આકાર ધણી રામનામ, રહ્યો નિરધાર; ૩૩

ઓહંકાર અક્ષર ઉપર એક, સોહકાર શબ્દ, કારણ સેક,
રહ્યો દૂર દોઉથી, આપ સ્વરૂપ, નિરગુણ રૂપ, અરૂપ ન રૂપ. ૩૪

---

૨૭. પાણુ-પાણિ-હાથ. ૨૮. માય-માતા માદા રવ-રવિ ૩૩ બૂઝ-જ્ઞાન. ગુજ-ગુહ્ય-છાનું. અવિગત-અજ્ઞાત. અજપાએ-અજપાવડે જે જપાય છે તે. શ્વાસોચ્છ્વાસ થતી વખતે સ્વાભાવિક રીતે 'સોહં' ઉચ્ચારણ થાય છે તે અજપા કહેવાય છે, તે હું છું. ધુંધુકાર ઇ૦-બન્ને-ભ્રૂકુટીની વચ્ચે ધ્યાન કરવાથી પ્રથમ (ધૂમ્ર સમાકાર) ધુંધળું દેખાય છે પછી તેજસ્વી, અને પછી શૂન્ય દેખાય છે એમ યોગ જાણનારા કહે છે ૩૪. ઇચ્છા ઇ૦-મનને અલખની ઇચ્છા થાય છે પણ તે આપે આપ ઓળખ છે કાયાવન ઇ૦-કાયા રૂપી વન ગાર રહ્યું છે તેનો ધણી અખંડ આકારવાળો રામ નામનો છે મતલબ કે દેહમાં જે અખંડાકાર વૃત્તિ ઉપડે છે તે બ્રહ્મ છે. ૩૫ ઓહંકાર ઇ૦ અક્ષર બ્રહ્મનું વાચક છે. તેમાંથી ત્રણ ગુણ અને આખું વિશ્વ થયું

સ્વામી ગુરૂ કહે, તે સાંભળ શિષ્ય, અગોચર ગારો, ગુરૂ સોહી ઇશ;
ધરો મન ચેતન, અગમ ધામ, નિરાકાર આકાર નારાણનામ. ૩૫

## શિષ્ય ઉવાચ. મોતીદામ.

ખૂઝે ગુરૂ શિષ્ય અગમની વાત, ન જાણીએ તોરી એ મોરી એ નાત;
ભલી ખાણ ચાર ઉપાવીએ ભાત, જાણું એક જોગ તણી મત જાત. ૩૭
દેવી દેવ કેવા ઉપાયથી હોય, હરિ હર વિપર કયું કર હોય;
ત્રણ ગુણ પાંચ, ઉપાયા છે તંત, ગુરૂ ગુજ કરોછો અનંત. ૩૮
ઇંદ્રિ દશ રસ, કીયે મન સંગ, દેખી ભૂપ રૂપ થયા સહુ રંગ;
મન બુદ્ધિ ચિત્ત, અહંકાર મૂળ, જીવાજંત બંધન સૂક્ષ્મ સ્થૂલ. ૩૯
વળી પકરતિ, કરી પંચવીશ, અગોચર તેમાં રહે જગદીશ;
મનોહર રૂપ, ધર્યું જોગમાય, કરી કરતાએ દેવી દેવ હાય. ૪૦
ધરી દેહ ઉત્તમ કરવા ધામ, કોટિ કીટ પતંગ તારણ કામ;
નાહી નાહી ફિરફર કો'છો એ નાથ, સ્વામી સમજાવો, ચાલું તમ સાથ. ૪૧
ઇંદ્રિજીત અગમ ગુરૂ એ ઇશ, સેવા કર જોડી માગે તમ શિષ્ય;
પ્રભુ મારૂં મન રાખો તમ પાસ, દીધું મન ચરણ કેવળદાસ. ૪૨

---

ઓંમહારનું વાચ્ય સોહંહાર ( તે ઇશ્વર હું છું ) છે. મતલબ કે જગતને સરજનાર સગુણ ઇશ્વર છે. આ પ્રમાણે કાર્ય કારણ બન્નેથી પર નિર્ગુણ બ્રહ્મ-ચૈતન્ય માત્ર-છે .તે કહે છે: રહો ઇ૦. ૩૬ ગારો-બુદ્ધિ રહિત. બ્રહ્મ ચૈતન્ય બુદ્ધિથી પર છે માટે તે બુદ્ધિ રહિત છે. ગુરૂ એજ બ્રહ્મ છે, એ વિચારથી ગુરૂને ' ગારો ' વિશેષણ આપ્યું છે. ૩૭. બુઝે ઇ૦-હે ગુરૂ, શિષ્ય અગમ્યની વાત તો બૂઝે છે, પણ ( તેની પ્રકૃતિ કે જે ) તારી નાત છે કે મારી નાત છે તે આપણે જાણતા નથી-મતલબ કે ચૈતન્યથી જડ પ્રકૃતિ વિલક્ષણ હોવાથી ચૈતન્યના વર્ગમાં નથી, તેમાંથી જરાયુજાદિ ચાર ખાણો-જીવ જાતિઓ ઉપજાવી. એ ભાત ( રીત ) હું 'જાણું' એમ કહો- હું તો જાતે એક જોગની મતિ 'જાણું' છું. અર્થાત્ સ્ત્રી પુરૂષના યોગથી આખું વિશ્વ થયું છે એમ જાણું છું; એવો અર્થ સમજાય છે. ૩૯. દેવી દેવ ઇ૦-આખું શી રીતે થયું તેજ હવે પછીની કડીઓમાં પૂછયું છે. વિપર-બ્રહ્મા. પાંચ-પંચ મહાભૂત. ભૂપ-દેહનો રાજા-જીવ. પંચવીશ-તત્વો. ૪૧. ધરી ઇ૦-એ પરમેશ્વર દેહ ધરીને ઉત્તમ કાર્ય કરવાને ધાય છે-પ્રવર્તે છે. કોટિક કીટ અને પતંગને તારવાને તેમણે કાયા ધારણ કરી છે. નાહી ઇ૦-વળી ફરી ફરીને કહો છો કે, જેને નામરૂપ છે તે પરમેશ્વર નથી, તો એ વાત સમજાવો.

## શ્રી ગુરૂ ઉવાચ.

પરાત્પર એકછે પૂરણ બ્રહ્મ, પોતે કીધો સોહમ પુરૂષ પ્રમ;
નર પછી શક્તિ કીધી છે જો નાર, સ્વામી પછી મોહ, કીનોહે સંસાર. ૪૩

હું હું કાર અહંકાર ઉપ્તન્ન હોય, દેવી દેવ દેહી ધરી થયા દોય;
તમોગુણ પાંચ ઉપાયા હે તંત, જાવે આવે રાજસ જીવા એ જંત. ૪૪

ઇંદ્રિ દશ રસ વરસ જો એહ, તમો ગુણ રાજસ દોનું હે તેહ;
મન બુદ્ધિ ચિત્ત અહંકાર માંય, ગુણાતીત સાત્વિક સાધુ જો ગાય. ૪૫

નામ ગુણ રૂપ ધરોછો અનેક, વાણી સતવાત કહું છું વિવેક;
ભલા ગુરૂ! કોણ ભોમીપર ભેયે, રણું રજભાગ સો મોહીને રેયે. ૪૬

---

૪૩. પ્રમ–પરમ. એક સોહં પુરૂષ ઉત્પન્ન કર્યો. બ્રહ્મ ચૈતન્યમાં ' હું છું ' એવી જે પ્રથમ સ્ફુરણા થઇ તેને ' અવ્યક્ત ' કહે છે. એ અવ્યક્તને અહીં ' સોહં ' પુરૂષ કહ્યો છે. અને તેને રૂપક આપીને નર કહ્યો છે. શક્તિ –પ્રકૃતિ, માયા. અર્થાત્ પ્રકૃતિ કે માયા બ્રહ્મની સ્વાભાવિક શક્તિ છે, જેમ દાહકતા શક્તિ અગ્નિની છે તેમ. પણ જેમ કાષ્ટમાના અગ્નિમાં તે દાહકતા અગ્નિમાં લીન થઇને રહેલી છે તે પ્રમાણે જગતની ઉત્પત્તિ પૂર્વે એ માયા શક્તિ બ્રહ્મમાં લીન થઇને રહેલી હતી. જ્યારે ' હું છું ' એવી સ્ફુરણા બ્રહ્મમાં ઉદ્ભૂત થઇ તે વખતે એ શક્તિ પણ ઉદ્ભૂત થઇ. કવિઓ તેને સ્ત્રી રૂપ આપીને વર્ણે છે. સ્વામી ઇ૦–પછી તે સ્ત્રીએ પોતાના સ્વામીને મોહ પમાડ્યો. મતલબ એ છે કે લીલ જેમ પોતાને ઉત્પન્ન કરનાર જળનેજ ઢાંકી દેવાના સ્વભાવવાળી છે તેમ માયા શક્તિ પણ પોતાના અધિષ્ઠાન બ્રહ્મને ઢાંકી દેવાવાળી છે. બ્રહ્મમાં હુંપણું ઉત્પન્ન થઇને પછીથી માયાને લીધે તેનામા વિવિધ કલ્પનાઓ થવા લાગી અને પોતાને તે તે કલ્પનામય સમજવા લાગ્યું અર્થાત્ હું પુરૂષ છું, મારી આસપાસ કાંઇ નથી–આકાશ છે, મને સ્પર્શ થાય છે–વાયુ છે, સ્પર્શ મને ગરમ લાગે છે તથા પ્રકાશ છે–અગ્નિ છે, મને શીતળ અને પ્રવાહી જેવું જણાય છે–જળ છે, ઇત્યાદિ કલ્પનાઓમાં આ બધું કલ્પના માત્ર છે, અને હું એકજ ચૈતન્ય છું એ વાત વિસરી જાય છે. એજ માયાએ કરેલો મોહ ૪૪ તમો ગુણ ઇ૦–પ્રકૃતિના તમો ગુણમાંથી આકાશાદિ પાંચ ભૂત ઉપજાવ્યાં છે. જાવે આવે–ક્રિયા શક્તિ. એ પ્રકૃતિના રજોગુણનું કાર્ય છે. ૪૫. દશ ઇંદ્રિયો ને તેના રસ ( વિષયો ) એ તમો ગુણ તથા રજોગુણનું કાર્ય છે તે કહે છેઃ ઇંદ્રિ દશ ઇ૦. વરસજો–( ? ) મન બુદ્ધિ વગેરે સત્વગુણનાં કાર્ય છેઃ મન ઇ૦ ગુણાતીત–ત્રણ ગુણમાં શ્રેષ્ઠ. ૪૬. કોણ–કોણ માત્ર. પૃથ્વી પર રહેલા આપણે શી ગણતીમાં છીએ. રણુ ઇ૦–રેણુના રજભાગ જેટલા આપણે

મનોહર તારણ સ્વામી સ્વભાવ, લીધો પીધો દીધો લાલ ગુરૂ લા'વ;
લાલે લીએ કોટિક બ્રહ્માંડલાશ, ધડે ઘાટ વૈરાટ નાવે જે ધાભ. ૪૭

ધાલે ફાએ જીવ, ચોરાશી જે લક્ષ, ચતુર્ભુજ રૂપ ઉપાડી જે ચક્ષ;
હરિ હરિકૃષ્ણ, મુનિગત હોય, જદુપતિ કેરા રમાડા તું જોય;
રમે ગુરૂ અખંડ પૂરણ રાસ, વરી રહ્યો જલ થલ વૈકુંઠ વાસ. ૪૮

દેખો પે'લી ભોમિ, કરે ઉપદેશ, સોહી ગુરૂ સદસ મુખે રટે શેષ;
પ્રીતિ નીતિ જીવ, ઉતારે જે પાર, નામે તરે પાષાણ તારણ તાર. ૪૯

અવિગત ગામ, લુણાવાડે આય, જુઓ જાય પાપ, જપે મટી જાય;
ધરે તેતો કોટિક વૈરાટ ધામ, રમે તેમાં આતમ ગુરૂ જે રામ. ૫૦

ભોમિ દુજી ઉપર રહેજો ભૂપ, કંઇ કીટ નામ, રટે મટે કૂપ;
સ્વામી સચરાચર દેખે તે સોઇ, હરિજન હરદમ સાધન હોઇ. ૫૧

વા'લો ત્રિલસીને રહ્યો સર્વ વાસ, ભલો સમજીને કરે જો અભ્યાસ;
વાણી વેદ ભેદ, જુએ બુદ્ધિવંત, અગોચર બ્રહ્મ સ્વરૂપ અનંત. ૫૨

ત્રીજી ભોમ પેસે, તે આતમા તેય, જીવાજંત સેવાતણી ગત જોય;
સ્વામી સતરૂપ, ધરો એક સાર, પાંચમાંહી આપે કરે જો વેપાર. ૫૩

સેવા તારી કરું, જો શ્વાસ ઉચ્છાસ, નમે શિષ્ય ધુન્ય ગુરૂ અવિનાશ;
ચોથી મન ભૂમે, સાધે નર ચેત, દેખી દાન માન બીજા કોઇ દેત. ૫૪

---

તે શા માટે મોહી રહીએ ? ૪૭. લાલ-ગુરૂ-પરમેશ્વર. લાલે ઇ૦-પરમેશ્વરે કોટિક બ્રહ્માંડનો લાસ લીધો. ધાભ-ચાગ. ૪૮. ચતુર્ભુજ રૂપ-તે લાલ હમણાં (બ્રહ્મ) ચતુર્ભુજ રૂપ થયા છે ૪૯. હવે મુમુક્ષુની આઠ અવસ્થાઓ અથવા ભૂમિઓ કહે છે. દેખો ઇ૦-જે ગુરૂ ઉપદેશ કરે તેજ ગુરૂ. નામે ઇ૦- જેને નામે પાષાણ તરે એવા જે તારણ (તારક) છે અને તાર (તારો પોતે તરેલો) છે. ૫૦. અવિગત ઇ૦ તે ગુરૂ લુણાવાડા ગામે આવીને અવિગત (બ્રહ્મ)નું ગાન કરે છે-ઉપદેશ આપે છે. વૈરાટ ધામ-જગત્ રૂપી શરીર ૫૧. કીટ-ઇ૦-બીજી ભૂમિ ઉપર જે ભૂપ રહે છે તેનું નામ રટવાથી કૂપ-ભવ કૂપ મટે અને કંઇક કીટ (જંતુઓ) મટે છે-તરી જાય છે ૫૨ ભલો ઇ૦-જો સમજીને ભલો અભ્યાસ કરે તો, એ અન્વય. વાણી ઇ૦-જે બુદ્ધિવંત હોય તે વેદવાણીનો ભેદ જુએ-સમજે. ૫૩. ધરો-સમજો-માનો. પાંચ માંહી-પંચ પ્રાણમાં. ૫૪. ધુ.ધ-'ધન્ય' જોઇએ. ચેત-સાવચેત, બીજા કોઇ દાન માન આપે તે જોઇને નહિ

શમાવે તો સૂરત શબ્દ શ્યામ, નેકી કરે નારાણ નૂરત નામ;
વિચારી તું ખેલે નિરાધાર વ્યોમ, ભલી મળે ચોથી મહારસ ભોમ. ૫૫

ભૂમિ પાંચમી પર આવે જો ભાવે, નેડો નિજ નામ તણો એક નાવે;
રેંણી ચલે કેંણી ચઢે પાંચું રંગ, ભલો ભેદ અભેદ દીનો અસંગ. ૫૬

ગુરૂગમ અગમ નાવે જો ગંગ, ઉત્તમ મનછા હવે જળી રંગ;
ખરાખરી છૂટી, ભૂમિપર ખેલે, માયા મન મત્સર મમતા મેલે. ૫૭

છીવાજંત આતમ કરી તું જાણ, મૂકી દે તું દુંપદ મૂરખ માન;
અણુંભર ઓછો નહિ કાંઇ ઇશ, દેવ દાનવ માનવમાં જુગદીશ. ૫૮

જુઓ કીટ પતંગ છવાએ જંત, સ્વામી રૂપ જાણે તમારૂં તે સંત;
સેવો ભૂમિ સાતમી ઉપર શ્યામ, કરે કરૂણાનંદ સ્વામી તે કામ. ૫૯

રણુંકાર રામ રમે એક રૂપ, સંસારી જો આકાર શ્યામ સ્વરૂપ;
ભાવે ગન આતમ શબ્દ ભેદ, સ્વામી મેરો અલખ રૂપ અછેદ. ૬૦

પ્રેમીજન વહે સરિતા જો પૂર, નરાલંભ ઉદધિ ભર્યો જો નૂર;
રમી રહ્યો ગુરૂ, મારે રોમે રોમ, ભાવે કરી સાધો જો સાતમી ભોમ. ૬૧

અગોચર આઠમી ભૂમિ છે એક, વાણીપાર અપાર જાણે વિવેક;
વાજે તાલ મૃદગ ઝાલર બંબ, ચલે નારદુધર હોત અચંબ. ૬૨

નાચે નાર નુપૂર બાજે જો નાદ, શરણાઇ આરાશબ્દ હોત સ્વાદ;
ગણેરો ત્યાં ભમર કરે ગુંજાર, વાડી વેલ અગર જો તું વેવાર. ૬૩

હેરો વનરાવન ભાર અઢાર, પાણી છવ પંખી ખેડે ત્યાં અપાર;
હેરી જો તું માન સરોવર હંસ, વાણી રસ પીવે હોવે તરે વંશ. ૬૪

નાભિ નાસિકાપર આવે જો તેન, ચિત્ત ચતરભુજ આતમ ચેન;
અગોચર ભોમિ જો આઠમે આણ, સ્વામી રૂપ આપમાં આપ સમાય. ૬૫

---

લોભાનાગે ૫૫. શમાવે-શ્યામ સુરતાનો ( સગુણ રૂપનો ) શબ્દ સમાવે અને નારાયણ નૂરત (નિરાકાર રૂપ) ની નેકી કરે-આપે. નિરાધાર-વ્યોમ-નિર્વિકલ્પ સમાધિ ૬૧ નરાલંભ-નિરાલંબ, જેને કોઇનું અવલંબન નથી એવા નૂરનો ( જ્ઞાન સત્તાનો ) ઉદધિ ભર્યો છે, તેના તરફ પ્રેમીજનની પ્રેમરૂપી સરિતા વહી રહી છે ૬૩ શરણાઇઆરા-શરણાઇઓના ૬૪. વનરાવન-વૃંદાવન. ૬૫. નાભિ ઇ૦-નાભિમાંથી પ્રાણ, ઉઠીને નાસિકામાં થઇને ( સુષુમ્ણાદ્વારા ) એ નેત્રની વચ્ચે આવે-ત્યાં સ્થિર થાય ( તો ઉપર કહેલી લીલા નજરે પડે. )

સર્વે સમજીને કરો તમે સેવ, દેખો દીલમાંહી ગાંડા ગુરૂદેવ;
તારી લીધો ધન્ય ગુરૂ અવતાર, છોડો બંધ કેવળ સન સંસાર. ૬૬

### દોહરા.

ધન્ય ગુરૂના, ધ્યાનને, ધન્ય ગુરૂની ધીર;
સુરત સમાણી શબ્દમાં, પ્રકટ સોહમ પીર. ૬૭

ઓહમ સમાયો ઉપરે, સોહમ સમાયો સૂર;
અલખ પુરૂષના અંગમાં, નિર્મળ જ્યોતિ નૂર. ૬૮

એક સમાયો એકમાં, વરત્યો સચરાચર વાસ;
અમર જોગી હુવો આતમા, નિરખ એક અવિનાશ. ૬૯

ગુરૂ મહિમા સત જ્ઞાનમાં, જતવત કહ્યો ન જાય;
સરવ ઉપાવન શ્યામહે, ગુરૂ ગુરૂ ગુણ ગાય. ૭૦

## વિપ્રનું અંગ.

### રવેણી-રમણી.

શિષ્ય કહે તે તમે સુણો મોરા સ્વામી, જીવતારણ મારા અંતરજામી. ૧
દરખ હેત હજુર ગત હામી, પૂરણ બ્રહ્મ અખંડ વર પામી. ૨
નાથ બુઝું એક વાત ગણુનામી, વેદ પુરાણ કહે વિપયો તે વામી. ૩

---

ચતરભુજ-ચતુર્ભુજ. ચિત્ત એજ ચતુર્ભુજ થાય છે. મતલબ કે મન એજ ઉપરની બધી લીલારૂપ થઇને આનંદ આપે છે. આપમાં આપ સમાય-એ બધી લીલા જોયા પછી પોતે આત્માજ કેવળ રહે છે. ૬૮. ઓહમ્ ઇ૦-ૐકાર તો 'સોહં'માં સમાયો છે એટલે ત્રિગુણાત્મિક માયા ઇશ્વરના રૂપમાં સમાઇ છે, અને તે ઇશ્વર સૂર (નાદ) રૂપ થઇને નિર્ગુણ બ્રહ્મમાં સમાયો છે. ૭૦ જતવત -( યદ્વત્ ) જેવો છે તેવો. +

+ આ આઠ ભૂમિકાઓનું પ્રકરણ વાંચતાં ભૂમિકાઓનો જે ક્રમ કેવળપુરીએ ગોઠવ્યો છે તે આ પ્રમાણે સમજાય છે.— (૧) જપાત્મક (નામસ્મરણ). (૨.) સાધનાભ્યાસ. (૩) પ્રાણાયામ. (૪) ધ્યાન ધારણા. (૫) અભેદાવસ્થા. (૬) સર્વાત્મભાવ. (૭) સવિકલ્પ સમાધિ. (૮) નિર્વિકલ્પ સમાધિ.

રવેણી-અભંગ જેવી રીતે વંચાય છે. ૨. દરખ ઇ૦-? ૩ ગણુનામી-

ગુરૂ કહે તે તો સુણે નર જ્ઞાની, મુખવચન સત લેજે તું માની. ૪
પૂજા કરે સત મનછા રહી પૂછું, વિપ્ર જાણે પૂજા સહસ એક પ્રીછું. ૫
જુઓ યજમાનનો સિધો એક જાવે, તેમાં મહાદેવ મન પૂજા જો સંતાવે. ૬
તૃપ્ત પૂર્વજ કરવા છે તારે, માલ ખેતરમાં જો બગડે અમારે. ૭
પૂજા અશુદ્ધ એમ કરતાં પંડિતા, ગુરૂવિના રે જોશી થઇ વાંચે ગીતા. ૮
જોગ અરથનો અંતર નહિ જાણે, મૂરખ જીવ પ્રીછું સત કરી માને. ૯
કહે વેદ કાંઇ સમજે જો કાંહી, નીરમાં ઉંધો ઘડો નીર આવે નાહી. ૧૦
ઉંધો ઘડો જગત જનમસે જાએ, ભૂલ્યો વેદ પંડિત જગત ભુલાએ. ૧૧
નવગ્રહકો દોષ બતાવે બહુ ન્યારો, સબરો પિતરી એક પીડ છે સારો. ૧૨
વિપ્ર જમાડો ત્યારે સારો દિન વળશે, તરત કહ્યું કરો તોજ વેળા ટળશે. ૧૩
દોષ બતાવી દુનિયાંને જો દોષે, પંડિત એમ કરી ઉદર જો એ પોષે. ૧૪
ભક્તિ કરો તો મારગ બીજો ભાઇ, લખે કેવળ નિજનામ ચિત્ત લાઇ. ૧૫

## સાધુનું અંગ.

મારગ ભક્તિનો સાધુ કોઇ માણે, અગમ સુરતી જો ઉરપર આણે. ૧
શબ્દ ભેદ તો અગમ કરી છાણે, જીવશિવનો ભેદ સાધુજન જાણે. ૨
સત શબ્દ સત ગુરૂ સંત સેવા, બીજો નહિ જો સત ગુરૂ વિના દેવા. ૩
હરિ ગુરૂ સતને એક રૂપ હેરો, ત્રિવિધિ તાપ જો કાજ તેરો. ૪

---

શિષ્યોના ગણ જેને નમે છે એવો અથવા ઘણા નામવાળા. વામી–ઓટી દેઇને. ( ગુરૂનું માત્ર માનવું ) ૫. પૂજા ઇ૦– પૂજા કર્યે થકે સત જાણવાની મનછા ( ઇચ્છા ) રહી છે માટે પૂછું છું. સહસ્રએક–એક હજારને એક પૂજાઓ. ૬. સીધો–સીધું–ભોજનની સામગ્રી. જાવે–ન મળે. સંતાવે–કુપાવે–જેવી તેવી પૂજા કરે ૭ યજમાનને તરપંડી કરવી હોય ત્યારે ખેતી કરનારા ગોર બ્રાહ્મણ યજમાનને કહે છે કે, તૃપ્ત ઇ૦–સ્પષ્ટ. ૯. પ્રીછું મેં છયું–જાણ્યું. જે પોતે જાણ્યું હોય તે ૧૨. નવગ્રાહકો–નવગ્રહનો. પિતરી–પિતૃ. ૧૪. દોષે–દુષિત કરે. ૧૫. લખે–જુએ–જાણે. લાઈ–લાવી.

૧. સુરતી–સુરતા– ધ્યાન. ૨. શબ્દભેદ–ઓમકાર શબ્દનો મર્મ ... કરી–અગમ્ય માનને છાણે–સારી રીતે સમજે ૪. હેરો–જુઓ. ત્રિવિધ ... ત્રિવિધિ તાપના સંબંધમાં તારૂં કામ થઇ જાય–ત્રિવિધિ તાપ ...

નિકટ નિદ્રા નાવે જે ઘટનેરી, માન અપમાન મૂકે જે જન મેરી. ૫
આશાની પાશ તો તોડે જે જન એહી, દેદાર દેખી મન હોતવિદેહી. ૬
તૃષ્ણા ખટ ઉર્મિ અંતરથી ત્યાગે, ભવફેરો ભય એક ક્ષણમાંહી ભાગે. ૭
વિષયો જગતના શબ્દમાંહી વારે, હરખ શોક માયા હુંકૃત હારે. ૮
અલગી કરે ઇર્ષ્યા મત આંટી, મમતા મત્સર મદ મારે સૂર માંટી. ૯
જઠરારો ભેદ જાણે તે જીવ જાગી, ભીતર બાહેર ભ્રાંતિ સર્વે ભાગી. ૧૦
સોહી સાધુજન મન દીલ સાચા, કર્તા નવ જાણે સોહી સાધુજન કાચા. ૧૧
શબ્દ સાખી જે ગાવે છે જ્ઞાન સારો, નામ ગુણ રૂપથી ભેદ જે ન્યારો. ૧૨
પ્રતિબિંબ જ્યમ દર્પણમાં પેખો, દીલ ભીતર એમ આતમા દેખો. ૧૩
ચૈતન બ્રહ્મ જ્યમ પાણીપર ચંદા, બોલનહારો જે આપઆપ બંદા. ૧૪
દીલ મન શિષ્ય ગુરૂજીને દીજે, પ્રેમ કેવળ રસ આપોપોઇ પીજે. ૧૫

## જોગીનું અંગ.

જોગ તત્વની વાત કહો જાણું, મન કેરી વાત સુણાવો જબી માનું. ૧
તપજપ કરત સંસારસુખ ત્યાગે, ભરમ ચઢાવી જોગી નામા થઇ ભાગે. ૨
જોગઅભ્યાસ જો જાણે નેમ ન જોગી, રે'થી તો બનરે જોગી સહુહોગેરોગી. ૩

---

૫ ઘરનેરી–શરીરરૂપી ઘરની પાસે. નિદ્રા અજ્ઞાનરૂપી નિદ્રા, જનમેરી–પુરૂષ અને સ્રી. ૬. દેદાર દેખી–બ્રહ્મ સ્વરૂપનો સાક્ષાત્કાર થયો. વિદેહી–વિદેહ, કૈવલ્ય રૂપ. ૭. તૃષ્ણા–તૃપ્ત ન થાય એવી ઇચ્છા. ખટ ઉર્મી–ક્ષુધા, તૃષા, શીત, ઉષ્ણ, સુખ, દુઃખ, એ છ. ૮. શબ્દ માંહી વારે–જગતના તમામ વિષયોનો ઓમકાર શબ્દમાં લય કરે. હુંકૃત–અહંકાર ૯. મતઆંટી–જુદા જુદા પંથની ગુંચવણો. સુરમાંટી–શૂરો મરદ. ૧૦. જઠરારો–જઠરનો–પેટનો ગર્ભવાસનો ૧૩. શબ્દ સાખી–વેદના શબ્દનું પ્રમાણ. ૧૪. દીલ ભીતર અંતઃકરણમાં. દર્પણ નિર્મળ હોવાથી તેમાં જેમ પદાર્થનું પ્રતિબિંબ પડે છે તેમ અંતઃકરણ પણ સત્વગુણનું કાર્ય હોવાથી તેમાં ચેતન્યનું પ્રતિબિંબ પડે છે તે આત્મા છે. ૧૫ પાણીપર ચંદા—પાણીમાં ચંદ્રનું પ્રતિબિંબ તે જીવ અને પાણી ઉપર આકાશમા ચંદ્ર તે બ્રહ્મ, એ બીજું દૃષ્ટાંત છે. બોલનહારો ઇ૦–હે બંદા, તું આપણું આપ–પોતાનું સ્વરૂપ જો એટલે બોલનારો (જીવ) કોણ છે તે તને સમજાશે. ૧૬. આપો પોઇ–પોતાના સ્વરૂપ રૂપ.

૧ જબી–'ત્યારે' ના અર્થમાં ૩, જોગ ઇ૦–જોગનો અભ્યાસ તો જાણે

બાળજોગી સાર હોઇ જટા વધારે, મુક્તિ સારૂ કર નખ સમારે. ૪
ધરના હેઠ શિર તે હોવે જો દુધાધારી, તેમાં કરી હુવે જીવજંત અવતારી. ૫
દેહીમાંહી રામ બહુ દુઃખ દીનો, કોટિક ગુનાહ અપરાધ શિર કીનો. ૬
જોગી ઉંધે મુખે હેઠી અગ્નિ જો જાળે, વિધવિધ કેરા જોગી આસન વાળે. ૭
નટ અવતાર જીવ કરી નાખે, અગમ ખેલ આસન જુઓ આંખે. ૮
મન મારી ફેરી ધન જો કમાવે, પૂરણ બ્રહ્મ જોગી કયમ કરી પાવે. ૯
કસણી કસે જોગી પે'રે કછોટા, મન બાંધી હુયે માયાધન મોટા. ૧૦
વાછડા રૂપાળા રથ રાખે રંગવેલી, સન્યાસ સત્ છોડી ભયે જનસે'લી. ૧૧
સેજ સમારી સિદ્ધ સુવે પરેસારા, ગુરૂનું નામ કોડી નહિ ઉપકારા. ૧૨
બહુધા ઓરાઓરી મેડી જો ઘરબારા, દયાવંત જાણી કોઇ આવે નહિ દ્વારા. ૧૩
કોડીકોડી કરીને જો માલ કમાયા, વિસાર્યું ભજન ગુરૂ બ્યાજ સવાયા. ૧૪
તારૂં મારૂં કરતાં ગમાવ્યા અવતારા, હું હદ કરકે જુગત જોગી હારા. ૧૫
તુરી એક ચઢવા માણે રંગ તુરીઆ, પંચ કોઇ પકડે ડુબાવે જોગી પરીઆ. ૧૬
તુરીઆતીત અતીત ગુરૂ તેરો, સ્મરતે કેવળ જન મેરો. ૧૭

---

છે, પણ નિયમમાં રહેવાનું જાણતા નથી રે'ણી-આચરણ બન-વિના. યોગી ઓએ પાળવાની રહેણી વિના રહે તો તે સર્વે જોગી રોગી થાય છે. ૪ જુદા જુદા જોગીઓ શું કરે છે તે કહે છેઃ કોઇ જટા વધારે છે, કોઇ નખ વધારે છે ઇ૦ કરનખ સમારે-હાથના નખ સારા કરે વધવા દે. ૫. ધરના ઇ૦-કોઇ માથું નીચે અને પગ ઉંચે રાખે છે; કોઇ દૂધાધારી થાય છે. દૂધ પીને જીવે છે. તેમાં કરી ઇ૦ તેમાં કરી-તેથી કરીને અર્થાત્ આવી તામસી તપશ્ચર્યા કરવાથી તે જોગીઓ જીવ જંતુના અવતાર પામે છે ૬. દેહી ઇ૦-શરીરમા રામ છે તેને બહુ દુખ દીધું. દીનો-દીધું કીનો-કર્યો. ૯. ફેરી-પછી ૧૦. કસણી કસે-કશોને લંગોટ મારે. મન ઇ૦-આ રીતે તેઓ મનને બાંધીને-વશ કરીને (જોગી) થયા પણ તેમને મન માયા અને ધન તો મોહજ રહ્યુ છે। ૧૧. રંગવેલી-રંગીત. અથવા રંગવાળી વેહેલો સે'લી-સેહેલાણી ૧૨. પરે-ઉપર. સારા-સારી રીતે. ૧૩ ઓરાઓરી-ઓળબંધ. ૧૬. તુરી-ઘોડો. તરીઆ-ઓ પંચદો ઇ૦-પાચ જ્ઞાનેંદ્રિયો ને પાચ કર્મેંદ્રિયોએ જોગીને પકડયો છે તેથી તે જોગી પોતાના પરિઆ (પૂર્વજોને) ડુબાવે છે। ૧૭. મન ઇ૦-કેવળપુરી કહે છે કે હે મેરો મન! તે જન (ગુરૂ-આત્મા) ને તું સ્મર.

એકમ્ એક આતમ ગુરૂ આયા, શિષ્ય દુજો કરી શબ્દ સમાયા. ૧૮
ભેદ ત્રીજો ત્રણુ ગુણુ કેરા ભાવે, ચેતન ચ્યાર અવસ્થા ચેતાવે. ૧૯

તત્વ પાંચ પવન શુદ્ધ તાણે, જોગ જુગત છઠ્ઠી મનછા જો જાણે. ૨૦
માને સત શબ્દ સુરતમાં સમાઇ, પરમ જ્યોત આઠમા ઠામ પાઇ. ૨૧

નવ વિકાર નાવે જો ઘટ નેરા, દશમે દેદાર અગમ ઘેર ડેરા. ૨૨
એકાદશી રૂપ સ્વામી તન બોલે, બાર દ્વાર જાહેર ઘટ બોલે. ૨૩
તેરસ પીવે સાધુજન તનમાં, માણે ચાદ રત્ન જોગી મનમાં. ૨૪
પંદરે ચંદ્ર ઉગે જો ભરપૂરા, અમાવાસ્યા એક અલખરૂપ ઉરા. ૨૫

---

૧૮. પંદર તિથિઓનાં નામને અનુસરી અંધ્યાત્મનું કથન કરે છે: એકમ ઇ૦–એકમ પડવો. એક આત્મા ગુરૂ છે તે એકમ છે. ગુરૂ ને શિષ્ય બે થયા તે બીજ છે. ૧૯. ભેદ ઇ૦–ત્રણુ ગુણુનો ભેદ તે ત્રીજ છે. ચેતનની ચાર અવસ્થા ( જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, તુરીયા ) તે ચોથ છે. ૨૦. તત્વ ઇ૦–પાંચ પવન ( પ્રાણુ અપાન, ઉદાન, વ્યાન, સમાન ) જે શુદ્ધ તત્વને તાણે છે–શ્વાસમાં લે છે, તે પાંચમ. એ પાંચમાં છઠ્ઠી મનછા (મનસા) કલ્પના–અર્થાત્ મન ઉમેરે તો ૭ થાય તે છ ૨૧. સુરતમાં સમાયલો સત શબ્દ ( ઓમકાર ) તે પાછલાં ૭ તત્વો ઉપરાંત સાતમું તત્વ હોવાથી ' સત ' ( સપ્ત–સાત ) છે એમ માને–માનો તે ઉપરાત ' પરમજ્યોતિ સ્વરૂપ ' તે આઠમું સ્થાન છે–આઠમ છે. ૨૨. નવમી અને દશમને સમજાવવાને નવ અને દશ સંખ્યા કહી બતાવે છે: નવ વિકારઇ૦–કામ ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, ઇર્ષ્યા, અસૂયા, અભિમાન, એ નવ વિકાર જો ઘર ( દેહ ) ની નેરા ( પાસે ) ન આવે તો દશમે અગમના દેદારને ઘેર ડેરા ( ઠેકાય ) અર્થાત્ આત્મ સ્વરૂપનું દર્શન થાય. ૨૩. એકાદશી રૂપ–અગિયારમા તત્વરૂપ સ્વામી ( જીવ ) જે બોલ્યા તનમાં ( શરીરમાં ) છે તે બાર ( ? ) દ્વારમાં જાહેર થઇને ઘરમાં બોલે છે–' હું છું ' એમ કહે છે. ૨૪. ' તે–રસ ' એ શબ્દનો અસંગ શ્લેષ કરીને ' તેરશ ' તિથિ કહી બતાવી છે. અર્થાત્ સાધુ જન પોતાના તનમાં તે રસ ( આત્માનંદ રૂપી રસ ) પીએ છે. ચોદ રત્ન જોગી મનમાં માણુ છે–કલ્પનાથી ચોદ રત્ન પ્રાપ્તિનું સુખ અનુભવે છે ( ચોદ શબ્દ વડે ' ચૌદશ ' કહી છે. ૨૫. પંદરે–પૂનમે. ભરપૂરે–પૂર્ણ. પૂનમે જેમ પૂર્ણ ચંદ્ર પ્રકાશે છે તેમ યોગીને આત્માનો સાક્ષાત્કાર થાય છે. અને અમાવાસ્યાએ જેમ ચંદ્ર છતાં તેનું કાઇ રૂપ જોવામાં આવતું નથી, તેમ છેવટે એક અલક્ષ્ય આત્મસ્વરૂપ બાકી રહે છે: ઉરા–ઉરમાં હ

પાંચ પચીસ દસુ જો તન પાઈ, ખલક ખોજ અલખ ઓલખાઈ. ૨૬
અગમ પંથ દેખી મન જો અટકે, ફરતું ફરે જોબન દશોદશ ફટકે. ૨૭
પીપળપાન જ્યમ ચંચળ મન પાપી, સ્થિરઅસ્થિર જો અચળચળ સ્થાપી ૨૮
મન પવન જો શબ્દ હોઇ મેલો, ભેદ સુરત નુરત ઘેર ભેળો. ૨૯
બે બંધ બાંધે જોઇ મૂલ દ્વારા, પવન પકડ નર અકલ અપારા. ૩૦
નાભિ શબ્દ જો સુરત કર નેકી, ટળે નહિ પવન દેશ એક ટેકી. ૩૧
હૃદય કમલપર નિરખ શિવરાયા, પરમ જ્યોત જો અલખ એ ઉપાયા. ૩૨
અરધ આકાશ ઉરધ નાભિ એહી, વિચારો ગુરૂગમ હોત જો વિદેહી. ૩૩

---

( ઓરા )-પાસે. ૨૬. પાંચ ઇ૦-તનમા પાંચ ( મહાભૂત ). પચીસ-દશ ઇંદ્રિયો, દશ પ્રાણ, ચાર અંતકરણ, એક જીવ ) દશ ( દ્વાર ), એટલાં પ્રાપ્ત થયા છે. એજ ખલક ( દુનિયાં ) છે, તેને ખોજ ( શોધ ) એટલે એજ અલખ (અલક્ષ્ય) ઓળખાશે. ૨૭. અગમ-અગમ્ય. ૨૮. સ્થિર ઇ. તું મનને અચળ ધારણામાં સ્થાપી જો તો તે તને સ્થિર જણાશે ચળ ધારણામાં સ્થાપી જો તો તે તને અસ્થિર જણાશે. ૨૯. મન ઇ૦-જો મન, પવન (પ્રાણ) અને શબ્દ ( નાદ ) એમના મેળાપ થાય તો સુરતનો ભેદ ( સવિકલ્પ સમાધિનો મર્મ ) નુરતને ઘેર ભેળો થાય ( નિર્વિકલ્પ સમાધિમા પરિણામ પામે. ) અહીં આમ સમજવાનું છે સાધન કરનાર પ્રાણાયામ કરીને મનને જમણા કાનમા સભળાતા શબ્દમા સ્થિરકરવાનો અભ્યાસ કરે તો તેને અનાયાસે નિર્વિકલ્પ સમાધિ થાય છે. ૩૦. બે બંધ ઈ૦ યોગના અભ્યાસમા પ્રાણાયામ કરનારને પ્રથમ આસન વાળીને બેઠા પછી મૂળબંધ કરવો પડે છે એ કામ માટે ગુદાને સંકોચી વાયુ ઉંચો ચઢાવી જમણા પગની એડીવડે સીવણી નસાને દબાવીને બેસવું પડે છે. એને મૂળબંધ કહે છે. પછી શ્વાસ ખેંચીને ઉદરમા ભરવામા આવે છે તેને પૂરક કહે છે એ ભરેલા વાયુને રોકવાને હડપચીને ગળાના નીચલા ભાગ આગળ અડકાડી દેવામાં આવે છે તેને જાલંધરબંધ કહે છે. મૂળબંધ અને જાલંધર બધ રહે ત્યા સુધી કુંભક રહે છે. એ બે બંધ બાધવાની વાત આ કડીમા કહી છે. મૂળદ્વારા-ગુદસ્થાન. પવન પકડ-શ્વાસને રોકવો-કુંભક કરવો. ૩૧. નાભિ શબ્દજો-ઉપર કહ્યા પ્રમાણે કુંભક કરીને નાભિમાં મનને સ્થાપન કરીને ત્યાં ઓમકાર શબ્દનું ધ્યાન કર. એ ધ્યાન કરતા સુધી જેનો પવન એકે દિશાએ ટળે નહિ-કોઇ પણ છિદ્ર દ્વારા બહાર નીકળી જાય નહિ તેનેજ એક ટેકી જાણવો. ૩૨. હૃદય ઇ૦-યોગગ્રંથોમાં લખ્યું છે કે હૃદય સ્થાનમા વિશુદ્ધિ ચક્ર છે. ત્યાં બાર પાખડીનુ કમળ છે. ત્યાં મહાદેવનું ધ્યાન કરવું. એ વાત આ કડીમાં કહી છે. ૩૩. અરધ-( અધઃ )-નીચે. ઉરધ-( ઉર્દ્ધ્વ )-ઉંચે. એ વિશુદ્ધિ ચક્ર

મધ્યમાં આવીને રહ્યો છે જીવ મેરા, દ્વાદશ ઉપર કર્યો છે મન ડેરા. ૩૪
કરૂણાનંદ જો આનંદ કંદ કહિયે, રંગ નવ નિરખી છપન રૂપ રહિયે. ૩૫
ખેચરીરો ખેલ અકલગતિ ખેલ, રસ અજર જો અમર રંગ રેલે. ૩૬
ભેદ અમીરસ આતમા ભાવે, નરનારી દોનુ ઉદર નાવે. ૩૭
ભૂચરી જો મુદ્રાભેદ જો મન ભાઇ, જ્ઞાન વૈરાગ્ય ગુરૂગમ ગાઇ ૩૮
નિરખ પરખ નિજ નામ નરાટા, પરમ જ્યોત ત્યાં ખોલત કપાટા. ૩૯
અગોચરી મુદ્રા શબ્દ મન આંટી, સત્ સમ જન સતરસ વેલ છાંટી. ૪૦
ફળ અમર અમરવેલ ફૂલી, મણિ રતન જો અનીહે બહુ મૂલી. ૪૧
ચાચરી જો મુદ્રા ચૈતન રૂપ ચાલો, વઓ રૂપ રંગ જો અંતર અજવાળો. ૪૨
કટી ગયો કર્મ અકર્મ અધ કારો, નિરખ જુગ રવિ પ્રકટ રૂપ ન્યારો. ૪૩
દેખે સન્મુખ ત્યાંહી ગુરૂકે દેદારા, પરમ શિવ ગુરૂ આનંદ અપારા. ૪૪
ઉન્મુની મુદ્રા સાધે જન એહી, દિન દિન વાલક પડે જો નાહી દેહી. ૪૫
ઉન્મુની ઘેરે જો અમર જોગી આવે, જાગ્રત જોગી તો ફરી આવે નાહી જાવે. ૪૬
ધીરજ મન તન રાખો એહ ધ્યાના, મમતા મત્સર મદ મૂકે જો અભિમાના. ૪૭
ભક્તઉદ્ધારણ ગુરૂ નિજ ભેવા, દશ અવતાર લીએ જો ગુરૂ દેવા. ૪૮

---

છાતીમાંના આકાશથી નીચે છે અને નાભિથી ઉંચે છે. વિચારો ઇ૦-એવી ગુરૂગમ ( ગુરૂ પાસેથી મળેલી ગમ-જ્ઞાન ) વિચારો તો વિદેહી ( મુક્ત ) થાઓ. ૩૪. મધ્યમાં ઇ૦-એ ચક્રના મધ્યમાં મારો જીવ સદાશિવ રૂપે આવીને રહ્યો છે અને તેની બાર પાંખડીઓ ઉપર મને ડેરો નાંખ્યો છે-મન સ્થિર થયું છે. ૩૫. આનંદ કંદ-આનંદનું મૂળ. છપન રૂપ-ગુપ્ત રૂપે ( ? ) ૩૬. ખેચરી ઇ૦-યોગી લોકો દશ પ્રકારની મુદ્રાઓ કરે છે, તેમાંની આ એક મુદ્રા છે. એ મુદ્રાઓનું કથન નામ માત્રથી આ ગ્રંથમાં કર્યું છે માટે અમે પણ વિસ્તાર ભયથી તે સંબંધી માહિતી જોઇતી હોય તેને યોગના ગ્રંથમાં જોવાની ભલામણ કરીએ છીએ. ખેચરીરો-ખેચરી મુદ્રાનો. અજર-જેને જરા અવસ્થા આવે નહિ એવો. રસ-તાળવામાથી પડતો અમૃત રસ. આ મુદ્રાથી અટકાવી શકાય છે, તેથી એ મુદ્રા કરનારો અજર અમર થાય છે ૩૯. નરાટા-કેવળ-ઉપાધિ રહિત. પરમ ઇ૦-ત્યાં પરમ જ્યોતિનું ( કમાડ ) ઉઘડી જાય છે. ૪૨. ચાચરી મુદ્રાનું ફળ કહે છેઃ ચાચરી ઇ૦-વઓ-વો-તે ૪૩. વિકર્મ નિષિદ્ધ કર્મ. જુગ રવિ-બે સૂર્ય. ૪૫. વાલક- વાલિ ) શરીર ઉપરની કરચલીઓ જે વૃદ્ધાવસ્થામાં પડે છે તે. ૪૬. ઘેરે-ઘેર. ૪૮. ભેવા-ભેદ-મર્મ.

અમર જ્યોત અમર મોએ આશા, સ્મરણુ સ્વામી મોએ શ્વાસ ઉશ્વાસા. ૪૯

ઉલટો પવન જો અમર ઘેર આણુ, જોગી જુગત તારી ત્યારે હું જાણું. ૫૦

ભયો પવન શબ્દ મન ભેરો, તન નાહી મારૂં સહુ જગ તેરો. ૫૧

ઇંગળામાં શશી અમીરસ આવે, પિંગળામાં રવિ અનંત કળ પાવે. ૫૨

સુષુમ્ણા બ્રહ્મ શબ્દ મન સાંધો, બુંદનાદ દોઇ દશ સુર બાંધો. ૫૩

ધરણી આકાશ મધ્યે એહી જો આધારા, નારાણુ નામ ત્રણુ લોકથી છે ન્યારા. ૫૪

અરસ પરસ મન હુવો છે ઓહંગ, સરસ દરશ મળ્યો છે રસ સોહંગ. ૫૫

રીરીકાર રામ રમે છે એક રૂપા, સર્વસંત અનંત જે સ્વરૂપા. ૫૬

ઘટ અનંત અનંત રૂપ ધાટા, નિરખ ઘટ મટ પટ તું નરાટા. ૫૭

---

૫૦. ઉલટો પવન ઇ૦–વિપરીતકરણી મુદ્રામા કહ્યા પ્રમાણે (એ મુદ્રાઓના પ્રકાર યોગમા ગ્રંથોથી તથા તે પણુ ગુરૂ પાસેથી સમજ્યા વિના બરાબર સમજાય એવા નથી. ) ૫૧ ભેરો–ભેળો. ૫૨ ઇંગળામા–ઇડા નામની નાડી ( ડાબા નાકમા છે તે. ) એ નાડીને 'ચન્દ્ર' એવું નામ આપ્યું છે અને જમણા નાકમાની પિંગળા નાડીને સૂર્ય નામ આપ્યું છે. ૫૩. જ્યારે બન્ને નાકમાથી સરખો વાયુ વહેતો હોય તેને સુષુમ્ણા કહે છે. બુંદ અમૃતબિંદુ તાળવામાથી પડતું કહેવામા આવે છે તે. નાદ ( અનાહત નાદ ). દોઇ દશ–બન્ને દિશાએ. સુર–સ્વર–નાકમાથી વહેતો પવન બાંધો–અટકાવો. ધરણી ઇ૦–પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ. એના સ્થાન શરીરમાં કટિથી નીચેનો પ્રદેશ, નાભિ, હૃદય, કંઠ અને બ્રહ્મરંધ્ર અનુક્રમે છે. એ સ્થળમાં અમુક ધારણા કરવાનો યોગ શાસ્ત્રમાં ઉપદેશ છે. અર્થાત્ પૃથ્વીથી આકાશ વચ્ચેની સમસ્ત વસ્તુને જેમ નારાયણનો આધાર છે તે પગથી તે માથા પર્યંત દેહને પણ તેજ નારાયણનો આધાર છે ૫૫ અરસ પરસ ઇ૦–ઓહંગ ( ૐ અને સોહંગ ( सोहं ). મન ઓમ્ રૂપ થાય છે ત્યારે કેવળ ઓમ્ રહે છે; અને ઓમ્ મન રૂપ થાય છે, મનમાં પ્રતિબિંબિત થાય છે ત્યારે સોહં ( આત્મા ) થાય છે. દરશ–દર્શન. આત્માને બ્રહ્મનો સાક્ષાત્કાર થવાથી તેને આત્મરસ મળ્યો છે. રસ–સુખ. ૫૬. રીરીકાર–અનાહત નાદને ઉદ્દેશીને કહ્યું છે બન્ને કાનમા આંગળીઓ ઘાલીને પછી રીરીરારી એમ મોઢે બોલવાનો અભ્યાસ કરવાથી અનેકવિધ વાદિત્રનો નાદ સંભળાય છે તેને કવિ એક રૂપ રામનું રમણ કહે છે. ૫૭ ધાટા ઘાટ–આકાર ઘટ મટ પટ–ઘટ ( ઘડો ). તેમાં રહેલું આકાશ તે ઘટાકાશ. મટ–( મઠ )–ઘર. તેમા રહેલું આકાશ તે મઠાકાશ. પટ–વસ્ત્ર. એના આકાર જુદા

વાસના ફુલનજુ રહી છે જે વારી, એમ વસી રહ્યો છે ઘટ અવિનાશી. ૫૮

### દોહરા.

ભણે ગણે સુખે સાંભળે, ભાવે કરે અભ્યાસ;
પરમ અનુભવ ઉપજે, વૈકુંઠ હોવે વાસ. ૫૯

ભેદ મહારસ અનુભવી, નિર્ગુણ અર્થ અનેક;
ગુરૂ ગાંડાની અગમ ગત, વાણી કેવળ વિવેક. ૬૦

## પરિક્રમા.

### દોહરા.

હરિહરિ કરીને હરખીએ, ઇંદ્રિયજીત અજીત;
કેવળપર કૃપા કરો, પરાપાર પરતીત. ૧

દરશન કરવા દેવરા, પરસન થયો (તે) પ્રાણ;
પરસનમાં દરશન ભયો, ગોઅ રૂપ નિશાન. ૨

સરવે દેવની સાધના, કરે સર્વ જન કોય;
ઇંદ્રિજીત ગુરૂ આરાધતાં, હરિ ચરણે મન હોય. ૩

હરિકૃષ્ણ રૂપ હંસ છે, શબ્દાતીત સ્વરૂપ;
ઇંદ્રિજીત ગુરૂ અચળ છે, બ્રહ્મ સકલનો ભૂપ. ૪

---

જુદા છે એમ છતાં તેમ આત્મા નરાટ ( કેવળ-નિરૂપાધિક ) છે તે જો. ૫૮. વાસના ઇ૦-જેમ ફુલોમાં વાસના ( સુગંધ ) વસી રહી છે તેમ સઘળાં શરીરોમાં અવિનાશી વસી રહ્યો છે.

૧ હે ઇંદ્રિયજીત ! હે અજીત ! એમા ગુરૂનાં સંબોધન છે પરાપાર ઇ૦ પરાવાણીથી પાર એવા બ્રહ્મની જેને પ્રતીતિ થઇ એવા હે ગુરૂ ! ૨. દેવરા-દેવનું પરસન-આનંદયુક્ત. પરસનમા ઇ૦-તે આનંદયુક્ત અવસ્થામાજ તે દેવનું દર્શન થયું, કેમકે તેનું સ્વરૂપજ ' આનંદ ' છે. અને સોહું- સોહમ્-તે હું છુ, એજ તે દર્શન થયાનું નિશાન છે. અર્થાત્ જે બીજા વસ્તુઓનું દર્શન આંખ વડે કે કલ્પનાવડે થાય છે તેમ બ્રહ્મનું દર્શન થતું નથી, પણ મારામાં રહેલું ચૈતન્ય સ્વરૂપ તેજ બ્રહ્મ છે, એવો નિશ્ચય થવો એજ તે દેવનું દર્શન કે સાક્ષાત્કાર છે. ૪ હંસ-જીવ.

ફેફટ બહુ ફેરા ફર્યો, વરણ ચોરાશી વાર;
આવ્યો શરણે ઉગારીએ, પરમ ઉતારો પાર. ૫




## ગુરૂ પરિક્રમા.

પ્રથમ નમું ગુરૂદેવ પુરાણા, કરૂં પ્રણામ પ્રીતે કરી;
અક્ષર એકનું જ્ઞાન આપો, ધીરજ સુણ મન કાન ધરી. ૧

મહાજ્ઞાન એ અક્ષરમાંહી, હોવે પ્રકટ સૂરજ હરિ;
એવો અનુભવ સંસાર આપે, ફેર ન આવું ઉદર ભરી. ૨

સ્વપ્ન સરખું સુખ સ્વામી, વૈખરી વાણીમા વિખવરી;
સંસાર માંહે આજ સુધી, મહા દુઃખ પામ્યો મરી મરી. ૩

અછેદ અભેદ અરૂપ આત્મા, નીર અથાહપર નાવરી;
પરમપદ નિજ સેવા પામું, દયા કરો ગુરૂ દાવરી. ૪

ભેદ કહે ગુરૂ સાંભળ ભાવે, ચેતન ભાસ હોવે ચરાચરી;
અગમધામ ચારૂ ફરી જો આવે, ઠીક રહે તારૂં મન ઠરી. ૫

પૂર્વમાંહે જગન્નાથ પાવન, માહે પૂજન તે મનરી;
અંતરજામી જો અર્ક ઉગે, ત્યારે તે સુધરે તનરી. ૬

અગ્નિ જો કુણે ફરી જો આવે, સંકલ્પ વિકલ્પ સંસરી;
અપાર ગતી જો આવે ઉરમાં, હરિચરણે મન હંસરી. ૭

---

૫ વરણ—ન્નત. ચોરાશીવાર (મતલબ કે અનેકવાર) જુદી જુદી વર્ણોમા—ન્નતોમાં—મેં અવતાર લીધા. પરમ—હે પરમ !

૧ પુરાણા—પ્રાચીન. અક્ષર આમૂ અક્ષર. ૩. વિખવરી—વિષય રૂપી ઝેર વૈખરી વાણીથી પસંદ કર્યું—વિષયની વાતો કર્યા કરી ૪. નીર ઇ૦—ભવસાગરના અથાગ પાણી ઉપર નાવડી રૂપ સદ્ગુરૂ તમો દયા કરો તો અછેદ્ય આદિ વિશેષણવાળા આત્માનું પરમ પદ હું સહજમાં પામું. દાવરી—દાવની—પ્રસંગની. ૫ ચરાચરી—સ્થાવર અને જંગમમાં. ૬. પ્રથમ પૂર્વ દિશાથી પ્રદક્ષિણા આરંભે છે. પૂર્વ દિશામા જગન્નાથપુરીનું ધામ છે તેને ઉદ્દેશીને કહે છે કે તેનું પૂજન કરવામા મન છે પણ જો અંતરજામી રૂપી અર્ક ઉગે-જ્ઞાન રૂપી સૂર્ય ઉદય થાય, તો તનનો સુધારો થાય. સૂર્ય પૂર્વમાં ઉગે છે માટે અહીં એવું ઉદાહરણ આપ્યું છે ઘણું ખરૂં બધે કહીને અંતે 'રી' તે ' રે ' ની પેઠે પાદ પૂરણાર્થ છે. ૭ કુણે—કોણે—ખુણે. સંસ—સંશય. પાંચ કર્મ—પાંચ કલેશને ઠેકાણે કર્મ કહ્યાં છે. અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિ-

મળ્યું નીર જયમ નીરમાંહે, ઉત્તમ મધ્યમ આવરી;
ગુરૂ સોહી શુદ્ધ બ્રહ્મસાગર, દેહ લુણ થયું દાસરી. ૧૯

સૂરત શબ્દ ખેલ સાચો, ખેલે સેઇ ખરાખરી;
અડસઠ તીરથ જો આવે અંગમાં, ફરૂં નાહી ફેરા ફરી. ૨૦

ધંદ્રિજીત ગુરૂ અચળ અલખ, હરિ કૃષ્ણ રૂપ હંસરી;
કેવળ ઉપર કરી કરૂણા, સર્વે ટળ્યો મન સંશરી. ૨૧

કહે સદ્દગુરૂ સાંભળે કેવળ, અગમ બુદ્ધિ આજરી:
મળ્યો તુજ અબ મુજમાંહે, કછુ ન હે અબી કાંજરી. ૨૨

## અથ રૂપક લિખ્યતે.

### સવૈયા.

કર્ત્તા તજી નિસ અકર્મ કરતો, ધરતો નહિ હૃદયે ધ્યાન;
ભરતો ભાર અયંગ શિર ભારે, ડરતો નહિ દીયો ના દાન. ૧

પુણ્યપ્રવાહ ન રાખ્યો પાસે, આશે મમતામાં અડયો;
જાશે જીવને જાણે જાદવ, પાસે પ્રપંચ ફંદ પડયો. ૨

ચિંતાજાળમાં જીવ ગુંચવાયો, પાયો નહિ પરમકો પાર;
આવ્યો નહિ ભજનમાં દક્ષિણુ, સર્વે એમ વાહ્યો સંસાર. ૩

સત્ ગુરૂ શ્યામ સમર મન સાચો, કાચો કુંભ જયમ દેહ કહ્યો;
જાચો જમ ધરમ ગત જાણે, થાચ્યો નહિ ફેર જન્મ થયો. ૪

---

૧૯ મળ્યું ઇ૦–મધ્યમ નીર જેમ ઉત્તમ નીરને આશરે જઇને તેમા મળી જાય છે તે ગુરૂ રૂપી બ્રહ્મ સાગરમા દાસ ( શિષ્ય ) નું દેહ રૂપી ( દેહી–જીવ ) રૂપી લુણ ઇયું ( એ રીતે ) મળીજાય તેમ કરો. ૨૦ સુરત ઇ૦–ઓંકારના સગુણ રૂપનો આ ખેલ છે તે સાચો છે–તે વાત ખરી છે. ૨૧. સંશ–સંશય. ૨૨. મળ્યો ઇ૦–હવે તું મારામા મળી ગયો, હવે કાંઇ કરવાનું બાકી રહ્યું નથી. નિશ્ચયદાસ પણ કહે છે કે, " यही चिन्ह अज्ञानको जो माने कर्त्तव्य; " सोहि ज्ञानी सुधर नर नहिं जाको भवितव्य. "

૩. દક્ષિણુ–ડાહ્યો. વાહ્યો–છેતર્યો–અર્થાત્ છેતરાયો. ૪. થાચ્યો–થાકયો.

દક્ષિણમાંહે બુદ્ધિ દરશે, નિરખવા રામનાથરી;
પાંચ કર્મ કરીને પરલે, હવે ઝાલો મમ હાથરી. ૮

નૈઋત્ય ખૂણે રૂપ નિરખું, પ્રીત રીત પરાપરી;
સલંગ સુતર એક સેવા, બુદ્ધિ બ્રહ્મ બરાબરી. ૯

પશ્ચિમ માંહે રણછોડ પરકટ, વાઇ અધર મુખ બંસરી;
શબ્દ સુણી માંહી સમાણી, કાપી વંશ જેણે કંસરી. ૧૦

વાવ્ય ખૂણે અનુભવ વરત્યો, નીર લહેર આનંદરી;
બ્રહ્મ સાગર ભર્યો સભર, જ્યોત અખંડ જનરી. ૧૧

મહા પદારથ ઉત્તરમાંહી, દેવ સ્વરૂપ દેદારરી;
હિમાચલની ભોમિ હદમાં, દર્શન હોય કેદારરી. ૧૨

ઇશાન ખૂણે અગમ એહી, પૂરણ દશા પરવરી;
સુરત નુરત શબ્દ સમજી, વાણી પાર સોઇ પરવરી. ૧૩

કોટિક વૈરાટ ફરી જો કાયા, પાતાળ આવ્યો પારરી;
મધ્યમાં આવીને જોઇ માયા, એહી ગત્ય જો અપારરી. ૧૪

શિષ્ય કહે હું રડવડ્યો બહુ સ્વામી, ગઇ તેમાં તે મારી ગત્યરી;
વહ્યો જાઉં છું સાગર બીચમાં, મને આપો તમો મત્યરી. ૧૫

મૂરખ મતિ અશુદ્ધ મારી, આપ મતિ છે અજરી;
પતીતપાવન બિરદ પોતે, ગરજ સુણી ગજરી. ૧૬

પ્રહ્લાદની તમે પ્રતિજ્ઞા પાળી, ધ્રુવ અવિચળ ધામરી;
રાંક જાણીને ચરણે રાખો, હરિ પૂરો મન હામરી. ૧૭

કેતા ખંડે વખંડે ફરિયો, હવે રહ્યો મન હારરી;
હરિ તમે મોએ દુઃખ હરો, ત્યારે હોય નિસ્તારરી. ૧૮

---

નિવેશ, એ પાંચ ક્લેશ યોગશાસ્ત્રમા કહ્યા છે. પરલે–પ્રલય. ૯. પરાપરી–પરાત્પર જે બ્રહ્મ તેમના ઉપરની પ્રીત અને તે પણ સળંગ સુતરના તારની પેઠે અખંડ, એજ તેની સેવા છે. અહીં બુદ્ધિ બ્રહ્મની બરાબરી કરે છે એટલે બ્રહ્માકાર થઇ જાય છે ૧૦. માંહી સમાણી–વૃત્તિ રૂપી ગોપીઓ બ્રહ્મમાં સમાઇ ગઇ–બ્રહ્મરૂપ થઇ ગઇ. કંસરી– કંસની. 'વંશ' શબ્દ ઓલાદ કે પેઢી રૂપે માનીને નારી જાતિમા વાપર્યો છે. ૧૬. અજ–જન્મરહિત–સનાતન. ગજરી–હાથીની. હાથીની ગરજ સુણીને તેની સહાયતા કરી હતી, ૧૮. વખંડે–વિખંડે–ખંડના ખંડ હાર–હારીને.

મળ્યું નીર જયમ નીરમાંહે, ઉત્તમ મધ્યમ આવરી;
ગુરૂ સોહી શુદ્ધ બ્રહ્મસાગર, દેહ લુણ થયું દાસરી. ૧૯

સુરત શબ્દ ખેવ સાચો, ખેલે સોઇ ખરાખરી;
અડસઠ તીરથ જો આવે અંગમાં, ફરૂં નાહી ફેરા ફરી. ૨૦

ઇંદ્રિજીત ગુરૂ અચળ અલખ, હરિ કૃષ્ણ રૂપ હંસરી;
કેવળ ઉપર કરી કરૂણા, સર્વે ટળ્યો મન સંશરી. ૨૧

કહે સદ્ગુરૂ સાંભળો કેવળ, અગમ બુદ્ધિ આજરી;
મળ્યો તુજ અબ મુજમાંહે, કછુ ન હે અબી કાજરી. ૨૨

## અથ રૂપક લિખ્યતે.

### સવૈયા.

કર્ત્તા તજી નિસ અકર્મ કરતો, ધરતો નહિ હૃદયે ધ્યાન,
ભરતો ભાર અયંગ શિર ભારે, ડરતો નહિ દીયો ના દાન. ૧

પુણ્યપ્રવાહ ન રાખ્યો પાસે, આશે મમતામાં અડયો;
જાશે જીવને જાણો જાદવ, પાગે પ્રપંચ ફંદ પડયો. ૨

ચિંતાજાળમાં જીવ ગુંચવાયો, પાયો નહિ પરમકો પાર;
આવ્યો નહિ ભજનમાં દક્ષિણ, સર્વે એમ વાહ્યો સંસાર. ૩

સત્ ગુરૂ શ્યામ સમર મન સાચો, કાચો કુંભ જયમ દેહ કહ્યો;
જાચો જમ ધરમ ગત જાણે, થાચ્યો નહિ ફેર જન્મ થયો. ૪

---

૧૯ મળ્યું ઇ૦–મ યમ નીર જેમ ઉત્તમ નીરને આશરે જઇને તેમા મળી જાય છે તે ગુરૂ રૂપી બ્રહ્મ સાગરમા દાસ ( શિષ્ય ) નું દેહ રૂપી ( દેહી–જીવ ) રૂપી લુણ થયું ( એ રીતે ) મળીજાય તેમ કરો ૨૦ સુરત ઇ૦–ઓંકારના સગુણ રૂપનો આ ખેવ છે તે સાચો છે–તે વાત ખરી છે ૨૧. સંશ–સંશય. ૨૨. મળ્યો ઇ૦–હવે તું મારામા મળી ગયો, હવે કાંઇ કરવાનું બાકી રહ્યું નથી. નિશ્ચયદાસ પણ કહે છે કે, " यही चिन्ह अज्ञानको जो माने कर्त्तव्य, " सोही ज्ञानी सुधर नर नहि जाको भवितव्य. "

૩. દક્ષિણ–ડાહ્યો. વાહ્યો–છેતર્યો–અર્થાત્ છેતરાયો. ૪. થાચ્યો–થાકયો.

ધરિયો શુભ જન્મ માનવરો ધારો, ફરિયો એમ ફેરા અનંત ફરે;
કરિયો નાહી ભજન કાંઇ કેશવ, વરિયો વખ સંસાર પરે. ૫

પાંચ દશ વર્ષે ખોયું બાલપણ, વીશ પચીસે ઉડી વાટ;
ચાલીશ થયાં થયો નહિ ચેતન, દેખ સાથે ધન વાળ્યો દાટ. ૬

મરતાં સુધી લોભ ન મૂકયો, કર્ત્તા પુરૂષ ન ગાયો કોય;
ડરતા નહિ દીધો કોલ આદમ, સરતા શ્યામ ન જાણ્યો સોય. ૭

બાંધે બંધ કીયો કુટુંબ કબીલો, સાંધે અનંત વે'વાર સગા;
અંતરમાંહે ન દેખું આંધે, દીધા બંધે એમ અંત દગા. ૮

કર કર મન ભજન અડર હોય કમતી, ફર ફર ઉદર કાંય ફરે;
વર વર નિજ સાચો વિઠ્ઠલવર, તો ભવસાગર સે'જ તરે. ૯

ભૂલ્યો ભેદ કર્મગત ભળીઓ, ડૂલ્યો ચાર ખાણ મજ દેહ;
જ્વાલા અગન ઉંધેમુખ ઝૂલ્યો, આતમ અમૂલો ખોયો એહ. ૧૦

વાર વાર અંધ ધંધ વવાયો, હાર હાર મન હાવે દૈયે;
તાર તાર અવતાર ભવન તર, ડાર ડાર ભાર દૂર દૈયે. ૧૧

નામન ચિત્ત-સંભાર નારાયણ, કામ નિરંતર ગમ કરે;
ધર્મ કેવળ ધારે ધરણીધર, શ્યામ ગુરૂથી કામ સરે. ૧૨

## સવૈયા એકત્રીશા.

કામની કહે કંથને કહું સુણ કંથા, કાયા ધરી કમાયો કાંય;
માયામાંહી વીંટાયો મૂરખ, સાચો એક ન ગાયો સાંય. ૧

---

૫. માનવરો-માનવનો. ૬. વખ-વિષય રૂપી ઝેર. ડરતા ઇ૦-આદમ (આદમીએ) ગર્ભવાસમાં જે કોલ દીધો હતો (ભક્તિ કરવાનો), તે ન પળાવાથી પણ ડરતો નથી. સરતા-સુરતા વરે. ૮. બંધે-કુટુંબ રૂપી બંધને. ૯. કમતી-કુમતિ. ફર ફર ઇ૦-ફરી ફરીને ઉદરને માટે કેમ ફર્યા કરે છે? ૧૦. મજ-મુજ. જ્વાળા-ગર્ભવાસમાં જઠરાગ્નિની જ્વાળામાં. ૧૧. હાર ઇ૦ હવે તો હઇયામાં મનથી હાર! ભવન-(ભવ) સંસાર. ડાર ઇ૦-સંસારનો ભાર દૂર ડારી દૈયે. ૧૨. નામન-(નામ.) ગમ-ગુરૂપાસેથી મળેલી ગમ (તાન) નિરંતર તારૂં કામ કરશે.

૧ સાંય-સાંઇ-હરિ.

વચન વિચારી કંથ એમ બોલ્યો, સંસાર સારન સેવા સંત;
આચારભ્રષ્ટ હવો સહુ ઉત્તમ, જો નિર્વાણુ ભોગવે જંત. ૨

ધેણુ કહે શીદ ઉત્તમ દેહ ધારો, વણુવેખે ચોરાશી વાર;
ગોવિંદ જશ કદિ નહિ ગાયો, પરમ કેરો ન આવ્યો પાર. ૩

નર એમ કહે સાંભળ તું નારી, હરિ હરિ નામ સંભાર હૈયે;
તારણહાર એક છે ત્રિકમ, કેવળ રામ સ્વરૂપ કહીએ. ૪

## ચોપાઇ.

કામની છોડ ભોગ નાહી કીજે, પાંચ પચીસ દશું દશ પીજે; ૫
રામ અહોનિશ હૃદયે રીજે, પ્રેમ પાવષ તહાં શ્યામ પતીજે. ૬
દુઃખરી વાત કરે સહુ દૂરા, અંતરપટ જો ઉઘાડી ઉરા. ૭
પાંચ પચીશ જીતે મન પૂરા, નૂરમાં નૂર હજુરી તે નૂરા. ૮
આતમ રામ એકી જુગ આખે, રાઇમેં મેરૂ સ્થિર કરી રાખે. ૯
ચૈતન ફુલ ચરાચર ચાખે, તો ભવરો ભેદ અગોચર ભાખે. ૧૦

---

૨ સારન-સારરૂપ. ( કેવળપુરી ઘણે ઠેકાણે શબ્દને અંતે 'ન' લગાડી દે છે. ) નિર્વાણુ-મોક્ષ. જંત-પ્રાણી. ૩ ધેણુ-ધેનુ-સ્ત્રી. ૫. પાચપચીસ-પાંચ વિષયો ને પચીસ તત્વો. દશુંદશ-દશે દિશાએથી. પીજે-આત્મામા લીન કરવા. ૬. પ્રેમ ઇ૦-ત્યાં શ્યામ પ્રેમ પાવસ થઇને બેસે છે. પાવસ-પ્રાવૃષ-ચોમાસું. ચોમાસામાં બગલો ઇંડા સેવવા બેસે છે અને બગલી ચારો લાવીને ખવરાવે છે તેને લોકો 'બગલો પાવસ બેઠો' કહે છે. અર્થાત્ 'બગલો ચોમાસુ બેઠો.' તેજ પ્રમાણે જે એક જગોએ બેઠો હોય તે ઉઠી શકે નહિ ત્યારે પણ લોકો તેને 'પાવસ' બેઠો કહે છે. આ જગોએ પણ તેના હૃદયમાં ભગવાન પ્રેમથી પાવસ બેઠો છે એમ જાણવું, એટલે સ્થિર થાય છે એમ સમજવું. પતીજે-પ્રતીતિ કરવી-જોવું-જાણવું. ૭. દુખરી-દુઃખની. ( આ કવિતાઓમાં છઠ્ઠી વિભક્તિનો મારવાડી પ્રત્યય 'રો, રી, રૂ. રા,' સમજવા. ) દૂરા-દૂર. ઉરા-ઉરમાં. ૮ પૂરાજન-પૂર્ણ મનુષ્યો-મનુષ્યત્વમાં પૂરા નરમાં ઇ૦- (નૂર-તેજ ) તેજમા મોટા તેજ ( ઇશ્વર ) ની હજુરમાં તે નૂરા-તેજવાળા છે. ૯. એકી-એક. જુગ-જગત. પરમેશ્વર અઘટિત ઘટના કરવાની શક્તિવાળો છે તે કહે છેઃ રાઇમેં ઇ૦. ૧૦. ચૈતન ઇ૦-આ ચરાચર ( સ્થાવર જંગમ ) એ ચૈતનનું ફળ-( કાર્ય ) છે એમ જાણે તો ભવરો ( સંસારનો ) અગોચર ભેદ ( મર્મ ) તે કહી શકે.

વાસના ફુલ રહી જ્યમ વાસી, પટોલે ભાત તે ન જાવે પાસી. ૧૧
હર્ષ શોચ મટી તન હાંસી, નિરભે નામ કેવળ અવિનાશી. ૧૨

## ધ્યાનતત્વ મુદ્રાસાર.

### દોહરા

આદિ અંત મધ્ય એહ છે, સત જોગ વસ્તુ સાર,
ભેદમુદ્રા પંચ ભાખીએ, તત્વ રૂપ એક તાર. ૧

ધ્યાન સેજ મુદ્રા સાધતાં, પરમ સમાધિ થાય;
તજવો ગ્રહવો ત્યાગીને, જીવનમુક્ત થઇ જાય. ૨

ગુરૂ તમારી અગમગત, મેં જાણી (તે) મહાન;
ઉરમાં વસ્યો ગુરૂ આતમા, દેખે આવ્યો દાવ. ૩

કૃપાળુ નાથ કરૂણા કરો, શરણે આવ્યો શિષ્ય;
દયા કરી વસ્તુ દીજીએ, આપ અલખ છો ઇશ. ૪

## શ્રી ગુરૂ ઉવાચ.

### છંદ. ( રવેણી ).

પરમ સત્ ખેચરી મુદ્રા પાયે, ઉનમેં સાત નિરૂપણ આયે;
પીત વરણ દેખ્યા ચાર પૂરા, નિરખ રકત વરણ છે નૂરા. ૬
શ્યામ વરણ દેખો સત સોઇ, મૂરત દેખતે મૂરત મોઇ. ૭

---

૧૧. વાસના ઇ૦-જેમ ફૂલની વાસી ( જૂની-પહેલાની ) વાસના રહી જાય છે, તેમ પટોળે જે ભાત પાસી ( પાસ લગાડીને પાડેલી ) હોય, તે જતી નથી. અર્થાત્ વાસનાને લીધે મનુષ્યો જન્મ મરણ પામ્યા કરે છે. ૧૨. હર્ષ ઇ૦-હર્ષ, શોક અને શરીર રૂપી હાસી ( કાંઇ ન છતા છે એમ કહેવું પડે છે તે હાસી ) મટી છે અને કેવળપુરી નિર્ભય નામવાળો અવિનાશી થયો છે.

૨ તજવો ઇ૦-આ તજવા જેવું છે અને આ ગ્રહણ કરવા જેવું છે, એ બન્ને વાતાનો ત્યાગ કરીને. ૩. મહાવ-મોટા ૫. નિરૂપણ-વર્ણન. ૬. નૂરા-તેજ રૂપ બ્રહ્મ ૭ મુરત દેખતે ઇ૦-બ્રહ્મનો સાક્ષાત્કાર થયે છતે મૂરત-મૂર્તિ-દેહની અહંભાવના નાશ પામે છે

કામધેનુ દેખી સતકામા, સૂક્ષ્મ સાન કરે સત્ શ્યામા. ૮
ખેચરી મુદ્રા દેખ જો એ ખ્યાલા, નિરખત રૂપકું હોય ન્યાલા. ૯

## દોહરા.

ખેચરી મુદ્રા ખોજતાં, એક નિરૂપણ એહ,
પંચ તત્વનાં પૂતળા, દેહી છે ત્યાં વિદેહ. ૧૦
શિષ્ય માગે ગુરૂ સાંગના, ભૂચરી મુદ્રા ભેદ;
સાધન બંધન છોડીને, મનની પુરો ઉમેદ. ૧૧

## શ્રી ગુરૂ ઉવાચ.

ભૂચરી મુદ્રા ખોજ લે ભાઇ, અગમ ગત અનુભવ આઇ. ૧૨
ઉતંગ વર્ણ દેખ તું ઓહી, સુણ સાયર દેખે તન મોહી. ૧૩
હંસ પ્રકાશ સમજમાં હોવે, જ્યાંહી હીરા લાલ અનંત જોવે. ૧૪
ત્રીજે કર્ણ મૂળ ધ્યાન દેખ તેરા, ભૂચરી ખોજ હોવે રૂપ ભેરા. ૧૫

## દોહરા.

ભુચરી મુદ્રા ભેદતાં, દરદમ અનહદ હોઇ;
રણુંકાર ધૂન હો રહી, ખેલ આયા કયું ખોઇ. ૧૬
અગોચરીની (જ) આતમા, કસા ન જાણે કોય;
સ્વામી બતાવે શિષ્યને, હરિરસ માલમ હોય. ૧૭

---

૮. કામધેનુ-કામધેનુરૂપી. સતકામા-સતરૂપી મનોરથવાળી. સૂક્ષ્મ ઇ૦-સૂક્ષ્મદેહનું પાન કરી જય-લિંગ શરીર નાશ પામે. ૯. ખેચરી ઇ૦-એ ખ્યાલ ( કલ્પના ) વડે ખેચરી મુદ્રા દેખ-જો. ૧૧. સાંગના-સંજ્ઞા-ઇશારો. ૧૩. ઉતંગ વર્ણ ઉંચો રંગ સુણ ઇ૦-તે પોતાના શરીરમાં સાયર ( સાગર ) દેખે અથવા હે સાયર ( વિજ્ઞાન-કવિ ) પોતાના તનમાં ઉતંગ વર્ણ દેખે ૧૪. હંસપ્રકાશ—હંસના જેવા વર્ણનો શ્વેતપ્રકાશ. સમજમાં—બુદ્ધિમાં. હીરા લાલ-હીરા અને લાલ નામના રત્નો જેનો પ્રકાશ. ત્રીજે ઇ૦-ત્રીજી વાત એ છે કે કાનના મૂળ આગળ મન સ્થિર કરી રાખતું ભૂચરી ઇ૦-તો ભૂચરી મુદ્રાનો શોધ લાગશે અને રૂપભેરા ( આત્મ સ્વરૂપના ભેળા ) થવાશે. ૧૬. દરદમ ઇ૦-હમેશાં અનહદ ( અનાહત ) નાદ સંભળાયા કરશે. ૧૭. આતમા-સ્વરૂપ.

## શ્રી ગુરૂ ઉવાચ છંદ રવેણી.

મુદ્રા અગોચરી કરાવે જો મન, તનમાં તુહી જો અમૂલ્ય રતન. ૧૮
ભાસે હંસ માન સરોવર જેવા, મોતી ચૂગે અમર અમૂલ્ય મેવા. ૧૯
બુદ્ધિ સત ઉપજે અબંધ વેપ, મહાધ્યાન તત્ત રૂપ મહેશ. ૨૦
સુણે સોહી અસંખ્ય શબ્દ સાર, તાર ભેર શરણાઇ જંત્રી તાર. ૨૧
ઝાંઝ કુનકુની રૂનઝુની જોય, દેહી કામ ક્રોધ ત્યાં ભાસે છે દોય. ૨૨
અહંકાર ભાસ હોવે જખી અંગ, ભેદ અગોચરી રૂપ અભંગ. ૨૩

### દોહરા.

ગાજે અનહદ અગોચરી, સમજે જોગી સંત;
અખંડ ધ્યાન જે ઉરમાં, વાયક સત્ય ભગવંત. ૨૪
ગુરૂ બતાવો જ્ઞાનમાં, મુદ્રા ચોથી મોય;
ચાચરી કેરી ચેષ્ટા, સન્મુખ ભાસે સોય. ૨૫

### શ્રી ગુરૂ ઉવાચ.

ચાચરી મુદ્રા અરૂપ ચેત, હદ બેહદ તજો મન હેત. ૨૬
મન બુદ્ધિ ચિત્ત અહંકારમાંય, તેજ ચમત્કાર પ્રકાશ્યો ત્યાંય. ૨૭
ગુરૂપ્રતાપે ભાસે સોઇ જ્ઞાના, મહાસુખ સોઇ તે શબ્દ માના. ૨૮
ચંચળ ચાચરી અંતર ચીનો, દેદાર રૂપ તે સાહેબ દીનો. ૨૯

### દોહરો.

ચેત તન મન ચાચરી, અગમ્ય ભેદ અરથ,
પરમ પ્રકાશ્યો પંડમાં, ગન ભયો સમરથ. ૩૦

---

૧૯. મેવા ભેદ. માનસરોવરમાં હંસ મોતી ચુગે એવો અમર અને અમૂલ્ય મેવા ભાસે છે–એવો આનંદ થાય છે ૨૦. અબંધ-સંસારરૂપી બંધન વગરનો. ૨૨. કુનકુની-સારંગી. રૂનઝુની-શરણાઇ. ભાસે છે-દેહથી જુદા ભાસે છે. ૨૩. ભાસ હોવે-અંગથી જુદો છે એમ ભાસ થાય. ૨૯. દેદારરૂપ-આત્મસ્વરૂપનું દર્શન.

મળે અનુભવ ઉન્મુની, મે હું શબ્દ ટંકશાળ;
અમૂલ્ય હીરા ત્યા ઉપન્યા, નૂરત સુરત બંકનાળ. ૩૧

## શ્રી ગુરૂ ઉવાચ. રવેણી.

ઉન્મુની મુદ્રા ચરચર એહી, વાણી અવસ્થાની પાર વિદેહી. ૩૨
નિરંજન નાથ પ્રકાશી છે નૂર, અખે સરોવર ભાસે જો ઉર. ૩૩
ખોજ અખંડ મંડળ અસે નાખંડા, માને એક જોય જો પંડ બ્રહ્માંડા. ૩૪
શ્વેત જો નહિ અનુકે સ્વરૂપ, નહિ પીત વરણ રૂપ અનુપ. ૩૫
શ્યો નહિ લાલ બરણ કે રંગ, અસ્થૂન નહિ એનું જેહ અંગ. ૩૬
વરણુન નાહી જનુકે વેં'ચારા, આરણુન નાહી એહી આચારા. ૩૭
કાયા નહિ માયા અનુકે જો કાહી, નાહિ રૂપ અરૂપ નરૂપ નાહિ. ૩૮
પંડ નાહિ અડરૂપ કુને પાયા, અન નહિ બુદ્ધ જો મડાણુ માયા. ૩૯
નહિ હદ બેહદ ઉંદર નાયા, જો નહિ એક દોય નાહિ જાયા. ૪૦
અપનાહી અવગુણ નાહી જો એહી દર્શન નાહિ જો મૂરત દેહી. ૪૧
પખંડ નહિ જો પરપચ પાના, બાવન અક્ષર નાહિ જો બાવા. ૪૨
નિરખ ઓમકાર પાસ નાહિ, ચિત નાહિ જયાહી રૂપજ ચાહી. ૪૩
કાલ નહિ જો અકાલજ કાહી, ગત નાહિ જો અવિગત ગાહી. ૪૪
તત્વપાર્યં નહિ જો ઘટ તેરો, માન મ્હારો શીખ મન તું મેરો. ૪૫
ઉન્મુની મુદ્રા અગોચર એહી, જીવ શિવ શૂન્ય છોડે જન જેહી. ૪૬

---

૩૧. હીરા—આનંદ રૂપી નૂરત સુરત બંકનાલ—ઇડા, પિંગલા સુષુમ્ના (?) ૩૨ વાણી ઇ૦—ચાર પ્રકારની વાણી ના ચાર પ્રકારની અવસ્થાની પાર છે. વિદેહી—દેહરહિત ૩૩ અખે—અક્ષય સરોવર—ચૈતન્ય રૂપી ૩૫ અનુકે—એનું ૩૬. અસ્થૂલ—સૂક્ષ્મ એ ઉપલક્ષણ જ અર્થાત્ સ્થૂલ સૂક્ષ્મ, બેમાંથી એ નહિ. ૩૭. જનુકે—જેનો અવરણન—અવર્ણ્ય ૪૬ જીવ શિવ ઇ૦—જીવ, શિવ (ઇશ્વર) અને શૂન્ય, એ ત્રણેને છોડીને જે ક્વચ ચૈતન્ય રૂપ છે તે અગોચર સ્વરૂપ ઉન્મુની મુદ્રાનું છે

### દોહરા.

ઉન્મુની મુદ્રા ઉરમાં, લગ્ન ભયો મન લીન;
પ્રેમ સરિતા પૂરસેં, મધ્યે મળી જમીન. ૪૭
મુદ્રા પાંચે મેળવી, ધ્યાન સાધના ધીર;
સ્થાનક બતાવો જુજવાં, પાંચ ચેલા એક પીર. ૪૮

## શ્રી ગુરૂ ઉવાચ ( રવેણી ).

આકાશ સ્થાનક ખેચરી આવે, ભાસે ચિત્ત ચૈતન પૃથ્વી ભાવે. ૪૯
શૂન્ય આકાશ ત્યાંહી દેખે સોઇ, વીજળી રેખા સત્ બુદ્ધિ બોઇ. ૫૦
સુનવે સોહંગ જ્યાંહી આપ સમાયા, રેંણી ધ્યાન પયપાન રૂપ રમાયા.૫૧
પ્રકાશ આપોપે પૂરણ પેખે, દેખ અદેખ આકાશમાં દેખે. ૫૨
ભેદ આકાશથી શૂન્યકા ભેવા, દેખે ચેષ્ટા જ્ઞાની ચરાચર દેવા. ૫૩

### દોહરો.

ભૂચરી તણી જે ભૂમિકા, નિશાં બતાવો નામ;
પરમ રૂપને પેખીએ, રરંકાર સતરામ. ૫૪

---

૪૭. પ્રેમ ઇ૦ પ્રેમ રૂપી સરિતાના પૂરની વચ્ચે ચૈતન્ય પરમાત્મા રૂપી જમીન મળી. મતલબ કે પ્રેમ રૂપી આત્માનંદની પ્રાપ્તિ થઇ. ૪૮. પાંચ ઇ૦-પાંચ મુદ્રા રૂપી ચેલા અને તેનો દ્રષ્ટા આત્મા તે પીર ( ગુરૂ ) ૪૯. પૃથ્વી ઇ૦-ખેચરી મુદ્રામાં જે આકાશમાં ચિત્ત ચૈતન્યને દેખે છે તે પૃથ્વી આકાશ કહેવાય છે. ૫૦. વીજળી ઇ૦-ત્યાં સત્ રૂપી બુદ્ધિ તે વીજળીની રેખા બોઇ છે-વાવી છે-સ્થાપી છે ૫૧. સુનવે ઇ૦-ત્યાં સોહંગ ( સોઽહમ્ તે હું છું ) શબ્દ સંભળાય છે, જે 'સોહં' મા આપ ( હુંપણું ) સમાઇ ગયું જે રેંણી-આચરણ ( ધ્યાનનું ). અને એ ધ્યાન એજ પયપાન રૂપ છે-અમૃત પાન રૂપ છે, તેમાં જોનારો રમે છે-આનંદ પામે છે. ૫૨. દેખ અદેખ-ગોચર અને અગોચર ૫૩. ભેદ ઇ૦-એ ચિદાકાશથી શૂન્યનો જે ભેદ ( તફાવત ) છે તેનો ભેવા ( ભેદ-મર્મ ) અને તેની ચેષ્ટા એ જ્ઞાની ચરાચર દેવા પરમાત્મા દેખે છે-જાણે છે. ૫૪. નિશાં-નિશ્ચય.

## શ્રી ગુરૂ ઉવાચ. ( રવેણી ).

અગમ ભૂચરી નીર આકાશ, કરે સત સોઅત હોય પ્રકાશ. ૫૫
આવાગમનના પ્રકાશ આણી, રંગ અભેમન નાંહી ઠેગની. ૫૬
ઉત્તમ વરણુકે ધ્યાન જો એહી, તત્વ ઈદ સ્વાદ ત્યાં આવત તેહી. ૫૭
આકાશ દેખે તોહી આપકે અંગ, રવિ ગહુ વિજળી દેખા ચીનરંગ. ૫૮
આદમ દેખે અનુકે જો ઉરા, પરખે હીરા મોતી અનંત પૂરા ૫૯
સુષુમ્ણા નાડી અમાવાસ્યા સોઇ, હું તું દો તજજન માલમ હોઇ. ૬૦
મન નાસિકા ધ્યાનમાં કર મેળા, ખેલ અખેલ અગમ પંથ ખેલા. ૬૧

### દોહરો.

મુદ્રા અગોચરી ઉરમાં, પ્રકાશ કરો પરમ;
સત્ ગુરૂ વસ્તુ સંગન્યા, અર્થ શબ્દ અકર્મ. ૬૨

## શ્રી ગુરૂ ઉવાચ. ( રવેણી ).

અગોચરી મુદ્રા શૂન્ય આકાશ, લેહેરી જુગ જુગતે જીભ્યા ઉલ્લાસ. ૬૩
તત્વ નામ ઉડે તુરંગા, ચૈતન તાલ બાજે બહુ ચંગા. ૬૪
વાજે મહાતાલ મૃદંગ વાજે, ગણેણે ફુંનકુની રૂંઝુની ગાજે. ૬૫
ઝાંઝરી કરતાલ નેપુર ઝળકે, ગરજત બ્રહ્માંડ ઘુઘરૂ ધમકે. ૬૬
ગુંજ મન અનહદ શબ્દ ગોવિંદા, ચેત્યા ભોગી જોગી પૂરણ ચંદા. ૬૭

---

૫૫. નીર આકાશ-ભૂચરીનું સ્થાન જલાકાશ કહેવાય છે, ૫૬.-આવાગમનના-જન્મ મરણના. અભેમત-અભિમત-મનમાં ઇચ્છા હોય, તેવા. ૫૮. ચીન-ચિન્હ. ૫૯. ઉરા-તરફ પરખે-જુએ-જાણે. ૬૦. સુષુમ્ણા-ઇ૦-સુષુમ્ણા નાડી એ અમાવાસ્યા રૂપ છે કેમ કે જેમ અમાવાસ્યાને દિવસે સૂર્ય ચંદ્ર એક સ્થાનમા આવે છે તેમ સુષુમ્ણામા પણ ઇડા અને પિંગળા નાડી ભેગી થાય છે. હું તું ઇ૦-એનો (સુષુમ્ણાનો) અર્થ એવો છે કે હું અને તુ એ બે વાનાં તજી દીધા પછી એક ચેતન માત્ર અવશિષ્ટ રહે છે. જન-જિન-જેને ૬૧. નાસિકા-પ્રાણવાયુ. અખેલ ઇ૦-અગમના પંથમાં અવીલ ખેલ-ખેલવાને કઠણ એવો ખેલ-ખેલ્યા (ખેડ્યો). ૬૪. તુરંગા-તરંગ. ચંગા-સારા. ૬૭. ગુંજ-

### દોહરો.

ચાચરી મુદ્રા જો ચેનીએ, સુરત નૂરતમાં શ્યામ;
એહી કલા વસે ઉરમાં, હરિ પૂરણ સત્ ધામ. ૬૮

### શ્રી ગુરૂ ઉવાચ. રવેણી.

ચાચરી ગુણ આકાશ ચેતાય, મન બુદ્ધિ ચિત્ત ઉલ્લાસમેં લાય. ૬૯
સત્ ચિત્ ચૈતન જલમલ રેખા, લેહેરી શૂન્ય સરોવર આપ અલેખા ૭૦
સન્મુખ જેણે મેહેલે સુષુમ્ણા સેજા, નિરંજન બેઠે નાથ શૂન્યના તેજા. ૭૧
ચલે સુર પ્રકાશ જ્યાહી કોટિ જો ચંદા, કાજુ ભગે મન જ્યાંહી બાલમુકુંદા ૭૨
ગુરૂ વિના અજ્ઞાન જડ ગાફલગંદા, ચૈતન જ્ઞાની મુનિ ભયે પૂરણ ચંદા. ૭૩

### દોહરો.

મગન મુદ્રા ઉન્મુની, સમજાવો ગુરૂ સાર;
પરમદશા હંસ ઉપજે, સળગ સૂત્ર સંસાર. ૭૪

### શ્રી ગુરૂ ઉવાચ. ચોપાઈ.

કહીએ જો ઉન્મુની મહા આકાશ, વસી રહી પાંચે સ્થાનક વાસ ૭૫
જ્યાંહી નિરંજન સ્થાનક જેહ, તેજ બ્રહ્મ આકાશ કહાવજો તેહ. ૭૬
નાહી જેનો પંડ ભરે છત્ર નાહી, વરણ નાહી જો અવરણ વાંહી. ૭૭
અજીત છત દોનુ નાહી ઉરા, પૂરણ બ્રહ્મ તે ચરાચર પૂરા. ૭૮

---

ગુંજે—નાદ કરે. ૬૮. ચેનીએ—ઓળખીએ. ૬૯. ઉલ્લાસમેંલાઇ—ઉલ્લાસમાં આણ્યો. ૭૦ જલમલ—ઝગકતી. લેહેરી ઇ૦—શૂન્ય સરોવરની એ લેહેરો છે અને આપ ( ચૈતન ) અલેખા ( અલક્ષ્ય ) છે. ૭૧. સન્મુખ ઇ૦—શુણાકાર સ્થાનમાં ચાચરી મુદ્રા રૂપી મહેલમાં સન્મુખ સુષુમ્ણા નાડી રૂપી શય્યા છે. તેના ઉપર નિરંજન નાથ બેઠા છે અને શૂન્ય એ તેના તેજ ( બળ ) છે. ૭૨ ચલે ઇ૦—તેમા સૂર્યનો પ્રકાશ ચાલે—સૂર્ય નાડી ( પિંગળા ) વહેતી હોય છે અને વળી કોટિક ચન્દ્ર હોય છે એટલે ચંદ્ર નાડી ( ઇડા ) પણ વહેતી હોય છે, સુષુમ્ણામા બન્નેનો મેળાપ થાય છે માટે. ૭૪. સળગ—સળંગ

એહી મહા સરોવર ઘોર ગંભીરા, તેજ આદ્ય અંતમા પેલી જો તીરા. ૭૯
લગન જ્ઞાની જોગી ત્યાંહી જઇ લાગ્યા, ભયે પાંચ મુદ્રાકા પ્રકાશ જાગ્યા. ૮૦
ગુરૂગમ ખોજ પાંચ નિજ જ્ઞાના, ધરે પાંચ અંતર એહી સત્ ધ્યાના. ૮૧
પાંચજ તત્ત્વ દેખે મન પૂરા, ઇંદ્રિ જો પાચ અનુકે તે ઉરા. ૮૨
પાંચ જો આહાર પ્રીતે કરી પાવે, ઉદરવાસ પાચ અન્ન અંતર આવે. ૮૩
જોને પાંચ મુદ્રા પેહેરે પાંચ જોગી, ભયે પાંચ શકિત ભયે પાંચ ભોગી. ૮૪
કહિયે પાંચ શુદ્ધ કહિયે પાંચ કર્મ, પાચ જો જીવ પાંચ શિવ પરમ. ૮૫
નિરખ પાંચ ધરતી પાંચ જો નીર, પાંચ હી ઉપદેશ પાચ હી પીર. ૮૬
પાંચ હી લિંગ અને પાંચ હી પૂજા, દેખે પાચ એક ને પાંચ હી દુજા. ૮૭
જોયે પાંચ અવિ જન પાંચજ જાવે, ખપે પાંચ મરે ને પાંચ જ ખાવે. ૮૮
સ્થિર પાંચ સૂક્ષ્મ પાંચજ સ્થૂલ, મળે પાંચ ડાળાં ને પાંચજ મૂળ. ૮૯
પાચ જ પાપ ને પાંચ જ પુણ્ય, સેવે પાચ વસ્તિ ને પાંચ જ શૂન્ય. ૯૦
દેખો પાચ દેવળ પાંચ જ દેવા, સત્ પાંચ પૂજા ને પાચ જ સેવા. ૯૧
મેળે પાંચ ભાત્ર જો પાંચ જ મેળા, ચૈતન પાચ ગુરૂને પાચ જ ચેલા. ૯૨

દોહરા.

સ્થિર મુદ્રા પાચ સ્થાનક, પઠ મન કહિયે સોય;
રંગ પાંચ તણી રચના, હરિ ગુરૂ માલમ હોય. ૯૩
અર્થ કહો ગુરૂ આતમા, અકલ વસ્તુ આપ;
સ્વામી કોણ કોણ શિષ્ય છે, જપે કોણનો જાપ. ૯૪

## શ્રી ગુરૂ ઉવાચ. રવેણી.

સત્ બ્રહ્મ આકાશ ત્યાં ચંદ નાહી સૂરા, અભે સભે સધુપ છાયા નાહી દૂરા. ૯૫
ભેદ અભેદ દોય નાહી ભાય, કર્મ કાલ નાહી રૂપ કાયા. ૯૬

---

૮૧. પાચ જ્ઞાન-શબ્દાદિ પાચ વિષયોનું જ્ઞાન. પાચ અંતર-પંચ કોશની માહી. ૮૨. તત્વ-પૃથ્વી આદિ. ૮૩-૯૨ આ લીટીઓનો અર્થ. આગળ આવશે. ૯૫. સધૂપ-તડકો.

માયા નાહી બ્રહ્મ સેજના મેળા, ઓજ સેહેજ હોય મેહેજ ચન્યકા ખેલા. ૯૭
વૃક્ષ નાહી મૂળ નાહી બીજ વેસા, ચિત્ત ભૂમિ નાહી પંથ ગુરૂ નહિ ચેલા. ૯૮

### દોહરો.

પાંચ પૂરણ મહાવાપિકા, વસો ચરાચર વાસ;
અવિગત કેરી ઉપમા, આપે કહો અભ્યાસ, ૯૯

### શ્રી ગુરૂ ઉવાચ. રવેણી.

સોહં બ્રહ્મ અવિગત સોહી, આકાશ બ્રહ્મ ભાસે તન ગોહી. ૧૦૦
વાયુ જો બ્રહ્મ ભાસે રૂપ વેસા, તેજમાં બ્રહ્મ ભાસે ગત તેસા. ૧૦૧
પાણી બ્રહ્મતાસેં ભાસે દેહ પૂરી, અવની બ્રહ્મ ભાસે તે નાહી અધૂરી. ૧૦૨
જીવ અસંખી બ્રહ્મ ભાસે મન જેહી, સત્વ અસંખ્ય સ્વભાવ બ્રહ્મ ભાસત તેહી. ૧૦૩

### દોહરો.

બુંદ પંચ મહા ઉદ્ બુદ્ધિ, સર્વ ઉપજ્યો સંસાર;
સમજાવો ગુરૂ સાનમાં, કહો અવિગત સત્ આકાર. ૧૦૪

### શ્રી ગુરૂ ઉવાચ. રવેણી.

તેહી આદ્ય અવિગત બ્રહ્મ સોહં બહોત વિસ્તારા, પાચ આવે જાવે જોયે ઉતરે સત્ પારા. ૧૦૫
ઓંકાર પ્રથમથી હોય આકાશા, વાઇ આકાશથી ઉત્પન્ન વાસા. ૧૦૬
વાયુથી તેજ થયું નર વેહી, તેજથી જળ થયું મન તેહી. ૧૦૭
પાણીથકી સત્ પૃથ્વી ઉપાવી, ઠીક કરી ભૂમિ પાંચ જો ઉઠાવી. ૧૦૮

---

૯૭. ઓજ ( બુદ્ધ )–બોધ. ૯૮ મહા વાપિકા–પાચે મુદ્રાઓ રૂપી (?), ૧૦૦. જેમ માટીમાથી થયેલી વસ્તુ માત્ર માટી છે તેમ બ્રહ્મથી થયેલી સૃષ્ટિમાત્ર બ્રહ્મ છે તે સમજાવવાને લખે છે: સોહં ઇ૦ ૧૦૫ પાચ–પાચ તત્વો આવે ઇ૦–એ તત્વોને ઉત્પન્ન થતાં ને નાશ થતા જે જુએ છે–તેમનો જે દ્રષ્ટા છે–તે પાર ઉતરે છે ( મુક્ત છે ). ૧૦૬. વાઇ–વાયુ. ૧૦૭. નરવેહી–તે તેજપર વેહી ( એજ ) નર ( પુરૂષ-બ્રહ્મ ) છે.

દોહરો.

૩૫ પાંચ બ્રહ્મ વારતા, સત્ અર્થ વત્ સાર;
વેદ ભેદ કહો વિનતી, ચિત્ત સ્થાનક કહો આચાર. ૧૦૯

શ્રી ગુરૂ ઉવાચ. રવેણી.

યજુર્વેદ નાસિકા ગૃહે જાણી, ઋગ્વેદ, જીવ્યા ગૃહે જો ઠેરાણી. ૧૧૦
કર્ણમૂલગૃહે સામવેદ કીધો, દેખી ચક્ષુગૃહે અથર્વેદ દીધો. ૧૧૧
સોહં આત્મ કાલ સૂક્ષ્મ વેદ એહી, કળે પાંચ વેદ આતમ કેહી. ૧૧૨

દોહરો.

સુખી બનાવો સેજમાં, સ્થાનક પાંચજ સ્થૂલ;
એહી પદારથ આપીએ, માલ થોડે અમૂલ્ય. ૧૧૩

શ્રી ગુરૂ ઉવાચ. રવેણી.

પૃથ્વીરા સ્થૂલ (ભેદ) જીવસુખ પાયા, વાયુ ભેદ સ્થૂલ સુખી નિરાલંબ વાયા. ૧૧૪
આકાશ સ્થૂલ ભેદ સુખી નિરંજન એહી, તેજ સ્થૂલ ચૈતન સુખી તેહી. ૧૧૫
જલ સ્થૂલ ભેદ સુખી હંસ જેવા, ભેદ પાચ તત્વ પાયા નિજ ભેવા. ૧૧૬

દોહરો.

ઇંદ્રિ લિંગના અંગમાં, સંજોગ બતાવો શ્યામ;
(જો) સ્વાદ બતાવો જુજવા, હરિ સત્ પૂરો હામ. ૧૧૭

શ્રી ગુરૂ ઉવાચ રવેણી.

ખટરસ સ્વાદ ઇંદ્રિ જીહ્વા ખેને, માહે વાસ સુવાસ જો નાસિકા મેળે. ૧૧૮

---

૧૧૩. માલ થોડે–થોડે મૂલે અમૂલ્ય માલ આપીએ–આપો. ૧૧૪. પૃથ્વી ઇ૦–પૃથ્વી, વાયુ, આકાશ, તેજ જળ એ તત્વો સ્થૂલ છે, અને તેનેજ અનુક્રમે જીવ, નિરાલંબ, નિરંજન, ચિદાકાશ, ચૈતન્ય, અને મુક્ત એવા બ્રહ્મની અવસ્થાઓ જોવામાં આવે છે. ૧૧૭. ઇંદ્રિ ઇ૦–ઇંદ્રિય એ સામાન્ય શબ્દ છે અને જીભ વગેરે તે ઇંદ્રિયોના લિંગ (વિશેષ ચિન્હ) છે. સ્વાદ–ઇંદ્રિયોના વિષયો,

શબ્દ સ્વાદ કર્ણકા સોખ, તે ચક્ષુ સ્વાદ રૂપકો તોલ ૧૧૯
સ્પર્શ સ્વાદ ત્વચાકો સાર, પાચ ઇંદ્રે જો સ્વાદી અપાર. ૧૨૦

દોહરો.

વળી પાચ સ્થૂલની વારતા, વેદ પાચ ટહેવાય,
પ્રત્યક્ષ વાણી ઓળખો, જીવમન સંશય જાય. ૧૨૧

શ્રી ગુરૂ ઉવાચ. સ્વેણી.

બની (પૃથ્વી) અસ્થૂલ યજુરવાણી, પેખો ઋગ્વેદ વાણી ને અસ્થૂલ પાની.૧૨૨
તેજ અસ્થૂલ ઓન સામવેદ તેહી,આકાશ અસ્થૂલ વાણી અથર્વેદ એહી.૧૨૩
મારૂત અસ્થૂલ સૂક્ષ્મ વેદમાહી, જ્ઞાન પાચ વેદ પાચ ધૂન ગાહી. ૧૨૪

દોહરો.

આસન પાચજ આતમા, વળી જીવનો વાસ,
સ્થિર રહે મન સ્થાનકે, પ્રકટ દેખું પાસ ૧૨૫

શ્રી ગુરૂ ઉવાચ. સ્વેણી

જોયે પૃથ્વીરૂપ આસન જીવ(રૂપ)જોગી, ભળી પાનીરૂપ આસન હંસજન ભોગી,
તે ચેતન જોગી જો આસન તેજ, આસન વાયુ જો નિરાલંબ એજ. ૧૨૭
આકાશ આસન નિરંજન આયે, પાચ જો આસન પાચ જોગી પાયે. ૧૨૮

દોહરો

પૂજા બતાવો પ્રેમશું, દેવરૂપ દેદાર,
સંજોગ વિવેક સમજું, શબ્દ વસ્તુ સાર. ૧૨૯

શ્રી ગુરૂ ઉવાચ. સ્વેણી

જીવની પૂજા વાદવિવાદ જેહી નાસિકા વાસ સુગંધ સનેહી ૧૩૦

---

૧૨૨. અસ્થૂલ-સૂક્ષ્મ ૧૨૭ નિરાલંબ-આધાર ( બીજા કોઇ તત્વનું તેને અવલંબન નથી માટે )

કર્ણુની પૂજા શબ્દ કહાવે, રંગ સ્પર્શે પૂજા ત્વચારી રહાવે, ૧૩૧
ચક્ષુની પૂજા રૂપમાં ચેત, વિચારે પાંચ તો ઉપજે ભેત. ૧૩૨

### દોહરો.

જુગત પાંચ કહો જુજવી, ભેળી જૂદાનો ભેદ;
સમરસ કેરી સંગન્યા, સોહી રૂપ અછેદ. ૧૩૩

### શ્રી ગુરૂ ઉવાચ. રવેણી.

એહી પૃથ્વી પાણી જૂદાંજૂદાં ઘર એક, વાયુતેજ જૂદાં જૂદાં ઘર કરે વિવેક. ૧૩૪
આકાશ જૂદાં ચાર પર એહી, દેખો પાંચ ભેળા જો જૂદા વિદેહી. ૧૩૫

### દોહરો.

પ્રકટે કેવા રૂપથી, જાતાં કવે રૂપ જાય;
અકલ અભેદી આતમા, સદ્રુપ રહ્યો સમાય. ૧૩૬

### શ્રી ગુરૂ ઉવાચ. રવેણી.

જો પૃથ્વીમલ આવે જીવ મલ જાવે,
ભોજે પાણીમલ આવે હોય હંસ ખેલાવે. ૧૩૭
તેજમલ આવે જીવે મન હોય ચેતન,
જો આવે વાઇમલ નિરાલંબ હોયે જન. ૧૩૮
હદ આકાશમલ આવે જાયે નિરંજન હોય,
કળા પાંચની જાણે તે જન કોય. ૧૩૯

### દોહરો.

ઉપજાવે કોણ આતમા, ખોજ કરો કોણ ખાય;
મારૂં મારૂં કરે માનવી, અજ્ઞાનમાં અવટાય. ૧૪૦

---

૧૩૫. ભેળા–પંચીકરણની રીતે. વિદેહી–જીવ. ૧૩૭. મલ આવે–મળી આવે. ૧૪૦. ઉપજાવે ઇ૦–પૃથ્વી વગેરે તત્વો શામાથી ઉપજ્યા છે ને શામાં લય પામે છે, એવો પ્રશ્ન છે

### શ્રી ગુરૂ ઉવાચ. રવેણી.

પૃથ્વીને તે ઉપજાવે જો પાણી,
જલ ઉપજાવે મહી ખાવે તે જાણી. ૧૪૧

તેજ પાણીને ઉપજાવે ને ખાવે જો તેજા,
સો વાઇ ઉપજ્યા તેજ સમાયે વાઇ સેજા. ૧૪૨

આકાશ ઉપજાવે વાઇ ખાવે જો આકાશા,
નિરંજર નભ ઉપજાવે કરે નાસા; ૧૪૩

લય સ્થિતિ ઉત્પત્તિ જો વીર લાવે,
ખેલ કરે પાંચ ને પાંચ જો ખાવે. ૧૪૪

### દોહરો.

દેવળ પાચજ દેવરાં, સાથી પાંચજ સેવ;
ધ્યાન બતાવો ઉર ધરૂં, દત્ત સ્વામી સતદેવ. ૧૪૫

### શ્રી ગુરૂ ઉવાચ. રવેણી

પૃથ્વીરૂપ દેવળ બનાવ્યાં છે પૂરા, જીવરૂપ દેવ તે વસે હજુરા. ૧૪૬
પાણીરૂપ દેવળ અનુપમ પાયા, ઉનમેં જો હંસ દેવરૂપ આયા. ૧૪૭
તેજરૂપ દેવળ બન્યું છે તેહી, અંતર ચૈતન આવ્યો દેવ એહી. ૧૪૮
વાઇરૂપ દેવળ કીધું છે વિચારી, પોતે નિરાલંબ જો દેવ વેપારી. ૧૪૯
આકાશ દેવળ નિરાધાર એહી, દેવ નિરંજન રૂપ વિદેહી. ૧૫૦
દેવળ પાચ ને પાંચ છે દેવા, સંત સમાગમ ગુરૂની સેવા. ૧૫૧

### દોહરો.

સેવા બનાવે સેજમા, સેવા પાવનજ સાર,
જો સમજે મન ઉરમા, પળમાં ઉતરે પાર. ૧૫૨

---

૧૪૧. જે જેમાથી ઉત્પન્ન થાય છે તેમાજ તે લય પામે છે એ વાત કહે છે પૃથ્વીને ઇ૦. ૧૪૫. દેવરાં-દેવતા ૧૪૬. જીવ, હંસ, ચૈતન્ય, નિરાલંબ અને નિરંજન, એમને દેવ કલ્પીને અનુક્રમે પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને આકાશને દેવળ કલ્પ્યા છે.

શ્રી ગુરૂ ઉવાચ. રેવણી.

ભૂમિની સેવ કરે કોણ લેવા, સેવક જીવ કરે સત્ સેવા. ૧૫૩
પાણીની સેવ કરે કોણ પરમ, સેવક હંસ સેવા આશ્રમ. ૧૫૪
તેજની સેવા કરે કોણ ત્યાંહી, જોયે સેવક ચૈતન સેવે છે જ્યાંહી. ૧૫૫
વાઇની સેવા કરે કોણ વિધિ, નિરાલંબ સેવક સેવા નવનિધિ. ૧૫૬
આકાશની સેવા કરે કોણ પરમ, માંહે નિરંજન સેવક સેવે જો મરમ. ૧૫૭
સેવક પાંચ જો પાંચજ સેવા, તત્વદર્શી તે પાંચ એક તેવા. ૧૫૮

દોહરો.

વર્ણ બતાવો શબ્દમાં, આતમ કોણ આકાર;
ગુરૂ તમારો રચના ધણી, ચૈતન બ્રહ્મ આચાર. ૧૫૯

શ્રી ગુરૂ ઉવાચ.

પૃથ્વી પીત વરણ નવખંડ પારા, એવી કળા ખેલે જીવ આકારા. ૧૬૦
શ્વેત વર્ણ પાણી રહ્યું છે સોઇ, હંસ આકાર ખેલે મન હોઇ. ૧૬૧
તેજકા રક્ત બરન હી તેહી, આકાર ચૈતન આ હુન્નર એહી. ૧૬૨
વાઇકા નીલ વરણ છે વારી, નિરાલંબ આકાર રમત ન્યારી. ૧૬૩
શ્યામ વરણ છે આકાશ સ્વામી, જોયે નિરંજન આકાર અંતરજામી. ૧૬૪
વરણ પાંચ છે પાંચ આકારા, નર પાંચ એક છે ખેલે જો ન્યારા. ૧૬૫

દોહરો.

મને બતાવો ભૂમિકા, નિર્મળ પાંચજ નીર;
( માંહે ) ગંગા જમુના સુષુમ્ણા, તરવેણીની તીર. ૧૬૬

શ્રી ગુરૂ ઉવાચ રેવણી.

જોએ પૃથ્વી બંધ શિષ્ય વાત જાણી, પૃથ્વીનું બંધારણ નિરખ પાણી. ૧૬૭

---

૧૬૫. નર ઇ૦–જીવ વગેરે ખેલનારા જે પાંચ નર કહ્યા છે તે વસ્તુતઃ એકજ બ્રહ્મ છે. ૧૬૬. તરવેણી–ત્રિવેણી. ૧૬૭. કાર્ય રૂપ તત્વને પૃથ્વી કહે છે અને

તેજ છે પૃથ્વી જાણો શિષ્ય તેહી, ઉચ્છ્વાસ પાણી બંધારણુ એહી. ૧૬૮
વાઇ જો પૃથ્વી શિષ્ય વિચારો, નીર જો આપ નિરાલંબ ન્યારો. ૧૬૯
આકાશ પૃથ્વી બની આકારા, નિરંજન પાણી બંધારણુનારા. ૧૭૦
પાંચ છે પૃથ્વી પાંચ છે પાણી, ઘટ મટ પટ ખોજી જો જ્ઞાની. ૧૭૧

### દોહરા.

ગુરૂ પાચ કહો જ્ઞાનમા, ચેલા પાંચ વિચાર;
કહો જૂદા કે એકઠા, પૂરણુ લાવે પાર. ૧૭૨

### શ્રી ગુરૂ ઉવાચ. રવેણી.

જીવ આકાર તે ગુરૂ છે જેહી, પૃથ્વી ચેલા બન્યા જન પ્રેહી. ૧૭૩
હંસ ગુરૂ તો સદાગત હેરો; નિરખ પાણી ચેના રહત હે નેરો. ૧૭૪
ચૈતન ગુરૂ કીધો કોણુ ચેરો, તેજ ચેલો કાજ કરે હે તેરો. ૧૭૫
નિરાલંબ ગુરૂ ખેલે ગત ન્યારો, વાઇ ચેલો તે ડોલાવનહારો. ૧૭૬
ગુરૂ નિરંજન અનુભવ ગાયા, આકાશ ચેલા તો અદેખ આયા. ૧૭૭
ચેત પાંચ ગુરૂ પાચજ ચેલા, મને પાચ વિજોગ પાચજ મેલા. ૧૭૮

### દોહરો.

પ્રપંચ મુદ્રા પાચ, ચૈતન પાચ વિચાર;
સ્થિર રે' પાચજ સ્થાનકે, કહો ખેલ આકાર. ૧૭૯

### શ્રી ગુરૂ ઉવાચ. રવેણી.

ધરા અખંડ જો અખંડ ધારા, ધગ જો જીવડો બાર ઉધારા. ૧૮૦

---

કારણુ રૂપ તત્વને પાણી કહ્યું છે અર્થાત્ નિરંજનમાથી આકાશ, તેનાથી વાયુ, તેનાથી તેજ, તેનાથી જળ અને તેનાથી પૃથ્વી થઇ છે, એ રીતે દરેકનો કાર્ય કારણુ ભાવ બતાવ્યો છે. ૧૭૩. એજ તત્વોમા બ્રહ્મની અવસ્થા રૂપ તત્વોને ગુરૂ ને કાર્ય રૂપ તત્વોને શિષ્ય રૂપે અહીં વર્ણ્યા છે પ્રેહી–સ્પૃહાવાળો–મુમુક્ષુ. ૧૫૪. હેરો–જુઓ. નેરો–પાસે. ૧૫૫ ચેરો–ચેલો હંસ રૂપી ગુરૂ ચેલા રૂપી પાણીની પાસે રહે છે. ૧૫૭. અદેખ–અદ્રશ્ય. ૧૭૮. મેલા–મેળાપ. ૧૮૦. ધરા

આત્મા અજ્ઞાન જાણે જન એહી, દેખો ઘર 'હંસકો' રૂપ વિદેહી. ૧૮૧
હૃદય અજ્ઞાન જો ન ઠેરાની, જ્ઞાન ધ્યાનમાં રહત હે નર જ્ઞાની. ૧૮૨
ધીરજે ધરો નિરંજનકો ધ્યાના, પરમ અમૃત કરો પયપાના. ૧૮૩
બ્રહ્મજ્ઞાન કહાવે તે ભાઈ, શૂન્ય મંડળમા રહત સમાઈ. ૧૮૪
પ્રીતે સાધુ જન અમૃત પીવે, જોગી પીવે તે જુગો જુગ જીવે. ૧૮૫

## દોહરા.

આવે ન જાયે આતમા, મંડળ અખંડ માંય;
પંડ નીમકની પૂતળી, જળ મળે મળી જાય. ૧૮૬
સેજપુરી ગુરૂ પરમ સત, કરત શુદ્ધિ પ્રકાશ;
રવિ કમલ જયમ કેવળા, દેખે આપ શિષ્ય દાસ. ૧૮૭

## ચોપાઈ.

ગણેશપુરીને દીયા નિજજ્ઞાના, વાણી સત પાસ સોહી ભગવાના. ૧૮૮
શબ્દ ભેદ અગોચર સોહી, કરી લીલા સત જાણે નર કોઈ. ૧૮૯
પરમ અનુભવ સમજે તે પૂરા, નેતિ નેતિ વેદ કહે તે નૂરા. ૧૯૦
આતમ સોહી ચરાચર આયા, સમજત પાંચ તે પાંચ સમાયા. ૧૯૧
દેવ ગમાન હરખ દેદારા, નંદલાલ રૂપગર શબ્દ ન્યારા. ૧૯૨

---

ઇ૦-અખંડ ધરા ( પૃથ્વી તત્વ ) તે જીવનું ઘર ( સ્થાન ) છે. અર્થાત્ પૃથ્વી તત્વનું અખંડ ધારાથી ધ્યાન કરવું. બાર ઉઘારા-તેથી બ્રહ્મ સાક્ષાત્કાર થવાનું દ્વાર ઉઘડી જાય છે ૧૮૧. આત્મા ઇ૦-આત્મા સંબંધી અજ્ઞાનને જે જાણે છે-મને જ્ઞાન નથી થતું એમ જે જાણે છે, તે વિદેહી ( આત્મા ) રૂપ હંસનું ઘર છે. અર્થાત્ અજ્ઞાનનો પણ જ્ઞાતા, એ રૂપથી આત્માનું જ્ઞાનરૂપત્વ સિદ્ધ છે. ૧૮૬. આવે ન જાય-ન આવે ને જાય. પંડ-જાતે. 'જે પૂતળી' જાતેજ નીમકની ( લવણની ) છે તે જેમ જળમા નાખી હોય તો નથી જતી ને નથી આવતી પણ મીઠાગા મળી જાય છે, તેમ આત્મા જતો કે આવતો નથી, પણ ઉપાધિ દૂર થયે બ્રહ્મ રૂપજ રહે છે ૧૯૦. નૂરા-જ્ઞાનરૂપ બ્રહ્મ. ૧૯૨. દેવ ઇ૦-દેવજી, ગમાન, હરખજી, નંદલાલ, રૂપગર, એ સધળા શિષ્યોને આ ઉપદેશ કર્યો છે.

એતાંકુ ઉપદેશ કીનો હે એહી, વસ્તુ પ્રાપ્ત હોત વિદેહી. ૧૯૩
જ્ઞાન ધ્યાનમાં ગાવ હી જ્ઞાના, શબ્દ કેવળ સત્ નિશાના. ૧૯૪

ઇતિ ધ્યાન તત્વસાર સંપૂર્ણ.

## બત્રીશ અક્ષરનું અંગ.

### કુંડલીયા

સ્વામી સતગુરૂ સેવીએ, તત્વ વસ્તુ (ને) તોલ,
અક્ષરમાહે આતમા, બત્રીશ લક્ષણ બોલ.
બત્રીશ લક્ષણ બોલ, અનુભવ કરવો એહી,
સુરત શબ્દ મન સાર, દેખ તું નામ વિદેહી,
જોએ કેવળ કરજોડ, પ્રેમ સત્ પારસ પામી;
તત્વ વસ્તુ (ને) તોલ, સેવીએ સતગુરૂ સ્વામી. ૧

કાયા કહિયે કારમી, તત્વ પાચ અવતાર;
દશ ઇંદ્રિને દેખી લે, પચીશ ધન વેપાર.
પચીશ ધન વેપાર ગુણ ત્રણ અંતર ઘેરો,
ચારૂ માહી ચેત, વાણી રસ અર્થે વેરો.
વસે પુલમા વાસના, એમ અલખ રૂપ આયા·
તત્વ પાંચ અવતાર, કારમી કહિયે કાયા ૨

---

૧ તત્વ વસ્તુ ઇ૦—તત્વરૂપ આત્મા વસ્તુની તુલના કર, સમજ. અક્ષર—અક્ષર બત્રીશ ઇ૦—જે આત્મા એક અક્ષરમા છે એટલે એક અક્ષર વડે કહેવામા આવે છે તે બોલ ( અક્ષર ) બત્રીશ લક્ષણવાળો—બત્રીશ અક્ષરરૂપે થયેલો છે એક ઓમ્ માથી બધા અક્ષરો થયા છે એમ કહેવામા આવે છે સુરત ઇ૦—તે આત્માનુ નામ વિદેહી છે તે તુ સુરતાવડે, શબ્દવડે, અને મન વડે જો ૨. આ કારમી કાયામા પૃથ્વી વગેરે પાચ તત્વોનો અવતાર થયો છે–પાચ તત્વોથી બનેલી છે તેમા દશ ઇંદ્રિયો છે તેમા પચીસ તત્વો રૂપી ધનનો વેપાર ( વ્યાપાર ) ચાલે છે પચીસ તત્વો પોત પોતાનો વ્યાપાર કરી રહ્યા છે તત્વ વગેરે ત્રણ ગુણોએ તેની અંદર ઘેરો નાખ્યો છે તે ઘેરાની વચ્ચે ચારૂ ( સુંદર ) ચેત ( ચિત્ત—અંતઃકરણ ) છે વાણી ઇ૦—રસને અર્થે તેમા વાણી વેરો છો—રસ ઉપજે એવી વાણી બોલો છો આ ઉપલક્ષણ દેખાય છે. અર્થાત્ વાણી અને રસગ્રહણ એ બન્ને કાર્ય જીવ્હા

ખખ્ખા એહી ખલકમાં, ખટ ઉરમિનો ખેલ,
નહિ જાણે નિજ નામને, વિષયા વાધી વેલ;
વિષયાવાધી વેલ, કદી નહિ સુધરે કળિયાં,
ફોકટ ગુમાવ્યાં ફૂલ, ફળ નહિ બેઠે ફળિયાં.
દુનિયા નર ફળ દેખ, રામ નહિ હરદે રખ્ખા,
ખટ ઉરમિનો ખેલ, ખલકમાં એહી ખખ્ખા. ૩

ગગ્ગા એહી જ્ઞાનમાં, દેખ ગુરૂ દેદાર,
સુરત સમાવો સેજમાં, લખિયો સત્ લેલાર.
લખિયો સત્ લેલાર, ભ્રાંતિ અંતર ભાગી,
કરન રવિપ્રકાશ, જોત કલ બંબ જાગી.
એ અજવાળે આતમા, લાલચરન રજ લગ્ગા,
દેખ ગુરૂ દેદાર, જ્ઞાનમાં એહી ગગ્ગા. ૪

ઘઘ્ઘા એહી ઘરમાં, નર કમાવે નાર,
હીરા અમૂલખ હાટડી, ચેત પદારથ ચાર.
ચેત પદારથ ચાર, લાભ નિજ અર્થે લેહ,
તન મનની પરતીત, કામ મોક્ષ દેતું કેહી.
સત્ ગુરૂ કેરી સાનમાં, ભૂખ દુઃખ દોઉ ભગ્ગા,
નર કમાવે નાર, ઘરમાં એહી ઘઘ્ઘા. ૫

---

દ્રેયના છે. એજ રીતે બીજી ઇંદ્રિયોનાં કાર્યો પણ તેમાં થયે જાય છે, એમ મજવું. વસે ઇ૦-વળી જેમ ફૂલમાં વાસના સૂક્ષ્મ રૂપે રહેલી છે તે પ્રમાણે લખ ( પરમાત્મા ) તેમા આવી રહેલો છે. ૩. ખટ ઉર્મી-ક્ષુધા, તૃષા, ટાઢ, ાપ, સુખ, દુઃખ, એ છ ઉર્મીઓ કહેવાય છે. વિષયા ઇ૦-વિષયા નામની વેલ ાધી છે-પાચ વિષયો રૂપી વેલ વધી છે. કળિયા-એ વેલને આવેલી કળીઓ. વિષયોનું પરિણામ ). ફૂલ-વિષય રૂપી વેલના ફૂલ ફોગટ ગુમાવ્યાં-મતલબ વિષયો ભોગવ્યા ખરા પણ તેનો કાંઇ વાસ્તવિક ઉપયોગ થયો નહિ, ફળ ૦-ફળ બેઠાં ખરાં પણ તે ફળ્યાં નહિ-ગરી ગયા-મોક્ષનો માર્ગ તેથી સધાયો હિ. નરફળ-નિષ્ફળ. ૪. સુરત ઇ૦-સેજમાં-સહજ સ્વરૂપમાં સુરત ( ધ્યાન ) માવો-સહજ સ્વરૂપનું ધ્યાન કરો લેલાર-લલાટ-નસિબ. કરન-કિરણ. જ્ઞાનરૂપી વિ પ્રકાશ કિરણની જ્યોતિની કળાનું બિંબ જાગ્યું-આત્મજ્ઞાન થયું. આતમા ૦-આત્મારૂપી લાલના ચરણની રજ (મારે માથે) લાગી. ૫. ઘરમાં-શરીરમાં. માવે-પ્રાપ્ત કરે. નાર-બુદ્ધિ રૂપી સ્ત્રી. ચેત-ચિને ચિંતવેલા પદાર્થ-ચૈત્ય,

નન્ના રટીએ નામને, જપીએ આઠો જામ,
દૂર હોવે મન દામથી, રાચ્ચ રહે સત્ રામ.
રાચ્ચ રહે સત્ રામ, કામ નહિ દુજો કીએ,
પરહરિયે પંપાળ, પરમ હરિરસ પીએ.
પરમેશ્વર ભરપૂર, અર્થ નહિ બોલે અન્ના,
જપીએ આઠો જામ, નામને રટીએ નન્ના. ૬

ચચ્ચા ચિતમાં ચેતિ લે, ફોકટ ના હોય ફજેત,
ભેદ વિના જીવ ભૂલિયો, દરપર નાયો હેત.
દરપર નાયો હેત, રંગભર સૂતો રજની,
મોહ્યો માયાશે મન, જ્ઞાન નહિ ગમત ગુજની.
મોએ કેવળ કર જોડ, સત્ ગુરૂ સોહી સચ્ચા,
ફોકટ ના હોય ફજેત, ચેતિ લે ચિતમાં ચચ્ચા. ૭

છછ્છા છોડ છપ્પનને, જગત્ જો એ જંજાલ,
કંચન એક અરૂ કામની, કહીએ દોનું કાલ.
કહીએ દોનું કાલ, જ્વાળ જ્યમ વરમે ઝેરી,
બળી જાયે ધન બીજ, મરદ જ્યમ દાઝે મેરી.
મોએ કેવળ કર જોડ, દેખ મન દીજે દછ્છા,
જગત્ જોએ જંજાળ, છોડ છપ્પનને છછ્છા. ૮

જાગે જજ્જા જ્યોતમા, ભાગે ભવની ભાંત,
ત્યાગે ધન મન તનને, સેજે ઉપજે શાંત.
સેજે ઉપજે શાંત, ખાતશું આનમ ખેલે,
સખી રચ્યો સંસાર, વળગ્યો એકી વેલે.
જોએ કેવળ કરજોડ, મહા મુક્તાફળ માગે,
ભાગે ભવની ભાત, જ્યોતમાં જજ્જા જાગે. ૯

---

ચાર પદાર્થ-ધર્મ, અર્થ, કામ, મોક્ષ દોનુ કેદી-ગન્નેના પણ. જ્ઞાનમા- ઉપદેશથી ૬ પંપાળ-આળ પંપાળ ૭ ગુજની-ગુઘની-ગુપ્ત જ્ઞાનની વાત તને ગમની નથી ૮. છપ્પન-પ્રપંચ. ધનબીજ-કંચન ને કામની અન્ને ઝેરી જ્વાળ રૂપ છે, માટે કંચનથી લોભ ઉત્પન્ન થઇને તેથી મનની શાંતિ રૂપી ધન બળી જાય છે અને સ્ત્રીથી બીજ ( વીર્ય ) નાશ પામે છે અને તે જેમ પુરૂષને હાનિ કારક છે તેમ સ્ત્રીને પણ હાનિકારક છે તે 'દહે છે મરદ ઇ૦. દચ્છા-દિક્ષા- ઉપદેશ ૯ સાત-શાંતિ. એકી વેલે એક આત્મારૂપી વેલાને. જોએ-જુએ.

ઝાંખે ઝઝુંા ઝરૂખે, તખત ત્રિવેણી તીર,
પ્રકટ વાસના પૂતળી, સન્મુખ શ્યામ શરીર.
સન્મુખ શ્યામ શરીર, પીર સોહી મન પૂરા,
નવ એક બીજો નાદ, તનમાં અનહદ તુરા.
જોએ કેવળ કરજોડ, અલખ દર્શે દલ આંખે,
તખત ત્રિવેણી તીર, ઝરૂખે ઝઝુંા ઝાંખે. ૧૦

નરખે નજા નાથને, પરખે હરખે પ્રાણ,
દ્વાદશ ઉપર દેખી લે, જાગ્રત સંત સુજાણ.
જાગ્રત સંત સુજાણ, હરદે સાહેબ હેરો,
કરે રવિ પ્રકાશ, ફિકર દુઃખ તિમિર ફેરો.
જોએ કેવળ કરજોડ, હતો આદે તે હરખે,
પરખે હરખે પ્રાણ, નાથને નજા નરખે. ૧૧

ટટ્ટા રેંજે ટેકમાં, કહીએ ચંદ્ર ચકોર,
રટીએ રેણી રામને, મેઘ રટે જ્યમ મોર.
મેઘ રટે જ્યમ મોર, કમલ રવિ જ્યમ કહીએ,
ચકવા ચકવી ચંત, દિલ મન એમો દઇએ;
જોએ કેવળ કરજોડ, વાણી ચાર પર વટ્ટા,
કહીએ ચંદ્ર ચકોર, ટેકમાં રેંજે ટટ્ટા. ૧૨

શબ્દ મકામી મેળવો, ઠટ્ઠા એહી ઠીક,
પરખો નાભિ ઉપરે, તુરત સુરત દો નીક;

---

મુક્તાફળ-મોક્ષરૂપી મોતી. ૧૦. ઝરૂખે-ભ્રકુટિરૂપી ઝરૂખામાં. ત્રિવેણી-ઇડા, પિંગળા, સુષુમ્ણાનો સંગમ પ્રાણાયામ કરીને ભૃકુટિમાં ધ્યાન ધરવાથી વાસના રૂપી પૂતળી પ્રકટ થાય છે. એ વાસના તેજ શ્યામ શરીર ( પરમેશ્વર ) છે, અને તે પ્રકટ થાય છે. નવ એક-એક નવીન પ્રકારનો, તુરા-( તોરા ) તારા તનમા એક નવીન અનહદ નાદ સંભળાશે, અથવા અનહદ નાદ રૂપે તુરા ( તુરાઇ ) સંભળાશે દલ આંખે-મનરૂપી આંખથી. હરખે-હરખી. દ્વાદશ-સુષુમ્ણામાનાં બાર ચક્રો ( યોગના ગ્રંથોમા પ્રસિદ્ધ છે ). ૧૨. ઇશ્વર ભક્તિ એક-લક્ષથી કરવી તે કહે છે. ટટ્ટા ઇ૦. રેણી-રાત્રે આ ઉપલક્ષણ છે; અર્થાત્ રાતે અને દહાડે. અથવા, રેણી ( સદાચાર ) રાખીને. દીલમન-પુનરૂક્તિ જેવું છે, પણ 'અંતઃકરણથી મન આપવું' એવો અર્થ કરવાથી પુનરૂક્તિ નહિ રહે. વાણી ઇ૦-પરા, પશ્યંતી, મધ્યમા, વૈખરી, એ ચારે વાણીની પાર ગયેલો-પરમાત્મા.

નુરત સુરત દો નીક, સુષુમ્ણા ભૂમિ સાધો,
બુંદનાદકે બીચ, લાલ હીરા ધન લાધો.
જોએ કેવળ કરજોડ, એહ મન અલખ અકામી;
ટટ્ટા એહી ટીક, મેળવો શબ્દ મકામી. ૧૩

ડરીએ ડઠ્ઠા ઢાંડથી, ભાંડથી ન કરે ભાવ,
રાંડ ભૂલાવે રામને, દેવે જૂઠ્ઠો દાવ.
દેવે જૂઠ્ઠો દાવ, લા'વ નિજ કેસે લઇએ,
ઘડી ન રહેવે ઘેર, સ્થિર મન કેમે થઇએ.
જોએ કેવળ કરજોડ, હુંપદ જો સ્થાપો હરિએ;
ભાંડથી ન કરો ભાવ, ડાંડથી ડઠ્ઠા ડરીએ. ૧૪

ઢઠ્ઠા સતગુરૂ ઢુંકડો, દેવ નહિ ઘટ દૂર,
તુહી તુહી પરમાત્મા, ઉઘાડી જો તન ઉર.
ઉઘાડી જો તન ઉર, સુરત વહે પરમ સરિતા;
મળે બ્રહ્મની માંહી, પાપ સહુ મટે પતિતા,
જોએ કેવળ કરજોડ, કપટ રપટકે કઠ્ઠા,
દેવ નહિ ઘટ દૂર, ઢુંકડો સતગુરૂ ઢઠ્ઠા. ૧૫

રેણા શબ્દ રણુઝણે, ત્રણુ ભવન એક તાર,
વાજત બ્રહ્માંડ નોબતો, ગાજત ભમર ગુંજાર.
ગાજત ભમર ગુંજાર, પાર કો હરિ ન પાવે,
કરત ઘૂઘર ઘમકાર, ચૈતન નાચ નચાવે.
જોએ કેવળ કર જોડ, બજત ધૂન્ય અનહદ વેણા,
ત્રણુ ભવન એક તાર, રણુઝણે શબ્દ રેણા. ૧૬

૧૩. મકામી–મુકામનો–અર્થાત્ ખરેખરો–સાચો. અથવા મકમ. નુરત ગુરત–ઇડા પિંગળા નીક–રસ્તો. સુષુમ્ણા ભૂમિ–ત્રિકુટિસ્થાન. બુંદનાદકે બીચ–બિંદુ તાળવામાંથી ઝરે છે અને નાદ બન્ને કાનમાંથી સંભળાય છે. એ ત્રણુ જે સ્થળે એકત્ર થાય છે તેજ ત્રિકુટિ સ્થાન છે ત્યાં ધ્યાન કરવાથી લાલ (ઈશ્વર) રૂપી હીરાનું ધન પ્રાપ્ત કરો. એહ ઇ૦–હે મન, એ અલખ (અલક્ષ્ય) અને અકામી (કામના રહિત) છે. અને એજ મુકામનો શબ્દ ટીમ છે. ૧૪. હુંપદ ઇ૦–જો હરિમાં અહંભાવ રાખો. ૧૫. તુહી–તુજ. કઠ્ઠા–કાપો. ૧૬. અનહદનાદનું વર્ણન કરે છે. રેણા ઇ૦.

તું જો તત્તા તનમાં, ભયો તે અંતર ભાસ,
અર્ક બ્રહ્માંડમાં ઉગીઓ, અગમ્ય ઘટ આકાશ.
અગમ્ય ઘટ આકાશ, દાસ કોઇ હરિ ન દેખે,
તલમધ્યે જ્યમ તેલ, પરમ ગત અપરમ પેખે·
જોએ કેવળ કર જોડ, દેવ નહિ દરશી દૂજો,
ભયો તે અંતર ભાસ, તનમાં તત્તા તું જો. ૧૭

યથ્થા મનને સ્થિર કરો, ધરો તે ધીરજ ધ્યાન,
વિષયો પાંચે વશ કરો, મટે ક્રોધ અભિમાન.
મટે ક્રોધ અભિમાન, જાન સગ દેખ તજાવે,
સમજે ગુરુની સાન, ભેદ મહારસ પાવે.
જોએ કેવળ કરજોડ, કરણ સુણ હરિની કથ્થા,
ધરો તે ધીરજ ધ્યાન, સ્થિર કરો મનને યથ્થા. ૧૮

દર્શન દદ્દા દેખતાં, પરસન હોયે પરમ,
ભાગી તાટી ભરમની, કટ ગયે કોટિ કર્મ.
કટ ગયે કોટિ કર્મ, ધર્મ એક આધે ધરીજે,
સર્વ માયા મન શિષ્ય, કબૂલ સત્ ગુરુની કીજે.
જોએ કેવળ કર જોડ, વરસ્યા ત્યાં અમી વરસન,
પરસન હોયે પર્મ, દેખતાં દદ્દા દર્શન. ૧૯

ધણીને ધદ્દા ધારીએ, તારીએ એહી અવતાર,
ભારીએ માયા મોહને, જારો સહુ સંસાર.
જારી સહુ સંસાર, હારીએ હુકમ હઠથી,
વારીએ સહુ વ્યહવાર, ગણેણે શબ્દ ઘટથી.
જો એ કેવળ કર જોડ, માની લે પારસમણિને,
તારીએ એહી અવતાર, ધારીએ ધદ્દા ધણીને. ૨૦

---

૧૭. અર્ક–બ્રહ્મરૂપી સૂર્ય. પરમગત–પરમગતિવાળો. અપરમ–જેનાથી બીજો કોઇ પરમ નથી એવો. ૧૮. જાન ઇ૦–સઘળાના દેખતા ક્રોધાદિકથી થતું જાન (નુકશાન) જાવે–નાશ પામે છે (?) સાન–ઉપદેશ. ભેદ ઇ૦–મહારસનો–બ્રહ્મનો ભેદ (મર્મ) પામે છે. ૨૦. ધણી–પરમેશ્વર. જારી–જોળી–બાળી નાખીને. મતલબ કે સંસારનો બાધ કરીને. વેદાંતના ગ્રંથોમાં જ્યાં પ્રપંચ પ્રસ્તુત પદાર્થોનો નાશ કરવાની બાબત લખેલી હોય છે. ત્યાં તેનો

નારી નન્ના નવ રહે, વર છે મંગળ વેદ,
સતગુરૂ મોહી સંત છે, ભાખે અગમ ભેદ.
ભાખે અગમ ભેદ, છેદ નીકાસે સ્વપ્નો,
પાવે ભકત પરતીત, અંતન રૂપ ન અપનો.
જોએ કેવળ કર જોડ, પરા તે અપરમ પારી,
વર છે મંગળ વેદ, નવ રહે નન્ના નારી. ૨૧

પ્રીતિ પપ્પા પીયુની, કરે તે સાધુ કોય,
પુરૂષાતનકું પરહરી, હરદાસી મન હોય.
હરદાસી મન હોય, જુએ ઘુંઘટમા જાગી,
કંથ અમર કરતાર, શ્યામ મને કીધ સુહાગી.
જોએ કેવળ કર જોડ, જીવન સંગ રમતે જીતી,
કરે તે સાધુ કોય, પીયુની પપ્પા પ્રીતિ ૨૨

---

બાધ કરવો એવો સમજવો. જ્યારે કોઇ વસ્તુને કાર્ય રૂપે ન જોતાં તેના આદિ કારણ રૂપે જોવામાં આવે ત્યારે તે વસ્તુનો બાધ કર્યો કહેવાય છે. જેમ ખાંડના હાથીને બાળક હાથી રૂપે ભલે જુએ-તે વખતે તેમની દૃષ્ટિમા હાથી સત્ય છે-પણ પુખ્ત ઉમ્મરના માણસો તો તેને ખાંડ રૂપેજ જુએ છે. આ રીતે હાથીના રમકડાને ભાગી નાખ્યા સિવાય તેનો બાધ થઇ શકે છે. અને રમકડાના ચૂરાજ કરી નાખવા એ તે હાથીનો નાશ કહેવાય છે. નાશ અને બાધમા આવો તફાવત છે. વેદાંતીઓ જગતને મિથ્યા કહે છે, ત્યા પણ આવી રીતે જગતનો બાધ કરીને જોવાનું કહે છે, પણ જગત્ છેજ નહિ, એ બુદ્ધિથી કહેતા નથી. અથવા એજ લીટીનો એવો અર્થ કરવો કે,-સંસાર એટલે સંસારના હેતુ ભૂત તેની વાસનાને જાળીએ. હારીએ-સંસારમા કોઇના ઉપર હુકમ કરવાથી કે હઠ કરવાથી હારીએ. અર્થાત્ દુરાગ્રહ વડે પોતાનો મત બીજા પાસે મનાવવાથી કે પોતાના ખોટા મતને દુરાગ્રહથી વળગી રહેવાથી હારીએ-વળગી રહેવું નહિ; કેમકે મૂળમા સંસારજ મિથ્યા છે. વારીએ-અટકાવીએ અર્થાત્ મનવડે ( આસક્તિથી ) કોઇ વ્યવહાર કરવો નહિ, ક્રિયા ભલે થાય. ગણીએ-જો ઉપર કહ્યું તેમ કરીએ તો અનાહત નાદ સંભળાય-બ્રહ્મદર્શન થાય ૨૧. નારી ઇ૦-જ્યા આગળ મંગળ રૂપ વેદ ( જ્ઞાન રૂપ બ્રહ્મ ) છે, ત્યા આગળ માયા રૂપી નારી રહેતી નથી-લજવાય છે. છેદ ઇ૦-તે ગુરૂ સ્વપ્નાને ( સ્વપ્ના રૂપ માયાના કાર્યને ) કાપીને કાઢી નાખે છે. અર્થાત્ માયાનું રચેલું જગત્ મિથ્યા છે એમ ખાતરી કરી આપે છે પરતીત-ખાત્રી. અંતન રૂપન-પોતાનું ઉપટનું રૂપ-માયા રહિત વિશુદ્ધ સ્વરૂપ.

ફેરો ફફ્ફા ન ફરિયે, દેખ ચોરાશી દેહ,
જીવ જીવ પ્રત્યે જુજવા, વિધ વિધ કીના વેહ.
વિધ વિધ કીના વેહ, નેહ બંધ ન ઘટે ન્યારો,
શબ્દાતીત સ્વરૂપ, ચૈતન મન સુરતે વિચારો.
જોએ કેવળ કરજોડ, ગગન ઘેર અગમ ઘેરો,
દેખ ચોરાશી દેહ, ન ફરિયે ફફ્ફા ફેરો. ૨૩

બોલે બબ્બા બૂઝ કર, સુજ કર શબ્દો સાર,
એક શબ્દથી ઓધરે, નર કેતે કહું નાર;
નર કેતે કહું નાર, પાર ઉતર ગયે પૂરા,
સ્વભાવત સંસાર, હરિ નામ રેંત હજુરા,
જોએ કેવળ કરજોડ, આપ રહિયો તનઓલે,
સુજ કર શબ્દો સાર, બૂઝ કર બબ્બા બોલે. ૨૪

ભેદો ભભ્ભા ભ્રમને, કર્મને દૂર કરો,
ધરો આદિ સોઇ ધર્મને, પરમને પાઉં પરો;
પરમને પાઉં પરો, નરો હોયે નામ નિરખી,
તરો ભાવ એક તાર, હરો કામ મન હરખી;
જોએ કેવળ કરજોડ, છએ છપ્પનને છેદો,
કરો કર્મને દૂર, ભ્રમને ભભ્ભા ભેદો. ૨૫

---

પરાતે-પરાવાણીથી. પરાવાણીથી પારી ( પાર ) અપરમ એવું મંગળ રૂપ બ્રહ્મ એ વર છે. બ્રહ્મ દર્શન થાય એટલે માયા નાશ પામે છે, કેમકે પ્રકાશ અને અંધકાર અથવા જ્ઞાન ને અજ્ઞાન એકજ જગોએ એકજ કાળે રહી શકતું નથી એવો સિદ્ધાંત છે. ૨૨. કેટલાક સાધુઓ સખી ભાવે પરમેશ્વરને ભજે છે તેમને ઉદ્દેશીને કહે છેઃ પ્રીતિ ઇ૦. હરદાસી-હરિની દાસી. ઘુંઘટમાં-અંતરમાં. જાગી-જ્ઞાન પામીને. સુહાગી-સૌભાગ્યવંતી. જીવનસંગ ઇ૦-બ્રહ્માનંદ પ્રાપ્ત કરવામાં જય પામ્યો. ૨૩. વેહ-વેષ. કીના-કર્યાં. નેહ ઇ૦-ન્યારૂ ( ભિન્ન ) એવું નેહ ( સ્નેહ ) નું બંધન જ્યારે ઘટે-નાશ પામે ત્યારે શબ્દાતીત સ્વરૂપનું ભાન થાય. સુરતે-ધ્યાનમાં. ગગન ઘેર-ચિદાકાશના ઘેરામાં-હૃદયમાં. અથવા સમાધિમાં. અગમનો ઘેરો વ્યાપક ચૈતન્યનો પસારો. ૨૪. સુજ કર-સમજી લે. તન એટલે-તનના છાયડામાં મતલબ કે શરીરથી ઢંકાઇને આત્મા રહ્યો છે માટે આત્મા દેખાતો નથી, શરીર દેખાય છે. ઓળો-છાંયડો. ૨૫. પાઉં પરો-પગે પડો. નરો-કેવળ-ચોખ્ખો. નામ નરખી ઇશ્વરને ઓળખીને. ભાવ ઇ૦-મનની ભાવનાને એક તાર ( એકામ ) કરીને તરો. છએ-કામાદિ ષડ્રિપુને.

નારી નન્ના નવ રહે, વર છે મંગળ વેદ,
સતગુરૂ મોહી સંત છે, ભાખે અગમ ભેદ.
ભાખે અગમ ભેદ, છેદ નીકાસે સ્વપ્નો,
પાવે ભકત પરતીત, અતન રૂપ ન અપનો.
જોએ કેવળ કર જોડ, પરા તે અપરમ પારી,
વર છે મંગળ વેદ, નવ રહે નન્ના નારી.

પ્રીતિ પપ્પા પીયુની, કરે તે સાધુ કોય,
પુરૂષાતનકું પરહરી, હરદાસી મન હોય.
હરદાસી મન હોય, જુએ ઘુંઘટમાં જાગી,
કંથ અમર કરતાર, સ્યામ મને કીધ સુહાગ
જોએ કેવળ કર જોડ, જીવન સંગ રમતે છ
કરે તે સાધુ કોય, પીયુની પપ્પા પ્રીતિ

વાણી વંજ્ઞા વરતી( ને ), સુરતી નિરખો શ્યામ,
મૂરતી નુરતી માંહી હે, હરદમ સાધન હામ.
હરદમ સાધન હામ, કામ ધણીનું કીજે,
નિજ પુરૂષનું નામ, પ્રેમ કરી સત્ રસ પીજે.
જોએ કેવળ કરજોડ, જીવ શિવરી ગત જાણી,
સુરતી નિરખો શ્યામ, વરતી( ને ) વજ્ઞા વાણી. ૩૦
સેવા સરસા સત્ ગુરૂ, લેવા એહી લા'વ,
મેવા એહી માણીએ, દેખત આયો દાવ.
દેખત આયો દાવ, માવ સત સોહી માણે,
ભક્તિ ઉપજે ભાવ, જુક્તિ જોગેશ્વર જાણે.
જોએ કેવળ કરજોડ, દેખો દલમાંહી દેવા,
લેવા એહી લા'વ, સત ગુરૂ સરસા સેવા. ૩૧
ખરો ખખ્ખા ખેલ છે, દેખ નટડીનો દોર,
મુસ્તક સાટે મોજ છે, ચોરી કરે જયમ ચોર.
ચોરી કરે જયમ ચોર, લગનશું મહાધન લેવે,
હરિ નામ હોંશિઆર, સંતને એહ વિધિ સેવે.
જોએ કેવળ કરજોડ, ધણી નામ એ શિરપર ધરો,
દેખ નટડીનો દોર, ખેલ છે ખખ્ખા ખરો. ૩૨
હહહા હરિજન હેરીએ, ફેરીએ સઘળા ફંદ,
ઘેરીએ મનવો ઘરમેં, શેરીએ બાજે છંદ.
શેરીએ બાજે છંદ, દંદ દુઃખ કીનો દૂર,
કીઓ ગગન પ્રકાશ, ઉગ્યો રવિ અનુભવ ઉર.
સેજપૂરી ગુરૂ શ્યામ, કેવળ તે અક્ષર કહ્યા,
ફેરીએ સઘળા ફંદ, હેરીએ હરિજન હહહા. ૩૩

---

૩૦. સુરતી ઇ૦- શ્યામની સુરતી ( આકૃતિ ) નિરખો. નુરતી-જ્ઞાન સ્વરૂપ નિરાકાર પરમાત્મા. જીવ શિવરી-જીવ શિવની. ૩૧. દેખત ઇ૦-જોતા જોતામાં એ દાવ ( પ્રસંગ ) આવ્યો છે, કેમકે મનુષ્ય જન્મ મળ્યો છે. માવ-પરમેશ્વર. ૩૨. ખખ્ખા-' ષ ' નો ઉચ્ચાર કેટલેક સ્થળે ' ખ ' થાય છે. મસ્તક સાટે ઇ૦-જેમ દોર પર ચઢીને નટડી ખેલ કરે છે અથવા જેમ ચોર ચોરી કરે છે, તે મોજ માયા સાટે મેળવવાની છે, મતલબ કે પૂરી સાવધાનીથી એકાગ્ર થઇને કરે તો ધાર્યું કામ સિદ્ધ થાય, નહિ તો હાનિ પણ જરૂર થાય. લગન શું-લગની રાખીને-એકાગ્રતા રાખીને. એહવિધિ-એવીજ એકાગ્રતાથી. ૩૩. ફેરીએ-

મારો મમ્મા મનને, ધારો અવિચલ ધામ;
સારો મૂલક સેજમાં, ન્યારો હરદે નામ.
ન્યારો હરદે નામ, રામ સોઢી ઘટમાં રટીએ,
લટીએ નહિ લગાર, ક્રોધ ક્રોધથી વટીએ;
જોએ કેવળ કરજોડ, પરમ ગુરૂ કર તું પ્યારો,
ધારો અવિચળ ધામ, મનને મમ્મા મારો. ૨૬

યય્યા અલખને ઓલખો, ભયા પ્રકટ જુગ ભાન,
મમતા મત્સર મોહ મદ, દૂરે કરે નાદાન.
દૂરે કરે નાદાન, પત્થરને અંતર પૂજે,
તન ખોયો અવતાર, સત્ ગુરૂ નાહી સૂઝે.
જોએ કેવળ કર જોડ, રામ નામ હરદે રહિયા,
ભયા પ્રકટ જુગ ભાન, અલખને ઓલખો યય્યા. ૨૭

રાજા રેશ રામસેં, તરી અહલ્યા તેમ,
પરમ ચરણરજ પરસતાં, ગલ ગયે કોટિક ગેમ.
ગલ ગયે કોટિક ગેમ, નેમની રીતજ ન્યારી,
હનુએ રાણી હામ, પરખી જુગતપેં યારી.
જોએ કેવળ કર જોડ, પ્રકટયો રાવણ પાજા,
તરી અહલ્યા તેમ, રામસેં રેશ રાજા. ૨૮

લેખ લલ્લા સત લખિયા, ભાખ્યા આગમ ભેદ,
બ્રહ્મા સુત એહી ભેદમાં, વાંચ્યા ચારૂ વેદ.
વાંચ્યા ચારૂ વેદ, અભેદનો અનુભવ એહી,
અર્થ કરો અનેક, શ્યામકો નાવત છેહી.
જોએ કેવળ કરજોડ, રામ નામ નીતુ નીરેખ,
ભાખ્યા આગમ ભેદ, લખિયા સત લલ્લા લેખ. ૨૯

---

છપ્પનને-પ્રપંચને. છએને છેદો ને છપ્પનને પણ છેદો, એમ અન્વય થાય. ૨૬ સારો-સિદ્ધ કરો. પરમેશ્વરના મુલકને સ્હેજમાં સિદ્ધ કરો. ન્યારો-જુદો (દેહાદિકથી જુદો). હરદે-હૃદયમાં. ક્રોધ-વિરોધ. વટીએ-પેલીપાર જઇએ. અર્થાત્ છાડી દેઇએ. ૨૭. જુગભાન-જગતનો ભાનુ-પરમાત્મા. તન-તિન-તેણે. જેને સદ્ગુરૂ જડતા નથી તેણે. ૨૮. ગેમ-ગોમ-ખાસ (?) હનુએ-હનુમાને. પરખી ઇ૦-જગતમાંથી કોની મિત્રતા કરવી તેની પરીક્ષા કરી. ૨૯. આગમ-શાસ્ત્ર. શ્યામકો ઇ૦-પણ પરમેશ્વરનો છેહી (છેડો) આવતો નથી. નીતુ-નિત્ય. નિરેખ-નિરખું

વાણી વજ્વા વરતી( ને ), સુરતી નિરખો શ્યામ,
મૂરતી નુરતી માંહી હે, હરદમ સાધન હામ.
હરદમ સાધન હામ, કામ ધણીનું કીજે,
નિજ પુરૂષનું નામ, પ્રેમ કરી સત્ રસ પીજે.
જોએ કેવળ કરજોડ, જીવ શિવરી ગત જાણી,
સુરતી નિરખો શ્યામ, વરતી( ને ) વજ્વા વાણી. ૩૦
સેવા સરસા સત્ ગુરૂ, લેવા એહી લા'વ,
મેવા એહી માણીએ, દેખત આયો દાવ.
દેખત આયો દાવ, માવ સત સોહી માણે,
ભકિત ઉપજે ભાવ, જુકિત જોગેશ્વર જાણે.
જોએ કેવળ કરજોડ, દેખો દલમાંહી દેવા,
લેવા એહી લા'વ, સત ગુરુ સરસા સેવા. ૩૧
ખરો ખખ્ખા ખેલ છે, દેખ નટડીનો દોર,
મુસ્તક સાટે મોજ છે, ચોરી કરે જ્યમ ચોર.
ચોરી કરે જ્યમ ચોર, લગનશું મહાધન લેવે,
હરિ નામ હોંશિઆર, સંતને એહ વિધિ સેવે.
જોએ કેવળ કરજોડ, ધણી નામ એ શિરપર ધરો,
દેખ નટડીનો દોર, ખેલ છે ખખ્ખા ખરો. ૩૨
હડહા હરિજન હેરીએ, ફેરીએ સઘળા ફંદ,
ઘેરીએ મનવો ઘરમેં, શેરીએ બાજે છંદ.
શેરીએ બાજે છંદ, દંદ દુઃખ કીનો દૂરા,
કીઓ ગગન પ્રકાશ, ઉગ્યો રવિ અનુભવ ઉરા.
સેજપૂરી ગુરૂ શ્યામ, કેવળ તે અક્ષર કલા,
ફેરીએ સઘળા ફંદ, હેરીએ હરિજન હડહા. ૩૩

---

૩૦. સુરતી ઇ૦- શ્યામની સુરતી ( આકૃતિ ) નિરખો. નુરતી-જ્ઞાન સ્વરૂપ નિરાહાર પરમાત્મા. જીવ શિવરી-જીવ શિવની. ૩૧. દેખત ઇ૦-જોતાં જોતાંમાં એ દાવ ( પ્રસંગ ) આવ્યો છે, કેમકે મનુષ્ય જન્મ મળ્યો છે. માવ-પરમેશ્વર. ૩૨. ખખ્ખા-' ષ ' નો ઉચ્ચાર કેટલેક સ્થળે ' ખ ' થાય છે. મસ્તક સાટે ઇ૦-જેમ દોર પર ચઢીને નટડી ખેલ કરે છે અથવા જેમ ચોર ચોરી કરે છે, તે મોજ માયા સાટે મેળવવાની છે; મતલબ કે પૂરી સાવધાનીથી એકાગ્ર થઇને કરે તો ધાર્યું કામ સિદ્ધ થાય, નહિ તો હાનિ પણ જરૂર થાય. લગન શુ-લગની રાખીને-એકાગ્રતા રાખીને. એહવિધિ-એવીજ એકાગ્રતાથી. ૩૩. ફેરીએ-

બાંધ્યા અક્ષર બત્રીશ, દાંત બત્રીશી દેખ,
બત્રીશ લક્ષણ બૂઝીએ, પૂતળી બત્રીશ પેખ.
પૂતળી બત્રીશ પેખ, અઠ્ઠાવીસ સો પર ઓઢી,
ગઇ છૂટ જીવ ગાંઠ, દેખ માંહી રૂપ વિદેહી.
જોએ કેવળ કરજોડ, શ્વાસ ઉચ્છ્વાસે સાંધ્યા,
દાંત બત્રીશી દેખ, બત્રીશ અક્ષર બાંધ્યા. ૩૪

## પ્રસ્તાવિક કુંડળિયા.

કરો નોકરી કેવલા, ખરી ચાકરી ખાય,
હજુર દેવે દો હાજરી, જ્યાં ભેજે ત્યાં જાય;
જ્યાં ભેજે ત્યાં જાય, પાંચ દશ લાવે પકડી,
મારે શબ્દના માર, જોર ચોર બાંધે જકડી;
સત શબ્દ સમશેર, વિઠ્ઠલ જાયે ભેરૂ વરો,
ખરી ચાકરી ખાય, કેવળા નોકરી કરો. ૧

---

( કેડિયે ) તજી દેઇએ. ઘેરીએ-રોકીએ. મનવો-મન. ઘરમેં-શરીરમાં. શા માટે મનને શરીરમાંજ રોકી રાખવું તેનું કારણ કહે છેઃ શેરીએ ઇ૦-કેમકે જો મનને બહાર જવા દેઇશ તો ત્યાં અનેક પ્રકારની લાલચોમાં તે વળગી જશે. ' શેરી ' એ બહારની પ્રવૃત્તિનું ઉપલક્ષણ છે ' છંદ બાજે છે ' એ લાલચોનું રૂપક છે. અથવા, શેરીએ બાજે છંદ એટલે કાન વગેરે ઇંદ્રિયોના રસ્તાઓમાં અનાહત નાદ સંભળાય છે, તેમાં મનને પરોવવું. દ્વંદ્વ-હર્ષ શોક વગેરેનાં જોડાં. ગગન-ચિદાકાશ, હૃદયાકાશ. ૩૪. બાંધ્યા ઇ૦- બત્રીશ દાંત છે. પુરૂષનાં બત્રીશ લક્ષણ કહેવાય છે, વિક્રમના સિંહાસનને બત્રીશ પૂતળી છે. અને મૂળાક્ષરો ( વ્યંજનો ) પણ બત્રીશ છે; માટે આ બત્રીશ અક્ષરના કુંડળીયા બાંધ્યા છે. એ અક્ષર, દાંત, લક્ષણ ને પૂતળી મળીને ચાર બત્રીશ ગળીને એકસો અઠ્ઠાવીશ ગાંઠયો છૂટી ગઇ છે-મતલબ કે અનેક સંશય નાશ પામ્યા છે, કેમકે તેમાં વિદેહી ( આત્મા ) નું રૂપ જોવામાં આવ્યું છે.

૧. નોકરી કરો-( ઇશ્વરના ) સ્વાધીનમાં રહો. ચાકરી ખાય-પ્રારબ્ધ રૂપ ભોગવે. દો હાજરી-સાંજ સવારની પ્રાર્થના-બંદગી. જ્યાં ભેજે ત્યાં-જે જન્મ મળે તેમાં પાંચ દશ-પાંચ વિષયોને અને દશ ઇંદ્રિયોને પકડી લાવે-એટલે કબજામાં રાખે. શબ્દના માર-હરિ નામનું ઉચ્ચારણ. ( કેમકે તેથી પાપ નાશ પામે છે. ) ચોર-કામ ક્રોધાદિક. ભેરૂવરો-ભેરૂની સાથે. ભગવાન પોતાના

કરીએ બંદગી કેવળા, ચોથા જુગમાં ચેત,
અનેક જુગારો કેવળા, ચોથા જુગમાં ચેત.
ચોથા જુગમાં ચેત, હેત કુચ નાયા હૈયે,
બગડયો વાકો બીજ, લાભ તે કેસે લૈએ.
કર્તા જાણે કોક, દુષ્ટ ભાવથી કરીએ,
ચોથા જુગમાં ચેત, કેવળા બંદગી કરીએ. ૨

માનવી ન જાણે મૂરખો, આદમી કયાંથી આવ્યો,
કુબુદ્ધિ હંદા કોટમાં, નખોંમાં તે નાહ્યો.
નખોંમાં તે નાહ્યો, જાયો તે સર્વે જાશી,
કે તો સરજે કાગડા, કે વનમા રોઝાં વાસી.
જોએ કેવળ કરજોડ, જોગ જુગત ગત જાણવી,
આદમી ક્યાંથી આવ્યો, મૂરખો ન જાણે માનવી. ૩

કાયા ઘડી છે કારમી, જીવપણું જંજાલ,
સમરી લીજે સાંઇડું, પરહરે આળ પંપાળ.
પરહરે આળ પંપાળ, વાલું તું મનુવો વારી,
ખલકો માહી ખેલ, મનછા નાગન મારી.
જોએ કેવળ કરજોડ, પદારથ એહી પાયા,
જીવપણું જંજાલ, કારમી ઘડી છે કાયા. ૪

કાયા કુપ્પો કાચનો, નિર્મળ ગંગા નીર,
હદે ભાગે ભર હાનેએ, પાચે જાવે પીર.
પાચે જાવે પીર, ધીર નહિ રહેવે ધારણ,
ખલકો હોવે ખાખ, બંધો તો રે'વે બારણુ.

---

ભેર ( ભેગી ) ની સાથે રહે છે ૨ ચોથો જુગ–કળિયુગ અનેક જુગારો અનેક જુગનો–અનેક જુગથી જન્મમરણના પ્રવાહમા પડેલો. બીજ–મૂળ જેના હૃદયમા ઇશ્વર ઉપર કાઇ પણ પ્રેમ થયો નહિ તેનુ મૂળ બગડયું. કર્તા ઇ૦–કોઇક જ ઇશ્વરને ઓળખે છે "मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये" એ ગીતા વાકય સંભારો ૩ ક્યાંથી આવ્યો–આ જન્મ થતા પહેલા હું કયા હતો ? હંદા–( સધા ) સઘળા જેરમા શરીરરૂપી કોટમા નર્ખાંમા–નરકમા ( માતાના ગર્ભમા. ) જાયો–જન્મ્યો જાશી ( જાશે ) જાશે–મરશે કેતો–કાંતો. વનમા ઇ૦–અથવા વનમા રોઝ ભેગો વસશે–રોઝનો જન્મ થશે ૪ આળપંપાળ–ક્ષણભંગુર–મિથ્યા વાલું ઇ૦–વાગે તો તારા મનને વાર–અટકાવ. મનછા–ઇચ્છા ઇચ્છા રૂપી નાગણને માર.

જોએ કેવળ કરજોડ, પરખે પ્રાણી પાસનો,
નિર્મળ ગંગા નીર, કાયા કુપો કાચનો. ૫

ગીતા પઢીએ જ્ઞાનમા, નાહીએ ગંગા નીર,
જપે ગાયત્રી જાપકું, સંત સમાગમ થિર.
સંત સમાગમ થિર. સંત કોઇ વિરલા સેવે,
વરે એકાદશી વ્રત, લાભ નિજ અંતર લેવે.
જોએ કેવળ કરજોડ, જગત વર એહી જીત્યા,
નાહીએ ગંગા નીર, જ્ઞાનમા પઢીએ ગીતા. ૬

પઢરે પોપટ પીયુંકું, કઢરે પાપ કરમ,
ખઢરે અમર વેલ જયું, મઢરે સત્ મરમ.
મઢરે સત્ મરમ, ચઢરે આતમ ચેતી,
ઝઢરે દેવ દેદાર, રઢરે રચના રેતી,
જોએ કેવળ કરજોડ, ઘેર કાયા ઘર ગઢરે,
કઢરે પાપ કરમ, પીયુને પોપટ પઢરે. ૭

સમરે સત્ ગુરૂ શ્યામને, રમરે રામ રમત,
ખમરે ખમીઆ ખેતમાં, ગમરે સંત ગમત.
ગમરે સંત ગમત, જમરે આતમ જાતી,
દમરે સબહી દૂર, ભમરે સશી ભાની
જોએ કેવળ કરજોડ, જીવ તુહી તુહી જપમરે,
રમરે રામ રમત, સત્ ગુરૂ શ્યામને સમરે. ૮

ખેરો મરતાં ખોલીઓ, મત રૂઓ મોયે માત,
તાત ન રોજો તનમાં, જીવ ભયો શિવ જાત.
જીવ ભયો શિવજાત, નામથી રહેજો નેડે,
આગે ગયે અનેક, કોઇ નહિ રહ્યા જો કેડે.
જોએ કેવળ કરજોડ, શ્યામકો ત્રૂટયો સેરો,
મત રૂઓ મોયે માત, ખોલીઓ મરતાં ખેરો. ૯

રંગ હે તોકું રૂપૈયા, દુનિયાં આવે દ્વાર,
ભાગે ભલારી ભૂખડી, જરને કરે જુહાર.
જરને કરે જુહાર, માયાવણ કોઇ ન માને,
માયાવણ હુવે મજુર, ભયો હેત માયા ભાને.
જોએ કેવળ કરજોડ, દમડી દેખ્યા દંગહે,
દુનિયાં આવે દ્વાર, રૂપૈયા તોકું રંગહે. ૧૦

રંગહે તોકું રૂપૈયા, લોક હુવે સબ લીન,
કુટાય ચૂનામાં કાંકરી, મરે જલમેં મીન.
મરે જલમાં મીન, ચેતના દેખો ચેતન,
એળે ગયો અવતાર, બુદ્ધિ બન ગદ્ધા ખેતન.
જોએ કેવળ કરજોડ, અરબ ખરબ દોકો અંગહે,
લોક હુવે સબ લીન, રૂપૈયા તોકું રંગહે. ૧૧

સમો પલટયો સ્યામળે, નકોસે કાં તાંયે,
મરમ ન જાણે માનવી, ફરે કાંપતું કાંયે.

---

વિષે જે જે સંશય હોય તેને ભાની (ભાગી) ને પછી ભ્રમ-મરણમાં આવે ત્યાં ફર. જીવ ઇ૦-હે જીવ ! જે રીતે ઘુદી ઘુડી (તું બ્રહ્મ છે, તું બ્રહ્મ છે, એ રીતે બોલાય તેમ બોલ. ૯ શિવજાત-શિવરૂપ. નામથી-હરી નામથી. નેડે-પાસે. કેડે હવે પછી પણ. સેરો-છેડું. ૧૦. ભલારી-અજ્ઞાની.' ભાને-(માયાનું) ભાન થવાથી. ભાનથી અથવા ભાગે ૧૧. કુટાય ઇ૦- જેમ ચૂનામાં કકરી કચરાઇ જાય છે ને જેમ માછલું પાણીમાં જન્મી પાણીમાંજ મરે છે તેમ લોકો રૂપિયામાં લીન થયા છે. ચેતના ઇ૦-પણ હે ચેતન મનુષ્ય ! તારી ચેતના (આત્મા) ને જો, કેમકે ચેતના નહિ જુઓ તો, એળે ઇ૦- બુદ્ધિ ઇ૦-બુદ્ધિ વગ (વિના) તું ગદ્ધાના ખેતમાં ગયો. અરબ-અબ્જ. ખરબ-ખર્વ (સંખ્યા). દોકો અંગ હે અરબ અને ખરબ એ બન્નેનું અંગ રૂપૈયા છે.

કરે કાંચનું કાંય, એક તો પરચો એહી,
પરખ્યો નહિ પરમ, દર્શ નહિ આતમદેહી.
જોએ કેવળ કરજોડ, ગોવિંદ વધ કેસે ગમ્યો,
નર્કસેં કાં નાંયે, શ્યામજે પલટયો સમો. ૧૨

સમો પલટયો શ્યામજે, ધર્મ ભયો અધર્મ,
જણ જણ પ્રત્યે જુજવાં, કીધા અનેરાં કર્મ.
કીધાં અનેરાં કર્મ, નાર ના ચાલે નેકી,
પુરૂષ કરે નિત્ય પાપ, અર્થ ના જાણે એકી.
જોએ કેવળ કરજોડ, રામ તજીને કર્મે રમ્યો,
ધર્મ ભયો અધર્મ, શ્યામજે પલટયો સમો. ૧૩

અડીઓ કલજુગ આકરો, નડીઓ છે નરનાર,
ખડીઓ આવી ખલકમાં, વડીઓ છે વેંવાર.
વડીઓ છે વેંવાર, પાર નહિ તેથી પડીઓ,
ભર્યો દુઃખ ભંડાર, ચોરાશી પથે ચડીઓ.
જોએ કેવળ કરજોડ, લેખ અલેખે લડીઓ,
નડીઓ છે નરનાર, આકરો કલજુગ અડીઓ. ૧૪

આવ્યો કલજુગ આકરો, ભાવ તજી થયા ભાંડ,
સંત સમાગમ છોડીને, મતીઆ બોલે માંડ.
મતીઆ બોલે માંડ,, જીવ નહિ અંતર જાણ્યો,
કરે અકર્મ કામ, મણિરાય નહિ માણ્યો.
જોએ કેવળ કરજોડ, ગોવિંદ જશ નાંહી ગાયો,
ભાવ તજી થયા ભાંડ, આકરો કલજુગ આયો. ૧૫

---

૧૨. સમો ઈ૦–ભગવાને તારો સમય બદલી નાખ્યો છે–હવે તું જુવાન મટીને વૃદ્ધ થયો છું. નર્કસેં ઈ૦–હજી તું સ્ત્રીઆદિકમા શામાટે મુગ્ધ થાય છે ? પરચો–દાખલો–ઉદાહરણ એહી–વૃદ્ધાવસ્થા રૂપી. દર્શ–દર્શન–જ્ઞાન ગોવિંદ વધ–આત્મહત્યા ( ગોવિંદ એ આત્મા છે માટે. ) જુઓ ભાગવત એકાદશસ્કંધ–"नृदेहमाद्य सुलभ सुदुर्लभं प्लवं सुकल्पं गुरुकर्णधारं । मयानुकूलेन नभस्वतेरितं पुमान् भवाधि न तरेत्स आत्महा" મતલબ કે દુર્લભ એવો મનુષ્ય દેહ પામીને સંસારને તરે નહિ તે આત્મહત્યારો છે. ૧૩. એકી–એક. ૧૪. અડીઓ–ખડયો–અટકી રહો. વડીઓ–( હિ. બઢીઓ–બધ્યો ) વધ્યો લેખ અલેખે–કારણે અને વગર કારણે. ૧૫. માંડ–અમથા–વગર સમજ્યે. જીવ

## કક્કા બત્રીશીની બારાખડી.

### દોહરો

કકકો મુખથી એમ કહે, બાવન અક્ષર વાત,
કામ જગતમા શુ કરે, સત્ કહો સાક્ષાત. ૧

### છંદ.

કકકા કમલ શુદ્ધ કરના, ધારણુ બીજ માહે ધરના
કમન નાભથી કીના, ચેતન કમનમા ચીના.
બ્રહ્મ કમલમા ભાઇ, સૃષ્ટિ કમનમા છાઇ.
કમલ મુખ છે કાયા, ઉનમે સબી જીવ આયા.
તત્વ કમલમાં તરના, કેવળ કમલ શુદ્ધ કરના. ૨

### દોહરો.

ખખ્ખો કહે જો ખલકમા, ખાણુ ચોરાશી ખેલ,
ખોજે કમલ ખાંતશું, રામ રસાયણુ રેલ. ૩

### છંદ

ખખ્ખા ખબર કર ખોજે, માયા ખૂરે સત્ મોજે,
ખોજી અગમ ગમ ખાતા, તરત ખોજ મન ----
તનમા ખૂબ રૂપ તેરા, હજુર ખાવિંદકુ ટે..,

ચૈતન વૃતમાં ચાલી, ખાવિંદ વિના નહિ ખાલી.
ગગન ચઢો શુદ્ધ ધાટી, કેવળ ખખ્ખે ઝાળ કાટી. ૪

### દોહરો

ગગ્ગો કહે શુદ્ધ જ્ઞાનમાં. ગગે હોવેગો ગમ;
મન ગોવિંદમાં મેળવો, આતમ ગુરૂ અગમ. ૫

### છંદ

ગગ્ગે ગુરૂગમ જ્ઞાના, ધરી લે ગગનમેં ધ્યાના.
ગગનકું ધ્રૂન્યમેં ગાજે, વાજાં ગગનમાં વાજે.
શરણાઇ શૂન્યમાં સુણી, મગન હુવા જ્યાં મુનિ.
હજુર નાદ દશ હોતા, ઝળમળ જ્યોતને જોતા.
શૂન્યમાં શુદ્ધા દરશસના, ગગ્ગે કેવળ સત્ જ્ઞાના. ૬

### દોહરો.

ધધ્ધો કહે એ ધરમાં, મન વાણીકા બાપ;
અપના ધરને ઓલખે, તીનુંઇ મટહી તાપ. ૭

### છંદ.

ધધ્ધા ખબર કરે ધરની, જાય ત્રણ ગુણ જરની.
ધાટ સહુ બ્રહ્માના ધરના, ભોજન વિષ્ણુકે ભરના.
હરને સભી ધાટ હરના, કામ ત્રણ એહી બિધ કરના.
ગુણ ત્રણ કર્તા થઇ ગાજે, સુરનર મુનિવર સાજે.
ધંરમાં ધુમે ગુરૂ જ્ઞાની, બોલે કેવળ સત્ બાની. ૮

---

૪. ખબર કર–સાવધાન થઇને. સત ઇ૦–સતને મોજો–માપો–જાણો તો માયાનો નાશ થાય. ગમખાતા–અટકી જતા. તાતા–હે તાત ! હે ભાઇ ! હેરા–જોયા. ચૈતન વૃત્તમાં ઇ૦–તું ચેતનના વર્તુલમાંજ ચાલી રહ્યો છું. ગગન ચઢો–સમાધિ કરો. અથવા ગગન–બ્રહ્મરંધ્ર. ધાટી–રસ્તો. ૬. ધ્રૂન્ય–ધ્વનિ–અનાહત નાદ. ૮ જરની–જીર્ણ થઇને એ ત્રણ ગુણના કાર્ય કહે છે. ધાટ ઇ૦. ૮. ગુણ ઇ૦–શરીરમા પણ એ ત્રણ ગુણોજ કર્ત્તા છે, પણ અજ્ઞાનને લીધે મનુષ્ય પોતાને કર્ત્તા માને છે. શ્રીમદ્ ભગવદ્ ગીતામાં પણ કહે છે કે–"નાન્યં गुणेभ्यः कर्त्तारं यदा द्रष्टानुपश्यति । गुणेभ्यश्च परं वेत्ति मद्भावं सोऽधिगच्छति

### દોહરો.

અંગો અંગથી ઉપજે, નન્નો લેવે તે નામ;
નન્નો મળે તે નૂરમાં, હરિ ગુરૂ પૂરે હામ. ૯




### છંદ.

અંગો અંગથી આયો, નન્ના નૂરમાં નાયો.
નિર્ગુણ રૂપ છે ન્યારા, પૂર્ણ બ્રહ્મ છે પ્યારા.
સોહં શબ્દ સત્ સોઇ, હંસા રૂપ તે હોઇ.
નૂરી નામકા નેહા, અંગો અંગ મલ એહા.
નિગમ કહે અવિનાશી, ગુરૂગમ જ્ઞાનમેં ગાસી.
આતમ ચેન તજે અન્ના, નિરખ કેવળ નૂર નન્ના. ૧૦

### દોહરો.

ચચ્ચા ચિત્તમાં ચેતિ લે, અણુ ચેત્યા અજ્ઞાન;
જ્ઞાન ગુરૂની અગમગત, માને નહિ અભિમાન. ૧૧

### છંદ.

ચચ્ચા અગમ મત ચીનો, દેદાર દીલમાં દીનો.
ભ્રાંતિ મનની ભાગી, જો તું સ્વતંત્ર જાગી.
ઠામ નહિ અણુંભર ઠાવો, વસ્તુ વ્યાપક કહે વા'લો,

---

ગુણોજ બધા કાર્યોના કર્તા છે–દ્રષ્ટા–ચૈતન્ય ગુણો સિવાય બીજા કોઇને કર્તા માનતો નથી અને પોતાને ગુણથી પર જાણે છે તે મારા રૂપને પામે છે " વળી "गुणा वर्तन्त इत्येव योवतिष्ठति नेङ्गते"–"ગુણોજ કાર્ય કરી રહ્યા છે એ રીતે સમજીને જે સ્થિર રહે છે. " ઘરમા–શરીરમા.–ગુરૂજ્ઞાની–ગુરૂઆત્મા રૂપ હોવાથી આત્મા રૂપે ગુરૂજ શરીરમાં રહ્યા છે એમ કહ્યું છે ૯ અંગો અંગથી–હરેક શ્વાસોચ્છ્વાસ દ્વારા ઊઠતો સોહ્‌ શબ્દ હરેક અંગથી ઉપજે છે. નન્નો–મનરૂપી નન્નો ( એ રીતે હરેક અક્ષરને મન કે શિષ્યરૂપે કથન કર્યું છે. નૂર–પરબ્રહ્મરૂપી તેજ. હંસા–પ્રાણ. નૂરી–ઇડાપિંગળા ઇડાપિંગળા દ્વારા તે પ્રાણ અંગોઅંગમાં પળે છે–પ્રવેશનિર્ગમ કરે છે. ગાસી–હું ગાઇશ. ચેન–ચિન્હીને–જાણીને. આત્મા ઓળખીને અંના ( અન્યને ) તજે,

સોઇ ગુરૂ સત્ છે સ્વામી, પૂર્ણ બ્રહ્મ વર પામી.
ચર્ચા તજ ચિત્ત ચાળો, ભૌતિક બ્રહ્મ શુદ્ધ ભાળો. ૧૨

### દોહરો.

છછછા સ્વપ્ને છાંડીએ, સ્વપ્નાવત્ સંસાર;
નર જાગ્યા ઉંઘે નહિ, પરમ અપરમ પાર. ૧૩

### છંદ

છછછા છલભેદ છાંડો, મનમાં ધીર પગ માંડો.
ભેદ સહુ છાંડી દે ભાઇ, અખંડ બુદ્ધિ જબ આઇ,
તાર એક પટમાં તંતુ, જાણ એમ બ્રહ્માદિક જંતુ.
મણિ સુતની માળા, ખૂલ્ય જોબન કોણ બાળા,
આનંદ હોવે મન અચ્છા, છોડી દે કપટ દંદ્વ છછછા. ૧૪

### દોહરો.

જાગ જજ્જા તું જીવતાં, મુવે મળેગો માંય;
આગે પીછુ એક આતમા, સચરાચર છે સાંય. ૧૫

### છંદ.

જજ્જે જાગી સત્ જોયું, ખાપણ ખલક મન ખોયું.
જન્મ ધરે જીવ જેહી, વસ્તુ સમજ વિદેહી,
જીવતાં નર જંજાળી, મુવે રૂપ વનમાળી.
મુઆ ફેર નહિ મરતા, ધરણી જન્મ નથી ધરતા,
જે જે કાર હોય જ્યાંહી, તત્વ કેવળ રૂપ ત્યાંહી. ૧૬

---

૧૨. ભૌતિક–સર્વભૂતમા વ્યાપી રહેલું. ૧૩. જાગ્યા–અપરોક્ષ જ્ઞાનવાળા. ઉંઘે નહિ–પુનઃ ભ્રમમા પડે નહિ પરમ ઇ૦–તે બ્રહ્મપરમ (કારણ) અને અપરમ (કાર્ય) ની પાર છે. ૧૪. ધીર–ધીરજ રાખીને. પગ માંડો–આરંભ કરો. તાર ઇ૦–એક પટમા અનેક તંતુ જણાય છે પણ તે એકજ તાર હોય છે, તેમ આ જગતમાં બ્રહ્માદિક અનેક જીવ જણાય છે પણ તે સર્વ બ્રહ્મરૂપે એકજ છે. મણિ–મણકા, દંદ–સુખ દુઃખાદિનાં જોડાં. મૂળમાં ' ધંધ ' હશે એમ લાગે છે. એમ હોય તો કપટરૂપી ધંધો–જગત છોડી દે, એવો અર્થ થાય. ૧૫. જાગ ઇ૦–જો તું જીવતા જ્ઞાન પ્રાપ્ત કરીશ તો મૂઆ. પછી બ્રહ્મમાં. મળીશ. ૧૬ ખાપણ

### દોહરો.

ઝઝ્ઝા ઝરૂખે ઝાંખીએ, સન્મુખ ભાસે શ્યામ;
અંતરજામી આતમા, હાલો નહિ કાંઇ હામ. ૧૭

### છંદ.

ઝઝ્ઝા સમજ શુદ્ધ ઝાલો, પ્રપંચ પાંચને ટાલો.
પ્રપંચ પાંચ છે પાપી, થલ જલ માયા મન થાપી.
દીલથી કરે તે દૂરા, પૂર્ણ બ્રહ્મ ભરપૂરા.
પૂર્ણ બ્રહ્મ રસ પીના, ચૈતન રૂપને ચીના.
ઉઘડી અંતરની આંખો, ઝઝ્ઝા ઝરૂખે ઝાંખો. ૧૮

### દોહરો.

નન્ના દોરી નામના, ઇનામ દેશે આપ;
ચૌદ લોકમાં ચરચા, થલ જલ વ્યાપક થાય. ૧૯

### છંદ.

નન્ના નિરંજન નરખો, પંડમાં રૂપ તે પરખો,
વાસના કુલમાં વાસી, નિરખે એમ અવિનાશી.
તત્ત ચોવીસ અવતારા, નામ રૂપ ભાસે બહુ ન્યારા.
અનેક રૂપ એક અંગા, રૂપ રસ બણ્યા પચરંગા.
નન્ના અન્ય જો નોય, હંસ રૂપ કેવળ તે હોય. ૨૦

### દોહરો.

ટટ્ટા ટેકના ટેકામા, વિવેક શુદ્ધ વિચાર,
અખંડ આનંદ ઉરમાં, સર્વ ગ્રહે તે સાર. ૨૧

---

રૂપી ખાબોચીયામાંથી મનને દૂર કર્યું. જન્મ ઇ૦-જે જીવ જન્મ ધરે છે તેનું વિદેહી ( બ્રહ્મ ) વસ્તુ છે એમ સમજ. એટલું સમજ્યા પછી ભલે તે જગતનો વ્યવહાર કરે તથાપિ તે મુક્ત છે એમ કહે છે: જીવતે ઇ૦

માયા મને સત્ માની, બુદ્ધિ શુદ્ધ નહિ બાની.
શબ્દ જૂઠ કો સાધે, લાલન તેને નહિ લાધે.
ડડડા ડાંડથી ડરના, કેવળ સંગ શુદ્ધ કરના. ૨૬

### દોહરો

ઢટ્ટા સત્ ગુરૂ ટુકડા, તલિયનમેં જ્યમ તેલ;
ઘાણીમાંહી ઘુમાવીએ, ફુલ સંગ ફુલેલ. ૨૭

### છંદ.

ઢટ્ઠા એબ સહુ ઢાકો, વાણી મનાવે વાકો.
જો મન રાખ તું જરના, દૃપદ માયાકુ હરના,
સચ્ચા શુદ્ધ મન સોઇ, હરિરૂપ સત્ય હોઇ.
હરિ ઘટપટમેં હેરા, તત્વ રામ હે તેરા,
ઢટ્ઠા તેજગંજ છે ઢેરા, બ્રહ્મમાં કેવળ તે બેરા. ૨૮

### દોહરો.

રહેણી બુણ્ણા રાખીએ, અખંડ વૃત્તિ એક;
અજર અમર આતમા, વાણી રહિત વિવેક. ૨૯

### છંદ.

રહેણી બુણ્ણા એમ રહીએ, લક્ષે ગુરૂ મુખ લઇએ.
ગુરૂ મુખ શુદ્ધ છે ગાના; સમજ શબ્દકી સાના.
શબ્દે છૂટે મન છાયા, પૂર્ણ ભેદ મન પાયા,
પૂર્ણ રૂપ છે પોતે, જંગમ સ્થાવરમા જોતે
કહેણી બુણ્ણા એમ કહેના, રંગમા કેવળ રૂપ રહેના. ૩૦

---

૨૬. લાલન-બ્રહ્મ. ૨૭ તલિયનમે-તલમા ૨૮ વાણી ઇ૦-વાણીને જે માન્ય કરે તે વાકો છે અર્થાત્ વાણીથી ઉત્પન્ન થયેલા નામ માત્ર નાશવંત છે જગત્ નામ રૂપાત્મક છે એ સિદ્ધાંત ધ્યાનમા રાખીને એ શબ્દો કહેલા છે જરના-જરણા-જયણા-ધીરજ. ઢેરા ઢગલો-આ જગત્ રૂપી કાર્યનો ઢગલો તે તેજનો ( બ્રહ્મનો ) ગંજ છે-બેરા-ભેગો ૩૦. શબ્દ-ગુરૂ ઉપદેશનો શબ્દ છાયા-ભ્રાંતિ

### છંદ

ટટ્ટા ટેકના ટેકા, અંતર મળીઆ એકા.
જે ગરથ ભરે જેસા, આતમ ટેક મન એસા,
ગુરૂગમ ટેકથી ગ્નાના, ધરે મન અગોચર ધ્યાના.
ધ્યાન મન ટેકમા ધરહી, વાણી પાર નિજ વરહી,
અખડ ટેક આપો આપ, જપે કેવળ કોણુનો જાપ. ૨૨

### દોહરો.

ઠઠ્ઠા અગમ હાદ છે, કર લે ઉત્તમ કામઃ
માલીક હોઇને માણીએ, ઠરવાનો એ ઠામ. ૨૩

### છંદ.

ઠઠ્ઠા ઠીક કર ઠરના, ફીકર તજીને ફરના,
ફીકર જન્મની ફાંસી, હરામ દૂર કરે હાંસી.
વહાલો નહિ કોઇ વેરી; લક્ષે સિંધુનીર લ્હેરી.
પ્રકટ રૂપ એક પાયો, જનની તાત નહિ જાયો,
ઠઠ્ઠા સ્થિર ઠેકાના, કેવળ દુજા કયા કહેના. ૨૪

### દોહરો.

ડડડા ડરીએ ડાંડથી, મન ડાંડ છે માંયઃ
ભાડ રાડને ભેળવે, નિર્વાણ પહોચે નાય. ૨૫

### છંદ

ડડડા ડાંડથી ડરીએ, મળે સંઘ તો મળીએ.
વાણો મનને વારો, આવે પલકમા આરો.

---

૨૨ વાણી પાર ઇ૦–વાણીથી પર એવું નિજ (પોતાનું) સ્વરૂપ છે તેને વર–પસંદ કર ૨૪ લક્ષે ઇ૦–સિંધુમા નીર અને લ્હેરી બન્ને હોય છે તે ઉપર લક્ષ કરી જો મતલબ કે તે બન્ને એક સિંધુ રૂપજ છે તેમ આ સઘળુ પરમાત્મરૂપ છે ૨૫ ભાડ–નાણી રાડ–માયા, મન રૂપી ડાડ માયાને વશ થઇને અનેક પ્રકારની વાણીમા ગુંચાય છે, તેથી નિર્વાણ (મોક્ષ) ને પહોચતો નથી.

માયા મને સત્ માની, બુદ્ધિ શુદ્ધ નહિ બાની.
શબ્દ જૂઠ કો સાધે, લાલન તેને નહિ લાધે.
ડડડા ડાંડથી ડરના, કેવળ સંગ શુદ્ધ કરના. ૨૬

દોહરો

ઢટ્ટા સત્ ગુરુ ઢુકડો, તલિયનમેં જ્યમ તેલ;
ઘાણીમાંહી ઘુમાવીએ, પુજા સંગ ફુલેલ. ૨૭

છંદ.

ઢટ્ટા એબ સહુ ઢાંકો, વાણી મનાવે વાંકો.
જો મન રાખ તું જરના, દુંપદ માયાકું દરના,
સચ્ચા શુદ્ધ મન સોઇ, હરિરૂપ સત્ય હોઇ.
હરિ ઘટઘટમેં હેરા, તત્વ રામ હે તેરા,
ઢટ્ટા તેજગંજ છે ઢેરા, બ્રહ્મમાં કેવળ તે ભેરા. ૨૮

દોહરો.

રહેણી ણુણણા રાખીએ, અખંડ વૃત્તિ એક;
અજર અમર આતમા, વાણી રહિત વિવેક. ૨૯

છંદ.

રહેણી ણુણણા એમ રહીએ, લક્ષે ગુરૂ મુખ લઇએ.
ગુરૂ મુખ શુદ્ધ છે જ્ઞાના, સમજ શબ્દકી સાના.
શબ્દે છૂટે મન છાયા, પૂર્ણ ભેદ મન પાયા,
પૂર્ણ રૂપ છે પોતે, જંગમ સ્થાવરમાં જોને.
કહેણી ણુણણા એમ કહેના, રંગમાં કેવળ રૂપ રહેના. ૩૦

---

૨૬. લાલન—બ્રહ્મ. ૨૭. તલિયનમેં—તલમાં. ૨૮. વાણી ઇ૦—વાણીને જે માન્ય કરે તે વાંકો છે. અર્થાત્ વાણીથી ઉત્પન્ન થયેલા નામ માત્ર નાશવંત છે. જગત્ નામ રૂપાત્મક છે એ સિદ્ધાંત ધ્યાનમાં રાખીને એ શબ્દો કહેલા છે. જરના—જરણા—જયણા—ધીરજ. ઢેરા ઢગલો—આ જગત્ રૂપી કાર્યનો ઢગલો તે તેજનો (બ્રહ્મનો) ગંજ છે.—ભેરા—ભેગો. ૩૦. શબ્દ—ગુરૂ ઉપદેશનો શબ્દ. છાયા—ભ્રાંતિ

### દોહરો.

તત્તા વસ્તુ તનમાં, ભિન્ન ન રાખો ભાવ;
આત્મા સબ ઘટ એક છે, લીજે એહી લા'વ. ૩૧

### છંદ.

તત્તા તત્વ ખોજ તનકા, મૂકી મેલ સહુ મનકા.
મનમાં તેલ છે માયા, આત્મજ્ઞાન નહિ આયા.
આત્મ સમજમાં આવે, પૂર્ણ પદ નિજ પાવે.
પૂર્ણ બ્રહ્મ છે પૂરા, સોહં શબ્દ છે શૂરા,
સર્વ સોહંકી સત્તા, તત્વ કેવળ જો તત્તા. ૩૨

### દોહરો.

થથ્થા સૂક્ષ્મ સ્થૂલમાં, કારણ કો વિકાર;
કારજ કારણ દૂર કરે, સત્ વસ્તુ છે સાર. ૩૩

### છંદ.

થથ્થા મન કરે થીરા, હોયગા કોડીકા હીરા,
કોડી સ્થૂલ છે કાયા, મનમાં સૂક્ષ્મની માયા.
કારણ અવિદ્યા કીજે, પ્રેમતીર રસ પીજે.
પી રસ હોયગો પૂરા, દેહ દોષ કીયા સબ દૂરા.
જીવન્મુક્ત તે જાણો, થથ્થા કેવળ સ્થિર થાણો, ૩૪

### દોહરો.

દદ્દા સત્ ગુરુ દેખીને, પ્રેમ રહ્યો લપટાય;
નેહ લગ્યો છૂટે નહિ, જન્મ મરણ મટી જાય. ૩૫

---

૩૩. કારણકો ઇ૦–સ્થૂલ સૂક્ષ્મ પદાર્થો એ સર્વ મૂળ કારણ- અવિદ્યાનો વિકાર ( કાર્ય ) છે. એ મૂળ કારણ અવિદ્યા દૂર કરે એટલે બાકી સત્ બ્રહ્મ માત્ર રહે છે. ૩૪. થાણો–થવો, ( મારવાડી પ્રયોગ ).

છંદ

દદ્દા છોડી દે દાવા, ગુરૂ ગમ અગમ તે ગાવા.
ગુરૂ ગમ ગાવેગો જ્ઞાની, જીવ શિવ જોગ ગત જાણી.
જીવરૂપ જગત તે જાણો, મહાપદ શિવને માનો
માયા કુનકી માતા, ગુણ ત્રણ માયાને ગાતા.
દદ્દો દેખ દેહથી દૂરા, પૂર્ણ કેવળ સોઇ પૂરા. ૩૬

દોહરો.

ધધ્ધા રૂપ જે ધણીકા, ઉત્તમ મધ્યમ એક;
અંતરજામી આતમા, વાણીપાર વિવેક. ૩૭

છંદ.

ધદ્દા અખંડ રૂપ ધારો, સોહુ આનંદ સારો;
આનંદ ઉરમાં આયો, પ્રકટ નૂર તે પાયો.
બુદ્ધિ નૂરમાં ખોલે, ખડકી હીરકી ખોલે;
વહોરે કોક ઝવેરી, ઠીક ઠામ વૃત્તિ ત્યાં ઘેરી.
મોહાદિક અરિને મારો, ધદ્દા અખંડ વર ધારો. ૩૮

દોહરો.

નન્ના અખંડ નૂરમાં, લક્ષ લગ્યો લવલીન;
રસ સિંધુ દો(ય)હો રહ્યા, દાતા નહિ નહિ દીન. ૩૯

છંદ.

નન્ના એહ નેહકા નેકા, આત્મ બ્રહ્મ જો એકા.
નિર્મળ એક છે નૂરા, પૂર્ણ બ્રહ્મ ભરપૂરા,

---

૩૬. દાવા—અહંમમતા રૂપી હક. કુનકી—કોની. અર્થાત્ ત્રણ ગુણની
૩૮. સોહુ—સોહમ. ખડકી—બારી. હીરકી—હીરાની—આત્મારૂપી હીરાની.
ઝવેરી—અર્થાત્ મુમુક્ષુ. ત્યાં—બ્રહ્મમાં. ૩૯. લવલીન—લયલીન—તદાકાર. દોય—જીવ
અને બ્રહ્મ—બન્ને એક રસ સિંધુ રૂપ થઇ રહ્યા. દીન—ગરીબ અર્થાત્ યાચક.

દોહરો.

તત્તા વસ્તુ તનમાં, ભિન્ન ન રાખો ભાવ;
આત્મા સબ ઘટ એક છે, લીજે એહી લા'વ

છંદ.

તત્તા તત્વ ખોજ તનકા, મૂકી મેલ સહુ
મનમાં તેલ છે માયા, આત્મજ્ઞાન નહિ ક
આત્મ સમજમાં આવે, પૂર્ણ પદ નિજ
પૂર્ણ બ્રહ્મ છે પૂરા, સોહં શબ્દ છે ચ
સર્વ સોહંકી સત્તા, તત્ત કેવળ જો

દોહરો.

થથ્થા સૂક્ષ્મ સ્થૂલમાં, કારણ કે
કારજ કારણ દૂર કરે, સત્ વસ્તુ

છંદ

થથ્થા મન કરે થીરા, હાયગા
કાડી સ્થૂલ છે કાયા, મનમાં
કારણ અવિદ્યા કીજે, પ્રેમતીર
પી રસ હાયગો પૂરા, દેહ દાવ
જીવન્મુક્ત તે જાણો, થથ્થા

દદ્દા સત્ ગુર દેખાને, પ્રેમ
નેહ લગ્યો છૂટે નહિ, જ

---

૩૩. કારણકો ઇ૦-સ્થૂલ
વિકાર ( કાર્ય ) છે. એ મૂળ
માપ રહે છે. ૩૪. થાણો-ચવે

ફંદની નાખી ગળે ફાંસી, હોય આયાકે હાંસી.
ત્રણ ગુણ બાધે ફાંસી તાર, સંશે તારમા સંસાર.
બોલે અગમ શુદ્ધ બંદા, ફફ્ફા કેવળ તજ ફંદા. ૪૪

## દોહરો.

બબ્બા ચારે વેદમાં, શ્રુત સ્મૃતિ શાખ;
એક અખંડ છે આતમા, રહેણી એવી રાખ. ૪૫

## છંદ.

બબ્બા વેદ સત્ બોલે, આતમ રહ્યો ઘટ ઓલે.
આવરણ દેહકા આયા, પૂર્ણ રૂપ નહિ પાયા,
આવરણ મનની આંટી, ગગનાકાર નહિ ઘાટી,
અવની તોય તેજ એહ, તત્વ પવન નભમેં તેહ.
પાંચે તત્વ રંગ પાયા, આવરણ તેહ નહિ આયા,
જીવન્મુક્ત ગત જાણી, બબ્બા કેવળ વેદવાણી. ૪૬

## દોહરો.

ભભ્ભા શબ્દજ ભેદમાં, અભેદ વસ્તુ આય;
અખંડ મૂર્તિ આતમા, શૂન્યમાંહી દર્શાય. ૪૭

---

૪૪. જંદા–જીંદા–શિષ્ય.તાર–તાંતણા. ૪૬. ઓલે–છાંય–અર્થાત્ પાછળ. આવરણ–પડદો. દેહરૂપી પડદો. આવરણ મનની આંટી–વાસ્તવિક જોતાં આવરણ કાંઇજ નથી; પણ માત્ર મનથી આવરણ માન્યું છે. ગગનાકાર ઇ૦–બ્રહ્મ ગગનાકાર છે. તેમા કોઇ ઘાટી ઘાટવાળો પદાર્થ નથી. અર્થાત્ ગગનને આવરણ લાગતું નથી તેમ બ્રહ્માને પણ આવરણ લાગતું નથી. એનું ઉદાહરણ આપે છે કે પૃથ્વી આદિ જુદા જુદા રંગના તત્વો આકાશમાંથી ઉત્પન્ન થયા છે એમ છતાં આકાશને તેમાનો એક રંગ નથી. અવનિ ઇ૦ તોય–પાણી. તેહ–તેનું. ૪૭. શબ્દ–નામ જ્યા ભેદ છે ત્યા નામ રૂપ છે, અભેદમાં તે નથી. શૂન્ય માંહિ દર્શાય–જ્યા લોકો કહે છે કે અંતે શૂન્ય રહે છે, ત્યાં પણ 'શૂન્ય રહે છે' એમ જાણનારો છે અને તે આત્મા છે. એ રીતે આત્મા શૂન્યમાં દેખાય છે.

વહાલો નહિ કોઇ વેરી, લોકાલોક બ્રહ્મલહેરી.
પ્રકટ ગુણે નહિ પાયા, આકાશ સર્વમાં આયા,
ભયો મોઇ ઘાટ સહુ ભાગે, તદ્દ આકાશ નહિ લાગે. ૪૦

### દોહરો

પપ્પા પીઓ રસ પ્રેમથી, મગન રહો મનમાંય,
બ્રહ્મ રસ ભાગે નિરંતરે, મેજે મેજ સમાય. ૪૧

### છંદ

પપ્પા અગમની પ્રીતિ, રહેણી રૂપની રીતિ.
રીત અખંડને રટીએ, નાસત્ ખંડિતને નટીએ,
વિવેક કરે તે વસ્તુ, આનંદ સોઇ સત્ અસ્તુ.
અસ્તુ વસ્તુ શુદ્ધ એહા, જન્મે મરે નહિ જેહા,
જીવ શિવ એક છે જોતે, પપ્પા કેવળ બ્રહ્મ પોતે. ૪૨

### દોહરો

ફફ્ફા ન પડીએ ફંદમાં, ફંદે હોય ફજેત;
નેહ ગુરૂથી લાગે નહિ, હરિપર નાવે હેત. ૪૩

### છંદ.

ફફ્ફા છોડી દે ફંદા, લોગીકુ ભૂલી ગયા જંદા.
ભૂલ્યા ભકત જગત ભાંઇ, બ્રહ્મા રહ્યા ભરમાઇ.

---

૪૦. નેહકા નેહ-પ્રેમનો નિયમ નુરા-બ્રહ્મ લોક. લોક-લોક અને અલોક એટલે દિવ્ય લોક પ્રગટ ઇ૦-એ બ્રહ્મ ગુણ વડે પ્રગટ દેખાતું નથી ઉદાહરણ આકાશ. જેમ ઘટ, મઠ, વગેરે સહુમા એકજ આકાશ છતા તે તે ઘાટ ભાગી જાય તોપણ આકાશ નાશ પામતું નથી, તેમ સર્વ લોકમા બ્રહ્મ છતાં લોકનો નાશ થતા બ્રહ્મ અખંડ રહે છે ૪૨ પપ્પા ઇ૦-અગમની પ્રીતિ સત્ છે. અને રહેણી ( આચરણ ) એ અગમની પ્રીતિનું રૂપ ( લક્ષણ ) છે. રીતે એટલે રહેણી વડે અગમને રટીએ-અગમ રૂપ થઇ રહેવુ. પણ નાસત્-ન અસત્ અસત્ અને ખંડિત ( નાશવંત) ની પાછળ નાચવુ નહિ. વિવેક ઇ૦-સત્ અસત્નો વિવેક કર્યા પછી જે વસ્તુ સત્ માલમ પડે છે તે આનંદ છે અસ્તુ-હો. અર્થાત્ અસ્તિત્વવાદી વસ્તુ એ છે. અસ્તુ વસ્તુ-અસ્તિત્વવાદી વસ્તુ.

ફંદની નાખી ગળે ફાંસી, હોય માયાકે હાંસી.
ત્રણ ગુણુ બાંધે ફાંસી તાર, સંશે તારમાં સંસાર.
બોલે અગમ શુદ્ધ બંદા, ફફ્ફા કેવળ તજ ફંદા. ૪૪

### દોહરો.

બબ્બા ચારે વેદમાં, શ્રુતિ સ્મૃતિ શાખ;
એક અખંડ છે આતમા, રહેણી એવી રાખ. ૪૫

### છંદ.

બબ્બા વેદ સત્ બોલે, આતમ રહ્યો ઘટ ઓલે.
આવરણુ દેહકા આયા, પૂર્ણ રૂપ નહિ પાયા,
આવરણુ મનની આંટી, ગગનાકાર નહિ ઘાટી,
અવની તોય તેજ એહ, તત્ત્વ પવન નભમેં તેહ.
પાંચે તત્વ રંગ પાયા, આવરણુ તેહ નહિ આયા,
જીવન્મુક્ત ગત જાણી, બબ્બા કેવળ વેદવાણી. ૪૬

### દોહરો.

ભભ્ભા શબ્દજ ભેદમાં, અભેદ વસ્તુ આય;
અખંડ મૂર્તિ આતમા, શૂન્યમાંહી દર્શાય. ૪૭

---

૪૪. બંદા-જીંદા-શિષ્ય.તાર-તાતણુ. ૪૬. ઓલે-છાય-અર્થાત્ પાછળ આવરણુ-પડદો. દેહરૂપી પડદો. આવરણુ મનની આંટી-વાસ્તવિક જોતાં આવરણુ કાંઇજ નથી; પણુ માત્ર મનથી આવરણુ માન્યું છે. ગગનાકાર ઇ૦-બ્રહ્મ ગગનાકાર છે. તેમાં કોઇ ઘાટી ઘાટવાળો પદાર્થ નથી અર્થાત્ ગગનને આવરણુ લાગતું નથી તેમ બ્રહ્માને પણુ આવરણુ લાગતુ નથી, એવું ઉદાહરણુ આપે છે કે પૃથ્વી આદિ જુદા જુદા રંગના તત્વો આકાશમાથી ઉત્પન્ન થયા છે એમ છતા આકાશને તેમાનો એકે રંગ નથી અવનિ ઇ૦ તોય-પાણી. તેહ-તેનું. ૪૭. શબ્દ-નામ જ્યા ભેદ છે ત્યા નામ રૂપ છે, અભેદના તે નથી. શૂન્ય માહિં દર્શાય-જ્યા લોકો કહે છે કે અંતે શૂન્ય રહે છે, ત્યાં પણુ 'શૂન્ય રહે છે' એમ જાણુનારો છે અને તે આત્મા છે એ રીતે આત્મા શૂન્યમાં દેખાય છે.

### છંદ

ભભ્ભા શુદ્ધ બ્રહ્મમાં ભેદા, સ્વપ્ન સેજમા છેદા.
નામ રૂપ ગુણુમાં નાયે, ઉનકા અધિષ્ઠાન આયે,
જીવ તો જગત છે જેહ, તત્વ શિવરૂપ તેહ.
દોય ભેદ કરે તું દૂરા, પરાથી પાર છે પૂરા,
ભભ્ભા બ્રહ્મ રસ ભાઇ, ઉરમેં કેવળ શુદ્ધ આઇ. ૪૮

### દોહરો.

મમ્મા સમજે મરમમા, ધર્મ રહિત તે ધાય;
બ્રહ્મ અવિનાશમેં તે ભળે, કર્મ ન લાગે કાય. ૪૯

### છંદ

મમ્મા છોડીદે માયા, કપટી ધરે કયું કાયા.
કાયા બ્રહ્માની કાચી, સંસાર દેહ કયુ સાચી.
પંડ છે પાણીપરપોટા, ખલક મટ્ટીકા ખોટા.
ગુમાર તજ ઘૂમરાઇ, ગુરુગમ અગમ લે ગાઇ,
મમ્મા તજો મન મમતા, રાચી કેવળ રામ રમતા. ૫૦

### દોહરો.

યય્યા અલખને ઓળખે, લખ્ખામા ન આવે લેશ;
લક્ષ અલક્ષ કરી લેખવે, દીયાં ગુરુ ઉપદેશ. ૫૧

---

૪૮ ભભ્ભા ઇ૦-હે ભભ્ભા તુ શુદ્ધ બ્રહ્મમા ભેદા-ભેદાઇને તદ્રૂપ થઇ જા, એટલે તારું સંસાર રૂપી સ્વપ્ન સહજમા છેદાઇ જશે નાયે-ન આવે -નામ રૂપ ગુણુમા તે બ્રહ્મ આવતુ નથી, પણ તે બ્રહ્મ નામ, રૂપ, ગુણનું અધિષ્ઠાન છે ( જે સત્ય વસ્તુમા ભ્રમ દેખાય છે તે સત્ય વસ્તુને ભ્રમનું અધિષ્ઠાન કહે છે ) જીવ ઇ૦-જીવ અને જગત્ એ બન્ને શિવરૂપ તત્વ છે. દોય-બન્નેનો, જીવ અને શિવનો ? અથવા જીવ અને શિવનો ભેદ તથા જગત્ અને શિવનો ભેદ, એમ બન્ને ભેદ ૪૯ ધર્મ રહિત-જન્મ મરણાદિ દેહના ધર્મ રહિત થઇને જે બ્રહ્મ તરફ ધાય છે તે અવિનાશી બ્રહ્મમા ભળે છે-બ્રહ્મરૂપ પોતાને સમજે છે ૫૧. લખ્ખામા-લક્ષ્યમા અર્થાત્ મન ઇંદ્રિયો વડે કરીને બ્રહ્મ જણી

છંદ.

પપ્પા આનંદ ઘેર આયા, પંડ ઇંડ રૂપ એક પાયા.
ઇશ્વર રૂપ ઇંડ આયા, પંડમા જીવે હદ પાયા.
કારણ સમષ્ટિ કીજે, રૂપ જીવ વ્યષ્ટિ કર રીઝે.
જીવ શિવ એક રૂપ જાણ્યા, સોઇ સત્ બ્રહ્મ પિછાણ્યા.
પપ્પા અલખ રૂપ એહી, તન્મય કેવળ તે તેહી. ૫૨

દોહરો.

રરરા આતમ રામ છે, વળી રોમ રોમમાં વાસ.
કારજ ઘટઘટમાં કરે, પાવન રૂપ પ્રકાશ. ૫૩

છંદ.

રરરા આતમ રામ રસીઓ, વિશ્વરૂપ થઇ વસીઓ.
વસીઓ ખાણી ચાર વાણી, જુકિત ચૈતનની જાણી.
ચેતન ચિદ્ઘન ચંગા, આતમ અનંત એક અંગા.
ઘડે એક માટી બહુ ઘાટા, રચ્યા એમ વિશ્વ વૈરાટા.
ચૈતન કેવળ શુદ્ધ ચેના, રરરા આતમ હોઇ રહેના. ૫૪

---

શકાતું નથી. લક્ષ ઇ૦—જે જે લક્ષ્ય વસ્તુ છે તેને દૂર કરીને બાકી જે અવશ્ય રહે છે તે બ્રહ્મ છે એમ લેખવે-જાણે ત્યારે બ્રહ્મનુ ભાન થાય છે. ૫૨ ઇંડ-બ્રહ્માંડ અર્થાત્ દેહનો બ્રહ્માડનો અભિમાની ઇશ્વર. પંડ-દેહ અર્થાત્ દેહનો અભિમાની જીવ કારણ ઇ૦-જગતનું કારણ જે ઇશ્વર તે સમષ્ટિ છે અને જગતનો પ્રત્યેક જીવ તે વ્યષ્ટિ છે જેમ આમ્રવનમા દરેક આંબો વ્યષ્ટિ છે અને આમ્રવન સમષ્ટિ છે વ્યષ્ટિ અને સમષ્ટિ ઉપાધિને લીધે જણાય છે ઉપાધિ દૂર કરે એટલે તે બન્ને એકજ છે ૫૩ પાવન-પવિત્ર કરનાર ૫૪. ખાણી ચાર વાણી-' ચાર ' શબ્દનો બન્ને તરફ ઉપયોગ કરવો ચાર ખાણી અને ચાર વાણી જરાયુજ, અંડજ, સ્વેદજ, ઉદ્ભિજ્જ, એ ચાર ખાણી; અને પરા, પશ્યતી મધ્યમા, વૈખરી એ ચાર વાણી ચિદ્ઘન-ચૈતન્યથી ભરપૂર ચગા-સારા અનત-છેડા વગરનો-દિશા અને કાળથી જેની હદ થતી નથી એવો. એક અંગા-એકજ-ભેદ વગરનો. જગતનુ ઉપાદાન કારણ ચૈતન્ય છે એમ કહે છે. ઘડે ઇ૦ જેમ એક માટી રૂપ ઉપાદાનમાથી અનેક ઘાટ રૂપ કાર્ય થાય છે, તેમ ચૈતન્યમાથી વિશ્વકાર્ય થાય છે. ચેના-ચિન્હ, ઓળખ્યું.

### દોહરો

લલ્લા લાગે લગનમાં, ચિત્ત શબ્દની ચોટ;
તડાકે એકે તોડ દે, કામાદિકનો કોટ. ૫૫

### છંદ

લલ્લા લક્ષ ધુન્ય લાગી, જો મન વૃત્તિમાં જાગી.
ઉલટી અગમ ઘેર આઇ, પીયાકી ખબર શુદ્ધ પાઇ.
સખી ખેલે શ્યામકે સગે, રમાડી અખંડ રાસ રંગે.
રંગમાં આનંદ રસ રેલી, ખૂબી ખાવિંદ સંગ ખેલી,
લલ્લા મળી નીર લેહેરી, ગેક સખી કેવળ ત્યા ઠેરી. ૫૬

### દોહરો.

વવ્વા અગમ વાતમાં, નાત નહિ રૂપ નામ;
ભાત જગત ભાસે નહિ, રસબસ એકી રામ. ૫૭

### છદ.

વવ્વા સત્ બોલો વાણી, ઉપ [illegible] આણી.
શબ્દભેદ છે સારો, નિર્ગુણ
આત્મ શબ્દમાં આયા, પ્રકટ
જગમ સ્થાવરમાં જેહા, તંતુ
જુક્તિ અગમની જાણી, વવ્વા

### છંદ.

શરશા રહો ગુરૂ સંગા, ચૈતન હોયે તન ચંગા.
હરિ ગુરૂ રૂપ એક હોઇ, સેવા કરે શિવ મોઇ,
ભ્રાંતિ જગતની ભાગી, જોયું અંતરમાં જાગી,
જગત શ્યામને જોયા, મનવા રૂપ દેખી મોયા,
શરશા સમજ ગુરૂ શૈના, બોલે કેવળ સત્ બેના. ૬૦

### દોહરો.

ષખ્ખા સમજો ખ્યાલમાં, બન્યો ફુળનો બાગ;
આંચ લાગે કમળાયગો, તરત વેલ દે ત્યાગ. ૬૧

### છંદ.

ષખ્ખા અમર બાગ ખુલ્યા, ફેર દશ પાંખડી ફૂલ્યા.
ત્રણ ગુણમાંયે પરમાળી, દેખ ચાર સ્તંભ પચીસ જાળી.
પરખો અનંત નામ પાતી, તન મન વાસના માતી.
દુઃખ સુખ દોયે ફળ દેખ્યા, પાવત જીવ શિવ પેખ્યા.
ષખ્ખા દોયે મત ખોટી, મન પાર કેવળ મત મોટી. ૬૨

### દોહરો

સસ્સા ગુરૂની સાનમાં, માન તજે મન મોહ;
નિર્મળ હોવો નીર જ્યમ, જીવ રતિ ના રહેવે રોહ. ૬૩

### છંદ

સસ્સા સ્મરે સત્ મોઇ, કના અકન વરતે કોઇ,
અકલ અનુભવ ઉર આયે, જન્મ મરણ સંશે જાયે.

---

૬૦ બેના-ચેણ. ૬૧. ફુલનો બાગ ( શરીરરૂપી ) કમળાયગો-કરમાઇ જશે ૬૨ દશ પાખડી-દશ ઇંદ્રિયો ગુણ-સત્વ વગેરે ત્રણ. પરમાળી-પરિમળ વાળો ચાર સ્તંભ-ચાર અંતઃકરણ. પચીશ જાળી-પચીશ તત્વોરૂપી જાળી. ૬૨. પાતી-પાદડા. માતી-અર્થાત્ ઘણી દોયે મત-જીવ અને શિવ એવી બન્ને પ્રકારની બુદ્ધિ. મનપાર ઇત્-પણ મનની પાર જે છે તે સત્ય છે એ મતિ મોટી છે. રોહ-રોષ

### દોહરો

લલ્લા લાગે લગનમાં, ચિત્ત શબ્દની ચોટ;
તડાકે એકે તોડ દે, કામાદિકનો કોટ. ૫૫

### છંદ

લલ્લા લક્ષ ધૂન્ય લાગી, જો મન વૃત્તિમાં જાગી.
ઉલટી અગમ ઘેર આઇ, પીયાકી ખબર શુદ્ધ પાઇ.
સખી ખેલે શ્યામકે સંગે, રમાડી અખંડ રાસ રંગે.
રંગમાં આનંદ રસ રેલી, ખૂબી ખાવિંદ સંગ ખેલી,
લલ્લા મળી નીર લેહેરી, ઠીક સખી કેવળ ત્યા ઠેરી. ૫૬

### દોહરો.

વવ્વા અગમ વાતમાં, નાત નહિ રૂપ નામ;
ભ્રાત જગત ભાસે નહિ, રસબસ એકી રામ. ૫૭

### છંદ.

વવ્વા સત્ બોલો વાણી, ઉલટી શબ્દમાં આણી.
શબ્દભેદ છે સારો, નિર્ગુણ ખેલે છે ન્યારો.
આત્મ શબ્દમાં આયા, પ્રકટ રૂપ તે પાયા.
જંગમ સ્થાવરમાં જેહા, તંતુ પટ જ્યુંઇ તેહા,
જુક્તિ અગમની જાણી, વવ્વા કેવળ શુદ્ધ વાણી. ૫૮

### દોહરો.

શશ્શા કેવળ શ્યામનું, તન્મય દેખું તોય;
નરનારી ભાસે નહિ, હરિ રૂપ ઘટઘટ હોય. ૫૯

---

૫૬ ઉલટી–પાછી ફરીને. સખી–મનની વૃત્તિ રૂપી સખી. અખંડ રાસ–અખંડ આનંદ મળી–નીર અને તેની લેહેરી જેમ એકત્ર મળી જાય છે તેમ બ્રહ્માકાર થયેલી વૃત્તિ બ્રહ્મમા લીન થઇ ગઇ ૫૮. બ્રહ્મ જગત્ રૂપે થઇને રમે છે તે વાત કહે છે ઉલટી ઇ૦–બ્રહ્મથી પાછી ફેરવીને શબ્દમાં–નામ રૂપમા ન્યારો–ન્યારો રહીને આત્મ ઇ૦–જ્યારે આત્માને નામરૂપ પ્રાપ્ત થયું, ત્યારે તેનું પ્રગટ રૂપ દેખાયું. તંતુપટ ઇ૦–જેમ પટમા તંતુ છે તેમ સ્થાવર જંગમમાં બ્રહ્મ ચૈતન્ય છે. ૫૯. તોય–તોજ–તેનેજ.

છંદ

શશ્શા રહો ગુરૂ સંગા, ચૈતન હોયે તન ચંગા.
હરિ ગુરૂ રૂપ એક હોઇ, સેવા કરે શિવ સોઇ,
ભ્રાંતિ જગતની ભાગી, જોયું અંતરમા જાગી,
જગત શ્યામને જોયા, મનવા રૂપ દેખી મોયા,
શશ્શા સમજ ગુરૂ શેના, બોલે કેવળ સત્ બેના. ૬૦

દોહરો

ષષ્ષા સમજો ખ્યાલમા, બન્યો ફુળનો બાગ,
આય લાગે કમળાયગો, તરત વેલ દે ત્યાગ. ૬૧

છંદ.

ષષ્ષા અમર બાગ ખુલ્યા, ફેર દશ પાખડી ફૂલ્યા.
મૂળ ગુણમાયે પરમાળી, દેખ ચાર સ્તભ પચીસ જાળી,
પરખો અનંત નામ પાતી, તન મન વાસના માતી
દુઃખ સુખ દોયે ફળ દેખ્યા, પાવત જીવ શિવ પેખ્યા
ષષ્ષા દોયે મત ભોગી, મન પાર કેવળ મત મોગી ૬૨

દોહરો

સસ્સા ગુરૂની સાનમા, માન તજે મન મોહ,
નિર્મળ હોવે નીર જ્યમ, જીવ રતિ ના રહેવે રોહ ૬૩

છંદ

સસ્સા સમરે સત્ સોઇ, કના અકન વરતે કોઇ,
અકલ અનુભવ ઉર આયે, જન્મ મરણ સંશે જાયે

---

૬૦ બેના-વેણ ૬૧ ફુલનો બાગ ( શરીરરૂપી ) કમળાયગો-કરમાઇ જશે ૬૨ દશ પાખડી-દશ ઇંદ્રિયો ગુણ-સત્વ વગેરે ત્રણ પરમાળી-પરિમળ વાળો ચાર સ્તભ-ચાર અંતઃકરણ પચીશ જાળી-પચીશ તત્વોરૂપી જાળી ૬૨ પાતી-પાંદડા માતી-અર્થાત્ ઘણી દોયે મત-જીવ અને શિવ એવી બન્ને પ્રકારની બુદ્ધિ મનપાર ઇ -પણ મનની પાર જે છે તે સત્ય છે એ મતિ મોગી છે રોહ-રોષ

જન્મ મરણ નહિ જયમ જીવં, સોઇ રહ્યા આતમ શિવ.
કલાથી બ્રહ્મ પ્રકાશ, અખંડ અમૂર્ત્તિ આકાશ.
સરસા અગમ મન સાધો, લક્ષે કેવળ બ્રહ્મ લાધો. ૬૪

### દોહરો.

દદદા હરિજન હેરીએ, સાચા સેવીએ સંત;
પ્રેમે રામરસ જો પીએ, તે પાયા નિજ તંત. ૬૫

### છંદ.

દદદા હરિજન હેરો, તત્વ રૂપ હોય તેરો.
સંતને સેવે નર શૂરા, પાવે હરિરૂપ પૂરા.
પૂર્ણ બ્રહ્મ સોઇ પાયા, આનંદ ચિદ્‌ઘન આયા.
બાવન બાહારા માંય બોલે, ખડકી માયાની ખોલે.
હડહા હરિ રમણ હાર, પ્રેમે કેવળ અપરમ પાર. ૬૬

### દોહરો.

અઅઆ આનંદ ઉરમાં, જીવનમુક્ત એ જાણ;
કકકો ચેતન કરીએ, નામ ધરે નિર્વાણ. ૬૭

### છંદ.

અઅઆ આનંદ એક એહા, દેખતાં ચારૂન દેહા.
અઅઆ રૂપ ધરકે આયા, માયા ચૈતન કરકે પાયા.

---

૬૫. તંત-તંત્ર. ૬૬. બાવન ઇ૦-બહારના ( વૈખરીના ) બાવન અક્ષરો છે તે બધા માંય ( પરા વાણીમાં ) જ્યારે બોલે-અર્થાત્ નામ માત્રનો લય તેના આદિ કારણમાં કરાય, ત્યારે માયાથી બંધ થયેલી બારી ઉઘડી જાય. ૬૭. અઆ ઇ૦-અ વગેરે જે સ્વરો છે ને આનંદ રૂપ બ્રહ્મને ઠેકાણે છે. તે જેના ઉરમાં હોય તે જીવન્મુક્ત છે. હવે એ અ વગેરે સ્વરો જ્યારે 'ક' વગેરે વ્યંજન ( જે જડરૂપ માયા છે તે )ને ગળે છે, ત્યારે તેને પણ ચેતન કરે છે-ઉચ્ચારણને યોગ્ય કરે છે-અને ત્યારેજ તે નામ ધરે છે-નામ રૂપવાળું જગત્ બને છે. ૬૮. ચારૂન-ચારેને. સ્થૂલ, સૂક્ષ્મ, કારણ, મહાકારણ, એ ચારે દેહને. એક જ એ મૂલ સ્વર છે તેમાંથી જેમ બીજા સ્વરો અને બારાખડી ઉત્પન્ન

અઓ ઇરૂપ બની આયે, માયા શુદ્ધમાં સમાયે.
ઇશ્વર ઇચ્છા દોનું અંગ, પોતે બીના માયા અપંગ,
ઉન્મત્ત માયા સંગ આયા, પંડ ઇંડ ઉદ્યમ કર પાયા. ૬૮

અઓ ઉરૂપ એનો એહ, તત્વ અક્ષર ચેતન તેહ.
ઐં થે અએ પૂરી સબ આશ, નિજ રૂપ પોતે છે અવિનાશ.
સત્ ઓહં પ્રણવ સાર, પોતે અખંડ અપરમ પાર,
ઔ થે રમે સહુમાં આપ, જપે આપે આપનો જાપ.
લખ ચોરાશી અંગમાં લાલ, પ્રજા આપ પ્રતિપાળ. ૬૯

આં થઈ બેઠો અક્ષર ઉર, પોતે સોળ માત્રાએ પૂર.
અઆ બાર એના એહ, તેમાં બત્રીશ ચેતન તેહ.
બોલે અઓ એક અંગ બાર, સર્વ અક્ષરમાં અઓ સાર.
રચ્યા અક્ષરનું થયું રૂપ, અઓ રહ્યો માંહે અરૂપ.
અરૂપ સરૂપ દેખે એહ, તત્વ કેરું તત્વ તેહ. ૭૦

હરિહર અજ એથી હોય, સાકાર માયા તેથી સોય.
ભાસે એથી પંચ મહાભૂત, અઓ રમે માંયે અબધૂત.
દશ ઇંદ્રિ ને દશ દેવ, સાક્ષી અઆ નિત્યે સેવ.
મન બુદ્ધિ ચિત્ત અહંકાર માન, સત્ ચાર થાએ અઆ નિશાન,
ચાર ખાણી વાણી અવસ્થા ચાર, પોતે અઆતણા સભી વેપાર. ૭૧

---

થાય છે, તેમ એક બ્રહ્મમાંથી પ્રાકૃતિક અને વૈકૃતિક સૃષ્ટિ માત્ર થઇ છે, એમ હવે સ્વરોદ્વારા બતાવ્યું છે. રૂપ ધરકે આયા-અરૂપ ચૈતન હતું તે માયાના યોગથી સરૂપ થયું. માયા શુદ્ધમાં સમાવે-શુદ્ધ સત્વગુણી માયામાં ચૈતન સમાયું તેનું નામ ઇશ્વર અને તેની પ્રકૃતિ તે ઇચ્છા. પોતે ઇ૦-ચૈતન્ય વિના માયા અપંગ છે-જગતરૂપી કાર્ય કરવાને અસમર્થ છે. 'ઇશ્વર, ઇચ્છા,' એ શબ્દો વડે ઇ સ્વર બતાવ્યો છે. 'ઉન્મત' શબ્દ વડે 'ઉ' સ્વર બતાવ્યો છે. ઉન્મત્ત-માયાનું વિશેષણ એની પછી 'એ' અક્ષર બતાવનારી લીટી જણાતી નથી. ઓહંઆમ્ 'ઓહં' વડે 'ઓ' સ્વર બતાવ્યો છે. ૭૦. પોતે-પરમાત્મા. સોળ માત્રાએ-સોળ સ્વરોવડે અથવા સંપૂર્ણ રીતે. બાર-બાર સ્વર બારાખડીના. તેમાં ઇ૦-એ બારે સ્વરોમાં બત્રીશ વ્યંજન આવે છે, પણ તેમાં ચૈતનને ઠેકાણે તો ફક્ત અ છે. ૭૧ સત્ ઇ૦-એ ચારે અંતઃકરણ 'અ' ના એટલે ચૈતનના નિશાનથી સત્ કહેવાય છે.

અઆ વિના ઓછું નહિ અણુ એક, વસ્તુ અઓ અખંડ શુદ્ધ વિવેક.
વર્ણ ચાર આશ્રમ ચારના વેષ, લખે સર્વે અઓ આપ અલેખ.
સત્ સોઇ અઓ કેજપુરી શ્યામ, કરો શુદ્ધ અનંત જીવનાં કામ.
ગુરૂ ગાંઠે દીધું અઆનું જ્ઞાન, પાયો જ્યારે અજર અમૃત પાન.
અઓ ઓળખાયો સમાયો તે એહ, તત્વાતીત સ્વરૂપ કેવળ તેહ. ૭૨

## દોહરો

અક્ષર બત્રીશ ઓળખ્યા, બાર માત્રા વેશ;
જડ ચૈતનને જાણવા, દીયા ગુરૂ ઉપદેશ. ૭૩

બત્રીશ અક્ષર બોબડા, જીવન માત્રા જાણ;
થીર અક્ષર ચૈતન થયા, માત્રા થકી પરમાણ. ૭૪

તન અક્ષર જો અવતરે, અઓ ભીતર આય;
કાઇ કાયા પૂતળી કરે, સ્થૂલ નામ ચૈતન થાય. ૭૫

રૂપ નામ રચના રચી, થાવર જંગમ થાન,
કલ્પીને ઉભાં કર્યાં, મોહ માયા અભિમાન. ૭૬

વંઝાપૂતકી વિનતી, શશાને આવ્યાં શીંગ;
મૂર્ખે તે મન માનીઆં, દેખ્યા વિનાના ઢિંગ. ૭૭

જગત એવું જાણજો, નામ રૂપ નરનાર;
નિરખ રજ્જુમાં સર્પ નહિ, અધિષ્ઠાન આધાર. ૭૮

અધિષ્ઠાનને આશરે, ભયો અક્ષરનો ભાસ;
અખંડ પૂરણ આતમા, કલા સ્વયંપ્રકાશ. ૭૯

---

૭૪. બોબડા-સ્વર વિના બોલી શકાતા નથી માટે. માત્રા-સ્વર. ૭૫. તન ઇ૦-જો 'અ' સ્વર (ચૈતન્ય.) અંદર આવે તોજ શરીર રૂપી અક્ષર અવતરે-થાય. કાષ્ઠ ઇ૦- કોઇ કાષ્ઠની કાયાવાળી પૂતળી કરે પણ જો તેમાં ચૈતન થાય-પ્રવેશે તો 'પૂતળી' એવું તેનું સ્થૂલ નામ પડે. ૭૭. જગત્ છેકજ અસત્ છે તેનાં ઉદાહરણ આપે છેઃ વંઝા પૂતકી ઇ૦. ઢિંગ-ઢિંગ-ગપાટા. ૭૮. અધિષ્ઠાન આધાર-પણ તે રજ્જુરૂપી અધિષ્ઠાનને આધારે ભાસે છે. ૭૯. અધિષ્ઠાનને ઇ૦- જેમ અ સ્વર રૂપી અધિષ્ઠાનને આશરે બીજા અનેક અક્ષરનો ભાસ થયો છે, તેમ બ્રહ્મ અધિષ્ઠાનમાં જગત્‌નો ભાસ થયો છે.

સદાનંદ આનંદ સદા, સર્વ સારનો સાર;
કેવળ પર કરૂણા કરી, પાગો પાર અપાર. ૮૦

## ગુરૂ રહેણી. સવૈયા.

મારે તો માર ઉગારે તો મોહન, તારે તો (તાર) ડૂબાવે તો તેરો,
ધારે તો ધાર તેરો ધરણીધર, નાથ કરે દૂર છે પન નેરો;
જારે તો જાર ઉછેરે તો જીવન, લાગે ધરે પન ભેરો હી ભેરો,
સ્વામી સેજાપૂરી છે બ્રહ્મસાગર, ચરણ રજનો કેવળ ચેરો, ૧

નાથકે નાથ અનાથકો નાથન, પંધુકે બંધન હંસ હે પૂરા,
દાનવ દેવ માનવકો દેવત, સેવત નામ હજુરી તે શુરા;
પૂજ્યકો પૂજ્ય અપૂજ્યકો પૂજન, નૂરીકો નૂર અનૂરીકે નૂરા;
સ્વામી સેજાપૂરી છે બ્રહ્મસાગર, આવી વસ્યા ગુરૂ કેવળ ઉરા. ૨

જાગે તો જાગ નિદ્રા મોહ જગત, ત્યાગે તો (ત્યાગ) તૃષ્ણા મન તેરો,
ભાગે તો ભાગ ભ્રાંતિ તન ભાવઠ, માગે તો માગ મોક્ષ મન મેરો;
લાગે તો લાગ ગુરૂ પાય લાગત, જાગે તો જાગ માયા ધન ઘેરો,
સ્વામી સેજાપૂરી છે બ્રહ્મસાગર, હરિચરણકું કેવળ હેરો. ૩

તજે તો તજ અવિદ્યાકી તામસ, સજે તો સજ ગુરૂ સત્ સેવા,
ભજે તો ભજ બ્રહ્મ શુદ્ધ ભુધર, લજે તો લજ ગુરૂ નામ લેવા,
રજે તો રજ રહે પરિપૂરણ, દેદાર દજ આનંદી છે દેવા,
કેવળ કજ સેજાપૂરી કાંવત, માનવ મજ મળ્યો નિજ મેવા. ૪

---

૧. પન–પણ. નેરો–પાસે. જારે–બાળે. ધરે–ઘડે. ભેરો–ભેળો. ચેરો–ચેલો. ૨ પંધુકે–'બંધુ કે' એમ જોઇએ. બંધન–બંધુ. હંસ–આત્મા. દેવત–દૈવત, મતલબ કે સહુના પરમ દેવરૂપ અપૂજ્યકો પૂજન–જેનો કોઇ પૂજ્ય નથી તેના તમે પૂજ્ય છો. ૩. જાગે તો ઇ૦–જો જાગે તો જગતની મોહનિદ્રામાથી જાગ. એજ રીતે સવૈયા પૂરા થતા સુધી અર્થ કરવો. આ રીતની રચનાવાળું એક પ્રભાતિયું શ્રી કૃષ્ણરામ મહારાજનું પણ છે, જેમ, "જાગે તો જાગ મત એકાદ-રત જાગજે, ભાંડ જેવા રખે રાત્રી જાગે: ઇ૦." ૩. માયા ધન ઘેરો–માયાના ધનથી ઘેરાયલો તું જાગ. 'ધન' નો અર્થ મેઘ કરીએ તો માયા રૂપી મેઘ ઘેરાયો છે. માટે તું તેમાંથી બચવાને તત્પર થા, એમ અર્થ થાય. ૪. લજેતો ઇ૦–જો લાજતો હોય તો ગુરૂનું નામ કીર્તન કરવામાં લાજને પણ અંગીકાર કર–અર્થાત્ લાજ છોડી દે. રજે તો રજ–રજેરજ–બિલકુલ. દજ–દેજ ? કજ–કાજે. મજ–મને.

કરે તો કર ભજન કેશવનું, ઝરે તો ઝરે ધરે નહિ દેહા,
જરે તો જર અજ રહે જીવન, સરે તો કાજ આવે નહિ સેહા;
ધરે જો ધ્યાન અગોચર ધારણ, ગરે જો દેહ સધામેં તે ગેહા,
સ્વામી સેજાપૂરી છે બ્રહ્મસાગર, જનમ મરણ મેટહી જેહા. ૫

## ઝૂલણા છંદ.

નામ હરિ બિના કોઇ તારૂં નહિ, જીવ જમ હાથ જાયગાજી,
કૂડ કપટ કૂટાયગા કૂટલ, લોભ લાલચે લૂટાયગાજી;
માન ગુમાનકું તજ તું મૂરખા, ખૂટલ જૂતિયા ખાયગાજી,
કેવળ વાત તે સત સાચી કહે, પરમ પદકું પાયગાજી. ૧

ભાવ ભજન નહિ ઘટ બીતર, અંતર માયાકી આશા હેજી,
સત શબ્દ કદી નહિ સેવત, નેહ જૂઠો દેહ નાશ હેજી;
પરમ પદ તે નર કયું પાવતા, ભોગ અનંતકો ભાશ હેજી,
કેવળ વાત તે સત સાચી કહે, તે નર નરકવાસ હેજી. ૨

સત માની મૂઢ માયાકું સંચત, દાન સુપાત્રના દેત હેજી,
પુણ્યકે નામ સાધુ નહિ પોષત, હરિ ઉપરના હેત હેજી;
જન્મ નરકો જૂઠમેં જાવત, લૂટ અરૂ ધન લેત હેજી,
કેવળ વાત તે સત સાચી કહે, ખળવિદ્યાનું તે ખેત હેજી. ૩

નિંદા ઓરાંકી તું કયમ કરે મૂરખા, ખોદતા હે તે ખોદાયગાજી,
મોહન હાથ હિસાબ છે મૂરખા, મા અસત મોદાયગાજી;
ખાણુ ચાર જીવ જાને હે ખાવિંદ, બીજ અબીજ ખોદાયગાજી,
કેવળ વાત તે સત સાચી કહે, કાળકે હાથ કોદાયગાજી. ૪

પાપકો ભાર ભર્યો શિર ઉપર, હામકો બોજ ઉઠાવતા હેજી,
માથે છે બોજ ને દુર મુકામ છે, જીવ કરડે પંથ જાવતા હેજી

---

૫ ઝરે–ઝરે (બળે) નાશ પામે નાશ પામે તો એવો નાશ પામ્ય કે ફરી દેહ ધરવો પડે નહિ જરે તો જર-જરેજર અજ–જન્મ વગરનો. સરે ઇ૦–તો તારૂં કાજ સરે અને તેને કોઇ સેહ લાગે નહિ. સધામેં ઇ૦–વગરે (પડે) જો દેહ પડે તો સધામેં (મોક્ષમા) પડજો, કેમકે (ખર) ગેહ (ઘર) તે છે ઝુલણા છંદ–બ્રહ્માનંદના ચાબખા જેવો રાહ છે

૧. કૂટલ–કૂટિલ–પાકો–આડો. ૪. મોદાયગા–મોદાઇ જશે–સળી જશે ગોદાયગા–ખોદાઇ જશે કોદાયગા–કપાઇ જશે

લેખું તારૂં જ્યારે લેવેગો લાલન, ખોટું પડે માર ખાવતા હેજી,
કેવલ વાત તે સત્ સાચી કહે, પીડા અનંત તે પાવતા હેજી. ૫

કરી કમાણી કમાયો તું કપરે, સંચિત માલ તે સંચતા હેજી,
આરબ્ધે કરી ભોગવે તે પામર, લોભકો પાપ ના લંચતા હેજી;
દોષ કરો તે કદી નહિ દેખતા, રાજના મદમાં રંચતા હેજી,
કેવળ વાત તે સત્ સાચી કહે, વેદ પુરાણ એમ વંચતા હેજી. ૬

જાગ્રત ભેદ પદારથ જાનત, માયાકો અરથ માનતા હેજી,
સ્વપ્નભ્રમે તે સેજમાં સોવતા, અજ્ઞાન આવરણ આનતા હેજી;
જાગ્રત સ્વપ્નલીન હુવે જ્યાંહી, સુષુપતિવત્ સાનતા હેજી,
એકહી કેવળ તુરીઆ આવતા, રસ અખંડકુ રાનતા હેજી. ૭

સ્થૂલ જાગ્રતકો સત્ છે થાનક, વિશ્વ અભિમાની વ્યાપતા હેજી,
સૂક્ષ્મ દેહ અસત્ય છે સ્વપના, જો એ તેજસમે જાવતા હેજી;
કારણ દેહ સુષુપ્તિ કહેત, પ્રાજ્ઞ રૂપ તે પાવતા હેજી,
કહીએ તીનુંકો તે સાક્ષી કેવળ, બ્રહ્મ અખંડ તે ભાવતા હેજી. ૮

વૈરાટ દેહની સ્થિતિ અવસ્થા, વિશ્વાનર ત્યાં વસતા હેજી,
હિરણ્ય ગર્ભની ઉત્પત્તિ હેરતા, સૂત્રરૂપ તે સંસતા હેજી;
અવ્યાકૃત દેહની પ્રલય અવસ્થા, શુદ્ધ અભિમાની રસતા હેજી,
કહીએ તીનુંકો તે સાક્ષી કેવળ, હંસ બ્રહ્મ રૂપ હસતા હેજી. ૯

---

૬. લંચતા-અર્થાત્ લાગો ખાતું-નમતું નથી. રંચતા હે-રાચે છે. વંચતા -વાચે છે. ૭. એકજ આત્મા અવસ્થા ભેદથી જુદો જુદો અનુભવ કરે છે તે બતાવે છેઃ જાગ્રત ઇ૦. સાનત-સાનપણું-અર્થાત્ અભાનાવસ્થા. રાનતા-?. ૮. જાગ્રદાદિ ત્રણે અવસ્થાનો સાક્ષી એક બ્રહ્મ છે. તેજ બ્રહ્મ જુદી જુદી અવસ્થાના અભિમાની તરિકે જુદા જુદા નામ ધારણ કરે છે તે આ રીતે બતાવ્યાં છેઃ.

| | | | |
|---|---|---|---|
| જાગ્રત્ અવસ્થા, | સ્થૂલ શરીર, | સત્ સ્થાન; | વિશ્વ અભિમાની. |
| સ્વપ્ન ,, | સૂક્ષ્મ ,, | અસત્ ,, | તૈજસ ,, |
| સુષુપ્તિ ,, | કારણ ,, | સદસદ્વિલક્ષણ ,, | પ્રાજ્ઞ ,, |

૯. પાછલી કડીમા વ્યષ્ટિના ત્રણ દેહની વાત કહ્યા પછી હવે સમષ્ટિના ત્રણ દેહ કહે છે. વૈરાટ દેહ, સ્થિતિ અવસ્થા અને તેનો અભિમાની વિશ્વાનર કહેવાય છે, એજ રીતે હિરણ્યગર્ભની ઉત્પત્તિ અવસ્થા અને સ્વાભિમાની સૂત્રાત્મા કહેવાય છે. સસતા હે-સંસતા હે-કહે છે. રસતા હેજી-એવો

## સાખી.

કલિ જબ લગી કેવલા, શુદ્ધ વાસના સાર;
ફુલ સહે નહિ ફુલકો, ઝારી દેતહે ઝાર.
ખુશાલપુરી જો ખેલમાં, સમજે કોઈક સંત;
પાર ઉતરે પલકમા, તે પાયા નિજ તંત. ૨

---

પંચીકરણમા રસ્તો કહેલો છે ૧૦. નામી-નામવાળો-પરમેશ્વર બાંટ-વાસણ. વાસણ થયું નથી ને ભાગતુંએ નથી. તન નહિ ઇ૦-તન નથી ને મન પણ નથી ત્યારે લાગે છે કોણ ? કેવળપુરી કહે છે કે જો કાંઇ કહીએ તો તેનું નામ પડે, પણ ખરૂં જેના મનજ નથી ત્યારે માગે-ઇચ્છા કરે કોણ ? ૧૧. જુકતા-રચના-યુકિત. જુગતા-જોડાયલા ૧૨. મેટી-મેઘ. અભર-ન ભરાય એવા નવાણ. લય કરે-જળમાં લીન કરી નાખે. આ સવૈયાઓના છેલ્લા ભાગમા વ્યષ્ટિ, સમષ્ટિનું વર્ણન કરી અધ્યારોપ કરી બતાવ્યો છે. પછી અજાતવાદ પ્રમાણે આત્મા સિવાય કાંઇ થયુંજ નથી એમ બતાવ્યું છે. અને છેવટે મેઘનું રૂપક આપીને પાછી જગદુત્પત્તિ કહી બતાવી છે અર્થાત્ એમ જગતનો ઉત્પત્તિ સ્થિતિ લય થયાજ કરે છે અને આત્મા-તેનો દ્રષ્ટા માત્ર નિર્લેપ છે એમ સિદ્ધાંત સૂચવ્યો છે.

૧ કલિ ઇ૦-કેવળપુરી કહે છે કે કળી (ફુલની શુદ્ધ વાસના રૂપી કળી જ્યારે લાગે છે ત્યારે તેમાંથી અપરોક્ષ જ્ઞાન રૂપી ફુલ ખીલે છે, એ ફૂલ માયા રૂપી ફૂલને સહન કરતું નથી, પણ જ્ઞાની ઝાર (ઝાળ) તેને ઝારી દેત હે (બાળી મૂકે છે)

## કલમા વિષે સવૈયા.[1]

પ્રેમે કલમા પઢે નહિ પીરને, પાપ અતિ કરે દુઃખ પાવે,
સત્ રોજા ધરે જાણે નહિ સાંયને, નેકી શયતાનને કદી નાવે;
નામ મૌલા કેરો મુખ આવે નહિ, ઇમાનમાં મન તે નાહી આવે;
કેવલા બંદગી નાહી કીરતારની, જીંદગી છોડી દોજક જાવે. ૧

જાવા બેહેસ્તમાં ઝબે કરે જીવને, પીયુ તે પાપથી નહિ પાયો,
પાપ અનંત જો કરે છે પંડથી, ડરે નહિ ડંડથી થાય ડાહ્યો;
હક ચાલે નહિ મૌલાની હદમાં, નેકી બદીમાંહી આપ નાયો,
કેવલા વે નર પડે દોજકમાં, ઇમાનમાં જીવ નહિ આયો. ૨

પોતે મુખ કે'ત હૈં હમ તો પાક હે, આપ નાપાકકું ખાય અંધા,
મુરઘી ઓર અજાકું હાથશેં મારકે, ધર્મ માની કરે કર્મ ધંધા;
પેશાબકે પૂતળે સભી ઘટ ઉપજે, ગુમાર તે ભૂલે ગાફલગંદા,
માન કેવળ કહે સત્ય છે મૂરખા, બુદ્ધહીન કર્મેં શયતાન બંદા. ૩

પાપ કે કાજ તો પાંચ કલમા પઢે, ત્રીશ રોજા ધરે નૂર તેરો,
ચિત્ત ચેતી કરી નિત્ય નેકી ચલે, બેહેસ્ત પામે નહિ દોજક ભેરો;
પાપ કરે બહુ પીરને પૂજવા, કાજી નહિ કર્મ એમ કાગકેરો,
કાયકું કલમા પઢે મન કેવલા, ઘરમાં કાજી ભટકાય ઘેરો. ૪
સૈયદ સોઇ ખરા સંભારે સાંઇને, ન્યાયે ચાલે અને પાળે નેકી,
શેખ તે સોઇ છે પકડે જે સત્યને, અલ્લાનું ધ્યાન સત્ય કર એકી;
મુગલ સોઇ સત્ય માને ઇમાનને, તત્ર ખાવિંદ પર રાખે ટેકી;
પઠાણ સોઇ સત્ય સ્મરે પીયુ, કેવલા અલ્લાકો કેવળ વેકી. ૫

---

૧. સવૈયા—બ્રહ્માનંદના ચાબખાની પેઠે વંચાય છે. પીરને—પીરને જાણે કે ભજે નહિ (અધ્યાહાર). સાંય—માલિક. શયતાન—સેતાન. મૌલા—ધણી—માલિક. દોજક—દોજખ—નર્ક. બેહેસ્ત—સ્વર્ગ. ૨. ઝબે કરે—મારી નાંખે. હક ચાલે નહિ—વાજબી રીતે ચાલે નહિ. નેકી બદી—સાચ જૂઠ. ૪. પાંચ કલમા પઢે—પાંચ વખત નિમાજ પઢે. પાપ કે કાજ—હિંસા રૂપી પાપ કરવાને માટે. અર્થાત્ નિમાજ પઢે છે પણ હિંસા તો કરે છે. નેકીચલે—સત્ય વર્તે છતાં હિંસારૂપી પાપ તો ખરૂં જ માટે તે દોજક (નર્ક) ભેરો (ભેળો) થાય છે. ઘરમાં ઇ૦—તું કાજી છતાં ઘરમાં ઘેરો (ઘેલો) થઇને ભટકાય છે.
સૈયદ વગેરે મુસલમાનની જાતો બતાવે છેઃ સૈયદ ઇ૦. વેકી-?

## ચિંતામણિ. ( પ્રથમ ).

ભાવ પતિવ્રતાનો ભૂલે, બુદ્ધિ તેની બગડે રે;
કૃપા ગુરૂની આવે કયાથી, વરિત છોડી રલો વગડે રે. ૧

શોભા સારૂ કરે તે મેવા, ભાવ ગુરૂથી ભાગે રે;
શિર સાટે તો શૂરા સેવે, જ્યારે અનુભવ જાગે રે. ૨

અનુભવ જાગે વસ્તુ આગે, માગે નહિ તે માયા રે;
રામભજનની આશા રાખે, કષ્ટે નહિ તે કાયા રે. ૩

રાજ્યપાટ કરે ઠકરાઇ, ચાર દિવસનો ચટકોરે,
મોહ મત્સરમાં ફરે મદમાતો, ભેદ વિના કયમ ભટકો રે. ૪

ભટકે બહુ અજ્ઞાન અભાગી, જાગીને નહિ જોયું રે;
બુદ્ધિહીણા ધન જો બાધું, ખળવિદ્યામાં ખોયું રે. ૫

ખળ સંગાથે રંગમાં ખેલે, મેળે નહિ મનમેલ રે;
સ્વપ્નવતની માણે સાહેબી, બન્યો ઘાંચીનો બેલ રે. ૬

તાજો બેલ તરીઆં તાણે, માણે ઘાંચી માયા રે;
કેવળ સમજ વિના જીવ કૂટાયો, દીલમા થઇ મન ડાહ્યા રે. ૭

ચૌદ વિદ્યા વેદ ભણ્યો ચાતુરી, પળાવે આઠ પ્રમાણે રે;
શાસ્ત્ર અનેક ખૂટિયુ સારી, જોગ આઠ અંગ જાણે રે. ૮

સિદ્ધિ આઠ નવ નિધિ સમાધિ, પાચ મુદ્રા તે પાયો રે;
મંત્ર જંત્ર તંત્ર માત્રા, તાન તાન રાગ ગાયો રે. ૯

---

૧. પતિવ્રતાનો ભાવ—અનન્ય ભકિત. ૩. કષ્ટે—દુખી કરે. ૪. ભેદ—તત્વજ્ઞાન ૫. ધન—જ્ઞાન રૂપી ધન. ૮. ચૌદ વિદ્યા—ચાર વેદ, છ અંગ, મીમાંસા, ન્યાય, ધર્મશાસ્ત્ર, પુરાણ, એ ચૌદ. " अगानि वेदाश्चत्वारो मीमासा न्यायविस्तरः। धर्मशास्त्र पुराण च विद्या ह्येता चतुर्दश ॥ આઠ પ્રમાણ—પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, શબ્દ, અર્થાપત્તિ, અનુપલબ્ધિ, ઐતિહ્ય, અનુભવ ( ? ). જોગના આઠ અંગ—યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ. ૯. આઠ સિદ્ધિ—અણિમા, મહિમા, લઘિમા, ગરિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઇશિત્વ, વશિત્વ નવનિધિ—મહાપદ્મ, પદ્મ. શંખ, મકર, કચ્છપ, મુકુંદ, કુંદ,' નીલ, ખર્વ. એવા કુબેરના નવ ભંડારમાંનો પ્રત્યેક નિધિ કહેવાય છે. પાચ મુદ્રા—ચાચરી, ખેચરી, ભૂચરી, અગોચરી, ઉન્મની.

કથે અક્ષર કરે કાવ્ય કાજુ, ભણે ઓર ભણાવે રે;
એક કેવલ ન જાણે આતમ, બુદ્ધિ ઘાટ બનાવે રે. ૧૦

બુદ્ધિ ઘાટ વૈરાટ બંધાયો, રેત બીજ ચોરાશી રે;
કોરે રહ્યો જ્યું ઘાટનો કર્તા, ન્યારો એમ અવિનાશી રે. ૧૧

નિર્ગુણ રૂપ બાંધ્યામાં નાવે, બુદ્ધિ વાસના બાંધે રે;
અદેખ અછેદ અભેદ આતમ, સુરતા તારશું સાંધે રે. ૧૨

મન કલ્પે તે સર્વે માયા, માયામાં શું મોલા રે;
મેલે મેલ ન જાય મૂરખા, ધળ કીચ કરે ધોયા રે. ૧૩

કોરે મેલ ટળે કાયાનો, નીરમાં જ્યારે ના'યેરે;
કેવળ સંતસમાગમ કીજે, સ્થિર નિશ્ચલ મન થાયે રે. ૧૪

સ્થિર આસન મન ત્યારે થઇએ, શુદ્ધ કીજે સત સેવા રે,
મરજીવા થઇને એ રસ માણે, લાલ નિજ ધામ લેવા રે. ૧૫

રાંક મટીને હુવો તે રાજા, કર્મ નીચાં કયમ કરશે રે;
ત્રણ લાખ હસ્તિનું ટોળું, દેખી સિંગ કયમ ડરશે રે. ૧૬

પવન આગળ અનેક પાળા, પાળ કૂવા ( કયમ ) પડશે રે;
અર્ક આગળ જેવો આગીઓ, વાઘ વાનર શું વઢશે રે. ૧૭

---

૧૦. કાજુ–સુંદર. ૧૧. રેત–વીર્ય. ૧૨. બાંધ્યામાં ન આવે–રૂપ બંધાય નહિ–આકાર ઓળખાય નહિ. બુદ્ધિ ઇ૦–પણ બુદ્ધિમાં રહેલી વાસના ઇશ્વરનાં રૂપ બાંધે છે–કલ્પે છે. અદેખ–અદૃશ્ય. ૧૩ મેલે ઇ૦–મેલથી મેલ મટે નહિ. કલ્પિત કર્મકાંડથી સત્ય બ્રહ્મની પ્રાપ્તિ થાય નહિ " कर्मणा कर्मनिर्हारः" न भवति એમ શ્રીમદ્ ભાગવત પણ કહે છે. ધૂળ ઇ૦–ધોયા ઉપર ધૂળ નાંખે તો પાછો કીચ ( કાદવ ) કરે. ૧૪. કોરે ઇ૦–જ્યારે નીરમાં નહાય ત્યારે કાયાનો મેલ કોરે ટળે–બાજુ થાય–જતો રહે. સ્થિર–નિશ્ચય–પુનરૂક્તિ દેખાય છે, પણ સંત સમાગમ સ્થિર કરે તો મન નિશ્ચય થાય એવો અન્વય કરવાથી પુનરૂક્તિ રહેતી નથી. ૧૫. સ્થિર આસન મન–સ્થિર આસનવાળો ને સ્થિર મનવાળા અથવા સ્થિર આસન જેવું એવા મનવાળા. મરજીવા–જીવન્મુક્ત. ૧૬. સિંગ–સિંહ. ૧૭. પાલા–પાંદડાં. પવન આગળ અનેક પાંદડાં ઉડી જશે પણ કૂવાની પાળ પવનથી શી રીતે પડશે ?

પરમાનંદ સ્વરૂપને પામ્યા, કાલ માયા શું કરશે રે;
કેવલ સંત સમાગમ કરતાં, હું મારૂં તે હરશે રે. ૧૮

સંત સમાગમ સાધન સાચું, પ્રકટ વસ્તુ પાયે રે;
ઓર સાધના કર્મ ઉપાધિ, વાણીમાં વનાયે રે. ૧૯

ત્રણ લોક વાણી વિસ્તારી, મૂરખ ત્યાં ભરમાયા રે;
એક શબ્દની પાર આતમા, અનુભવ તે નહિ આયા રે. ૨૦

અનુભવ આવે પ્રકટ પાવે, ધાવે નહિ કોય ધામ રે;
હરિ સંત સેવે હરખીને, ગણે નહિ ઘર ગામ રે. ૨૧

સર્વાંતર એક સત્ ગુરૂ સ્વામી, ભ્રાંતિ મનની ભાગી રે;
કેવળ અનુભવ ઉર પ્રકાશ્યો, જોયું નિંદથી જાગી રે. ૨૨

ચેતન ગોડીઓ આવ્યો ચોવટે, ગડ ગડ ડુગળી ગાજે રે;
જગત્ જોવા આવ્યું ખેલ જાણીને, બાજીગરની બાજી રે. ૨૩

પાંખતણું તો કરે પારેવું, નાડીનો કર્યો નાગ રે;
ખેલ ઠીકરીનો રોક દેખાડે, સંશય આવ્યો સાંગ રે. ૨૪

દુધ જડ ગાયને તે દોવે, જીવ મારી જીવાડે રે;
પેટ એક ને અનેક પાખંડી, રમત એમ રમાડે રે. ૨૫

મિથ્યા વેશમાં લોક ભરમાયો, દાન કપડાં અન્ન દેવે રે;
મર્મ ન જાણે માંયે મૂરખો, લૂટી ચોવટે લેવે રે. ૨૬

સર્વ ખેલ એવો સંસારે, ભ્રાંતિ જગત ભાસે રે;
સતસમાગમ કેવળ ત્રાચ્યો, ત્રતમેં તે ભવ ત્રાસે રે. ૨૭

---

૧૯ વવાયે-છેતરાય. સરખાવો "भ्रमयति भारती त उरुवृत्तिभिरुक्थ जडान् (ભાગવત-વેદસ્તુતિ.)" તમારી વેદવાણી અનેક પ્રકારની છે તે કર્મ જડોને ભ્રમાવે છે." ગીતામા પણ त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन' વેદમા ત્રણ ગુણને લગતા કર્મ ઉપાસના વર્ણ્યાં છે. પણ હે અર્જુન તું તો ત્રણ ગુણની કામનાથી રહિત થઇ જા ૨૦. એક-આત્માનું વિશેષણ, શબ્દની-વેદ વાણીની. ૨૨ નિંદથી-અવિદ્યા રૂપી નિદ્રાથી ૨૩. ગોડીયો-બાજીગર. ડુગળી-ડુગ ડુગી-ડાખલું. ૨૪. પારેવું-કબુતર. નાડી-ચામડીની સેર. રોક-રોકડો રૂપિયો. સાગ- સ્વાંગ-વેષ. ૨૭. ત્રતમેં-તરતજ.

ભવ ત્રિવિધિ ત્રાસ મન ભ્રાંતિ, નીર ઝાઝવાંનું નીરખે રે;
વળી હુંશ કરે ભરવાની, હેત કરી મન હરખે રે. ૨૮

વાંઝ ત્રિયાનો પુત્ર વખાણે, વળી તેને પરણાવે રે;
મૂરખ માહાત્વનું તેને માડવે, જે કીડી ઉંટ જણાવે રે. ૨૯

સ્વપ્નમાયા કદી નાવે સાચી, જગત એવું જાણો રે;
હેરી જોતાં તે નાવે હાથમા, મૂરખ થઈ શું માણો રે. ૩૦

રાજ્યપાટ હુકમ ઠકરાઇ, આખે ફરે સત આણે રે;
ઠાકોર દેખ શિર કાળ ઠગાઇ, ઘાલ્યા સહુ જીવ ઘાણે રે. ૩૧

મૂરખ સકલ સ્વપ્નવત માયા, કાયા છાયા કાચી રે;
માયા કેવળ પવનની મૂઠી, રહ્યો તેમાં શું રાચી રે. ૩૨

ભ્રાંતિ ભાગ જાગ તું ભીતર, મોહ છોડ તન મનનો રે;
નામ રૂપ ગુણ તેજ નારકી, આકાર દેખ સખી અન્નનો રે. ૩૩

પાવૈયાનો સંગ પુરૂષને, આનંદ કેસો આણે રે;
પાવૈયાની સેજ પદ્મિણી, માણીગરશું માણે રે. ૩૪

નેહ બાંધી એવો નરનારી, ખેલ કરે સહુ ખોટો રે;
દુઃખ ભોગવે જન્મ દારિદ્ર, મિથ્યા થાય મન મોટો રે. ૩૫

પંચીકરણની વાત પુરાણી, મહાપંચીકરણમાંહી રે;
કલા ત્રિપુટી જાણે તે કરતા, સેજે મેજ સમાઇ રે. ૩૬

અગમકલા કુંચી ગુરૂ આપે, ઉઘડે તાળાં અનેક રે,
ભાવ અતોલ કેવળ સત્માહી, અંતરજામી એક રે. ૩૭

---

૨૮. ભવ ઇ૦–સંસારમા અધ્યાત્મ વગેરે ત્રણ પ્રકારનો જે ત્રાસ જોવામા આવે છે તે પણ મનની ભ્રાંતિ છે. ઉદાહરણ આપે છે. નીર ઇ૦. મોહ બતાવે છે વળી ઇ૦. ૨૯. વાંઝ ઇ૦–એ જેમ બધું કલ્પિત છે તેમ આ જગત્ પણ કલ્પિત છે. ૩૦. નાવે–ન હોય હેરી જતા–ધ્યાન આપીને તપાસતાં ૩૧ આખે ઇ૦–આખા દેશમા તેની સાચી આણ ફરે છે. કાલઠગાઇ–એવા ઠાકોરના શિર ઉપર પણ કાળની ઠગાઇ છે કાળ તેને અચાનક ઝડપી લેશે. ઘાણે–ઘાણીએ. ૩૩. નારકી–નરકમા લેઇ જનારા. ૩૪ સેજ–શય્યા, માણીગર–ભોગવિલાસ કરનાર ૩૬. પંચીકરણ–પાંચ સૂક્ષ્મભૂતોના અંશના મેળાપથી સ્થૂલભૂત થાય છે તે ક્રિયાને પંચીકરણ કહે છે પુરાણી–જૂની. મહાપંચીકરણ–એ નામનો ગ્રંથ. ત્રિપુટી–ઇંદ્રિયો, તેના દેવતા, અને તેનો વિષય, એ ત્રણની ત્રિપુટી

કર્મ ઇંદ્રિત્રિપુટી કેરા, ભાવે કહ્યા તે ભેદ રે;
ઇંદ્રિ દેવ વિષય કેમ આવ્યા, વદ્યો વદ્યા જ્યમ વેદ રે. ૩૮

વાક્ ઇંદ્રિ જૂઓ વિચારી, વિષય જીવની વાણી રે;
દેવ જનુકા અગ્નિ દેખો, જો સાક્ષી શુદ્ધ જાણી રે. ૩૯

કર ઇંદ્રિ તે દુજી કહીએ, કરે લેણુ દેણુકા કાજ રે;
દેવ જનુકા ઇંદ્ર દેવતા, લહે સાક્ષી તે લાજ રે. ૪૦

ઉપસ્થ ઓજ એ ત્રીજી ઇંદ્રિ, વિષય મિથુન વ્યહેવાર રે;
પ્રજાપતિ દેવ છે પોતે, સાક્ષી જાણે સાર રે. ૪૧

ગુદા ઇંદ્રિ ચોથી ગણીએ, મલ ત્યાગ વિષય માંય રે;
ગણેશ દેવતા થાનકે ગાજે, સાક્ષી ( લક્ષે ) સમાય રે. ૪૨

ચરણ ઇંદ્રિ પાંચમી ચીનો, વિષય ગમન કહેવાય રે·
જનુકો વિષ્ણુ દેવતા જાણો, લક્ષે સાક્ષી લેવાય રે. ૪૩

કર્મ ઇંદ્રિનું કારજ કારણ, કલા ત્રિપુટી કહીએ રે;
દયા કરી ગુરૂ ભેદ દાખવો, લક્ષ કેવળ તે લહીએ રે. ૪૪

જ્ઞાન ઇંદ્રિ પાંચે ગણતાં, અર્થ ત્રિપુટી આવે રે,
એહી સમજ જો વસે ઉરમાં, ગુણપાર તે ગાવે રે. ૪૫

શ્રવણ ઇંદ્રિ પ્રથમ સાંભળ, શબ્દ વિષય ગોઇ રે;
દિક દેવતા ઉનકા દેખો, જીવન સાક્ષી જોઇ રે. ૪૬

ઇંદ્રિ ત્વચા તે અંગ ઉપરે, સ્પર્શ વિષય પાયો રે;
પવન દેવતા ઉનકી પારો, અનુભવ સાક્ષી આયો રે. ૪૭

ઇંદ્રિ ચક્ષુ ઓલખ એ સોઇ, રૂપ વિષય પચરંગ રે,
સૂરજ દેવ જનુકો સ્વામી, ભયો સાક્ષી સરભંગ રે. ૪૮

જીભા ઇંદ્રિની એ વિધિ જાણો, રસ વિષયમાં રાજી રે;
વરૂણ દેવ રહ્યો ત્યાં વારી, તે સાક્ષી રસના તાજી રે, ૪૯

---

કહેવાંનો અહીં આશય છે. એ ત્રિપુટીઓ મિથ્યા છે અને તેનો જાણનાર સત્ છે એમ જે જાણે તે સહજે-સહજમાં ( પોતાના સ્વરૂપમાં ) સમાઇ જાય છે. ૩૮. કર્મઇંદ્રિ-વાણી વગેરે પાંચ કર્મેંદ્રિયો. ૪૦. જનુકા-જેના.

નામ પાંચમી ઇંદ્રિ નાસા, ગંધ વિષય ત્યાં ગણીએ રે;
અશ્વિનીકુમાર દેવતા એહી, ભેદ સાક્ષી સત ભણીએ રે. ૫૦

પાચ જ્ઞાન ઇંદ્રિ જો પંડમા, ત્રિપુટી એક તાર રે;
સાક્ષી સ્વરૂપ સત સેવે, એ કેવલ અપાર રે. ૫૧

અંતઃકરણ અનુભવ આવે, ઇંદ્રિ ચારૂ તે એહ રે;
ચારૂ રહિત ચૈતનને ચીનો, દેહ છતાં વિદેહ રે. ૫૨

મન ઇંદ્રિ છે સહુથી મોટી, સંકલ્પ વિષય સત રે;
શશી દેવ અનુકો સ્વામી, મહા સાક્ષીનો મત રે. ૫૩

બુદ્ધિ ઇંદ્રિ દુજી બોલે, નિશ્ચે વિષય તે નામ રે;
દેવ બ્રહ્મા જનુકો દાતા, કરે સાક્ષીથી કામ રે. ૫૪

ચિત્ત ઇંદ્રિ ત્રીજી ચીનો, ચિંતવણુ વિષય ચિંતા રે;
ક્ષેત્રજ્ઞ ઉનકો (હે) સ્વામી, હોયે સાક્ષી નિહંતા રે. ૫૫

અહંકાર ઇંદ્રિ જો એહા, વિષય વિષ(ય) વ્યવહાર રે;
શેષ જનુકે શિર છે સ્વામી, પોતે સાક્ષી અપાર રે. ૫૬

અધ્યાત્મ છે ચૌદે ઇંદ્રિ, અધિભૂત વિષય આયે રે;
દેખ ( દેવ ) ચૌદ અધિદૈવ, રહિત સાક્ષી રાયે રે, ૫૭

સૂર્ય દિપવત્ છે સ્વામી, ત્રિપુટી એક તાર રે,
તત્વ પાચ ને ગુણુ ત્રણ છે, પુરૂષ પ્રકૃતિ વેપાર રે. ૫૮

બાવન જેથી અક્ષર બોલે, શુદ્ધ ચૈતન છે સોય રે;
કેવળ સંત સમાગમ કીજે, હરિ પ્રકટ ઉર હોય રે. ૫૯

મહિમા સંત સમાગમ મોટો, છત્રીએ વરણ્યો ન જાય રે,
પાર જનુકા શેષ ન પાવે, જ્ઞાન નેતિ કરી ગાય રે. ૬૦

---

૫૨ ચારૂ–ચાર. દેહ છતા વિદેહ–દેહમા છતા તે દેહથી નિરાળો છે ૫૪ નિશ્ચે–‘ નિશ્ચય ’ એ બુદ્ધિનો વિષય છે. ૫૫ નિહંતા–નિયતા. ૫૬. વિષય ઇ૦–વિષયોનો હુંપણાથી વ્યવહાર કરવો એ તેનો વિષય છે ૫૭. અધ્યાત્મ–ઉપર કહેલી ચૌદ ઇદ્રિયો દેહને અવલંબીને રહેલી છે માટે અધ્યાત્મ કહેવાય છે, તેના વિષયો અધિભૂત કહેવાય છે, અને તેના દેવતાઓ અધિદૈવ કહેવાય છે..

ગુણ તીનું અગમ કેરી ગાવે, મરમ ન જાણે માયા રે;
વેદ ચાર ન જાણે વાણી, નામ રૂપ ગુણ નાયા રે. ૬૧

કુરાન ન જાણે કિતાબ કાજી, કવિ ન જાણે કાવ્ય રે;
મન કલ્પે તેમાં એ નાવે, ભેદી ન જાણે ભાવ રે. ૬૨

ગીતા માંહે અગમ કરી ગાવે, જનક જાણે શુક જોગી રે;
સંત સમાગમ જે નર સમજ્યા, બ્રહ્મ રસાયણ ભોગી રે. ૬૩

પરમ રસાયણ સાધુ પીવે, જન્મ મરણ દુખ જાય રે;
કેવળ સંત સમાગમ કીજે, સેજે સેજ સમાય રે. ૬૪

મળે તમો જઈ રાજસ માંહી, રજો સાત્વિક માંહે રે;
સાત્વિક મળે જો સેજ માંહી, લક્ષે શુદ્ધ હંસ લહે રે. ૬૫

તુરીઆ સેજ સેજ છે તુરીઆ, કલા શમલ કહેવાય રે;
શબળ શુદ્ધ છે એક સ્વરૂપે, જે આવે નહિ જાય રે. ૬૬

---

૬૨. કુરાન ઇ૦-કુરાન, કિતાબ. કે કાજી પણ તેને જાણે નહિ કવિ ઇ૦-કવિ કે કાવ્ય પણ તેને જાણે નહિ ભેદી ઇ૦-અનેક ભેદને સમજનારો પણ ( તે બ્રહ્મરૂપ ) ભાવને ન જાણે. ૬૫ લયયોગ સંક્ષેપમાં બતાવે છેઃ મળે તમો ઇ૦-તમોગુણ રજોગુણમાં મળે ( લીન થાય ), રજોગુણ સાત્વિકમાં ( સત્વગુણમા ) લીન થાય; અને સત્વગુણ સેજ ( સહજ સ્વરૂપ ) મા મળે તો લક્ષે કરીને શુદ્ધ હંસ ( પરમાત્મા ) ને લહે-અનુભવે. તાત્પર્ય એમ છે કે પાછળ કહેલી ચૌદ ઇંદ્રિયો એ પંચભૂતનાં કાર્ય છે. માટે તે પોતાના કારણમા લય પામે છે, પંચભૂત તમોગુણનું કાર્ય છે માટે તે તમોગુણમા લય પામે છે, અને એ રીતે સર્વનું આદિકારણ બ્રહ્મ હોવાથી તેમાં બધું લીન થઇને કેવળ બ્રહ્મ રહે છે. પદમા ' સેજ ' શબ્દ વાપર્યો છે તે મોક્ષ અથવા પરબ્રહ્મનું સ્વરૂપ સમજાવવા માટે છે વિષયોના અનુભવથી થતા આનંદના ઉછાળા જેવું બ્રહ્માનંદનું સ્વરૂપ નથી, પણ સુખ દુખ રહિત જે સ્વાભાવિક સ્થિતિ તે બ્રહ્મનું સ્વરૂપ છે મોક્ષ અને બ્રહ્મ પર્યાય શબ્દો છે. પદમાં 'લક્ષે' શબ્દ વાપર્યો છે તે એમ બતાવે છે કે એ બ્રહ્મનું ભાન વેદમા કહેલાં, મહાવાક્યનો વાચ્યાર્થ લેવાથી નહિ પણ લક્ષ્યાર્થ લેવાથી થાય છે અર્થાત્ જહદજહદ લક્ષણા કરીને જીવ બ્રહ્મની એકતા કરવી. જો લક્ષણા ન કરે તો અનિત્ય અને દુખી જીવ બને, નિત્ય અને સુખ રૂપ બ્રહ્મની એકતા બને નહિ. ૬૬. તુરીઆ ઇ૦-તુરીયા ( ચોથી ) અવસ્થા, એજ બ્રહ્મ છે અને બ્રહ્મ એજ તુરીયા છે. કલા ઇ૦-એ બ્રહ્મની કળા ( અંશ ) તે

અખંડ ધામ અરૂપ આતમા, અજન્મા અવિનાશી રે;
તેલ રહે જેવું તલીયનમેં, વાસ ફુલનમાં વાસી રે. ૬૭

અજર અમર અછેદ્ય એહી, અરૂપ અભેદ્ય એહ રે;
પ્રકાશ કેરો આપ પ્રકાશી, દેખ ચારૂ નહિ દેહ રે. ૬૮

આપ સર્વેમા સર્વ આપમાં, અરસ પરસ એક અંગ રે;
નીર લહેર કદી ન હોયે ન્યારી, ભાતાતીત અભગ રે. ૬૯

ભાગે ભૂત આત્મા નવ ભાગે, જો ઉઘે નહિ જાગે રે,
કારણ કાજ રહિત કેવળ, તે ગ્રહે નહિ ત્યાગે રે. ૭૦

મન ગ્રહે ત્યાગે તે માયા, નાથ માયાથી ન્યારો રે,
રાગ વૈરાગ નહિ પચરંગા, પ્રેમી જનને પ્યારો રે. ૭૧

પાવૈયાને આવે નહિ પાનો, સસલાને નહિ શૃંગ રે;
નીર મળે નહિ મૃગ તૃષ્ણાનું, પાણી ભરવા ગયો અપંગ રે. ૭૨

ખગાકાર ફુલ બાગ વખાણે, ગાધર્વ નહિ તે ગાય રે,
બ્રહ્મમાહી જગત નહિ ભાસે, નહિ રૂપ ગુણ નામ રે. ૭૩

અસત્ હોય તો સત્ થઇ આવે, સત્ અસત્ નહિ સ્વામી રે,
કરે પાપ ત્યાં પુણ્ય પ્રકાશે, કર્મ નહિ નહિ કામી રે. ૭૪

---

શબલ ( માયોપાધિક બ્રહ્મ-ઇશ્વર ) કહેવાય છે. તે શબલ બ્રહ્મ ( શુદ્ધ સત્વગુણી માયાની ઉપાધિવાળું હોવાને લીધે ) શુદ્ધ છે અને સદા એક સ્વરૂપે રહે છે. ૬૭. બ્રહ્મ જગતમા શી રીતે રહે છે તે કહે છે' તેલ ઇ૦. તલિયન-તલ વાસી-વસી રહી છે અથવા સુવાસ પ્રસારી રહી છે ૬૮. પ્રકાશકેરો ઇ૦-સૂર્યાદિક પ્રકાશ પણ આત્મ પ્રકાશની સત્તા વડેજ જાણવામા આવે છે ચારૂ-સ્થૂલ સૂક્ષ્મ, કારણ, મહાકારણ, એ ચાર દેહ. ૬૯ ભાવાતીત-ભાવ ( પદાર્થ માત્ર ) થી અતીત ( પેલેપાર ) ૭૦ ભાગે-નાશ પામે. ભૂત-પંચ મહાભૂત. ઉઘે-ઉંઘે નહિ કે જાગે પણ નહિ, કેમકે ઉંઘ અને જાગ્રત એ માયાની કલ્પના છે. ૭૧. રાગ-પ્રીતિ. પચરંગા-પાચ વિષયમા પ્રીતિવાળો પણ તે નથી. ૭૨. જે જગત્ દેખાય છે તે કહેવા માત્ર છે-વસ્તુત નથી, તેના ઉદાહરણ આપે છે પાવૈયાને ઇ ૭૩ ખગાકાર-ખ આકાશના જવુ-પ્રાપ્ત થવું. આકાશમા પ્રાપ્ત થયેલો આકાર જેનો છે એવો ફુલ બાગ. આકાશમા તારા અને ચંદ્ર જોઇને કોઇ કલ્પના કરે કે જુઓ, આકાશમા ફુલ તથા કમળ ખીલ્યા છે, તેના જેવુ જગત્ છે. આકાશનો

અજ્ઞાન હોય ત્યાં જ્ઞાનજ ઉપજે, અજ્ઞાન જ્ઞાન નહિ ઓપે રે;
જીવ ભાસે ત્યાં શિવકું જાણે, શિવ બ્રહ્મ એક સોપે રે. ૭૫

ચિદ્દઘન ચરાચર ચેતન, ઠામ અણુ નહિ ઠાલો રે;
ભૂત સર્વમાં શુદ્ધજ ભાસે, વસ્તુ વ્યાપક વા'લોરે. ૭૬

હરિ વિના કોઇ પાત ન હાલે, સુરજ પડે સંસાર રે;
વનપસ્તિમાં સ્વયં પ્રકાશી, પરમ અપરમપાર રે. ૭૭

શિષ્ય ગુરૂ વન સમજ સંગમા, આત્મભેદ જબ આયા રે;
ગુણ વેદ નેતિ કરી ગાવે, પૂર્ણાનંદ પદ પાયા રે. ૭૮

પાનારો પદ આપે પોતે, એક અનેક થઇ આવ્યો રે;
સુવર્ણ રૂપ અનેક આભૂષણ, સર્વાંતર સત્ય છાયો રે. ૭૯

નિરાલંબ અખંડ અવિનાશી, પંડિત થાયે તે ખોટું રે;
પરિણામ કશુ નહિ પામે, મહાલાયક પદ મોટું રે. ૮૦

---

બાગ જેમ જોવા માત્ર છે તેમ આ જગત્ પણ જોવા માત્ર છે. આકાશમાં બાગ જેમ સંભવતો નથી તેમ જગતની ઉત્પત્તિ સ્થિતિ પણ સંભવતી નથી. આને ' અજાતવાદ ' કહે છે અને યોગવાસિષ્ઠમાં તે ઘણે પ્રકારે પ્રતિપાદન કર્યો છે. ગાંધર્વ-આકાશમાં દેખાતું નગર. પાતળી વરાળનાં વાદળાંમાં કોઇ વખત દૂરના નગર વગેરેનું પ્રતિબિંબ પડે છે તેને ગાંધર્વ નગર કહે છે. એવાં દશ્યો વહાણમાં મુસાફરી કરનારાઓએ જોયાના ઘણા દાખલા છે. ૭૪' " "અઘટિતઘટના પટીયસી માયા "-" અસંભવિતને સંભવિત કરી જણાવવાની ચતુરાઇ માયામાં છે. " એ વાત કહે છેઃ અસત્ હોય તે ઇ૦. વળી અસત્નો બાધ કરીને સત્ પ્રકાસે છે, પણ સત્નો બાધ થઇ શકતો નથી, એ વાત પણ એમાંજ કહી છે. સત્ અસત્ નહિ ઇ૦. ૭૯. પાનારો ઇ૦-પૂર્ણાનંદનું પદ પાનારો ( પામનારો ) પણ તે આપે પોતે ( બ્રહ્મ ) જ છે. ૮૦. પંડિત ઇ૦-કોઇ પંડિત થઇને એમ કહે કે ' હું બ્રહ્મને જાણું છું ' તો તે ખોટું છે; કેમકે જે બીજાનું જ્ઞેય થઇ શકે તે બ્રહ્મ નથી. અથવા બ્રહ્મનો સાક્ષાત્કાર કર્યા સિવાય બ્રહ્મની વાતોની પંડિતાઇ કરે તે પણ ખોટું છે. કેમકે " कुशला ब्रह्मवार्त्तायां, वृत्तिहीनाः सुरागिणः । तेऽप्यज्ञानतमा नूनं पुनरायान्ति यान्ति च ॥ "-" બ્રહ્મની વાતો કરવામાં કુશળ, પણ બ્રહ્માકાર વૃત્તિ વગરના તથા વિષયોમાં અત્યંત પ્રીતિવાળા એવા પંડિતો પણ કેવળ અજ્ઞાનીજ જાણવા; તેઓ પણ અજ્ઞાનીની પેઠે જન્મ મરણમાં ભટકયા કરે છે. " પરિણામ ઇ૦-તે બ્રહ્મ કદાપિ પરિણામ પામતું નથી, અને એ વાત જણાવનારું મહા

કર્મકાંડ કાયા શુદ્ધ કીજે, સ્થાન ઉપાસિક થાપ રે;
જ્ઞાનકાંડ તે હરિરસ ગાવા, આતમ આપો આપ રે. ૮૧

વાક્યનું પદ ( મહા વાક્યનાં પદો ) મોટું-સર્વ માન્ય છે. અહીં એટલું સમજવાનું છે. વેદાંતમાં બ્રહ્મનું જ્ઞાન થવાને માટે શાસ્ત્રકારોએ કેટલાક દૃષ્ટાંતો આપ્યાં હોય છે. જેમ, છીંપમા રૂપું દેખાય છે તેમ; એકજ સુવર્ણના અનેક ઘાટ ભિન્ન ભિન્ન ભાસે છે તેમ; દોરડીમા સાપ દેખાય છે તેમ; દૂધમાંથી દહીં થાય છે તેમ; દર્પણમાં પ્રતિબિંબ દેખાય છે તેમ; બ્રહ્મની શક્તિ પ્રકૃતિ છે, તેમાંથી અવિદ્યા થઇ, તેમાથી ત્રણ ગુણ થયા, તમોગુણમાંથી પંચ મહાભૂત થયાં, ઇત્યાદિ, વળી આકાશના ફૂલની પેઠે; વાંઝણીના છોકરા પેઠે; ઝાંઝવાંનાં પાણી પેઠે; ઇત્યાદિ. આ દૃષ્ટાંતો જે રીતે વિષય સિદ્ધ કરે છે તેને વાદ કહે છે. જેમ છીંપમાં રૂપાનું દૃષ્ટાંત એ વિવર્તવાદ કહેવાય છે; દૂધમાંથી દહીં થાય છે તે પરિણામવાદ કહેવાય છે; દર્પણનું દૃષ્ટાંત પ્રતિબિંબવાદ કહેવાય છે; આકાશનું ફૂલ એ અજાતવાદ કહેવાય છે પ્રકૃતિમાથી અવિદ્યા થઇ, ઇત્યાદિ આરંભવાદ કહેવાય છે. આ બધા વાદ સિદ્ધાતલેશ વગેરે ગ્રંથોમા સારી રીતે સમજાવેલા છે. અહીં માત્ર ગ્રંથકાર લખે છે કે બ્રહ્મ પરિણામ કદી પામતું નથી, એમ લખીને પોતે પરિણામવાદનો અસ્વીકાર કરે છે, તે બતાવવાનું છે. શ્રી શંકરાચાર્યના વેદાતના અનુયાયીઓ પણ પરિણામવાદનો સ્વીકાર કરતા નથી. કેમકે દૂધ જેમ દહીં રૂપે પરિણામ પામે છે, તેમ બ્રહ્મ જગત રૂપે પરિણામ પામ્યું છે એમ કહેવામા આવે તો દૂધનું દહીં થતા જેમ દૂધનો નાશ થાય છે અને પાછું તે દહીંમાથી દૂધ બનતું નથી, તેમ બ્રહ્મ પણ જગત રૂપે પરિણામ પામ્યા પછી બ્રહ્મ જેવું કાંઇ રહેશે નહિ, તેમ જગત્ પુનઃ બ્રહ્મરૂપે થશે નહિ, જેથી મુક્તિ પણ સિદ્ધ થશે નહિ આ વાત ધ્યાનમાં રાખીનેજ કેવળપુરીએ " પરિણામ કદ્‌ નહિ પામે " એમ લખ્યું છે. મહા વાચક-મહા વાક્ય. જીવબ્રહ્મની એકતા સિદ્ધ કરનારા ચાર વેદમા ચાર વાક્યો છે તેને મહા વાક્ય કહે છે. જેમ तत्वमसि તે તું છે, अहं ब्रह्मास्मि હું બ્રહ્મ છું, अयमात्मा ब्रह्म આ આત્મા બ્રહ્મ છે, प्रज्ञानमानंदं ब्रह्म પ્રજ્ઞાન અને આનંદ એ બ્રહ્મ છે. એ મહા વાક્યો ઉપર વિચાર કરતાં પણ પરિણામ સિદ્ધ થતું નથી. ૮૧. કર્મકાંડ ઇ૦-વેદના ત્રણ કાંડ છે. કર્મકાંડ, ઉપાસનાકાડ અને જ્ઞાનકાંડ. પહેલા બે કાંડ ત્રીજા કાંડને ઉપકારક થવા માટે છે. એટલે નિષ્કામ કર્મકાડ કરવા વડે અંતઃકરણ શુદ્ધ થાય છે. અર્થાત્ તેનો મળ નામે દોષ દૂર થાય છે. સાંસારિક વિષયોમાં રાગ તેજ મળ કહેવાય છે. ઉપાસના કરવા વડે એ શુદ્ધ થયેલું અંતઃકરણ સ્થિર થાય છે. અર્થાત્ તેનો વિક્ષેપ નામે દોષ દૂર થાય છે. અનેક પ્રકારની કલ્પનાઓ ઉઠવી તે વિક્ષેપ કહેવાય છે. આ રીતે મળ અને વિક્ષેપ દોષથી રહિત થયેલું અંતઃકરણ જ્ઞાન ગ્રહણ કરવાને યોગ્ય થાય છે. જેમ કાચનો

વાણી ચાર પાર છે વસ્તુ, અવસ્તુ નહિ અન્ય રે;
સર્વમાંહી સખી છે સ્વામી, ભાવાતીત અભિન્ન રે. ૮૨
ચિંતામણિને જે નર ચીને, કલા હોય પ્રકાશ રે;
મેજપૂરી બ્રહ્મસાગર સ્વામી, દેખે કેવળદાસ રે. ૮૩

## પ્રથમ ચિંતામણિ સંપૂર્ણ.

## ચિંતામણિ દ્વિતીય.

### દોહરા.

પ્રથમ સમરૂ ગણપતિ, હજુર પિતા મહેશ;
શુદ્ધ બુદ્ધ દેવે મેજમા, ગૌરીનંદ ગણેશ ૧

દુંદાળો દુ:ખ ભંજનો, વપુથી બાળે વેષ;
અગમ અનુભવ આપીએ, ગૌરીનંદ ગણેશ. ૨

### ચાલ ચાલતી.

પાર્વતીસુત શુદ્ધ બુદ્ધ પૂરે, શાસ્ત્ર પુરાણ વેદમા શુ રે;
કલા અધૂરી પૂરી કીજે, દરશ કેવલને અંતર દીજે. ૩

---

આરસો મલિન હોય તો તેને શુદ્ધ કર્યા પછી અને હાલતો હોય તો તેને સ્થિર કર્યા પછીજ તે પ્રતિબિંબ ગ્રહણ કરવાને લાયક થાય છે તેવીજ અંતઃકરણની બાબત છે. જ્ઞાન ગ્રહણ કરવાને યોગ્ય થયેલા અંતઃકરણને જ્ઞાનકાંડ જ્ઞાનપૂરૂં પાડે છે, અને એ રીતે આખો વેદ જીવને છેવટનું પદ મેળવી આપવાને ઉપયોગી છે આ બધી વાત કેવળપુરીએ એકજ કડીમા કહી દીધી છે. કાયા—સૂક્ષ્મ શરીર સ્થાન ઇ૦—ઉપાસકને તેને સ્થાને સ્થાપે છે—સ્થિર કરે છે ૮૨. વાણી ચાર—પરા વગેરે. અવસ્તુ ત્યાં અન્ય અવસ્તુ નથી સર્વ માંહી—તમામ પદાર્થોમા સખી—સખી કે મિત્ર જેવા પ્રેમપાત્ર

૨. વપુ—શરીર ૩. શુદ્ધ બુદ્ધ—શુદ્ધિ અને બુદ્ધિ ખરૂં જોતા તો સિદ્ધિ અને બુદ્ધિ ગણપતિની સ્ત્રીઓ છે એવી કલ્પના પુરાણાદિમા જોવામા આવે છે. પણ ગણપતિ સાથે એ શબ્દોનો સંબંધ હોવાથી કવિએ શુદ્ધિ બુદ્ધિના અર્થમા એ શબ્દો લીધા છે શું રે—જો પાર્વતી સુત શુદ્ધિ બુદ્ધિ આપે તો પછી શાસ્ત્ર વગેરેમા શું મહત્વ છે ? એમાંનો સાર આપોઆપ સમજાઈ જશે. કલા—ચિંતામણિ અંગની આ બીજી કળા જે અધુરી છે તે પૂરી કરો.

હું હવે સમરૂં શારદા માઇ, પ્રેમ ભક્તિ દો નવનિધિ પાંઇ;
રામ રટણમાં અહોનિશ રીઝે, કામ કેવળનું એહ વિધિ કીજે. ૪

મોયે પરસન હો ગુરૂ પરમાતા, દેવ નાગ માનવ સુખદાતા;
પાયો અજર અમર રસ પીજે, કેવલ ઉપર ગુરૂ કૃપા કીજે. ૫

નિરાલંબ અખંડ અવિનાશી, વાણી પાર તે સર્વાવાસી;
લક્ષ ઉનકો કયું કર લીજે, પરમ કેવલનું મન પતીજે. ૬

મન પતીજે મોક્ષને માગે, જીવન્મુક્ત અનુભવ જાગે;
સર્વ કાજ શિષ્યનું સીઝે, કેવલ કામને કેવલ કીજે. ૭

જગત જાળમાં લહે જેહી, ત્રિગુણ કાલે બધાયો તેહી;
ફકીર ફાલ છોડીને ફરવું, કેવળ ભજન ગુરૂનું કરવું. ૮

તોડ આશ નિરાશ મન તેરા, ફેર તો ભવ મટી ગયા ફેરા;
સંત સમાગમ લીજે શરણું, કેવલ ભજન ગુરૂનું કરવું. ૯

ચૌદ વિદ્યા ગુણ જે નર ચીના, પૂરણ ગલ આનંદ રસ પીના;
વસ્તુ ગત્યે નહિ જાયે વરણ્યા, કેવળ શુદ્ધ ભજન સોઇ કરના. ૧૦

મૃત્તિકા જોયે તન મન માયા, પૃથ્વીનો ગુણ હરિજન પાયા;
ધ્યાન બીજ નિજ હૃદયે ધરના, કેવલ શુદ્ધ ભજન સોઇ કરના. ૧૧

---

૪. નવનિધિ પાઈ-નવ નિધિ તમારે પાયે ( પગ નીચે ) છે. એવાં તમે પ્રેમ ભક્તિ આપો. ૫. પરમોતા-પરમાત્મા. ( ગુરૂનું વિશેષણ ) પાયો-પ્રાપ્ત થયેલો. પીજે-પીવરાવો. ૬. નિરાલંબ-જેને કોઇનું અવલંબન નથી એવો-પોતાની સત્તાથી રહેયો. સર્વાવાસી-સર્વમાં આવાસ ( સ્થાન ) કરીને રહેલો. પરમ-ગુરૂનું સંબોધન. હે પરમ ! કેવળના મનની પતીજ થાય એવું પરમાત્માનું લક્ષ શી રીતે કરવું ? ૭. સીઝે-સિદ્ધ થાય. કેવળ ઇ૦-હે કેવળ ! ( હે ગુરૂ ! ) આપના શિષ્ય કેવળનું એ કામ કરો. ૮. જગત ઇ૦-જગતની જાળમા જે ત્રણ ગુણને લહે છે-ધારણ કરે છે, તે કાળે કરીને ( મૃત્યુથી ) બંધાયો જાણવો. ફાલ-ફલંગ. ફકીરના જેવી ફલંગ-મસ્તી. અથવા ફકીરની પેઠે ફાળ ( ત્રાસ ) છોડીને નિર્ભયપણે ફરવું. અથવા માયાનો ફાલ-વિસ્તાર. ૯. તોડ ઇ૦-આશા તોડીને વિષયમાં. સુખ મળશે એ વિષે નિરાશ થઇ જા. ફેરતો-તો પછી ૧૦. ચીના-જાણી. વસ્તુગત્યે-વસ્તુ સ્વરૂપે-' આ બ્રહ્મ છે ' એવી રીતે બતાવીને. ૧૧. જોયે-જોવી.

પ્રકૃતિ ચાર નિખેદ અપારા, શુદ્ધ તજી અશુદ્ધ લે સારા;
રાખને કંકર કુસક તરના, કેવળ એસાકો સંગ નવ કરના. ૧૨

હંસ વિવેકી આતમ હેરે, નીચ ગતિ નહિ આવત નેરે;
ચાતુર હંસ મોતીકા ચરના, કેવળ સંગ હંસકા કરના. ૧૩

બોલે શુક અગમ શુદ્ધ બોલી, ખડકી ઘટ મઠમાં હદ ખોલી;
ચિત્ત લગ્યા નિત્ય ગુરૂકે ચરના, કેવળ સંત સમાગમ કરના. ૧૪

મંઝાર આગળ ધરીએ મેવા, તજે મેવા હરામ મન તેવા;
હોય તેવો તેને પરહરવો, કેવળ સંત સમાગમ કરવો. ૧૫

શશો સસલો રહે વનમાં ભાઇ, વન રાજાની જાત વગોઇ;
મન તું ચેત અચેતકું મરના, કેવળ સંત સમાગમ કરના. ૧૬

---

૧૨. પ્રકૃતિ ઇ૦—જે માણસની પ્રકૃતિ અપાર નિખેદ ( નિષિદ્ધ—નઠારી ) હોય તે શુદ્ધ વસ્તુને છોડીને જેટલું અશુદ્ધ હોય તે બધું લે છે. સારા—બધું. તે ચાર પ્રકૃતિનાં દૃષ્ટાંત આપે છેઃ રાખ ઇ૦. 'કેટલાકની પ્રકૃતિ રાખ જેવી સત્વ વગરની હોય છે; કેટલાકની કાંકરા જેવી કઠોર; કેટલાકની કુશકા જેવી તત્વ રહિત; અને કેટલાકની તરણા જેવી હલકી હોય છે. એવાનો સંગ ન કરવો. ૧૩. હવે એ ચાર પ્રકૃતિઓ વિશેષ સ્પષ્ટ કરવા માટે દૃષ્ટાંત આપે છેઃ હંસ ઇ૦-હંસ જે મોતીનો ચારો ચરે છે તેમ વિવેકી હંસ ( પરમહંસ ) આત્માને જુએ છે—સાક્ષાત્કાર કરે છે. હેરે—જુએ. નેરે—પાસે. એવાનો સંગ કરવો કેમકે એ ઉત્તમ પ્રકૃતિ છે. ૧૪. હવે બીજી પ્રકૃતિ કહે છેઃ બોલે ઇ૦—શુક ( પોપટ ) જેમ અગમ્ય એવી શુદ્ધ બોલી બોલે છે તેમ શુક મુનિ જેવા અગમ્ય એવા પરમાત્મા સંબંધી શુદ્ધ બોલી બોલે છે. અને શુક જેમ ઘટ ( પાંજરે ) તથા મઠ ( ઘર ) ની હદ ખોલીને ( ઉઘાડી ) ને આકાશમાં ઉડી જાય છે તેમ શુક જેવા મુનિઓ. પણ. ઘટાકાશ તથા મઠાકાશની ઘટ તથા મઠ રૂપી ઉપાધિને ત્યાગ કરવાથી જેમ મહાકાશ એકજ રહે છે તેમ જીવ અને ઇશ્વરની ઉપાધિઓ છોડીને પોતે બ્રહ્મરૂપે થાય છે. એવાનો સમાગમ કરવો. ૧૫. ત્રીજી પ્રકૃતિ કહે છેઃ મંઝાર ઇ૦—સ્પષ્ટ છે. ૧૬. ચોથી પ્રકૃતિઃ શશો ઇ૦—શશો કે સસલો વનમાં રહે છે. પણ પોતાના બીકણપણાથી વનરાજ ( સિંહ ) ની જાતને વગોવે છે. બન્ને વનમાં રહેનારા છતાં બન્ને પ્રકૃતિમા જમીન આસ્માનનો તફાવત છે. મતલબ કે ભેખધારી તો મહાત્માઓ હોય છે ને ઠગારાઓ પણ હોય છે, પણ તેમા ઠગારાઓએ મહાત્માઓને વગોવ્યા છે. માટે મન ઇ૦— હે મન તું તેવા ઠગારાથી ચેત; કેમકે તેમનાથી અચેત રહેનારને મરવું પડે છે.

મોહ મચ્છર કરકે ઘટમાંહી, નર નારી પાર આવત નાંહી;
તાપ ત્રિવિધિ તાપેં તરના, કેવળ સંસાર હેત વિસરના. ૧૭

ઇંદુ ભેદ અર્થ મન આવે, પીવે આપ ઓરનકું પાવે;
ઠીક અનુભવ શીતળ કરના, કેવળ સંત સમાગમ કરના. ૧૮

જલ સરખાં તે નિર્મળ ઝરણાં, રજ તમ માંહી અગોચર રહેણાં;
ધ્યાન સમાધિ આદિ ધરના, કેવળ શુદ્ધ ભજન સોઇ કરના. ૧૯

નહિ રહે કુંભ કાણે નીરા, ધીર નહિ તે નર અધીરા;
ભ્રાંતિ તજ શાંતિ ભરના, કેવળ સંત સમાગમ કરના. ૨૦

પામર જીવ કુબુદ્ધિ પાયો, માનવ દેહ અમૂલ્ય ગુમાયો;
નહિ જાત ભાતકી નરના, કેવળ સમાગમ ત્યાં નહિ કરના. ૨૧

પય દોઇને પન્નગને પાવે, ઝેર તોયે નહિ ઉનકા જાવે;
મોત વખેણે દેખી મરના, કેવળ એસેકા સંગ ન કરના. ૨૨

શશ્યા રૂપ હુવા નર સોઇ, હરિ ભજન કે દાન ના હોઇ;
ખૂમી પુશ્ર દો પગમેં ખરના, કેવળ શુદ્ધ ભજન સોઇ કરના. ૨૩

વિદ્યા ચૌદ ગુન ચલે વિચારી, કલા અજીત તે રાય કચારી;
વાણી પાર અપાર શુદ્ધ વરના, કેવળ સમાગમ સત્ય જોઇ કરના. ૨૪

---

૧૭. મચ્છર-મત્સર. તાપેં-તેથી કરીને. શાથી કરીને ત્રિવિધિ તાપ તરાય તે કહે છેઃ કેવળ ઇ૦-૧૮. ઇંદુભેદ ઇ--ચંદ્રમાંથી અમૃત ઝરે છે, તે અમૃત રૂપી આત્મા જો મનમા આવી જાય-મન આત્માકાર થઇ જાય. ૧૯. કેવે સ્થળે યોગીએ રહેવું તે કહે છે જળ ઇ૦. રજ તજમાંહી-સહેજ બાબતમા પણ અગોચર ( કોઇ ન જાણે તેમ ) રહેવું. અથવા " રજ તજ માંહી અગોચર રહેણાં " એટલે રજોગુણ છોડી દઇને ગુણાથી અગોચર રહેવું, એમ પણ અર્થ થાય ૨૧. નરના-નિર્ગુંણ. ૨૨. વખેણે-? ૨૪. વિદ્યા ઇ -જેનામા ચાૈદ વિદ્યા અને ગુણ હોય, જે વિચારીને ચાલનો હોય, જેની રાજકચેરીમા અજીત કળા હોય, એમ છતાં પણ જે વાણીની પાર અને અપાર શુદ્ધ વર્ણવાળા પરમેશ્વરને ન જાણનો હોય તો તેનો સંગ કરવો નહિ. કેવળ કહે છે કે સત્ જોઇને એટલે સત્સ્વરૂપની ઓળખવાળો જોઇને તેનો સમાગમ કરવો.

## સાધુનું અંગ.

### ચોપાઈ.

ભ્રાંતિ શબ્દ મુખ નહિ ભાખે, રામ ચરાચર દૃષ્ટિ રાખે;
પેખે નહિ અવર કોય દુજા, પૂરણ બ્રહ્મ નિરંતર પૂજા;
હરિરૂપ નિશ્ચળ તે હોય, સચ્ચા કેવળ સાધુ સોઇ. ૧

માન અપમાન મંદિર નહિ માયા, રાંક નહિ રાય ભૂખ્યા ધરાયા;
અરી પરી નહિ કોઇની આશા, વેરી વા'લો નહિ વાસ નિવાસા;
કલા અકલ તે વિરલા કોઇ, સચ્ચા કેવલ સાધુ સોઇ. ૨

નિર્ગુણ સગુણ દોયેં નારી, ચેતન એક દેખે બ્રહ્મચારી;
પુરૂષ પ્રકૃતિ રહિત અપારા, નામ રૂપથી ખેવત ન્યારા;
નીચ ઉંચ કુલ જાકે નોઇ, સચ્ચા કેવળ સાધુ સોઇ. ૩

દોષ જગતકા કણુ ન દેખે, પૂરણ બ્રહ્મ ચરાચર પેખે;
વાણી પાર તે સર્વોવાસી, નહિ હું તું તેહી અવિનાશી;
દર્શે નહિ તે જીવ શિવ દોઇ, સચ્ચા કેવળ સાધુ સોઇ. ૪

મતામતિ ગતિ નહિ મનમાં, વસ્તિ ઓર વૃત્તિ નહિ વનમાં;
તીરથ વ્રત નહિ ગ્રહે ન ત્યાગે, જાગ જન્ન નહિ ઉંઘે જાગે;
તત્વાતીત સ્વરૂપ છે તોઇ, સચ્ચા કેવળ સાધુ સોઇ. ૫

પ્રપંચ નહિ કરે પાખંડા, માને નહિ તે પંડ બ્રહ્માંડા;
સમષ્ટિ વ્યષ્ટિ નહિ સંસારા, વાણી ખાણી તે નહિ વિકારા;
જાત ભાત એ નહિ જોઇ, સચ્ચા કેવળ સાધુ સોઇ. ૬

---

૨. રાંક ઇ૦—જે રાંક કે રાય ન હોય તેમ જે ભૂખ્યો કે ધરાયો પણ ન હોય, અર્થાત્ જે સદા સહજ સ્વરૂપે રહેતો હોય. અરીપરી—અહીં તહીંની. ૩. ચેતન ઇ૦—તે બન્નેમાં રહેલું એક ચેતન છે તે બ્રહ્મચારી છે કેમકે તેને નિર્ગુણ સગુણ સાથે કાંઇ સંબંધ નથી. પુરૂષ ઇ૦—પુરૂષની (બ્રહ્મની) શક્તિ પ્રકૃતિ છે એમ છતાં તે મિથ્યા હોવાથી પુરુષ સદા પ્રકૃતિ રહિત છે. નામરૂપથી ઇ૦—એજ પુરૂષ નામ રૂપ ધારણ કરીને જગત્ રૂપે થયો છે એમ છતાં તે જગતથી ન્યારો છે. કેમક જગત્ મિથ્યા છે પણ પુરૂષ સત્ય છે. એમ જે સમજે તે સાચો સાધુ. ૪. દર્શે ઇ—તેને જીવ અને શિવ બન્ને જણાતાં નથી પણ એક ચૈતન્યજ જણાય છે. ૫. મતામતિ ગતિ—જુદા જુદા પંથોનો પક્ષપાત. વસ્તી—વસ્તીમાં. —ચોવીશ તત્વની પેલી પાર. તોઇ—તે. ૬. પ્રપંચ ઇ૦—અર્થાત્ પ્રપંચ,

બુદ્ધિહીણુ સંગ જૂઠ ન બોલે, દંભ સમાગમ કબૂ ન ડોલે;
વિષય પંચ તે નહિ વિવાદા, રાજ કાજના નહિ આરાદા;
ધરાપતિ પીવે ચરણા ધોઇ, સચ્ચા કેવળ સાધુ સોઇ. ૭

[૧]ખલક સોઇ અલખ ઓળખાવ્યા, પરમ ધામ તે અપરંપારા;
દેવે નહીં કોને ઉપદેશા, લખ ચોરાશી નહિ લવલેશા;
માયા સેવે ચરણા મોઇ, સચ્ચા કેવળ સાધુ સોઇ. ૮

## વિપ્રનું અંગ.

### ચોપાઇ.

અકાર ઉકાર મકાર એહ, ત્રિગુણ નામ બંધાયો તેહ;
માયા ઉનમેં ચોથી મળી, બ્રહ્મ શબળ રહ્યો એમાં ભળી;
નિર્ગુણ ઓંકાર અપાર ગત ન્યરા, પંડિત કેવળ સોઇ સત પૂરા. ૧

પાખંડ, પિંડ, બ્રહ્માંડ, સમષ્ટિ, વ્યષ્ટિ, પરા વગેરે ચાર વાણી, જરાયુજ આદિ ચાર ખાણી, વિકાર એટલે કાર્યરૂપ પદાર્થો, ઇત્યાદિ સર્વને મિથ્યા માનીને જેણે બાધ કર્યો છે તે સાચો સાધુ એટલે ખરો જ્ઞાની જાણવો. ૭. બુદ્ધિહીણ સંગ-બુદ્ધિહીણનો સંગ ન કરે દંભ સમાગમ-મતલબ કે દેખાડો કરવાને જેહો ડોળ ન કરે. વિષય ઇ૦-પાંચ વિષયમાં વિવાદ ન કરે-આ સારો, આ માઠો, એમ કરે નહિ પણ રાગ રહિત રહે આરાદા-ઇરાદો ૮. ખલક-દુનિયા દુનિયા તેજ અલખ ( બ્રહ્મ ) છે, એમ જેણે ઓળખાણ પાડી એક સૂફી કવિની બેત બ્રહ્મનિષ્ઠ બદરીનાથ પાસેથી સાંભળી હતી જે અહીં આપવા જેવી છે તે આ રીતે છેઃ-

"खलक है खुदामें खुदा है खलकमैं;
खुदा और खलककी बला 'है' पलखमैं.
पलख डार देना खुदा ना खलक है;
पलख ले उठा तो खुदा ये खलक हे."

અર્થ એવો છે કે, જગત્ ઇશ્વરમાં છે ને ઇશ્વર જગતમાં છે, ઇશ્વર અને જગતની કરામત એક આંખના મીંચકારામાં છે. તું આંખ મીંચી દે ( અર્થાત્ નિર્વિકલ્પ થઇ જા ) એટલે ઇશ્વર કે જગત્ કાંઇ તને જણાશે નહિ; પણ આંખ ઉઘાડ ( અર્થાત્ જાગ્રત થઇને સવિકલ્પ થઇ જા ) એટલે એ ઇશ્વર તેજ તને જગત રૂપે દેખાશે. મોઇ-માંહી અર્થાત્ ચરણો માંહીં ( પડીને )

૧. અકાર ઇ૦-અ ઉ મ ત્રણ મળીને ઓમ્ થયો છે એ ત્રણ અક્ષરો ત્રણ ગુણના વાચક છે. બ્રહ્મ ઇ૦-બ્રહ્મ એમાં ભળીને શબળ રૂપે રહ્યો છે. અર્થાત્

કર્મકાંડમાં કુશલકારી, સત ઉપાસક સેવા સારી;
સંધ્યા સ્નાન ધ્યાન છે સારા, ચૈતન્ય રૂપે ધર્મ આચારા;
સત્ય આર્જવમાં શબ્દે શૂરા, પંડિત કેવળ સોઇ સંત પૂરા. ૨

પ્રણવ ભેદ તે શુદ્ધ હી પાવે, દ્વંદ્વ ઉપાધિ કબુ નહિ ધાવે;
અન્ય કોઇની નવ રાખે આશા, વિવેક વિચારમાં દૃઢ વિશ્વાસા;
દુઃખ સુખ ભ્રાંતિ કરી સહુ દૂરા, પંડિત કેવળ સોઇ સંત પૂરા. ૩

ભણે વેદ ભેદ શુદ્ધ ભાખે, એક નિરંતર આતમ આશે;
દેવળ દેહ દેહીરૂપ દેવા, સત સ્વરૂપ ચૈતનની સેવા;
ચિત્ત વિત્ત ત્યાગી ચકચૂરા, પંડિત કેવળ સોઇ સંત પૂરા. ૪

જોગ ભોગ તે રોગ છે જેહી, નિરાલંબ તે આપ સનેહી;
તીર્થ વન ફરે તૃષ્ણા ત્યાગી, ભેદ બુદ્ધિ ઘટ ભ્રાંતિ ભાગી;
જો હરિરૂપ તે હંસ હજુરા, પંડિત કેવળ સોઇ સંત પૂરા. ૫

જનમ્યા બ્રાહ્મણ શૂદ્ર જેસા, દ્વિજ સંસ્કાર કરીએ એસા;
વિપ્ર હોઇ સોઇ ભણહી વેદા, બ્રહ્મ ચીને તે બ્રહ્મ અભેદા;
અખંડ આનંદ વસી જેને ઉરા, પંડિત કેવળ સોઇ સંત પૂરા. ૬

## જોગીનું અંગ.

### ચોપાઇ.

જોગી જોગ સમર લે જેહી, લક્ષાલક્ષ લગ્યો લવલેહી;
ચકોર વૃત્તિ આકાશે ચંદા, બુંદ ચાખે સોઇ અમૃત બંદા;
બ્રહ્મ રસાયણ સત્યના ભોગી, જનકુ કેવળ કહીએ જોગી. ૧

---

ગુણની ઉપાધિવાળું ઇશ્વર ચૈતન્ય તે શબળ બ્રહ્મ. પણ પંડિત તો તે કે જે ઓમ્કારના નિર્ગુણ સ્વરૂપને જાણે. તે વાત કહે છેઃ નિર્ગુણ ઇ૦. ૨. કુશળકારી–કુશળતાથી કાર્ય કરનાર. આર્જવ–સરળપણું. શબ્દે શૂરા–અર્થાત્ શાસ્ત્રોમાં પ્રવીણ. ૩. પ્રણવ ભેદ–ઓમ્કારના ભેદ. દ્વંદ્વ–સુખ દુખ, ટાઢ તાપ, હર્ષ શોક, વગેરે જોડકાં. ૪ ચિત્ત વિત્ત ત્યાગી–વિત્તનો ત્યાગ કરે તેમ ચિત્તનો પણ ત્યાગ કરે એટલે નિર્વિકલ્પ સમાધિનો અભ્યાસી હોય. ચકચૂરા–તલ્લીન. ૫. તૃષ્ણા ત્યાગી–નિષ્કામપણે. ઘટ ઇ૦–જુદાં જુદાં શરીરોમાં ભેદ બુદ્ધિની ભ્રાંતિ જેની નાશ થઇ છે ૬. જન્મ્યા ઇ૦–એક પ્રચલિત શ્લોકનો અર્થ એમાં છે. જેમ—

" जन्मना जायते शूद्रः संस्काराद् द्विज उच्यते ।
वेदाभ्यासाद्भवेद्विप्रो ब्रह्म जानाति [illegible] ॥ "

૧. લક્ષાલક્ષ લગ્યો–મતલબ કે એક [illegible] લક્ષ,

વિપય પાંચ નહિ વાદવિવાદા, જીવન્મુક્ત દશામાં જ્યાદા;
વન વસ્તિ નહિ વાસ નિવાસા, અજ ઈંદ્રાદિક નહિ કોઇ આશા,
રોગ નહિ પંચ આપ નિરોગી, જનકું કેવળ કહીએ જોગી. ૨

જાગ્રત માંહી ઉજાગ્રત જાગે, લક્ષ વિષય પર કબુ ન લાગે;
દરય પદારથ રંગ નહિ દેખે, પરમ ગુરૂ રૂપ અપરમ પેખે;
જાગ્રત ભાવથી થયો વિજોગી, જનકુ કેવળ કહીએ જોગી. ૩

વિશ્વમાં સૂક્ષ્મ કરે વેપારા, સ્વપ્નવત્ સખી જુગ સારા;
જગત્ સર્વે સ્વપ્નવત્ જેહ, તત્વાતીત સ્વરૂપ ગત તેહ;
ભાવાતીત અભેદ અભોગી, જનકું કેવળ કહીએ જોગી. ૪

જાગ્રત સ્વપ્ન લીન હુવા જ્યાંહી, મગન સુપુપ્તિ અવસ્થા માંહી;
દેહ અભિમાન દુખ સુખ દૂરા, પોઢયો ગાઢ નિદ્રાએ નર પૂરા;
દયા મયા નહિ દુશમન દોગી, જનકુ કેવળ કહીએ જોગી. ૫

ત્રણમાં તુરીઆ પદ છે તેહી, અન્વય વ્યતિરેક સમજ એહી;
દીયા અવસ્થા ચાર પાર ડેરા, તુરીઆતીત સ્વરૂપ ગત તેરા;
અખંડ આનંદ આતમા યોગી, જનકું કેવળ કહીએ જોગી. ૬

દોહરા.

મન માન ચિંતામણિ, ગુરૂગમ અગમ ગાય;
એક કેવળ બ્રહ્મ ઓળખે, જન્મ મરણ ભય જાય. ૧

સેજપુરી ગુરૂ મેજમાં, સેજ બતાવી સાન;
કેવળપર કીરપા કરી, ભેટયા શુદ્ધ ભગવાન, ૨

---

અલક્ષ, એવાં બે પદ કાઢવાનાં નથી. ચકોર ઇ૦–જેમ ચકોરની વૃત્તિ આકાશમાં ચંદ્ર ઉપર લાગેલી છે તેમ એક લક્ષ આત્મામા રાખે બુંદ ચાખે ઇ૦–તેવો જોગી ચંદ્રમાથી પડતું અમૃત બિંદુ ચાખે. જનકું–જિનકું–જેને. અથવા તે જનને. ૨. પંચ–પાચ વિષય રૂપી રોગ. ૩. ઉજાગ્રત–જાગ્રત દેખાય પણ મન જાગ્રતના વિષયોમાં નહિ. વિષય–ઇંદ્રિયોના વિષય. ૫. માયા–મમતા. દોગી–દોસ્ત ( ? ) ૬. ત્રણમાં ઇ૦–જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થામાં અન્વય વ્યતિરેકે કરીને જે રહ્યો છે તે તુરીયાવસ્થાના પદને પામેલો છે. મતલબ કે, આત્માનો તો તે ત્રણ અવસ્થામાં સંબંધ છે માટે આત્માનો ‘ અન્વય ’ એમ કહેવાય છે. પણ જાગ્રતનો સ્વપ્ન અને સુષુપ્તિમાં સંબંધ નથી, સ્વપ્નનો જાગ્રત સુષુપ્તિમાં નથી, અને સુષુપ્તિનો જાગ્રત સ્વપ્નમાં સંબંધ નથી, માટે તેમનો પરસ્પર વ્યતિરેક છે.

# તત્વસાર.

## પ્રથમ ખંડ.

### શિષ્ય ઉવાચ.

#### છપય.

પ્રથમ નમું ગુરૂ પાય, દયા કર અક્ષર દીનો,
કીયો પ્રેમ પ્રકાશ, કનક લોહાકો કીનો;
ભયો કાટકો ભૃંગ, પાખ અનુરાગી પાયો,
ગરજ કીયો ગગન, અલાસર ફેર ન આયો;
કૃપાળ નાથ કરૂણા કરો, ધરો હસ્ત શિર ધારકે,
ભાનુ ગુરૂ ઉદય ભયો, ચહુ દિશ રૂપ વિચારકે. ૧

#### દોહરા.

આતમજી પર આતમા, ગુરૂ વિધિ તત્વજ્ઞાન;
સુકૃત નામે શિષ્ય છે, સદ્દવિચાર ગુરૂસાન. ૨

ગુરૂ ચરણ શિષ્ય જ્ઞાનમા, પ્રીતે કરે પ્રણામ;
ચરણ કમળ સત્ ચિંતવું, નમો નમો નિજ નામ. ૩

તત્વ તપ્યો બહુ તનમાં, ભવતાપે મતિ ભૂલ;
પ્રેમ દયાળ પ્રતાપસેં, થાયે સુખ અબ ચૂલ. ૪

ખંદ અતિ મહારાજ મુજ, શુ સમજું બુદ્ધિ શ્યામ;
પ્રભુ અંતરમાં પ્રકટો, તો હૃદયે ઉપજે હામ.' ૫

---

૧. અનુરાગી-પ્રીતિવાળો. ભમરામા પ્રીતિવાળો કીડો જેમ ભમરાના જેવી પાખ પામે છે, તેમ પરમાત્મામા અનુરાગી જીવ પરમાત્મા રૂપ થઇ જાય છે. ગરજકિયો-આજ્યો-ગગન ( સમાધિ ) મા ગર્જના કરી. અલાસર-? ૪. તત્વ-ચોવીગ તત્વ મડે. ભૂલ-ભૂલ્યો ચૂલ-સ્થૂલ-જડ. મતલબ કે ઘણું.

### શ્રી ગુરૂ ઉવાચ.

વચન શિષ્ય ઉગ્રબુદ્ધિ, બડ આશે તુજ વીર;
લહ્યો સત્ તુજ બોલતો, તું ધાયો અમર પૅર ધીર. ૬

### શિષ્ય ઉવાચ.

સત્ સ્વામી ગુરૂ પરમ સત્, રૂદે અનુપમ રૂપ;
જે પરમ પદ કહો મુજને, કટે કર્મ ભવ કૂપ. ૭

### શ્રી ગુરૂ ઉવાચ.

દેખ ગુરૂ પરમ પદનો, થાવે નર સત્તાએ થાપ;
પકરી કર નહિ આપવા, આપુ મૂકે સત્ આપ. ૮

પુરૂષ પ્રકૃતિ પારખો, થીર વિવેક બુધ થાય;
મરણુ જનમ સંશય મટે, મન તુરીઆ માંય. ૯

વિધિ પૂછે વિવેકશેં, આપુ થાયે અલગ;
ઉદે અર્ક ભયો આતમા, સ્વય જો તેજ સલગ. ૧૦

### ચોપાઇ.

આતમ જ્ઞાન વિવેકે આણી, વિધવિધ એક અનંત વખાણી;
ભણીએ તેહ તણો જ્યમ ભેદ, વદે સત્ શાસ્ત્ર અરૂ વેદ. ૧૧

કર્ણે ન જાણે સૂરજ કેસા, એ દ્દષ્ટાંત અનુભવ એસા;
રવિ અજ્ઞાન વરત તે રહી, નર ઉદય અસ્ત જ્યાં નહિ. ૧૨

---

૬. ઉગ્ર–મતલબ કે તીવ્ર. બડ આશે–તારી બ્રહ્મ સંબંધી જિજ્ઞાસા એ સૌથી મોટી આશા છે લહ્યો ઇ૦–તારામાં જે બોલતો (બોલનાર) છે તેજ સત્ છે એ મેં લહ્યો છે ધાઓ ઇ૦–તું અમર પર–અમરાપુરૂં–મુક્તિ નગર ભણી ધાયો છે. ૭. જે–જે પરમપદ હોય તે. કટે–કપાય–નાશ થાય. ૮. દેખ–દેખીને. પરમ પદને પહોંચેલા ગુરૂને દેખીને પકરી ઇ –બ્રહ્મ કાંઇ હાથ પકડીને બતાવાતું નથી. આપુ ઇ૦–પણ જો આપુ (પોતાપણું–દેહાભિમાન) મૂકી દે તો તેજ પોતે સત્ છે. ૧૦. આપુ–દેહાભિમાન. સ્વય ઇ૦–જે સ્વય (પોતે) છે તે સળગ (સળંગ માળામાં રહેલા સળંગ દોરાની પેઠે જગતમાં વ્યાપી રહેલો પરમાત્મા) થઇ જાય. ૧૨. કર્ણે ઇ૦–કાન વડે સૂરજ કેવો છે તે જણાય નહિ,

અકલ અનુપમ સર્વની આદે, સો કયું હોયે મન બુદ્ધિ સાદે;
પરપંચી અવાચ્ય ન પાવે, એહ કુબુદ્ધિમાં કેસે આવે ? ૧૩

જાણ્યા વિના પ્રપંચ નહિ જાય, ફેર કોટિક જન્મ અકળાય;
વળી શુક સનકાદિક નારદ વ્યાસ, રેણી શેષ શંકર વશિષ્ટ બુદ્ધિરાશ. ૧૪

એ જ્ઞાનતણા તે કહીએ અર્ક, તે સતશાસ્ત્ર જોણે છે તર્ક;
ગણો તે અનુભવ તત્વ જ્ઞાન, માની લઇએ તત્વાનુમાન. ૧૫

જાણ્યા વિના તત્વ ચૈતન જેહી, તોય બુધ મનાવે તેહી;
ભોગવ્યો નહિ વસ્તુનો ભોગ, રહ્યો તે પ્રપંચ દીર્ઘ રોગ. ૧૬

વસ્તુ માટે તત્વ સર્વથા, કાને અગોચર સુણજો કથા;
ગુરૂ ગોવિંદ શાસ્ત્ર સંત ગાઇ, પરમ બુધ પ્રમાણુ પાઇ. ૧૭

રેણી જ્ઞાન ભક્તિ વૈરાગ, જોગ દાન જપ તીરથ જાગ;
હૈયે ચૈતન રમગતા હોય, સત્ પૂરણ કામ ભણીએ સોય. ૧૮

કોઇ તત્વ વિચારી અલગા કરે, ગણતાં ભાગ્યે ચૈતન ઉગરે;
એ ચૈતન નિજ જાણો આપ, તેણે સેંજે ટળીઆ તાપ. ૧૯

## શિષ્ય ઉવાચ.

### દોહરા.

ભેદ કહો મહાભૂતનો, મન બુદ્ધિ સમજે મર્મ,
ચૈતન ભાસે સકલ ચિત, કોઇ સમજુ અનુક્રમ. ૨૦

---

કેમકે રૂ કાનનો વિષય નથી, તેમ પરમાત્મા કોઇ પણ ઇંદ્રિયનો વિષય નથી માટે તે ઇંદ્રિયોથી તો નહિ જણાય ઉદય અસ્ત-તેમજ ત્યાં સૂર્યનો ઉદય કે અસ્ત નથી ત્યાં પણ અંધને તો રવિનું અજ્ઞાન રહે છે ૧૩ સાદે-સાધ્ય. પરપંચી-સંસારી અવાચ્ય-બ્રહ્મ ૧૪. જાણ્યા વિના-જ્ઞાન વિના પ્રપંચ-સંસાર ૧૭ કાને ઇ૦-કાનને અગોચર એવી કથા સુણજો અર્થાત્ બ્રહ્મજ્ઞાન હૃદયમાં અનુભવવાનું છે-કાને સાંભળવાનું નથી ૧૮ રેણી-આચરણ ૧૯. કોઇ વિચારવંત માણસ તત્વોને અસત્ જાણીને દૂર કરતો જાય તો બાકીમાં ચૈતન માત્ર અવશિષ્ટ રહે છે.

## ગુરૂ ઉવાચ.

### ચોપાઇ.

રસસમ પરબ્રહ્મ પ્રપંચે રહે, કળા પાચ વિશેષણ વેદજ કહે;
તેમાં ત્રણ વિશેષણ વસ્તુ તણા, ભયા દોય માયાના ભણ્યાં. ૨૧

### દોહરો.

વળી ઉપર વેદાંતનો, શબ્દે બાધ્યો થાપ;
વિશેષણુની વારતા, અશ્લોકે કહે આપ. ૨૨

### શ્લોક.

अस्ति भाति प्रियं रूपं, नाम चेति च पंचकम् ।
भाति त्रय ब्रह्मरूपं, द्वयञ्च तदुपाधिकम् ॥ २३

### શ્લોકનો અર્થ.

### દોહરો.

અસ્તિ કહેતા સ્થિર આતમા, આદિ અંતનું કારણ એહ;
જગત જે વડે રહ્યું ઝનકી, કર્મ વિશેષણ દૂજો કેહ ૨૪

### ચોપાઈ.

મન સર્વ પ્રિય લાગે જે માટે, ઘણું દુ:ખ ટાળે ને સુખ લાવે માટે;
પરબ્રહ્મ વિશેષણ ત્રણ પાયા, એ પ્રપંચનો સુણો દો આયા. ૨૫

---

૨૧ રસસમ-એકરસ ઘનની પેઠે, અથવા વસ્તુ માત્રના ઉપરના તત્વ રૂપે કળા-તે બ્રહ્મના અંશ રૂપ પાચ-અસ્તિ ( છે ), ભાતિ ( દેખાય છે ), પ્રિય, નામ અને રૂપ ત્રણ-પહેલા ત્રણ અસ્તિ, ભાતિ, ને પ્રિય વસ્તુતણાં-બ્રહ્મના ભયા-હે ભયા ! -હે શિષ્ય દોય-બાકીનાં બે-નામ, રૂપ. ૨૩ શ્લોકનો અર્થ-અસ્તિ, ભાતિ, પ્રિય, રૂપ, નામ, એ પાચમાંથી પહેલા ત્રણ બ્રહ્મરૂપ છે અને છેલ્લા બે તેની ઉપાધિ છે ૨૪. કર્મવિશેષણ-'ભાતિ' [illegible]
૨૫. મન ઇ૦-મનમાં સર્વને આત્મા પ્રિય લાગે છે માટે.

બુંદ ઉપજે તેનું રૂપ બધાયે, રૂપ થયું તેનું નામ ધરાયે;
સ્થિતિ ઉત્પત્તિ લય થાયે, જો નામ રૂપ આવે ને જાયે. ૨૬

સર્વ પંચવડે સંસાર, પ્રીછે મન તે પામે પાર;
એ ત્રણ પહેલાં તે હું નિજ આપ, થયાં બે તેનો ટાળે થાપ. ૨૭

એ પાંચ વિશેષણ જાણે અંગ, લેવા ભૂત સ્થૂલ સૂક્ષ્મ લિંગ;
માનુભાવ જન સમજ્યા મન, મેલી પ્રપંચ થયા અમન. ૨૮

ભૂત તણો શિષ્ય સાભળ ભેદ, વસ્તુ વડે ઉપજે નરવેદ;
કલોલ ભૂત જાણે જે કોય, સ્વયં આત્મા નર ભણીએ સોય. ૨૯

## દોહરો.

વશિષ્ઠ કહે સત્ વિનતિ, સુણો રામ સોઇ સાખ;
એહ કથાનો અર્થ છે, ભાગવત હારદ ભાખ. ૩૦

## શ્લોક.

सर्वत्र पंच भूतानि, षष्ठं किञ्चिन्न विद्यते।
पाताले भूतले स्वर्गे, इति मे निश्चिता मतिः॥ ૩૧

## શ્લોકનો અર્થ.

## ચોપાઇ.

રે'ણી વશિષ્ઠ કહે સુણો રામ, નિરખ પંચ ભૂત રૂપ નામ;
સુતલ ભૂતલ ને વળી સ્વર્ગ, વદીએ પંચ ભૂતનો વર્ગ. ૩૨

નામ છઠું કાંઇ પદારથ નથી, કંઇ કંઇ મુનિવરે જોયું કથી;
જ્યમ હતુ ત્યમ સત્યજ જાણી, મુખે ભાખે શિર તે પ્રમાણી. ૩૩

વિવેક માટે શિષ્ય સાંભળે વાત, સત્ તત્વ લહે તે સાક્ષાત;
એ સમજે નર રહિયુ આપ્ય, જ્યમ હતું ત્યમ પ્રકટ જાપ્ય. ૩૪

---

૨૮. અમન-મનરહિત-નિર્વિકલ્પ ૨૯. નરવેદ-નિર્વેદ-ઉદાસીનતા. બ્રહ્મવસ્તુ જાણવા વડે સંસાર ઉપર નિર્વેદ ઉપજે છે. કલોલ-( ? ). કદાચ એ ઠેકાણે ' કેવળ ' શબ્દ હશે. ૩૩. નામ-નામે. ૩૪. આપ્ય-અન્ય-બીજું.

સત્ અવિગત નભ ઉપન્યું સાર, વળી પવન નભથી વિસ્તાર;
પવન થકી તેજ ઉત્પન્ન, તેજ તણું તે પાણી તન. ૩૫

થાયે પ્રકટ મહી પાણી થકી, નીર ઉપન્યું લય પામ્યું નકી.;
વાંચું તેહ તણી શુદ્ધ વિધે, સાભળજો એકમના શુધ્ધે, ૩૬

સો પંચ પંચમાંહે વરતે સદા, તે સાક્ષીવત્ રહે આત્મા તદા,
ચિતવી એકમાં વરતે ચાર, પ્રકટ એમ સેજે વેપાર. ૩૭

અવની જે ધરે અવકાશ, એ જાણુવો સંગ આકાશ;
સ્થિર અવની તે કંપજ થાય, વરતે એહ ધરતીમા વાય. ૩૮

રત્નાદિક જે હીરા રહે, કલા ધરતીમા તેજજ કહે,
ધારે પ્રત્યક્ષ જન દીસે ધરા, ખોજે એકમા ચાર વર્તે ખરા. ૩૯

ચેત્ય જલમાં વરતે છે ચાર, ધન્ય ખોજી કીનો નિરધાર;
સમજ અંબુમાં જામણુ સક્ત, વદીએ એહ અવનીની વ્યક્ત. ૪૦

મધ્ય જલકણુ ઉડે જે માહી, તેતો તેજ વરતે છે ત્યાંહી;
માંહી લે'ર વળે જે મધે, વદીએ એહ મારૂતની વધે. ૪૧

જલવિષે ગગન એહ ગુણુ જાણો, માહે આવે રાખે પરમાણો;
જલમાં જાણુ ચાર ગુણુ જેહ, તેજ તણો હવે કહુ ગુણુ તેહ. ૪૨

---

૩૫ સત્–સતથી અવિગત–અવગત–જાણેલુ. નભ–આકાશ તન–સંતાન. ૩૬ મહી–પૃથ્વી. ૩૭. સો–તે. પંચ ઇ૦–એ પાચે ભૂત પોતાનાથી બાકીના ચારેમાં રહ્યા છે ચિતવી ઇ૦–હરેકમા એ રીતે ચાર ચાર ભૂતના અંશ આવે છે આ પંચીકરણુનો પ્રકાર એવો છે કે દરેક ભૂતના બે સરખા ભાગ કરીને તેમાથી એક અરધીયાના સમાન ચાર ભાગ કરી પોતાના સિવાય બાકીના ચાર ભૂતમા એક એક ભાગ મેળવવો. એ રીતે દરેક ભૂતના વિભાગ કરીને એમ મેળવવાથી દરેક ભૂતમા પોતાનો $\frac{1}{2}$ અને બાકીના ચારનો $\frac{1}{2}$ ( $\frac{1}{8}+\frac{1}{8}+\frac{1}{8}+\frac{1}{8}$ ) મળીને એક પંચીકૃત ભાગ થાય છે અને તેજ કારણુથી દરેક ભૂતમા બીજા ભૂતોના ગુણો જોવામા આવે છે એ રીતે પ્રથમ પૃથ્વીમા એ પાચે ભૂતના ગુણુ કેવી રીતે જણાય છે તે કહે છે અવની ઇ૦ ૪૦ જામણુ–ઠરીને કઠણુ થઇ જવાપણું ૪૧. વધે–વિધિ–પ્રકાર ૪૨. પરમાણો–પરમાણું. પાણી ભરેલા પ્યાલામા ખાંડ સમાય

માંહે તેજવિષે જાણો મહી, સાર બીજ લોહ ઉપજે સહી;
અગ્નિ વિષે જલ એ કહેવાય, લાગ્યો અનલ તે સેંજે ઓલાય. ૪૩

તેજ અગન્ય અગ્નિથી ટળે, માંહી તેજ વિષે જલ સોંધું મળે;
નિરખે તેજમાંહે ચપળતા જેહ, એમ વાયુતણું તે લક્ષણ એહ. ૪૪

કહીએ દીપ શિષ્ય અવકાશ, પૂર્ણ આકાશમા એહ પ્રકાશ;
અગ્નિમાંહી તત્વ ચાર એહી, જાણુ વિચાર મારૂતનો જેહી. ૪૫

ધારક શક્તિ સમિર જે ધરે, એહી ભૂમિભાગ આચરે;
તે અહીં જોગીની ટાળે તૃષા, વાયુમાં એહ જાણો જૃષા. ૪૬

અનલ શકિત શોષણુ આણે, પ્રત્યક્ષ વાયુમાં તેજ પ્રમાણે;
હેરો અસંગી અરૂપજ હોય, જે ખકેરું લક્ષણુ જોય. ૪૭

સાંભળ કહું દો લક્ષણુ સાર, ચેતવો તત્વ વરતે છે ચાર;
રહ્યું અહંકાર ધરતીનું રૂપ, સમજે ચિત્ત તે આપ સ્વરૂપ. ૪૮

ખેલે તેજ સ્થાનક તે બુદ્ધ, સમજ મન વાયુની શુદ્ધ;
કેહી અંબરનું લક્ષણુ કહ્યું, લય ગુરૂ ગોવિંદ સંત મુખથી લહ્યું. ૪૯

ભૂત પાંચનો કહીએ ભેદ, સમજ પાંચમાં રૂપ અછેદ;
શકિત લેંર ચૈતનની સાર, પ્રતિબિંબ તે જગત અપાર. ૫૦

શમે ઉપજે ભૂતજ સહી, મળે કહીંક મહાભૂતજ મહીં;
પણુ ચૈતન સાગર ભર્યો અપાર, વિષય દંદ જ્યાંહી નહિ વિકાર. ૫૧

## દોહરો.

પ્રમોદો મન પ્રીતશું, વાણી શુદ્ધ વિવેક;
નામ બતાવ્યું ષડાનનકું, અશ્લોકમાંહી તે એક. ૫૨

---

છે તેથી તેમાં આકાશ રહ્યું છે એમ જણાય છે. ૪૩ સારબીજ–કાંતિસાર લોહ (?) ૪૪. તેજ અગત્ય ઇ૦–અગ્નિથી દાઝેલાને અગ્નિનો શેક કરવાથી આગ બળતી મટે છે. કહે છે કે "अग्निदग्धस्यविस्फोटे शान्ति. स्यादग्निना ध्रुवम्." ૪૬. ધારક શક્તિ–પક્ષી વગેરેને તોળી રાખવાની શક્તિ. જોગીની તૃષા ઇ૦–જોગીઓ વાયુ ખેંચીને પોતાની તરસ છીપાવે છે. જૃષા–અર્થાત્ જળ. ૪૭. શોષણુ આણે–સૂકવી નાંખે. અનલ–અગ્નિ. ખ–આકાશ. હવે ચતુર્ધા અંતઃકરણુમાં ચાર તત્વો કેવી રીતે જણાય છે તે કહે છે રહ્યું ઇ૦– આપ–જળ. ૪૯. તેજ સ્થાનક–અગ્નિની જગો. કેહી ઇ૦–કેટલાકે વળી અંતકરણુનો લયં (સુષુપ્તિ તથા સમાધિમાં થાય છે તે) તે અંબર (આકાશ) નું લક્ષણ કહ્યું છે. ૫૨. પ્રમોદો–

### શ્લોક.

तत्त्वमस्यादिवाक्येन, आत्मा हि प्रतिपादितः ॥
नेति नेति श्रुतिर्वक्ति, पंचभूतावृतं ध्रुवम् ॥ ૫૩

### શ્લોકનો અર્થ.

### ચોપાઇ.

દત્ત કહે ષડાનન સુણો દેવ, ભર્યો થોડામા અર્થ ઘણો ભેવ;
ભયો તત્ત્વમસિ વાકયનો ભેદ, વાણી આદે દઇ બોલ્યા વેદ. ૫૪

કાઇ આત્માનું પ્રતિપાદન કરું, તત્વપણું મન જબહી તરું;
વળી જલમાં જ્યમ ભમરા વળે, મન પવનમાહી આવી મળે. ૫૫

નિરખ આવર્ત ભમરાનું નામ, ઠેરવો પાચ ભૂતનો ઠામ,
નેતિ નેતિ કહી કહે નિગમ, આત્મા ભૂત નોયે વસ્તુ અગમ. ૫૬

શિષ્યને ગુરૂ કહે સુણો સત્, મન વસ્તુ વિષે રાખે મત,
શિવતન પ્રત્યે દત્ત કહે સહી, તત્વ ઉપદેશ તું માને તેહી. ૫૭

### દોહરો.

ગુરૂ બતાવે અગમ ગત, એ ભેદ ભૂતકો આયો;
પ્રથમખડ પદ પ્રાપતિ, પ્રેમી જન (સબ) પાયો. ૫૮

### ઇતિ શ્રી પ્રથમ ખંડ સપુર્ણ.




### અથ દ્વિતીય ખંડ.

### દોહરો.

બીજા ખંડની વારતા, વર્ણવી કહું વિસ્તાર;
પ્રેમ અનુભવ ઉપજે, ધીરજે સુણ નિરધાર. ૫૯

---

પ્રબોધો-સમજાવો ષડાનન-કાર્તિક સ્વામી ૫૩ શ્લોકાર્થ-'તત્વમસિ' આદિ મહાવાકયથી આત્માનુંજ પ્રતિપાદન કર્યું છે, અને પાચ ભૂતથી વીંટાયલું જે આ જગત્ છે તેમા દરેક ભૂત એ આત્મા નથી એવી રીતે નિરાસા દ્વારા શ્રુતિ આત્માનું કથન કરે છે. ૫૭. શિવતન-મહાદેવનો પુત્ર કાર્તિક સ્વામી

## ચોપાઇ

જે પંચ ભૂતનો આવર્ત જાણે, વસ્તુ સાગરમાં તેહ વખાણે;
નેતિ નેતિ વેદ કહે નેકી, એવું કારણ તે જાણું એકી. ૬૦

વસ્તુ ભૂત તે સત્ વિચાર, દૃઢ નિગમ એક છે નિરધાર;
મન આઇ શિષ્ય પ્રીછે મર્મ, કહી વસ્તુ જાણો અનુક્રમ. ૬૧

આવર્ત કિંચિત્ પદાર્થ એટી. તન ભૂત ઉપાધિ જાણો તેહી;
તત્વ એહ વિવેકે તરે, ગણતા ભાગ્યે ચેતન ઉગરે. ૬૨

કારણ જાણ્યાનો ઉપાય કહ્યો, લક્ષ બુધ અગોચર લહ્યો;
તો બુદ્ધિ કાર્યમાં એ ટળે, ભેદ વસ્તુ વસ્તુમાં ભળે. ૬૩

## શિષ્ય ઉવાચ.

### દોહરો.

ભૂમિ ચૌદની ભીતરે, લહ્યો ભૂત કલ્લોલ;
પ્રીછ્યો નહિ પરમાતમા, સંશય અંશે સોળ.

## શ્રી ગુરૂ ઉવાચ.

### ચોપાઈ.

તત્વ કલાનું કારણ તેહ, દેખ ચલણ હલણ તે દેહ;
એમાં જીવ ધરે છે આપ, વળી જાણી કહો ભૂતનો થાપ. ૬૪

પંચ ભૂત ઉપજે ઉપાધિ, બણ્યો પંચ બ્રહ્માંડ જ્યું બોધી;
કંઇ ઉઠે ભૂત ભેદ આકાર, સર્વ આકારનો સંસાર. ૬૫

પ્રીછો સ્વર્ગ મૃત્યુ ને પાતાળ, ભાળો ચૌદ લોકની ભાળ;
નિરખ ભૂતવણ પદારથ નહિ, રૂડી પેરે ગાંયે જોયું રહી. ૬૭

ધન નામ રૂપ ભૂતે ધર્યાં, વિવેક કરી કુલ વિરતર્યાં;
લખો રૂપ ત્યા વાસના લિંગ. એહ ભૂતનુ ને જાણો અંગ. ૬૮

---

૬૦. આવર્ત-ચમળ વસ્તુ-બ્રહ્મ ૬૧. નિગમ-વેદ. આઇ-આવી.
૬૩. લક્ષબુધ-લક્ષણા બુદ્ધિથી. અગોચર-બ્રહ્મ ૬૪. ચૌદ ભૂમિ-ચૌદ લોક.
૬૫. આપ-પોતાપણું-અહંકાર. ૬૮. લખો-જુઓ.

સાગરના તત્વના બુદ બુદ શરીર, હેરે ચરાચર બ્રહ્માંડ તે હીર;
સેંજે ઉપજે ને સેંજે શમે, દેખો અણુછનો જીવ હું હું દમે. ૬૯

કરતા કરાવતા નહિ કોય, જોગ ભોગ તે સેંજે જોય;
વળી શમ્યું ઉપજ્યું નથી વસ્તુ વિષે, ધારણ રમે મન મનથી ધસે. ૭૦

પરમાતમાની કોણ કહે પેર, ઠીક પ્રપંચથી અગોચર છેર;
વળી શબ્દ કરીને જે કહેવાય, મગન આકાશ તણો મહિમાય. ૭૧

સ્થિર આકાશ મહત્તત્વથી થયું, રંગ તેથી ચૈતન અલગું રહ્યું,
સ્વભાવ તત્વ તે થયું શૂન્યથી, કલ્પિત શૂન્યથી પ્રકૃતિ કથી. ૭૨

કલ્પના માત્ર સંસાર કલ્પ્યો, તે જાણ્યાવિના સખી જીવ તલપ્યો;
શબ્દવિના જેસો ફુરે સોઇ, જે ઉત્પત્તિ સ્થિતિ લય રહ્યા જોઇ. ૭૩

અહંકૃતિ સોહં બન્યા જો હોય, કહે વાણી વિચાર બન્ને તે કોય;
કોપે બીસાન કુણુ કુને કહે, જો આપ બન્યા આપ સમજી રહે. ૭૪

કોએ પદ હરિજન સેંજે કરે, અણુ ઇચ્છયું તે મન આચરે;
માંહી પદ પ્રીછયાનો એ છે મર્મ, અહં ઉપાધિ નહિ ધર્મ અધર્મ. ૭૫

જીવ ઇશ્વર પદ ભેદી જેહ, (તે) કાન માયાએ નટયો નહિ તેહ;
અનલિંગી નવ દીસે આપ, પુણ્ય કામ નહિ જ્યાં પાપ. ૭૬

---

૬૯ સાગર રૂપ પરમાત્મા. બુદબુદ-પરપોટા. હીર-તત્વ. દમે-હું હુ કરીને દુઃખી થાય. ૭૦. શમ્યું-નાશ પામ્યું. ધારણા-ધારણ કરીને-કલ્પના કરીને. ૭૧. છેર-છેર ! મગન-માગ અવકાશ-રૂપ. ૭૨. મહત્તત્વ-સમષ્ટિ બુદ્ધિરૂપી તત્વ. રંગ !- (અવ્યય.) સ્વભાવ તત્વ-મહત્તત્વ. કલ્પિત શૂન્યથી ઇ૦-ખરેખર શૂન્ય નહિ, પણ કાંઇ કહી શકાય નહિ એવું માટે કલ્પિત શૂન્ય. તે શૂન્યથી પર તેના (શૂન્યના કારણ રૂપે પ્રકૃતિ કહેલી છે-(શાસ્ત્રોમા). ૭૩. શબ્દ વિના ઇ૦-શબ્દની જ્યાં ગતિ નથી, અર્થાત્ જે કહેવામાં આવી શકે તેમ નથી, એવી જે કાંઇ સ્ફુરણા થાય છે તે પરમાત્માનું સ્વરૂપ છે અને તે ઉત્પત્તિ વગેરેનો સાક્ષી છે જેસો જેવો ફુરે-સ્ફુરે. ૭૪. અહંકૃતિ ઇ૦-એ સ્ફુરણામાં જો અહંકૃતિ (અહંકાર) ઉત્પન્ન થઇ હોય તો સોહં, (તે હું) એવું જ્ઞાન ઉત્પન્ન થાય અને પછી વાણી અને વિચાર બન્ને થયાં એમ કોઇ કહી શકે તાત્પર્ય એ છે કે વસ્તુત અહંકાર વગેરે કાંઇ ઉત્પન્નજ થયું નથી, એટલે મન અને વાણી પણ ઉપજ્યા નથી, તો પછી પરમાત્માનું સ્વરૂપ કોણ કોને કહે ? બીસાન-કોઇ બી સાન કોઇ પણ અકકલ વડે ?. ૭૬. ભેદી-બન્ને પદને ભેદીને પાર જનારો અર્થાત્ જીવ અને ઈશ્વરની ઉપાધિઓ

## શિષ્ય ઉવાચ.

### દોહરો.

શાસ્ત્ર અન્ય બહુ સાંભળ્યાં, માહે ગુંચાણું મન;
અહંકૃતિથી રહે અલગો, જો જાણે અનુભવી જન. ૭૭

### ચોપાઇ.

પ્રીતે કૃપા કરી તે કહો ઉપાય, જેણે અહં ભાવના મનથી જાય,
મહા સમર્થ મન પ્રકટે માય, તન મન શીતળ હોવે ત્યાંય. ૭૮

## શ્રી ગુરૂ ઉવાચ.

### ચોપાઇ.

સાંભળ શિષ્ય તું ગુરૂ કહે શાખ, હૃદયમાંહી સમજી મન રાખ;
કૃષ્ણે વાયક ગીતામા કહ્યું, લગન કરી અર્જુને લહ્યું. ૭૯

### દોહરો.

પારથ સમજ્યો પ્રીતથી, અનુભવ દીનો એક,
મહા સ્વરૂપી બતાવી માયા, વાણી કૃષ્ણ વિવેક. ૮૦

### શ્લોક.

यस्य नाहंकृतो भावो, बुद्धिर्यस्य न लिप्यते ।
हत्वापि स इमांल्लोकान्न, हन्ति न निबध्यते ॥ ८१

### અર્થ. ચોપાઇ.

વાણી કહે, કૃષ્ણ સુણુ અર્જુન વીર, દઢમતિ કહે ગુરૂ શિષ્ય સાંભળ ધીર,
ઘટ અહંકાર જેને નહિ લગાર, મોહી બુદ્ધિ નહિ લેપે સંસાર. ૮૨

---

લાગીને બન્નેની બ્રહ્મ રૂપે એકતા સમજનારો નટયો-નાચ્યો. અર્થાત્ કાળ અને માયાની ઇચ્છા પ્રમાણે તે નાચતો નથી અનલીંગ-સત્ કે અસત્ બેમાંથી એકે ચિન્હ વડે ઓળખી શકાય નહિ એવી ૭૮. લગન કરી-ધ્યાન આપીને

જગત હત્યા( રા ) હોયે જો જન, તોએ પરાભવ નહિ તે તન;
તે કર્તા થકા અકર્તા તેહ, દીનમા અહંભાવ નહિ જેહ. ૮૩

દેખ અર્જુનને કહે જગદીશ, એ તત્વદર્શી તે આપે ઇશ;
તત્વ ગુરૂ કહે સુણ શિષ્ય તેહ, ઉદ્ધવ પ્રત્યે હરિ કહે એહ. ૮૪

ભેદ તે સત્ ગુરૂનો ગુરૂ ભાગ, વધુ શાસ્ત્રનો નહિ અહિં લાગ;
વળી કાડ ચાદમા બોલ્યા વેદ, ભાવે જાણે તે વિરલા ભેદ. ૮૫

કૃષ્ણે ગીતામાં જે દ્વારદ કહ્યું, સત્ દત્તાત્રયે અંતર સહ્યું;
વળી રઘુપતિ પ્રત્યે કહ્યુ વસિષ્ઠ, ઉદ્ધવ પ્રત્યે કહ્યું તે ઇષ્ટ. ૮૬

જે કહ્યું અવની તે અવનીમા જાણે, વળી ઉદક નહિ ઉદકની ખાણે;
જો તેજ તે રૂપે તેજ જાણે, મારૂત નહિ મારૂત પ્રમાણે. ૮૭

આકાશ નાહિ જો આકાશ, નર દષ્ટ વસ્તુનો થયો નિરાશ;
પછી બુદ્ધિ ભેદે ભાસ્યું વિપરીત, રે'ણી ચાલો અવળી રીત. ૮૮

આતમ ગુરૂ દષ્ટિ જો આપ, સ્થિર બુદ્ધિ હોયે ગુરૂ થાપ,
એ બુદ્ધનુ કાર્ય વિચારણ અલગ, સર્વ ચિદ્ વિલાસ દીસે સલગ. ૮૯

અવની ચેતન ચેતન આપ, વળી ચેતન અનલ અનલતા વ્યાપ;
ગો ચેતન વ્યોમ બ્રહ્મ અવિગત સદા, એ ઓળખે ચિત્ત મટે આપદા. ૯૦

ભ્રષ્ટ દષ્ટે દીસે છે ભૂત, ભેદ વસ્તુ વિચારે છે અદ્ભુત;
વસ્તુ વિચારે તું છું વસ્ત, એ કાણુ કહે ઉદયને અરત. ૯૧

---

૮૩. પરાભવ-તોપણ પોતાના શરીરથી પરાભવ પામતો નથી. તેને હત્યા નડતી નથી ૮૫. ભેદ ઇ૦-શાસ્ત્રોમા જ્યા જીવ ઇશ્વર વગેરે ભેદ રૂપે કથન કર્યું છે તેમા સદ્ગુરૂનો ગુરૂભાગ છે એટલે ગુરૂ તેનો ખુલાસો કરે ત્યારેજ સમજાય એમ છે. અર્થાત્ એ ભેદમાથી ઉપાધિ માનનો ત્યાગ કરીને અભેદ માન સમજવાનો છે ચાદ કાડ વેદ-યજુર્વેદના શતપથ બ્રાહ્મણના ચાદ કાડ છે તેને ઉદ્દેશીને અહીં કહ્યુ છે ૮૭ અવની ઇ૦-જ્યા પૃથ્વી એવું કહ્યું હો ત્યા પૃથ્વી ન સમજતા તેનુ મૂળ કારણ સત્ બ્રહ્મ સમજવું, કેમકે પૃથ્વી કાર્ય હોવાથી અનિત્ય છે, પણ તેનુ આદિ કારણ બ્રહ્મ નિત્ય છે એજ રીતે ઉદક વગેરેનુ પણ સમજવુ ૮૮ પછી ઇ૦-એમ છતા પણ બુદ્ધિ ભિન્ન હોવાથી એથી ઉલટુ ભાસ્યુ એટલે જ્યા સત્ જોવુ જોઇએ ત્યા પૃથ્વી વગેરે જોવા લાગ્યો. ૮૯ આતમ ઇ૦-આત્માને ગુરૂની દષ્ટિથી જો એટલે ગુરૂના ઉપદેશાનુસાર વિચાર કર. સલગ-સળંગ ૯૧. ભ્રષ્ટ દષ્ટે-આત્માથી બહિર્મુખ

## શિષ્ય ઉવાચ.

### દોહરો.

શિષ્ય કહે પ્રભુ સાંભળો, મુજ સંશે એહ મન;
તે વકરી દૃષ્ટિ કોતણી, ઓર વસ્તુ વિના નહિ અન્ય. ૯૨

## શ્રી ગુરૂ ઉવાચ.

ગુરૂ કહે વસ્તુ જ્ઞાનમાં, વિવેક મોટી વાત;
પ્રપંચ નામ તેણે પડ્યું, તે લઘુ દીર્ઘ કહે તાત. ૯૩

પ્ર કહેતાં પર બ્રહ્મ છે, પંચ કહેતાં ભૂત પંચ;
પ્રપંચ નામ જૂઠા પડે, વંઝાપુત્રજ વંચ. ૯૪

### ચોપાઇ.

છે મિથ્યા પુરૂષ મિથ્યા થયો છતો, વહ્નો જાય તે પ્રકૃતિવતો;
નિરખ મિથ્યા તેનું રૂપ ને નામ, ગમાર મિથ્યા જ્યમ બધું ગામ. ૯૫

તેને ભૂત ભવિષ્ય વર્ત્તમાન જ તેહ, નર ધર્મ અર્થ મોક્ષ કામ સ્નેહ;
સો ઉત્પત્તિ સ્થિતિ લય તેને સોય, હાણ વૃદ્ધિતા સુખ દુઃખ હોય. ૯૬

તે બાલ જોબન વૃદ્ધ ત્યાં તેહ, દેખો દુઃખ સુખ ખટ ઉર્મી દેહ;
તે મિથ્યા પુત્ર માયાનો માન, જેને જીવ ઇશ્વર એ કહે જાણ ૯૭

સો જીવ ઇશ્વર કહીએ સંસાર, તે વિદ્યા અવિદ્યા દો વિસ્તાર.
સત્ કર્મ વિકર્મ સર્વે સત્ય, તે આપુંપું જ્યાં નિત્ય અનિત્ય. ૯૮

જે ભજવા ઇશ્વરને જાય, કહીએ બંધન તે જીવ કહેવાય;
તે ઇશ્વર ભજે જીવ નહિ ટળે, રેંશી વિના તે સંસાર રળે. ૯૯

જેમ અજાણી બાંધી જાળ, પરખો વસ્તુ મરે પંપાળ;
જીવ ઇશ્વર માયાના જેહ, તે સ્વામી સેવક ભવોભવ તેહ ૧૦૦

---

દૃષ્ટિથી ભૂત-પૃથ્વી વગેરે ૯૨. વકરી-બગડેલી-બહિર્મુખ થયેલી ૯૪. પ્રપંચ શબ્દની નિરૂક્તિ કરે છે પ્ર ઇ૦. ૯૬. તેને—> મિથ્યા ઉત્પન્ન થયો છે તેને. ૯૭ ખટ ઉર્મી—શીત, તાપ, ભૂખ તરસ, સુખ દુઃખ ૯૮. તે આપોપું ઇ૦-તે જીવ ઇશ્વર આપોપું (અહંકાર) ધારણ કરે છે અને નિત્ય અનિત્યનો ભેદ પણ ત્યાંજ છે. ૯૯. રળે-પ્રાપ્ત કરે. ૧૦૦. અજાણી-અજાણી-

કલ્પના માત્ર અજ તે કહી, લખ ચાર ખાણુ વાણી તે લહી;
નર વસ્તુ વિષે એક દ્વંદ્વ નાંહી, જે દીસે તે માયા ફંદ જમાંહી. ૧૦૧

## શિષ્ય ઉવાચ.

### દોહરો.

માયા મમતા બળવતી, દેખો કેણે કરી ગુરૂ દેવ;
સમર્થ એહ સંસારમા, ભણી કહો મુજ ભેવ. ૧૦૨

## શ્રી ગુરૂ ઉવાચ.

### ચોપાઇ.

એ માયા સ્વે સ્વે બળવંતી એહ, તે મિથ્યા હતી થઇ છતી તેહ;
નામ છે પણ રૂપ તે નાંહી, મોલા સુર દાનવ મુનિ ભૂપ માંહી. ૧૦૩

## શિષ્ય ઉવાચ.

### દોહરો.

હરિ હર અજ દાનવ મુનિ, મોલા સર્વ તે માંય;
એ જીવતણો શો આશરો, એ સંશય મુજ આય. ૧૦૪

### ચોપાઈ.

જો રામા જાણી જે જૂઠી, મૂકે પંચભૂતની મૂઠી;
નીચ બુદ્ધિ ટાળો (તો) વરસે નૂર, અનુભવ આનંદ આવે ઉર. ૧૦૫

---

અગાડી. પશુઓના જવાના માર્ગમા ખાડો ખોદીને પછી ત્યા જાળ બાધે છે તેને અગાડી કે અજાડી કહે છે. એ અર્થમા અહીં ' અજાણી ' શબ્દ લખેલો જણાય છે. ૧૦૧. અજ-માયા દ્વંદ્વ-રાગ દ્વેષાદિ જોડકા. ૧૦૩ સ્વે સ્વે-પોતાના ( બ્રહ્મના એકદેશમા ) પોતાની મેળે રહેલી છે, અર્થાત્ અનાદિ કાળની છે, અને મિથ્યા છે, માટે તેનો ઉત્પત્તિનો સમય કહી શકાય એમ નથી.

૧૦૪. અજ-બ્રહ્મા. આય-આવ્યો. ૧૦૫. રામા-સ્ત્રી. અર્થાત્ માયા. જાણીજે-જાણવી. નૂર-તેજ-જ્ઞાન.

કહીએ સુર અનુભવ કલાકરણી, ભારે કર્મ કર્પણ ભર ઉડી હરણી;
આદિ નિરાલંબ વસ્તુ આદરણી, ધર પદ પ્રાપ્તિ ના દીસે ધરણી. ૧૦૬

વરસે ગગન ન દીસે વેહરો, પ્રેમ બ્રહ્મ કવચ તે પેહેરો;
આંખે દ્વૈત અદ્વૈત ના દીસે એહરો, ચિંતા ટળે દ્વૈતાદ્વૈતનો ચેહેરો. ૧૦૭

વળી સંશયમાં પડયો સંસાર સવાયા, મન નિઃસંશય નહી મૂળ જે માયા;
ગુણ નહિ હું તું કોણ ગુણ ગાયા, શિષ્ય વિચારી માંહી સમાયા. ૧૦૮

નર કે'વા સુણવા કાંય નથી, કલ્પના થાપી અણછતી કથી;
સો કલ્પનાએ કીધો સંસાર, તે પુરૂષ પ્રકૃતિ કેરો વિસ્તાર. ૧૦૯

સ્થિર વાચારંભણ સાચું થયું, ગુણ આપોપું વિસરી ગયું;
આપ સંભાળ્યું નરે ફરી, મન મુક્તિ પામ્યો તે વણમરી. ૧૧૦

કાંઇ આકાશ માહે હોયે અંધકાર, પછી ભાગે ચક્ષુતણો વેપાર;
પોતાનો જો ન દીસે પંડ, માને કેસો પ્રપંચનો મંડ. ૧૧૧

---

૧૦૬. કહીએ ઇ૦–? આદિ ઇ૦–સર્વથી આદિ એવી નિરાલંબ બ્રહ્મ વસ્તુનો આદર કરવો. તેમ કરવાથી ધર ( મૂળ ) ના પદની પ્રાપ્તિ થશે, અને પૃથ્વી વગેરે કાંઇ માયાનું કાર્ય જોવામાં આવશે નહિ. ૧૦૭. વરસે ઇ૦–જો ગગન વરસે–ચન્દ્રમાથી અમૃત ઝરે તો પછી કાંઇ વેહેરો ( ભેદ ) જણાશે નહિ. અથવા પૃથ્વીની પેઠે ગગનમાંથી વરસની વૃષ્ટિ અર્થાત્ જળ તત્વોનો પણ બાધ કરી શકાશે. એહરો–હેરો, જુઓ. ચેહેરો–સ્વરૂપ. ૧૦૮. વળી ઇ૦–વળી સંસાર તો સવાયા ( વધુ ) સંશયમાં પડયો છે, પણ જ્ઞાની તો સમજે છે કે મૂળ માયાજ નથી એમ મનમાં નિઃસંશય છે. તેજ પ્રમાણે ત્રણ ગુણ પણ નથી તો હું, તું વગેરે શી વસ્તુ છે ? અર્થાત્ તે કાંઇ છેજ નહિ. ૧૧૦. વાચારંભણ–' वाचारंभण विकारो नामधेय मृत्तिकत्येवं सत्यं " એવુ શ્રુતિનું વચન છે. એનો એવો અર્થ છે કે ઘટો, ગાડિયું, વગેરે જે માટીના વિકારો ( કાર્ય ) છે તે વાણીથી આરંભાતા નામ માત્ર છે, ( તે અસત્ છે ) પણ તેના કારણ રૂપ માટીજ સત્ય છે. એજ રીતે જગત્ એ કાર્ય હોવાથી નામરૂપાત્મક માત્ર છે અને તેથી અસત્ છે. માત્ર તેનું કારણ બ્રહ્મ એજ સત્ય છે. એ વાત મનમાં રાખીને કેવળપુરી કહે છે વેદમાં જે ' વાચારભણ ' શ્રુતિથી તત્વ કહ્યું છે તે સાચું થયુ અને ગુણ તથા અહંકાર એ બધું વીસરી ગયું, અર્થાત્ નષ્ટ થઇ ગયું. આપ–પોતાનું મૂળ સ્વરૂપ. વણમરી–મુઆ વિનાની. અર્થાત્ જીવન્મુક્તિ. ૧૧૧. મંડ–મઠાણ કે મંડપ. તો પછી જગતનું મંડાણ શી રીતે દેખે ?

મનોમયે સઘવું અંડાણ, વળી મનોમયે પંડિતની વાણ;
લખો મનોમયે સર્વે લોક, ફેર મનારચિત એ સર્વે ફોક. ૧૧૨

ગચ્યા મનવડે પંડિતે બાધ્યો ગ્રંથ, પછી મનવડે દર્શન મનવડે પંથ,
જોગી મનવડે સાધે જોગ, ભોગીએ મનવડે માન્યો ભોગ. ૧૧૩

જો મનવડે ઇશ્વર મનવડે જીવ, કંઇ મનવડે ઘાટ ઘડે ચક્રીવ;
સો મનમાં મન જ્યારે ગયું શમી, ઉઠતી ત્રિપુટી પ્રકૃતિ આથમી. ૧૧૪

જ્યમ છાક મદિરા પીધે છકે, બીજ વિના પ્રપંચે બકે;
વળી મદ ઉતર્યો પાછો વળી, ત્યારે પ્રકૃતિ ત્રિપુટી ટળી. ૧૧૫

મનમાંહે માયા તે મન, વહ્નિ જ્વાળા જ્વાળા તે વહ્ન;
સર્વ અગ્નિ અગ્નિમા ગયો શમી, સ્થિર સંખ્યા તેજ માયા આથમી. ૧૧૬

તે માટે સત્ સત્ય સર્વથા તેહી, જે માને મન મેલે માને વૃથા જેહી;
જો એમ જાણી પીટી જાયે, ધણી કોણ બીજો પુંઠે ધાયે. ૧૧૭

## શિષ્ય ઉવાચ.

કો' એ શિષ્ય પુરૂષ વશ કરે, તે સ્વામી જો મન અવતરે,
ગુરૂ કહે સાંભળ નર જ્ઞાની, મુખ વચન સત્ લેજે માની. ૧૧૮

પરંપરાનો નિજ તન પાયો, મન અગ્રજ થઇ માંહે સમાયો;
સાંભળ તેહ ઉપર કહું સાખ્ય, હૃદય દત્ત ખોલ્યા તે રાખ્ય. ૧૧૯

---

૧૧૨. લખો-જુઓ ફેર-પછી. ૧૧૪ ચક્રીવ-કુંભાર ત્રિપુટી-કલ્પના કરનાર, કલ્પના અને કલ્પેલો પદાર્થ એ ત્રણનો સમૂહ ૧૧૫. બીજ-હેતુ ૧૧૬ વહ્ન-વહ્નિ-અગ્નિ સંખ્યા-જ્ઞાન જેવું 'સ્થિર એવું જ્ઞાન હતું' તે માયા આથમી ગઇ. ૧૧૭ જે માને ઇ૦-જે માયાને મન માને એટલે જાણે અને જેને મિથ્યા માનીને મેલે-છોડી દે, જો એમ ( મિથ્યા ) જાણેલી માયા નાશ પામે તો પછી એની પાછળ દોડનારો બીજો કોણ ધણી થાય ? મતલબ કે માયાને ન જાણી હોય ત્યાં સુધી તે સત્ય ભાસે છે અને જીવને દુખી કરે છે, એક વાર તેનું મિથ્યા સ્વરૂપ જાણવામાં આવ્યું એટલે તે દગાખોર લજવાયલી સ્ત્રીની પેઠે ફરી મો બતાવતી નથી, અને જેણે તેને મિથ્યા જાણી છે તે પુન તેને જોવાને ઇચ્છતો પણ નથી, કેમકે તે પોતે પોતાને પરમાત્મ સ્વરૂપ સમજે છે. ૧૧૮. કોઇ૦-શિષ્ય કહે છે કે માયા જે પુરૂષને વશ કરે છે તે માયાનો સ્વામી જો મન થઈને અવતરતો હોય તો તે કહો. અર્થાત્ મનની ઉત્પત્તિ કહો. ૧૧૯. મનની ઉત્પત્તિજ થઇ નથી પણ તે અનાદિ છે એમ કહે

જો માનુભાવનો અનુભવ જેહ, સમજી લેતાં ટળે સંદેહ. ૧૨૦

### દોહરો.

અશ્લોક માંહી અર્થ છે, મનનો કહ્યો મરમ;
ગીતા ગાઇ સત જ્ઞાનમાં, પારથ આગે પરમ. ૧૨૧

### શ્લોક.

मनो यौ गगनाकारं, मनो वै सर्वतोमुखम् ।
मनो वै परमात्मेदं, मनो वै परमार्थकम् ॥ १२२

मन एव मनुष्याणां, कारणं बन्धमोक्षयोः ॥
येन आलिङ्गिता कान्ता, तेन आलिङ्गिता सुता ॥ १२३

### અર્થ. ચોપાઈ.

મનવડે મોક્ષ રહ્યો તે માની, જોયે મનવડે બંધન જાણી;
નિરખ મને ઠેરાવે નામ, કરે મનવડે સઘળી કામ. ૧૨૪

જાયા જે બીજે પતિ જાણ, પિતા પુત્રી આલિંગન પ્રમાણ;
અર્થ જાણે સુભાષિત એહ, હવે કહું દત્ત બોલ્યા તેહ. ૧૨૫

માંહી ગગનાકાર થાય જો મન, જાણે મન મોક્ષ તોએ તે જન;
રેણી પરમાત્મા મને તે રહ્યો, લે મન પરમારથ સરવે લહ્યો ૧૨૬

---

છે: પરંપરાનો ઇ૦. પરંપરાનો—અનાદિ કાળથી. અગ્રજ—સૌથી પ્રથમ જન્મ પામનાર સ્થૂલ દેહનું કારણ પણ મન છે, માટે મન એજ સૌથી પ્રથમ જન્મ પામનાર છે. ૧૨૦. માનુભાવ—મહાનુભાવ—મોટા પ્રતાપવાળા. ૧૨૨. गगनाकारं—આકાશ જેવું અરૂપી. सर्वतो मुखम्—ચારે પાસે ગતિ કરે એવું. એ મન એજ પરમાત્મા છે અને મન એજ પરમાર્થ સ્વરૂપ છે. એવો બાકીના બે પદનો અર્થ છે. ૧૨૩. મન એજ માણસોના બંધ અને મોક્ષનું કારણ છે, જે દેહ વડે સ્રીનું આલિંગન કરવામા આવે છે તેજ દેહ વડે દીકરીનું પણ આલિંગન કરાય છે, અર્થાત્ સ્રી અને દીકરી વચ્ચે ભિન્નતા માત્ર · મનથીજ મનાય છે. ( બે જુદા જુદા શ્લોકના પૂર્વાર્ધ ઉત્તરાર્ધ ભેગા કરીને આ શ્લોક સરજ્યો જણાય છે. ) ૧૨૫. જાયા ઇ૦—જાય.ને જે આલિંગન કરે છે તે બીજો છે એટલે પતિ છે એમ જાણું અને પુત્રીને આલિંગન કરે છે તે બીજો છે એટલે પિતા છે, એમ કહેવાનો ભાવ છે. ૧૨૬. ગગનાકાર—શૂન્ય.'

કૃત્ય મનનું તે માટે કહું, લગન કરી મન ઉન્મત્ત સહુ;
સત્ય પરમાત્મા કહે તું સહી, મન સત્ વર્તે તેની તે મહીં. ૧૨૭
ઉદધિ લહેર જો ઉદધિ તણી, ધાર મન લે'ર હરિ તે ધણી;
રંગ લવણુ રૂપ લવણે રહ્યો, લવણે સિંધુ કયમ કરી લહ્યો. ૧૨૮
ગયું મધ્યમાં જ્યારે મીઠું ગળી, મુખ કોણ કહે મને વસ્તુ મળી;
ધારો પંડિતે કર્યો નિરધાર, સમજે મનવિના કયાં સંસાર. ૧૨૯
તે સર્વે મન કારણ તણું, પછી જુઓ વિચારી આપ આપણું;
સંત સમજે સંતનની સાન, માહ્યાં ચિત્રવિચિત્ર દેખે તે માન. ૧૩૦
સુષુપ્તિમાં મન જો શમે, રંગ ચૈતન સદોદિત રમે;
લહે ચાર અવસ્થા મન તે લખે, રે'ણી વસ્તુ સેજે રખે. ૧૩૧
માંહી વિચિત્રતા મૂકી રહે જો મન, એ મન સંજ્ઞા લહે અમન;
પામ્યું અમનતા મન તે પાર, ત્રણ સાગરનો થયો નિસ્તાર. ૧૩૨
તે સાગર ના દેખે તોય, હવે ભોમિ વિકારથી અલગો હોય,
સત્ દૃષ્ટાંત કહું તેનું સાર, વળી કોઇ જન જઇ બૂડયો વાર. ૧૩૩
કાયા જડતા પામ્યો મરતે કરી, સર્વ અમનને સંસૃતિ વિસરી, ૧૩૪

## શિષ્ય ઉવાચ.

### દોહરો.

મોટા સંશય મુજને, તે કેમ ચાલે તન,
દેહ ધારી શા દેખીએ, જે સંસૃતિ વિસરે જન. ૧૩૫

---

૧૨૯. મધ્યમા ઇ૦-મીઠાની પૂતળી સમુદ્રમા પડી તે ઓગળી ગઇ, પછી હું સમુદ્રરૂપ થઇ એમ કોણ કહે? નમજ બ્રહ્મરૂપ થયા પછી હું બ્રહ્મરૂપ થયો એમ કોણુ કહે? ધારો-નિયમ-સિદ્ધાત ૧૩૦ માન-મન. ૧૩૧. રંગ ચૈતન ઇ૦ ત્યા ચૈતન સદોદિત (સદૈવ) રગ રમે છે-આનંદ ભોગવે છે. રખે-રાખે. ૧૩૨ અમન-મન વગરનું-બ્રહ્મ. પામ્યુ ઇ૦-જે મન અમનપણું પામ્યું તે પાર (પડયું.) તે ઇ૦-તે સાગરને કે તોય (જળ) ને દેખતો નથી. વાર-પાણી. ૧૩૪. સંસૃતિ-જન્મ મરણુ રૂપ સંચાર ૧૩૫. તે કેમ ઇ૦-તેમનું શરીર કેમ ચાલે છે? દેહ ધારીશા-દેહ ધારી સરખા-બીજા માણુસો જેવા મતલબ કે, જે મુક્ત થયો તે પણ બીજા માણુસ જેવોજ દેખાય છે તે ચેષ્ટા કરે છે તો

ઉત્તમ શ્લોકમાં આતમા, અષ્ટાવક્રે કહ્યો અર્થ;
શુક સમજાવ્યો સાનમાં, સાચો એક સમરથ. ૧૩૬

### શ્લોક.

निर्वासनो निरालंबो, स्वच्छंदो मुक्तबंधनः ।
क्षिप्यो संस्कारवातेन, चेष्टते शुष्कपर्णवत् ॥ ૧૩૭

### અર્થ. ચોપાઇ.

ગમ કર વાસનાલિંગ ત્યાં ગળ્યું, તેનું ત્યાં અવલંબન ટળ્યું,
થઇ સ્વેચ્છા તે ત્યાં થયો, મુક્ત બંધ સંશય ત્યાં ગયો. ૧૩૮

તે સંત સંસ્કારે થયું તું તન, જે ઇચ્છા થઇ વિસરજન;
દઢ થયા અનલિંગી કહું દૃષ્ટાંત, મન સમજે તો હોયે ધિમંત. ૧૩૯

ખોજ શુષ્ક પત્ર તરૂપર થયું ખરે, ફેરવે જોગે પૃથ્વિની ફરે;
થંભે પવન તો તે સ્થિર થાય, જલ સ્થલ માંહી વાયુ જોગે જાય. ૧૪૦

આપ મુક્ત નહિ બંધન એહ, જેમ દ્વૈતાદ્વૈત વિના કબંધ જેહ;
કોઇ તજજ્ઞને અન્ય શું કરે. ફોકટ જગત્ જાણે જે બોલે ફરે. ૧૪૧

સ્ફટિકને નિકટ બહુ રંગ, એહ પ્રતિબિંબ મણિને અંગ:
વળી મણિમધ્યે નહિ એક વાન, ભાસે જોગ મળે પ્રતિભાન. ૧૪૨

સ્ફટિકની પેરે તે સદા, જે લિંગ વિના શિષ્ય લાગે જૂદા;
ઉત્પત્તિ પ્રલય નહિ વસ્તુ વિષે, રસ લક્ષાલક્ષ વિવર્જિત રખે. ૧૪૩

---

પછી મુક્ત અને અમુક્તમાં ફેર શો ? ૧૩૬. ઉત્તમ શ્લોક-પરમાત્મા. ૧૩૭. અર્થ-શિષ્ય વાસના વગરનો, બ્રહ્મરૂપ, સ્વચ્છંદ અને બંધન વગરનો થયો છતાં વાયુ વડે જેમ સૂકું પાંદડું ઉડે છે તેમ પૂર્વના સંસ્કાર વડે તે ચેષ્ટા કરે છે.

૧૪૧. કબંધ-માથા વિનાનું ધડ. તજજ્ઞ-તત્ત્વજ્ઞાની. જગત્ ઇ૦-તે જ્ઞાની બોલે છે ને ફરે છે એવું જે જગત્ જાણે છે તે મિથ્યા છે. ૧૪૨. વળી-'પણ'ના અર્થમાં વાન-વર્ણ-રંગ. પ્રતિભાન-પ્રતિબિંબ. ૧૪૩ લિંગ-વિના-સ્ફટિકને જેમ રંગ નથી છતા તે ઉપાધિથી રંગવાળો ભાસે છે તેમ જ્ઞાની પણ લિંગ ( સંસાર ઉપાધિ ) વગરનો છતાં જુદા જુદા પ્રકારની ચેષ્ટા-વાળો ભાસમાન થાય છે. રસ ઇ૦-જ્ઞાની લક્ષ અને અલક્ષ રહિત થઇને રસ રાખે છે-વિષયો ભોગવે છે.

## શિષ્ય ઉવાચ.

### દોહરો.

વળી ક્યમ ટળે સંગ વાસના, વસ્તુ કહો વૈરાગ,
ખોજી કહો ત્રીજા ખંડમા, ત્યારે થાય સંશેનો ત્યાગ. ૧૪૪

### ચોપાઇ.

ભલો પહેલે ખંડે કહ્યો ભૂતભેદ, વળી બીજે કહ્યો જ્ઞાન નિર્વેદ;
લક્ષ ગુરૂ ગોવિંદ સન્મુખ લહ્યા, ધર તે ખંડ બે પૂરણ થયા. ૧૪૫

### દોહરા.

ભેદ વસ્તુ સત્ સાંભળે, વળી ગુરૂ શિષ્ય સંવાદ
નિર્વેદ જ્ઞાનનું નામ છે, પરહર સખી ઉપાદ. ૧૪૬
વળી ત્રીજા ખંડની વારતા, તે સતગુરૂ દેવો બતાય;
કર જોડી વંદન કરૂં, જણી મન સંશે જાય. ૧૪૭
વૈરાગ વસ્તુ વર્ણવુ, જાણે તે દ્વૈત જાય,
સત્ જીવ ઇશ્વર પદ સ્પર્શતાં, અદ્વૈત રૂપ તન આય. ૧૪૮
કવણ જીવ ઇશ્વર કવણ, કવણ વિશેષણ તેહ,
શિષ્ય તે અસતને પ્રીછતા, સર્વે ભાગે સંદેહ. ૧૪૯

### ઇતિ શ્રી દ્વિતીય ખડ સપૂર્ણ.

## તૃતીય ખંડ.

### ચોપાઈ.

એ સાભગ સમત કહું ગુજ સગ, શકર ભાખ્યં તણો સુચંગ,
તીવ્ર બુદ્ધે કરી ગ્રહજે તન, વળી મહાપુરૂષ તે બોલ્યો વચન. ૧૫૦

---

૧૪૫ ધર–પ્રથમના ૧૪૬. ઉપાદ–ઉપાધિ ૧૫૦. સમત–સમત. સુચંગ–ઘણો સારો

### દોહરો.

શિવ પુરાણની સાંગન્યા, સત્ બતાવ્યો એહ;
તત્વજ્ઞાન કહું તુજને, શ્રી શ્લોક ( અશ્લોક ) માંહિ તેહ. ૧૫૧

### श्लोक.

कार्योपाधिरयं जीवः कारणोपाधि रीश्वरः ।
कार्यकारणतां हित्वा । पूर्णबोधोऽवशिष्यते ॥१॥ ૧૫૨

### ચોપાઈ.

જે કાર્ય ઉપાધિતણું નામ જીવ, દેખ કારણ ઉપાધિ ઇશ્વર સદીવ;
જીવ ઇશ્વરનું કારણ જેહ, તે પરિબ્રહ્મ નામ તો ભણીએ તેહ. ૧૫૩

### દોહરા.

કલા જીવ ઇશ્વરતા એ કહે, ભાખ્યા પદ પરિબ્રહ્મ;
પદ તત્વમસિ પ્રીછતાં, તે દીસે જયમ છે ત્યમ. ૧૫૪
સુલભ માર્ગ એ સંતનો, કાય કલેશ નહિ કોય;
સમજણ સાધત એ સાધતાં, હરદે પ્રકાશી જો હોય. ૧૫૫
તે મહા અનુભવ મહાંતનો, ચિતવે મન વિચાર;
પળમાં સુવર્ણ નિપજે, પ્રકાશને પ્રતીકાર. ૧૫૬

### ચોપાઈ.

સો હેત બિના બ્રહ્મ કારણ સદા, જેમ નભ ઉદરે વરતે બહુ જદા;
સુણ લઘુ ધુમર ઘન વરસે સમે, રંગ અવકાશ વિના કહો ક્યાં રમે. ૧૫૭

---

૧૫૪. કળા—અંશ. 'तत्त्वमसि' એ વેદનું મહાવાક્ય છે. એમાંનું तत् પદ ઇશ્વરનું વાચક છે ને त्वं પદ જીવનું વાચક છે; એ બન્ને પદમાંથી ઇશ્વરની સર્વજ્ઞતા વગેરે અને જીવની અલ્પજ્ઞતા વગેરે ઉપાધિ કાઢી નાંખતાં બાકી ચૈતન્ય માત્ર રહે છે એ રીતે એ પદમાંથી બ્રહ્મ ભાસે છે. ૧૫૬ પળમાં ઇ૦—જ્ઞાન રૂપી પ્રકાશના પ્રતીકારથી (ઉપાયથી) એક ક્ષણમાં મુમુક્ષુજન સુવર્ણ જેવો ( શુદ્ધ ) નીપજે છે. ૧૫૭, વસ્તુતઃ બ્રહ્મ કોઇનું કારણ નથી એમ છતાં તે કારણ રૂપ દેખાય

મધ્યે વ્યોમ વિષે સંભવે નહિ માન, દેખ કારણ બ્રહ્મ તે એમ નિદાન;
સો ઉપર દૃષ્ટાંતજ સાર, ધારે એહી વસ્તુ નિરધાર. ૧૫૮

ચૌદશ રવિ કિરણે જલ ઉંચો ચડે, પછી મેઘબિંદુ થઇ પૃથ્વી પડે;
જોતાં દિનકર પરપંચ જોએ, સેજ ઇશ્વર સુરજનો સોએ. ૧૫૯

કરણી ને આદર નહિ જો કશો, વળી સત્ય ભેદ તેજમાં વસ્યો;
વળી જીવ ઇશ્વર પરિબ્રહ્મને વિષે, લેખો મચિત્ર માયા રહી લખે. ૧૬૦

## શિષ્ય ઉવાચ.

### દોહરો.

પદ જીવ ઇશ્વર પ્રીછતે, હવે વિધ આવી સહ હાથ;
જો વિશેષ કહો મુજને, સરવ સંશે ટળે સાથ. ૧૬૧

---

છે તે કહે છે સો હેત બિના બ્રહ્મ ઇ૦.–સો (તે) બ્રહ્મ હેત (હેતુ) વિના જગતનું કારણ સદા કહેવામાં આવે છે. દૃષ્ટાંત આપે છે જેમ ઇ૦–જેમ આકાશમા ઘણી વસ્તુઓ રહે છે. વરસે સમે ( વર્ષા સમે ) સૂક્ષ્મ ધૂમર અને વરસાદ વગેરે રંગ દેખાય છે તે અવકાશ વગર કયા રહે ? અર્થાત્ વાદળા વગેરે આકાશમાથી ઉત્પન્ન થતાં જણાય છે પણ આકાશ તેનું કારણ નથી તેમ જગત્ બ્રહ્મમાથી ઉત્પન્ન થતું જણાતા બ્રહ્મ તેનું કારણ નથી, એમ છતાં કારણ કહેવાય છે ૧૫૯. ત્યારે હવે જગતની ઉત્પત્તિ કોણ કરે છે તેનું દૃષ્ટાંત આપે છે. ચૌદશ ઇ૦– રવિના કિરણોથી તપીને ચારે પાસેથી જળ ઉંચું ચડે છે અર્થાત્ મેઘ ઉત્પન્ન કરવાનો પ્રપચ દિનકરનો છે; એટલે મેવનો ઇશ્વર સુરજ છે. ૧૬૦. ખરૂં જોતા સૂરજને પણ મેઘ ઉત્પન્ન કરવામા ક્રિયા તથા આદર ( ઇચ્છા ) નથી, પણ, તેના તેજનો એ સ્વભાવ છે એ, એ વાતનો સત્ય ભેદ છે, તેમ એ દૃષ્ટાત જીવ, ઇશ્વર અને પરબ્રહ્મમા લાગુ કરો. અર્થાત્ બ્રહ્મને વિષે રહીને માયા જગત્ રૂપી ચિત્ર લખે છે. એ સર્વ વાત કરણી ઇ૦ ચોપાઇથી કરી છે. મૂળમા ' સત્યાભેદ ' છે, એ પાઠ કાયમ રાખીએ તો તેજ અને સૂરજનો વાસ્તવિક અભેદ છે તેમ બ્રહ્મ અને ઇશ્વરનો પણ વાસ્તવિક અભેદ છે. સૂર્ય પોતાની તેજ સત્તાના સ્વભાવથી વાદળા વગેરે સરજે છે; તેમ ઇશ્વર પોતાની ચૈતન્ય સત્તાના સ્વભાવ રૂપ માયાથી જગત સરજે છે, એમ અર્થ કરવો. ૧૬૧. હવે ઇ૦–હવે સહ વિધિ હાથ આવ્યો.

## શ્રી ગુરૂ ઉવાચ.

### ચોપાઇ.

જો કાર્ય ઉપાધિ તણું નામ જંત, દેખ કારણુ ઇશ્વર કહે વેદાંત;
ધુમે જીવ વિષયનો વ્યસની ઘણો, તે સાધે ઉપાયે ઇશ્વરતા તણો. ૧૬૨
તેને ભોગભાવના બહુ છે તેહી, સત્ ઇશ્વર અધિષ્ટાન માન્યું સહી;
રહે સદા જંતુની જેવી રીતે, તેણે ચાલુ જાયે દ્વૈતાદ્વૈત. ૧૬૩
તે ભોગભાવના જ્યારે ટળે, પછી દ્વૈતાદ્વૈત આકણીએ પળે;
ભૂલે ઉભયથા તો છે બ્રહ્મ, કહ્યું વસ્તુ જાણવા એ અનુક્રમ. ૧૬૪
કોઇ કરમ પતીત પુરજન કરે, સર્વ વિદ્યા અવિદ્યાને અનુસરે;
વળી પ્રત્યક્ષ આપ ન દેવે વસ્ત, એ જેને નહિ ઉદે ને અસ્ત. ૧૬૫
ફેર છે ચિદ્રુપ પણુ અવસ્તા ફરી, કાયા અવિદ્યા અંગીકાર કરી;
પાછો વળી તે કરે ઉપાય, ચર વિના જીવ તે જાડો થાય. ૧૬૬

## શિષ્ય ઉવાચ.

### દોહરો.

મોએ સંશય છે મનમાં, રે'છે તે ચિદ્ રૂપ;
અવિદ્યા કેસે આચરો, ભીક્ષુ થયો હું ભૂપ. ૧૬૭

---

૧૬૨. કાર્યોપાધિ ઇ૦ શ્લોકનો અર્થ કહે છે. જો ઇ૦. જંત-જીવ. કારણુ-કારણુ રૂપ ઉપાધિવાળો. વિષયનો વ્યસની-વિષયોની લાલસાવાળો. તે સાધે ઇ૦ તે વિષયો તે,ઇશ્વરતાના ઉપાયથી સાધે છે-ઇશ્વરની મદદથી; પ્રાપ્ત કરે છે ૧૬૪ ભૂલે ઇ૦-જો ઉભયથા (જીવ અને ઇશ્વર બન્ને પ્રકાર) ભુલી જાય તો તે પછી બ્રહ્મજ રહે છે. ૧૬૫. પતીત-પ્રતીત. પુરજન-નગરવાસી-માણસ. કોઇ માણસ કર્મની પ્રતીતિ કરે અથવા પતિત કર્મ-ભ્રષ્ટ કર્મ કરે, તેમ જે સઘળી વિદ્યા અને અવિદ્યાને અનુસરતો હોય, વળી પ્રત્યક્ષપણે પોતે કોઈ વસ્તુ આપતો ન હોય, દાન ન કરતો હોય, એમ છતા જેને ઉદય ને અસ્ત નથી તેને એમાનું કાઈ નથી. અર્થાત્ સદા એ૦ સરખો બ્રહ્મરૂપ જે હોય તેને વિદ્યા અવિદ્યાદિ કાઇ નથી. ૧૬૬. બ્રહ્મરૂપ હોય તે કર્મ શા માટે કરે ? એ પ્રશ્નનો ઉત્તર આપે છે ફેર ઇ૦-ફેર-વળી તે વળી ચિદ્રૂપ તો છે પણુ તેની અવસ્થા ફરી ( બદલાઇ ) છે, કેમકે તેણે કાયા રૂપી અવિદ્યા સ્વીકારી છે પાછો વળી-આત્મ સ્વરૂપ તરફ જઇને. ચર વિના-વાસના રૂપ બુદ્ધિ વિના. જાડો થાય-મોટો થાય-સર્વ વ્યાપી થાય.

## શ્રી ગુરૂ ઉવાચ.

### ચોપાઇ

અજ્ઞાનન એ મોટો આલોચ, સોખ હરખ ઉઠયો છે સોચ,
પાળે ધણી અંધ વિવેક પુત્ર, સર્વ દીસે વસ્તુ સલસૂત્ર. ૧૬૮

મળે વસ્તુ વૈરાગ હોયે જો મન, જો એ વસ્તુ પ્રીછે તે જન,
વળી સૂક્ષ્મ સમજવી વાત, સત્ બુદ્ધિ જબ હોયે સાક્ષાત. ૧૬૯

ત્યારે પ્રત્યક્ષ વસ્તુ જાણે તેહ, જેને હોશ ઘણી છે જેહ;
રહેવે તે હોશ તો પાવે રામ, ધ્યાન સ્વેપદ તુરી નિજ ધામ. ૧૭૦

### દોહરો.

જ્ઞાન વસ્તુ વૈરાગનું, તે સાભળ કહું તને તોય,
ચિત્ત અચયું આપ વિચરતા, નામ રૂપ ગુણ નોય ૧૭૧

### ચોપાઈ.

અચલું આપ જાણુજે એહ, દીસે નહિ પડ બ્રહ્માંડ દેહ;
એ સોહંગ લે નિશ્ચે અભ્યાસ, વસી રહો જયમ પુષ્પનો વાસ. ૧૭૨

---

૧૬૮ અજ્ઞાનન-અજ્ઞાનીઓને આલોચ-અવલોકન અર્થાત્ વિચાર વિચાર ઉઠવાનુ કારણ કહે છે શોખ ઇ૦ શોખ-શોક હર્ષ શોકની શોચના તેના મનમા ઉઠી છે અર્થાત્ તે મનમા હરખ શોક રાખી રહ્યા છે પાળે ઇ૦-જ્ઞાનરૂપી પુત્ર જડ મનરૂપી આધળા ધણીને વિવેકથી પાળે, તો બધી વસ્તુઓ સલસૂત્ર (સળંગ સુતર જેવી ) દેખાય. અર્થાત્ મનથી જ્ઞાન ઉપજે છે ( માટે તેને પુત્ર કહ્યો છે ) તે જ્ઞાન વડે મનને હર્ષશોકનો રસ્તો છોડાવીને બ્રહ્મ રૂપમા રાખીને પાળે-મનને બ્રહ્માકાર કરે તો બધુ જગત્ બ્રહ્માકાર દેખાય ૧૬૯ સત્ બુદ્ધિ ઇ૦-સત્ છે એવી બુદ્ધિ તો છે પણ ' તે સત્ તે હુ છુ ' એવી રીતે જ્યારે સાક્ષાત્કાર થાય ત્યારે તે પ્રત્યક્ષ વસ્તુને જાણે ૧૭૦ કેવી રીતે રામ પામે તે કહે છે ધ્યાન રહે અને તુરી ( તુર્યાવસ્થા ) એ મારૂ ખરેખરૂં ધામ ( સ્થાન ) છે, એવી રીતે ૧૭૧. તોય-તને ચિત્ત-ચિત્તમા. અચયુ (અચ્યુ) પતન નહિ પામે એવુ-બ્રહ્મ-આપ-પોતાનુ સ્વરૂપ ૧૭૨ સોહગ-સોહમ્‌નો અભ્યાસ કર વસી રહો-જગતમા વસી રહો

લગે નહિ અહંભાવ લવલેશ, દેહી આપ્યા બન્યા સો ઉપદેશ;
જ્યમ ગર્ભ નથી આવ્યો કોએ જન, તેને શું કલ્પે જે કોએ તન. ૧૭૩

હવે તન્નતણો લક્ષ એવો હોય, લક્ષ સ્વે પરભાવ નહિ ત્યાં લોય;
સંકલ્પ વિના લક્ષ જેવો નિત્ય સાર, નહિ જ્યાં કાલક્રમ વ્રન નિરધાર. ૧૭૪

કોએ તેહતણું દૃષ્ટાંત કહ્યું, લક્ષ વિચારી સતે લહ્યું;
તે નર જ્યમ એક બેઠો મહાતમ, તે નિજ શરીર ન દેખે જ્યમ. ૧૭૫

આભૂપણુ ભૂષિત સઘળે અંગ, રસ અશન વસન નાનાવિધિ રંગ;
માંહે બુધનેત્ર તેને વિદ(ધ)માન, સર્વે તે દેખે હરિ સમાન. ૧૭૬

## શિષ્ય ઉવાચ.

### દોહરો.

તન્નતણું વપુ તે તણું, અચવું ન દીસે આપ;
તે બીજે નથી કોએ તેહને, થાપે કોણ નિજ થાપ. ૧૭૭

## ગુરૂ ઉવાચ.

### ચોપાઇ.

એ તન્નતણી તે વાત અગાધ, સ્વરૂપણુંધે તે નાવે સાધ;
ઉમણુધે કરી સાધો એહ, તને કહું થીર પ્રાગન તેહ. ૧૭૮

ભાવ રૂઢપદથી નહિ ભિન્ન, ચિત્ત અંજન સંબંધી ન મળે ચિહ્ન;
જેને વાચક બોલતો ગણો જેહ, તે ઉપર દૃષ્ટાંત સુણો તેહ. ૧૭૯

ભસો મહાસુભટ પડયો હોય ભોમ, વળી હીકાનાદ રહે તે બ્યોમ;
માંઈ જાદપ કાલ અતિક્રમે મધ, અસ્થૂળ મહિમા તે ન મૂકે અદ્ધ. ૧૮૦

---

૧૭૩. આપ્યા–આપે. ૧૭૪. તજ્ઞ–( તજ્જ્ઞ ) પરમાત્માને જાણનારો. સ્વેપરભાવ–પોતાપણું ને પારકાપણું. લોય–લે સંકલ્પ–કલ્પના. નિત્ય–અવિનાશી. ૧૭૬. અશન–ભોજન. વસન–વસ્ત્ર. બુધ નેત્ર–બુદ્ધિ રૂપી નેત્ર. ૧૭૮. સ્થિર પ્રાગન–સ્થિરપ્રજ્ઞ. સ્થિતપ્રજ્ઞ ( બ્રહ્મનિષ્ઠ ) ના અર્થમાં વપરાયો છે. ૧૭૯. રૂઢ પદ–સ્થિતપ્રજ્ઞ. ચિત્ત ઇ૦–ચિત્તમાં અંજન (જેવું) સંબંધી ચિન્હ ન દેખાય. અર્થાત્ દૃષ્ટ પદાર્થમા જેનું ચિત્ત ન હોય. ૧૮૦ ( હિક્કાનાદ ? )–મરણની હેડકીનો અવાજ ( ? ) જદીપ–યદ્યપિ. અદ્ધ–હદ. આખી

ધારો અણુસં(લિં)ગીનું એવું ધામ, કોએ પ્રપંચ પ્રલાપન કરે નિષ્કામ;
કળી ન શકે સમ્યક તે કોએ, જે વસ્તુ રૂપ તો મહિમા જોએ. ૧૮૧

રહ્યું વસ્તુ વૈરાગનું એ ત્યાં રૂપ, સત્ ચેત્તા તે વસ્તુ સ્વરૂપ;
એ વસ્તુ વૈરાગ નિરૂપ્યું સંગ, લક્ષ હવે કહું જે તે પ્રીછું લિંગ. ૧૮૨

## શિષ્ય ઉવાચ.

### દોહરા.

ચિતવી સ્વામી તમો ઉચર્યો, સાખ વશિષ્ટની સહિત;
નામ છતું કાંઇ લે નહિ, વળી પંચભૂત અહિત. ૧૮૩

કહો સ્વામી વૈકુંઠને, ઘડી બેસાડું ઘાટ;
રંગ પંચભૂત શું જાણી રહું, વિધિ પ્રભુ દેખાડો વાટ. ૧૮૪

## શ્રી ગુરૂ ઉવાચ.

### ચોપાઈ.

દેખ હજો તને ઓ સંદેહ, જે શબ્દે કરી બોલીજે જેહ;
વળી મન કલ્પી શકે જે વસ્ત, એ મન મરતે પામે અસ્ત. ૧૮૫

તું મન મારીને જોને તાત, વળતી મુજને કહેજે વાત;
તે સબ કહે રંભણ વાચા તણું, ભેદ ગુરૂ કહે વિચારી ભણું. ૧૮૬

---

કડીનું તાત્પર્ય આમ છે: પાછલી કડીમાં સ્થિતપ્રજ્ઞ જેવું વચન બોલે છે તે વિષે દૃષ્ટાંત આ કડીમાં છે. દૃષ્ટાંત એવું છે કે, જેમ કોઇ સુભટ રણભૂમિમાં મરણોન્મુખ થઇને પડયો હોય, અને તેની દેહકીનો અવાજ આકાશમાં થતો હોય, તેની મધ્યે કદાચ કાળ અતિક્રમણ કરે અર્થાત્ ધર્મમૃત્યુ ન આવે. તોપણ તે સ્થૂલ શરીરનો એવો મહિમા છે કે તે પોતાની હદ છાંડતો નથી. મૂળમા ' અસ્થળ ' એવું પદ છે. ૧૮૧. અણુલિંગી–મુક્ત. ધામ–તેજ. પ્રપંચ પ્રલાપ–સંસારી વાતોનો લવારો. નિષ્કામ–નકામો. સમ્યક–સારી રીતે. ૧૮૪. વૈકુંઠાદિ લોક એ પંચભૂતથી થયા છે કે શી રીતે તે પૂછે છે: કહો ઇ૦. વિધિ–વિધિએ કરીને. ૧૮૫. હજો–હયો–થયો. ઓ–એ. મન મરતે ઇ૦–મનની કલ્પના નાશ પામે તો વૈકુંઠાદિ કાંઇ નથી–અર્થાત્ તે પણ મનની કલ્પના છે. ૧૮૬. રંભણ–આરંભણ–ઉત્પત્તિ. તે બધાની ઉત્પત્તિ વાણીમાંથી છે.

કહું શિષ્ય સાંભળ તું જે. વૈકુંઠ, તારે મન ભાગી ઉત્કંઠ;
નિરાશી મન નીલાંગ નીરાલ, કદી ન લાગે કર્મ ને કાલ. ૧૮૭

ધોખો કાલ ન લાગે તે નિજ ધામ, નહિ તો વાચારંભણુ નામ;
જગત જાણે વૈકુંઠનો એ જેહ, સાંતો ગુણવત હોયે તેહ. ૧૮૮

પોળિયા જે ત્યાંથી બીજે પડયા, વળી જીવ થઇ ત્યાંથી રડવડયા;
તે સાથે હરિ લીધો અવતાર, પરખો એ લિંગતણો વેપાર. ૧૮૯

## શિષ્ય ઉવાચ.

### દોહરો.

શ્રી સ્વામી છે સદ્ગુરૂ, રહો અંતરમાં રામ;
તે લિંગ અનલિંગ એ કયમ કળે, ઠીક બતાવો ઠામ. ૧૯૦

## શ્રી ગુરૂ ઉવાચ.

### ચોપાઈ.

વળી ગુરૂ કહે શિષ્ય સુણજે વિચાર, એક થકી લિંગ કહિયે વિચાર;
તું ઉગ્રબુધે કરી ગ્રહજે તેહ, જે વેદે આદ કહ્યું છે જેહ. ૧૯૧

લિંગ કારણુ મહા કારણુ લિંગ, થૂલ સૂક્ષ્મ વાર પરસંગ;
માંહી એ સમરસ રે'છે મળી, કાટે ઉગ્રબુદ્ધિ ભિન્ન કલી. ૧૯૨

---

અર્થાત્ મને રૂપની કલ્પના કરી અને વાણીએ વૈકુંઠ એવું નામ પાડયું; વસ્તુતઃએ કાંઇ છેજ નહિ. ૧૮૭. તારે મન ઇ૦–તું જે વૈકુંઠ કહે છે તે શું હશે એ વિષેની તારી ઉત્કંઠા એ રીતે ભાગી. નિરાશી ઇ૦–આશા ( ઇચ્છા ) વગરનું મન નીલાંગ ( આકાશ ) ની પેઠે નિરાળ ( નિરાળું ) છે, અર્થાત્ તેને કાંઇ વળગતું નથી. ૧૮૮. ગુણવત–સત્વાદિ ગુણવાળા. પોળિયા–જયવિજય. ૧૮૯. લિંગ તણો–સ્થૂલ સૂક્ષ્માદિ દેહનો. ૧૯૨. વાર પરસંગ–પ્રસંગોપાત્ત. સ્થૂલ સૂક્ષ્મ દેહને પણ લિંગ કહે છે. માંહી ઇ૦–માંહી એ સમરસ રે' છે મળી, એમ પદચ્છેદ કરવાથી તે બધા લિંગો ( શરીરો )માં સમરસપણે ચેતન મળી રહ્યું છે, એવો અર્થ નીકળશે. ઉગ્ર–તીક્ષ્ણ. તીક્ષ્ણ બુદ્ધિ ભિન્નતા રૂપી કલિને કાપી નાંખશે અર્થાત્ પરમાત્મા બધા શરીરોમા સમાનપણે વ્યાપી રહ્યો છે, એવી બુદ્ધિથી ભેદ ભાવના નાશ પામશે.

મો મહા કારણ કૈવલ દેહ સદા, વેદ અસિપદ જેને વદ્યા;
જે કારણ દેહ ઇશ્વર તું જાણ, પરમાત્મા જેનું નામ પ્રમાણ. ૧૯૩
નિશ્ચે (નીશાં) સૂક્ષ્મ દેહ જીવ આત્મા નામ, કહીએ ધર્મ અર્થ મોક્ષ ને કામ;
સો ચોથું કહીએ ધૂલ શરીર, ધારે ક્ષણભંગુર તે ધીર. ૧૯૪
મળે ચાર દેહ સમજે ધીમંત, એ પ્રીછે આવે લિંગનો અંત;
સમજે પંચીકરણનો સંચ, પ્રીછી લે તો ટળે પ્રપંચ. ૧૯૫

## શિષ્ય ઉવાચ.

### દોહરો.

મંદ મતિ મહારાજ મુજ, એ તો વાત અગાધ;
મહારાજ કહો એ મુજને, સમજે હોયે બુદ્ધિ સાધ્ય. ૧૯૬

## શ્રી ગુરૂ ઉવાચ.

### ચોપાઇ.

કલા ભલી પેરે તુજને કહું, લક્ષ જાણું છું તે તે લહું;
વિધિ પક્ષાન્તરે કહું તુજ વળી, ભાવ તીવ્રાખા ખુરે જે સાંભળી. ૧૯૭
દેખ પેરો કહે કેવળ દેહ, પરમ સ્વતંત્ર છે નિસપ્રેહ;
વળી પરમ ચૈતનની શી કહુ વકત, એજ ઇશ્વર દેહ તેની શકત. ૧૯૮
ઇશ્વર દેહ તે ચૈતન અગ, લહ્યો તેવડે વાસના લિંગ;
પછી વાસનાથી તે ભૌતિક પડ, એ નાના વિધિ દીસે ખડ અખંડ. ૧૯૯
કહું પંદર તત્વની ભૌતિક કાય, નવ તત્વનું લિંગ બનાય;
તે ચૈતન્ય માત્ર જે ઇશ્વર તેહ, જાણ ખટ વીશમે વિષ્ણુ જેહ. ૨૦૦

---

૧૯૩. અસિપદ–'तत्त्वमसि' મહા વાકયમા જીવ ઇશ્વરની એકતા બતવનારૂ પદ. ૧૯૫ લિંગ–દેહરૂપી ઉપાધિ ૧૯૭ પક્ષાન્તરે–બીજી રીતે ૧૯૮. પરમ ઇ૦–તેમા રહેલો નિસ્પૃહી આત્મા પરમ સ્વતંત્ર છે વકત–વક્તવ્ય. શકત–શક્તિ. ઇશ્વરનો દેહ એજ પરમ ચૈતન્યની શક્તિ છે, કેમકે ઇશ્વરની શક્તિ શુદ્ધ સાત્વિકી માયામા તે પ્રતિબિંબિત છે. ૧૯૯ વાસનાથી–વાસના દેહથી. પંડ–સ્થૂલ શરીર ૨૦૦. ખટવીશમે–છવીશ તત્ત્વ, પચીશમો જીવ અને છવીશમો ઇશ્વર

દેખ મહા કારણ પરમ ચૈતન દેહ, તે વાણીમાંહી ન આવે તેહ;
એ પરાત્પર પરિબ્રહ્મ અગાધ, સો કયમ હોયે મન બુધને સાધ્ય. ૨૦૧

## શિષ્ય ઉવાચ.

### દોહરો.

દેહ ચારકી એક દેહ, બતાવી તમે બધ;
આપ ન જાણે આપને, મળ્યું અંતરશું મધ. ૨૦૨

## શ્રી ગુરૂ ઉવાચ.

### ચોપાઇ.

થો (ઠો) રાવે મન શિષ્ય તત્પર થઇ, જો વસ્તુ વિચારે સદ્‌ગુરૂ ઘેર જઇ;
વળી આડ રહે વિચારાવણી, મૂક સંશે અને ઓલખ મણિ. ૨૦૩
વસ્તુ પખેથી કહ્યો વિચાર, નિગમ બુદ્ધિ મન કીયો નિરધાર;
જેહ દશ જોતાં નાંહી જગત, વળી એહ જ્ઞાન કોને કહું વકત. ૨૦૪

## શિષ્ય ઉવાચ.

### દોહરો

કુમતિ રૂપે મેં કહ્યું, બાલક પ્રશ્ન અબુધ;
અનુભવસાગર આપ છો, સ્વામી બતાવો શુદ્ધ. ૨૦૫

## ગુરૂ ઉવાચ.

સંશયછોડણ સર્વથા, મા ડરપે મનમાંય;
પ્રેમ અનુભવ ઉપજે, અગમગતી ઉર આય. ૨૦૬

---

૨૦૨. બધ-બુદ્ધ-બુદ્ધિ મળ્યુ ઇ૦-તેમાં અંતરની માંયે શુ મળ્યુ ?-અર્થાત્ મનમા શું સમજાયુ ? ૨૦૩. થેરાવે-ઠેરાવે-સ્થિર કરે. ૨૦૪. પખેથી-પક્ષે નિગમ ઇ૦-વેદ, બુદ્ધિ અને મન વડે તે નક્કી કર્યું છે. દશ-દિશા ઓમા ૨૦૬. મા ડરપે-મનમા બીશ નહિ.

## શિષ્ય ઉવાચ.

### દોહરો.

નાથ કહો છો ત્યા નથી, લોક જગત્ લવલેશ,
હું તું દો ક્યાથી હરિ, દીઓ કેણે ઉપદેશ. ૨૦૭

## શ્રી ગુરૂ ઉવાચ.

### ચોપાઇ.

કાઇ પહેલો વંઝાસુત કહો, જ્ઞાન તુને તે વિસરી ગયો,
અસત્ય હતું સત્ય માન્યું સ્નેહ, તેણે જગત તને ભાસ્યું તેહ ૨૦૮
થાનક સોલ અંગ જૂદા થાય, જો તે બીજે તે કામ ન જાય,
માન્યું મિથ્યા તે સતભાય, તેણે આપોપુ માનું લાય. ૨૦૯

## શિષ્ય ઉવાચ

### દોહરો.

વળી મિથ્યા નિત્યે મનવિષે, જો બધાણી જાન,
આપ વસો મોએ ઉગ્મા, પરી કરો કૃપાળ ૨૧૦

## શ્રી ગુરૂ ઉવાચ

### ચોપાઇ.

સંત જનનો કરતા સગ, અજ્ઞાનપણુ નવ ઉપજે અગ,
સાધુ પુરુષની સગત સાર, તેણે મનવૃત્તિ હોયે એકતાર ૨૧૧
રગ જ્ઞાતા સગે નિરધાર, કો ઉજલબુદ્ધિ હોયે વણુ પ્રતીકાર,
જોએ લોભ મોહાદિક મર છે જેહ, તા ઉજરો નહિ લોપે તેહ ૨૧૨

---

૨૦૯ થાનક ઈં૦-? માનુ-માન્યુ ૨૧૦. પરી કરો-એ બળ દૂર કરો
૨૧૨. રગ-શાબારા ? ઉજળ-ઉજ્જ્વળ લોપો-રેપે અથવા ઉજ્જવળ બુદ્ધિવાળાની મર્યાદા તે નહિ લોપે

ઘટ શીતતણી હોયે વ્યાપત ઘણી, તેને જો સંગત જોએ અગ્નિતણી;
એનું હેમે કંપે નહિ અંગ, સાચો કરે સાધુ તણો સંગ. ૨૧૩
મુખ કહ્યું તે સાંભળ મહિમાય, થીર સંગ કર શું શું થાય;
મન સમ ધાતુ પારસને મળે, તે મૂળ રૂપ તેનું જે ટળે. ૨૧૪
સમ ધાતુમાં લોહ કહ્યુ સાર, કુંદન ભયો જે તેહ અટકાર;
હતું લોહ તે થયું હેમ, તે સંગે પારસને તેમ. ૨૧૫
જ્યમ પારસ ત્યમ જ્ઞાતા જન, અજ્ઞાન મૂળ તે મૂકાવે અન્ય;
જીવ ટાળી કરે શિવરૂપ જોયે, હરિજન તણો મહિમા એમ હોયે. ૨૧૬
આપ સરીખો કરે જે આપ, મોટો તે બ્રહ્મવેત્તાનો માપ,
સત્સંગ કરવો તે માટે સાર, પામે વસ્તુ તે થાયે અપાર. ૨૧૭

## શિષ્ય ઉવાચ.

### દોહરા.

સ્વામી તત્ત્વ પુરૂષ સંસારમાં, જે તત્ત્વતણી કહો જાત;
એ શા આધારે ઓલખું, ભાવ કેવો ચિન ભાત. ૨૧૮
સતતત્વદર્શી પુરૂષની, જો વરણુ નહિ કાંઇ જાત;
પ્રપંચ પક્ષે રૂપ નહિ, જ્યાં મન નહિ ગુણ નાત. ૨૧૯

## શ્રી ગુરૂ ઉવાચ.

### ચોપાઈ.

તું ઇધાંણુ જોએસ જો દેહતણા, ઘર ભટકાશ ચોરાશી ઘણા;
મણો દેહધારીને ચેનજ ઘટે, વળી ત્યાગી તો મૂકી બ્રહ્માંડને આઘો વટે. ૨૨૦
ભેદ પ્રપંચમાં ન દીસે ભાઇ, ગમારબુદ્ધે એ વસ્તુ ગમાઇ;
ફેર સંદે હોય તો પૂછે ફરી, હેત કરી કહે તુજને હરિ. ૨૨૧

---

૨૧૩. ઘટ-ઘટને-શરીરને. વ્યાપત-વ્યાપ્તિ. હેમે-હીમે-ટાઢથી. ૨૧૪. કર-કરીને-વડે, ૨૧૭. માપ-નાન્યતર છતાં નરજાતિમાં વાપર્યો છે. ૨૧૮. ચિન-ચિન્હ. ૨૧૯. રૂપ-વેષ. ૨૨૦. ઇધાણુ-ચિન્હ-વેષ.જોએસ-જોઇશ, દેહધારીને-સંસારીને. ચેન-ચિન્હ-વેષ. ૨૨૧. પ્રપંચમાં-સંસારમાં. વસ્તુ વિચારી જુએ તો સંસારમાં પણ કાંઇ ભેદ ( દ્વૈત ) છે નહિ. ગમાર બુદ્ધિ-મૂર્ખતાથી. વસ્તુ-ચેતન વસ્તુ

### દોહરો.

અંતર વાતો એહ છે, બુદ્ધિ સંભાળી બુઝ;
અશ્લોકમાં જે અર્થ છે, જ્ઞાન અગોચર ગુઝ. ૨૨૨

### શ્લોક

शुको योगी कृष्णो भोगी, दुर्वासा क्रोधी एव च ॥
जनकवशिष्ठौ कर्मिणौ, पंचैते तत्त्वदर्शिनः ॥१॥ ૨૨૩

### ચોપાઈ.

જોને શિષ્ય હુવા શુકદેવ જોગી, રેણી તત્વદર્શી માનો હોવે રોગી;
ખોજ કૃષ્ણ ભોગીમાં ખરા, તે તત્વદર્શી સર્વ ઉપર તર્યા. ૨૨૪

જો દુર્વાસા ક્રોધિ જન, મહા પ્રકાશી તેનું મન;
રેણીએ જનક કરતા રાજ્ય, કીધાં તત્વદર્શી હોઇ કાજ. ૨૨૫

મહા કર્મકાંડમાં વશિષ્ટ મુખી, શ્રેષ્ઠ તત્વદર્શીમાં સુખી;
ગુરૂ કહે શિષ્ય સાભળ જ્ઞાન, ધારે પંચનું એકજ ધ્યાન. ૨૨૬

જુજવી ચાલ્ય પાચેની જોય, હારદ પાંચેનું એકજ હોય;
વાણી શુદ્ધ શિષ્ય જો એ વિવેક, એ ક્રમ પાંચ પણ વસ્તુ એક. ૨૨૭

વળી ત્યાગી પુરુષ તે મોટા વીર, શુદ્ધ અશુદ્ધ દો નહિ શરીર;
પ્રપંચ નહિ પાચેની પાસ, વળી ઇચ્છે નહિ કામ વૈકુંઠવાસ. ૨૨૮

કહું જ્ઞાન દૃષ્ટાંતે કરી, તે વસ્તુ રાખ જો સતરી;
જ્યમ હોયે ગૌર શ્યામ રૂપે જેહ, દેખ છાયા રૂપ હોયે વદેહ. ૨૨૯

અનેક ભાત વસ્તર હોય અંગ, રેણી છાયાનો એકજ રંગ;
જ્યમ છાયા ત્યમ લક્ષણ જાણ, એહી લક્ષણા તું ઉરમાં આણ. ૨૩૦

---

૨૨૨. ગુઝ-ગુહ્ય-ગુપ્ત ૨૨૪. રેણી ઇ૦-જો કોઇ રોગી હોય તથાપિ તેને તેની રહેણીએ કરીને તત્વદર્શી માનો. ૨૨૯ સંતરી-સાતરી-હમેશા તૈયાર. છાયા રૂપ-ગોરો કે કાળો ગમે તેવો દેહ હોય તથાપિ છાયા રૂપે તો તે વિદેહ (દેહ રહિત) છે, કેમકે તેમની છાયા એક સરખા રંગનીજ પડે છે.

## શિષ્ય ઉવાચ

### દોહરો.

માનુભાવ સદ્ગુરૂ મળ્યા, સેવા કરી સતસંગ;
નીસાં ત્યા લક્ષણ નહિ, એ કયમ સધરે અંગ ૨૩૧

## શ્રી ગુરૂ ઉવાચ.

### દોહરો.

નિરખ સંતને ચિગ નહિ, ચિત્તમા કરે વિચાર;
સત્શાસ્ત્ર સદ્ગોષ્ટ સત્, પરમ ખોજ અપાર. ૨૩૨

### ચોપાઇ.

ભલો ઉત્તર તે દ્દષ્ટાંત અદ્ભૂત, ધ્યાની ઉપન્યાદત્ત અબધૂત;
કહો ગુરૂ ચોવીશ દત્તે કર્યા, તે નિજબુધે અહી તર્યા. ૨૩૩
વિચાર કરતાં લાધી વસ્ત, અદ્વૈત સકલ તે પામે અસ્ત;
યાજ્ઞવલ્ક્ય બ્રહ્મજ્ઞાની એહ, તેણે પ્રતિબોધ કીધા નવનવા તેહ. ૨૩૪
કળા ભણ્યા વૈશંપાયન સૂરજ કને, તે શું બીજા ભણતા નથી તેહને;
વળી તે માટે શિષ્ય સાભળ વાત, સમજ મુમુક્ષુ થઇ સાક્ષાત્. ૨૩૫

## શિષ્ય ઉવાચ.

### દોહરો.

ગુરૂ તમે કહો છો તત્ત્વમાં, લખ ચૈન નહિ લવલેશ,
ઉદ્ધવ પ્રત્યે પ્રભુ ઓચર્યા, વળી લક્ષણ નીશ દેવેશ. ૨૩૬

---

૨૩૧. નીસા—ઉપર કહ્યા તેવા મુક્ત પુરૂષોનો નિશ્ચય કરી શકાય એવુ કોઇ લક્ષણ નથી ૨૩૨ સદ્ગોષ્ટ—સત્પુરૂષની વાતો પરમ ઇ૦—અપાર એવા પરમ ( બ્રહ્મ )ની ખોજ ( શોધ ) કર. અથવા પરમ ( મૌન ) પુરૂષોની ખો ( ટેવો ) અપાર પ્રકારની હોય છે એમ પણ અર્થ થાય ૨૩૪ લાધી—પ્રાપ્ત થઇ ૨૩૪. અદ્વૈત—‘ એ દ્વૈત ’ એમ જોઇએ ૨૩૫ તેહને—તે કળાને ૨૩૬. લખ —જો ચૈન—ચિન્હ.

સ્વામી કહો સમજાવીને, તે કયાં તે લક્ષણ ત્રીશ;
પ્રભુ વિધિ વિવેક પ્રીછવો, દેઓ પદ જુગદીશ. ૨૩૭

## શ્રી ગુરૂ ઉવાચ.

### ચોપાઈ.

ભેદ મુમુક્ષુને કહું ભણી, દ્વારે પામવા ઇશ્વર ધણી;
દેખ તગન તો પદારથ રૂઢદશા, વળી અંતર ભાવ રહ્યો નથી ગૂઢ વસા. ૨૩૮

### દોહરો.

કળા સંમત નિત્યે કહી, અધ્યાત્મ વસ્તુ એહ;
સર્વ જ્ઞાનને સમઝીને, દેખત હોય વિદેહ. ૨૩૯

### શ્લોક.

नौकार्थी भजते नौकां यावत्पारं न गच्छति ॥
उत्तीर्णस्य परं पारं नौकायां किं प्रयोजनम् ॥ २४०

### ચોપાઇ.

પ્રાણીજનને ઉતરવું પાર, કરવો નાવ નાવિકનો પ્રતીકાર;
એ જ્યારે જન પારાંગત થયો, ત્યારે જલજનીત જાજ ત્યાં રહ્યો. ૨૪૧

---

૨૩૮. દેખ ઇ૦—તગન ( તજ્જ્ઞ ) તો પદાર્થ ( બ્રહ્મ પદાર્થ ) ને વિરે રૂઢ દશા વાળો છે એમ દેખ. અર્થાત્ જ્ઞાનિનું મન સદા બ્રહ્મમા લીન હોય છે. ગૂઢ વસા ઇ૦—પરમાત્મા જે અંતરમા ગૂઢ વસી રહ્યો છે તેની સાથે, તેને અંતરભાવ ( આતરો-ભેદ ) રહ્યો નથી. ૨૩૯. સંમત—શાસ્ત્ર સંમત. દેખત—દ્રષ્ટી—સાક્ષી રૂપ આત્મા ૨૪૦ અર્થ—જ્યા સુધી ઉતારૂ સામે પાર ન પહોચ્યો હોય ત્યા સુધી તેને નાવની ગરજ હોય છે, ને તેથી નાવને છોડતો નથી, પણ પેલે પાર ઉતરી ગયેલા માણસને નાવનું શું પ્રયોજન છે? તાત્પર્ય કે જ્યા સુધી અપરોક્ષ જ્ઞાન થયુ નથી ત્યાં સુધી શાસ્ત્ર, ગુરૂ અને સાધનાની જરૂર છે, સાક્ષાત્કાર થયા પછી તે સઘળાની કાઇ જરૂર રહેતી નથી. ૨૪૧. પ્રતીકાર—ઉપાય નાવ ને નાવિક રૂપી ઉપાય કરવો. પારાંગત—( પારંગત )—પેલે પાર પહોચેલો. જલજનીતજાજ—( જલજ નીત ( નેતા )

જો મુમુક્ષુને સર્વ ધરે જેહ, તેહનું મન પામવા રટે તેહ;
હરિ પામ્યા વિના કયમ શીતળ હોય, કરવા તેને ઉપાયે સહુ કોય. ૨૪૨

હવે ૩૯ પદારથનુ દ્દષ્ટાંત કહું હરિ, ખાતે ચિત્ત રાખી સાંભળ જો ખરી;
જ્યમ લક્ષણુ ત્રીશ તણો હોય જન, ધરે ચરણુ ભોમિકા ધન્ય. ૨૪૩

વસ્તુ સ્વે સિદ્ધ ઉપન્યો ધનવત, એને ભોગતણો નહિ અંત;
એ શેને કાજે કરે ઉપાય, મળે ચરણે લક્ષ્મી ઘરમાંય. ૨૪૪

રહે તે ભોગભર્યો દિન રાત, વળી દરિદ્રિની તે શી લહે વાત;
તેણે દરિદ્ર નથી દીઠું સુણ્યું તેહ, જેનું મન ભરભોગે કલ્યું જેહ. ૨૪૫

કરે નહિ ઉપાય તે કશ્યો, ધન દેખી નહિ તે ધશ્યો,
મળી રહે પદારથ રૂપદમાંહી, લગન મગન તે આનંદ લહી. ૨૪૬

વિષય તે દરિદ્રિના જાણે વળી મતિ મહાભોગની તેને મળી;
નીચ ઉંચ દો તેને નથી, કથન મુમુક્ષુને કહું કથી. ૨૪૭

જો મુમુક્ષુ તે સાધારણુ જન, મુકતની આતુરતા ઉપની મન;
કળે ત્રીશ લક્ષણુ હરિજન કોય, સાક્ષાત પદ તે પુરૂપ મોય. ૨૪૮

---

જહાજ )-પાણી, વહાણુનો ચલાવનાર અને વહાણુ તે લાજ પડયા રહે છે અથવા, જલજનિત જહાજ એટલે પાણીમા બાધેલું જહાજ. ૨૪૨. ઉપાયે-ઉપાય. ૨૪૩. ત્રીશ લક્ષણુ-સાધુના ત્રીશ લક્ષણુ ( ખરૂં જોતા અઠ્ઠાવીશ ) શ્રીમદ્ ભાગવતમાના એકાદશ સ્કંધમા કહ્યા છે, જેથી

कृपालुरकृतद्रोहस्तितिक्षुः सर्वदेहिनाम् ।
सत्यसारोऽनवद्यात्मा समः सर्वोपकारकः ॥
कामैरहतधीर्दान्तो मृदुः शुचिरकिञ्चनः ।
अनीहो मितभुक् शान्तः स्थिरो मच्छरणो मुनिः ।
अप्रमत्तो गभीरात्मा धृतिमाञ्जितषड्गुणः ।
अमानी मानदः कल्पो मैत्रः कारुणिकः कविः ।
(अ ११-२९,३०,३१.)

ભોમિકા-મોક્ષ ભૂમિકા ૨૪૪ સ્વેસિદ્ધ-સ્વયં સિદ્ધ વસ્તુ સહિત ૨૪૫ ભર ભોગે કલ્યુ-ભરપૂર ભોગમા કળી ગયું છે ૨૪૭, વિષય ઇ૦-ઇંદ્રિયોના વિષયો તો દરિદ્રીઓ માટે છે એમ તે જાણે છે. ૨૪૮ મુકતની-મુકિતની

## દોહરો.

ઉપર સમત એહ છે, વસિષ્ટ કેરી વાત;
રઘુનંદનને રીઝવ્યા, અજર અજાતી અજાત. ૨૪૯

## શ્લોક.

अहं बद्धो विमुक्तः स्यामिति यस्यास्ति निश्चयः।
नात्यंतमज्ञो नोऽतज्ज्ञो सोऽस्मिंच्छास्त्रेऽधिकारवान्॥ ૨૫૦

## ચોપાઈ.

જે જન સંસાર જાણે છે એહ, તેણે હું બંધાયો તેહ;
છૂટવું હે મન નિશ્ચે સહી, નિરખ અવસર ફેર આવે નહિ. ૨૫૧

જે અજ્ઞાની કહ્યો નવ જાય, જ્ઞાનીએ નહિ તેવો રઘુરાય;
કહીએ તેને મુમુક્ષુ શાસ્ત્ર તણો અધિકાર, પરમ સાધી તે ઉતરે પાર. ૨૫૨

કૃષ્ણજનની કથા તે કહી, ઘણે કરી મહાજને તે સહી;
તે સાધારણ જન ન જાણે તેહ, એ મલે કૃષ્ણ કહે છે એહ. ૨૫૩

ગુમાર પ્રાકૃત જીવ બે સરખા ગણે, ભૂદર તે માટે લક્ષણ ભણે;
જીવ હરિજનમાં ફેર ઘણો જેહ, તે કો ભવે જીવ ઓળખે તેહ. ૨૫૪

ચિત્ત તનમન કેરાં અલગા ચિન, દેખો ઘણો ફેર રહેણી દિન;
નારાયણ હરિજન અલગા નહિ, સ્યાગ કહે સત માનો સહી. ૨૫૫

---

૨૪૯. અત ઇ૦—તમો અતે (સ્વરૂપે) અજાત (જન્મરહિત—આત્મા) છો એમ બતાવીને. ૨૫૦. અહં ઇ૦—જે માણસ એમ જાણે છે કે હું બંધાયલો છું અને મારે મુક્ત થવું છે, એવો જેનો નિશ્ચય હોય, તેમ જે માણસ છેક અજ્ઞાની નથી તેમ છેક જ્ઞાની પણ નથી તે આ જ્ઞાનશાસ્ત્રનો અધિકારી થાય છે. ૨૫૨. મુમુક્ષુ શાસ્ત્ર—મોક્ષ પામવાની ઇચ્છાવાળાઓનું શાસ્ત્ર—વેદાંત શાસ્ત્ર. પરમ સાધી—પરમ એવા મોક્ષને પ્રાપ્ત કરીને. ૨૫૩. કૃષ્ણજનની—ભગવદ્ ભક્તની ૨૫૪. ગુમાર ઇ૦—અજ્ઞાની પ્રાકૃત જીવ હોય તે હરિજનને અને બીજા સાધારણ માણસોને બહારનો વ્યવહાર સરખો દેખી સરખા ગણે છે, પણ તેની ભૂલ ન માટે ઓળખવાને સાધુઓનાં લક્ષણ ભાગવતમાં કહ્યાં છે. ૨૫૫. ચિન-ચિન્હ.

જો મુમુક્ષુને સર્વ ધરે જેહ, તેહનું મન પામવા રટે તેહ;
હરિ પામ્યા વિના કયમ શીતળ હોય, કરવા તેને ઉપાયે સહુ કોય. ૨૪૨

હવે રૂઢ પદારથનું દૃષ્ટાંત કહું હરિ, ખાંતે ચિત્ત રાખી સાંભળ જો ખરી;
જ્યમ લક્ષણ ત્રીશ તણો હોય જન, ધરે ચરણ ભોમિકા ધન્ય. ૨૪૩

વસ્તુ સ્વે સિદ્ધ ઉપન્યો ધનવંત, એને ભોગતણો નહિ અંત;
એ શેને કાજે કરે ઉપાય, મળે ચરણે લક્ષ્મી ઘરમાંય. ૨૪૪

રહે તે ભોગભર્યો દિન રાત, વળી દરિદ્રિની તે શી લહે વાત;
તેણે દરિદ્ર નથી દીઠું સુણ્યું તેહ, જેનું મન ભરભોગે કલ્યું જેહ. ૨૪૫

કરે નહિ ઉપાય તે કશ્યો, ધન દેખી નહિ તે ધસ્યો;
મળી રહે પદારથ રૂઢપદમાંહી, લગન મગન તે આનંદ લહી. ૨૪૬

વિષય તે દરિદ્રિના જાણે વળી. મતિ મહાભોગની તેને મળી;
નીચ ઉંચ દો તેને નથી, કથન મુમુક્ષુને કહું કથી. ૨૪૭

જો મુમુક્ષુ તે સાધારણ જન, મુકતની આતુરતા ઉપની મન;
કળે ત્રીશ લક્ષણ હરિજન કોય, સાક્ષાત પદ તે પુરૂષ સોય. ૨૪૮

---

જહાજ )-પાણી, વહાણનો ચલાવનાર અને વહાણ તે સાંજ પડયાં રહે છે. અથવા, જલજનિત જહાજ એટલે પાણીમાં બાવેલું જહાજ. ૨૪૨. ઉપાયે-ઉપાય. ૨૪૩. ત્રીશ લક્ષણ-સાધુનાં ત્રીશ લક્ષણ ( ખરૂં જોતાં અઠ્ઠાવીશ ) શ્રીમદ્ ભાગવતમાના એકાદશ સ્કંધમાં કહ્યાં છે; જેથી

कृपालुरकृतद्रोहस्तितिक्षुः सर्वदेहिनाम् ।
सत्यसारोऽनवद्यात्मा समः सर्वोपकारकः ॥
कामैरहतधीर्दान्तो मृदुः शुचिरकिञ्चनः ।
अनीहो मितभुक् शान्तः स्थिरो मच्छरणो मुनिः ।
अप्रमत्तो गभीरात्मा धृतिमाञ्जितषड्गुणः ।
अमानी मानदः कल्पो मैत्रः कारुणिकः कविः ।
( अ. १०-२९,३०,३१. )

ભોમિકા-મોક્ષ ભૂમિકા. ૨૪૪. સ્વેસિદ્ધ-સ્વયસિદ્ધ વસ્તુ સહિત. ૨૪૫. ભોગે કલ્યું-ભરપૂર ભોગમાં કળી ગયું છે. ૨૪૭, વિષય ઇ૦-ઇંદ્રિયોના ભો દરિદ્રીઓ માટે છે એમ તે જાણે છે. ૨૪૮. મુકતની-મુક્તિની.

શોભે લક્ષથી મારે અધિકાર સંત, જુએ દેહ પક્ષે સાધારણ જંત;
મળે બીજા પાષાણમાં ચિંતામણિ, ત્યમ અદ્ભુત ગત છે હરિજનતણી. ૨૫૬

જે સંતતણાં લક્ષણ કહ્યાં જેહ, ત્યાં અનુભવ થાય સાક્ષાત્ તેહ;
ધીરે આદર તહાં ત્રાંબુ હેમ થાય, જેમ લક્ષણ ગ્રહતાં જીવપણું જાય ૨૫૭

સત્ મારે તે લક્ષણ સાર, પ્રીતે સાધે તે પામે પાર;
કહ્યું પહેલું તે સત ભાષણ કરે, દ્વિતીયે તે ક્ષમા મન ધરે. ૨૫૮

ત્રીજું કારણ દ્રોહ બુદ્ધિ ટાળે તેહ, જો ભૂત ઉપર કૃપા કરી ભાળે જેહ;
આતમભાવ રૂદેમાં અતિ, સમાનદષ્ટે શોભા લે સતી. ૨૫૯

જ્ઞાની પ્રિય અપ્રિય કોને નવ ગણે, ભેદે સર્વભૂત કૃપા ભણે;
જોએ ધીરબુધ રહે તે જન, તે કામ ક્રોધ પ્રભવ નહિ તન. ૨૬૦

વરણુન સામાનું ન ગણે વળી, ગયું છે મન તેનું છેક ગળી;
બીતર બાજ પવિત્ર છે ભાઇ, એકાદશી રહેણી ગમ આઇ. ૨૬૧

વળી કોમળ ભાવ રૂદેનેવિષે, ભોગ પ્રાપ્ત આવે તે ભખે;
ત્યાં નૌકા છે ભવ તરવાનું તેહ, રહિત વિકાર મન આપણું રેહ. ૨૬૨

જોએ એક ચિદ્ર જાણવા જન, મુકિત થઇ ઇચ્છા મટી મન;
સદા બ્રહ્મચર્ય હરિ સેવે સોય, અલ્પ અહારી સંતોષી ઓય. ૨૬૩

રેણી લઇ લિંગદેહે વૈરાગ, ભાળે તે સકલ તત્વના ભાગ;
સ્થિર ભાવ હરિચરણે સહી, કોયે શુદ્ધ અંતઃકરણ મનશું કહી. ૨૬૪

નહિ મતપણું દીનતા નહિ, સોએ દધિ કેરી ગંભીરતા સહી;
મોરાળ કેરી ચાતુરી મનમાંય, જલ પરહરી દૂધ પીવે જાય. ૨૬૫

ખટ ઉર્મિ લોપી નવ શકે, વળી નિરઅભિમાની ભૂતને બકે;
મણિ નિજ આત્મા દેખે મન માંહી, શીતળ કલ્પદ્રુમની છાંઇ. ૨૬૬

---

૨૫૬. જંત-જીવ. ૨૫૯. ભૂત-પ્રાણી માત્ર. ૨૬૦. પ્રભવ-ઉત્પત્તિ. ૨૬૧. વરણુ ઇ૦-સામો તેનું વરણુન કરે તે તેને ગમે નહિ. ૨૬૧. બાજ-બહાર. એકાદશી ઇ૦-એ અગિયારમી રહેણીની ગમ આઇ (આવી) છે. અર્થાત્ ૨૫૮ મી કડીથી સંતનાં લક્ષણ કહેવા માડયાં છે, તેમાંનું આ અગિયારમું છે. ૨૬૩. જોએ-જોઇએ. ૨૬૪. લિંગદેહે-સૂક્ષ્મ શરીરમા-મનમાં ૨૬૫. મતપણું-પોતાનો મત ખેંચવાપણું. દધિ-ઉદધિ-સમુદ્ર. મોરાળ-મરાળ-હંસ. ખટ ઉર્મી-ક્ષુધા, તૃષા, શોક, મોહ, ટાઢ, તાપ. બકે-? ૨૬૭. હેઠે-કલ્પ

હેઠે આવે દુઃખ સવે હરે, કાંઇ મન ઇચ્છે જ્ઞાની કરે;
સુખ 'આત્માનું' આપે તે સંત, વળી મિત્રભાવ જાણે ભગવંત. ૨૬૭

ધ્યાન બ્રહ્મભાવ કરૂણા મન ધરે, ફેર સંગી સખીકો અસંગી ફરે;
ભાવ ફળ ન ઇચ્છે હરિને ભજે, તે ભજે નહિ કાંઇ નાહી તજે. ૨૬૮

જે સમદર્શી તે કહાવે જન, તેને રાગ દ્વેષ નહિ તન;
જે ઘેર નહિ રહે વન નહિ જાય, માંય લવલીન થઇ સમસમાય. ૨૬૯

ધ્યાન એવું તે નિશ્ચલ ધરે, સમાન બુદ્ધ નિજ બુદ્ધિ અનુસરે;
વળી લક્ષણ ત્રીશ કહ્યાં ભગવંત, ચિત્ત ગ્રહી લેજો એકી ચંત. ૨૭૦

કાંઇ લક્ષણ મુકત મુમુક્ષુનાં કહ્યાં, લક્ષ બુદ્ધિવાન માની લહ્યાં;
ફેર પ્રશ્ન ઉપજે તો પૂછે ફરી, હેતે કરી કહે મુખે હરિ. ૨૭૧

અણ અવતરિયું દેખે આપ, તૃષ્ણા આશા નહિ સંતાપ;
શિરગુણ બ્રહ્મ પરમેશ્વર સંત, હરદે નિર્ગુણ લક્ષ રહંત. ૨૭૨

કરે-ભકિત લક્ષણ શુદ્ધ કરી, હંસ દ્દઢ ઉપદેશ સૌ દેખે હરિ;
મનચ્છા (સા) વાચા શુદ્ધ કર્મણામાંહી,જો સાત્વિક બુદ્ધ ઉપજત જ્યાંહી.૨૭૩

થીર ભિન્ન ભિન્ન દર્શનના થાપ, એ નહિ કરે હરિજન આલાપ;
સર્વ એક જાણી કરે તે સેવ, દેખે જ્યાંહી સદ્ગુરુ દેવ. ૨૭૪

હરી સંગાતે રમે તે હસે, વળી આદ્ય અંત મધ્ય એકી વસે;
સત્ મુમુક્ષુને ભજવા સંત, વળી પ્રાપ્તિ સંગ કરે ભગવંત. ૨૭૫

કાંઇ બીજો પ્રકાર નથી કોય, સમજ્યા વિના બીજી ઉપાધિ સોય:
રામકૃષ્ણનું અંતર જ્ઞાન રહ્યું, કાંઇ સતશાસ્ત્ર વેદાન્તે કહ્યું. ૨૭૬

કૃષ્ણે ઉદ્ધવને સમજાવ્યો કહી, લક્ષભેદ એમ પંડથી લહી;
તે દાન દમ દયા શીલ ને ત્યાગ, વ્રત તીરથ શુચિ સંગ વૈરાગ. ૨૭૭

---

દુમની હેઠે. ૨૬૮. ભજે-પ્રેમથી સેવે ૨૬૯. લવલીન-લીન. સમસમાય-પાચ્ય-શમી જાય. ૨૭૨ અણઅવતરિયું-જે કદી થયુંજ નથી એવું આ જગત્ અથવા આપને ( પોતાને-આત્માને ) જન્મ લેતો નથી એમ જે દેખે. શિર-ગુણ-સગુણ. ૨૭૪. થિર ઇ૦-ભિન્ન ભિન્ન દર્શન ( શાસ્ત્રો ) ની સ્થિરસ્થાપનાઓ છે તેનો એ હરિજન આલાપ કરે નહિ. તેમને જોઇને દ્વૈતનું કથન કરે નહિ. ૨૭૫. એકી-એક રૂપે. ૨૭૭. દમ-ઇંદ્રિય દમન.

જે સર્વે કૃત કીધા વિના-જન, સત્ તતક્ષણ હરિ થાય પ્રસન્ન;
માંહે બહાર જોતે પરમેશ્વર મળે, ભાવે તે મન સત્તામાં ભળે. ૨૭૮

અનુભવ આંખે દેખ એહ, દેખો કરકંકણ દર્પણમાં એહ;
બ્રેહે વૈરાગ સંતનની સેવા, દર્શે નહિ ગુરૂ વિણ એક દેવા. ૨૭૯

વસ્ત્ર પાશા વિના રંગ ન હોયે વળી, તે સંતસેવ્યા વિના નહિ વાસના ટળી;
કાયા માયા મન અર્પણ કરે, વસ્તુ ત્રિયા હરિસંગ વરે. ૨૮૦

ચોથી વાટે વડા ન થાય, ખરી પીઠ કેળવે તે ખાય.
રેણી કામદુધા સત્ જાણો રામ, કરે ભક્ત અહાર પહોંચે તે કામ. ૨૮૧

સકલ ભાવ તે દુઝે શ્યામ, હુવો આનંદ જોગ પહોંચે હામ;
ભય વિના સ્વામી મળે નહિ ભાઇ, પાલો ગલે તેમ તાપ તપાઇ. ૨૮૨

સુણતા માય હી ઇશ્વર હોય સોઇ, કૃષ્ણ વિના ઓર ન ગમે કોઇ;
જો એવા હોય તે મારા જન, તે હું મૂકી શકું નહિ તન. ૨૮૩

કૃષ્ણ ઉદ્ધવનો સંવાદજ કહ્યો, લક્ષ અભેપદ મનમા લહ્યો;
જે ઇચ્છો નિજપદ પાવવા જેહ, તે ચાલો સાધવા લક્ષણ તેહ. ૨૮૪

## દોહરો.

મન જે ત્રીજા ખંડમાં, વળી મુમુક્ષુની વાત;
મહા લક્ષણ ત્રીશ મુક્ત છે, સત્ વસ્તુ સાક્ષાત. ૨૮૫

## ઇતિશ્રીતૃતીયખંડ સંપૂર્ણ.

## ચતુર્થ ખંડ આરંભ.

## દોહરો.

ચોથા ખંડમાં ચેતન્યું, શ્રી ગુરૂ કેરો સંવાદ;
પરમ ધામને પામવા, પારહરિએ ઉપવાદ. ૨૮૬

---

૨૭૮. દેખો ઇ૦-હાથનું કંકણ જોવા માટે દર્પણમા દેદ શા માટે જુઓ છો ? બ્રેહે-વિરહ. અર્થાત્ પ્રેમ. ૨૮૧. ચોથી-છાલા-ધૂસું અર્થાત્ ધૂસું લઇને તે માટે (તે સાધનથી) ભાઈ વડા થાય નહિ પીઠ-રોટ ૨૮૪ પાવવા પામ॥ ૨૮૫ મુક્ત-મુમુક્ષુના ૨૮૬. ઉપાદ ઉપાધિ

ગુરૂ કહે શિષ્ય જ્ઞાનમાં, તેનું ખંડ વિસ્તાર;
વસ્તુ જો ચિત્તમાં વસે, પરમ રૂપ અપાર. ૨૮૭

ધીરજ કિંપા ગુરૂ મન ધરી, હરિએ પકડયો હાથ;
ભાગ્ય જાગ્યું હવે ભવનું, નિરખ્યા હરિ ગુરૂનાથ. ૨૮૮

શિષ્ય કહે ગુરૂ સત્ય છો, પ્રેમે નમું હું પાય;
સ્વામી કહો હું સાંભળું, જીવનો સંશય જાય. ૨૮૯

આપ સ્વામી ગુરૂ અલખ છો, સદા તમારો શિષ્ય;
મહા મુક્તપદ પામીઓ, દયારૂપ જગદીશ. ૨૯૦

સત્વવત્ સ્વામી સત્ છો, લહી પ્રકૃતિ લાલ;
નાથ વંદુ કૃપાનિધિ, પરમ નિજ પ્રતિપાલ. ૨૯૧

મોટા સંશે સ્વામી મુજને, જીવ ભૂતપંચ જેહ;
જે જડ સરીખા જડ છે, તેને અદ્ભુત કહ્યા તેહ. ૨૯૨

દેવ દષ્ટે જો દેખીએ, રામ તિહારો રૂપ;
ભૂત રૂપને ભેદતાં, સર્વે સામ સ્વરૂપ. ૨૯૩

કર જોડી વિનતિ કરૂં, કરો સત્ મોએ કામ;
આ અવસરને આપકે, નિર્ગુણ રૂપ નિજ નામ. ૨૯૪

સર્વ નિરંતર સો મહી, નાથ ખીન ખાલી નાંઇ;
આપ બતાવો આપકો, મોએ બહ્ના ખીલે મનમાંઇ. ૨૯૫

## શ્રી ગુરૂ ઉવાચ.

### ચોપાઈ.

વળી હું દષ્ટ આપું તુજ વીર, દઢ સમજે સાન કહું છું ધીર;
દેખ ચોવીશ તત્વનો તુજ મુજ સંદેહ, શો તેમાં તે આવ્યો સદેહ. ૨૯૬

જેને બુદ્ધવડે હું કહું છું જેહ, ત્યાં બુદ્ધિવડે ગ્રહે છે તું તેહ;
મનવડે તે ગુરૂ તે માનો, ભયો મનગુરૂ ભ્રાંતિ ભાનો. ૨૯૭

---

૨૯૩. દેવ દૃષ્ટે–બ્રહ્મરૂપે. રામ ઇત્–તો હે રામ એ સઘળાં ભૂત તારૂંજ રૂપ છે. ૨૯૪. મોએ–મારી. કામ–ઇચ્છા. ૨૯૫. સો–તે આત્મા. મહી–ભૂત માત્રમાં. આપકો–આપનું સ્વરૂપ. ૨૯૬. દષ્ટ–દૃષ્ટિ–સમજણ. ૨૯૭. ભાનો–ભાગો.

જાણે છે એ મનમાં જેહ, તે દલમાં દુજો નહિ તેહ;
હવે તું શિષ્યનું મૂકી દે હામ, કાંએ ન જાણે સતગુરુ

ગુરુ શિષ્ય એમાં નીનતા ગઇ, રમ ચૈતનતા વસ્તુ ર
તે ચૈતનતા આ દેહ છે તેહ, દેખે તેમાં તે શો સંદેહ.

નારાયણ ત્યાં તો બોલવાનું નહિ, કહે વાણી ગુરૂ ત્યાંય
નરકહે હું તું દો નહિ, સદ્‌ગુરૂ કહે એક ગ્રંથ જો સહ

દોહરા.

કહે શિષ્ય વાત આધી કહી, રામ ધન્ય મહારાજ;
બતાવે કોણુ સતગુરૂવિના, આત્મબોધ એ આજ.

કહે છે મને કૃપા કરો, દાલો
બુધવચૈસ્તુથી બોલવું, રહો ચરા

શિષ્ય કહેછે નહિ પ્રીછતા, અને
માનુભાવ અંતર મળ્યા, પૂરણ

તે પક્ષે શ્રી ગુરૂ તમો, ભાર્ય
એવો ચમત્કાર ઉપન્યો, એહી

એ કહેતાં સુણતાં શબ્દ અતિ
એ મહાનિધિ વાત એહ છે,

ભાવ એમ થાતાં મુજને સાં
પરમ બુદ્ધિ વશિટ પ્રત્યે, ની

શિષ્ય કહે ગુરૂ સામકું, સત્ વસ્તુ સાક્ષાત;
સમજાવ્યા રામ સાનમાં, વશિષ્ઠે કહી વાત. ૩૦૭

સ્વામી હું તું તે જ્યમ દીસતું, ફેર બહુ મન પડીઓ ફેર;
ભવ પ્રગટયો જ્યમ અભિનવો, વારંવાર કહું તું વેર. ૩૦૮

પછે તે સંશે ઉપજે, ભક્ષણો માદક ભૂર;
શા સરખું સંસારમા, પ્રભુ ચઢી આવ્યું પૂર. ૩૦૯

## શ્રી ગુરૂ ઉવાચ.

### ચોપાઇ.

પણ નોઅ શિષ્ય ગ્રંથલતા પેર, સૂત્ર આતમા જાણો એક સેર;
જીવબુદ્ધિ મટી શિવ થયો જેહ, ત્યાં આત્મા પ્રકાશી રહ્યો તેહ. ૩૧૦

તે જ્યમ નવો હોય અવતાર, પ્રકૃતિ તેની હરી ત્યાં પાર;
એ અનુભવ પ્રગટયો જેને અંગ, રેણીએ કરીઆ સરવે રંગ. ૩૧૧

કાંઇ શરદ ઋતુનો હોયે પ્રકાશ, અંગમા હોયે નિર્મળ આકાશ;
તત્વજ્ઞાન દેખ પ્રગટયું તેહ, જ્યારે પ્રકૃતિનું ભાન ટળ્યું જેહ. ૩૧૨

## શિષ્ય ઉવાચ.

તે પ્રશ્ન પછે શિષ્ય કરો તેહ, જ્યાં બ્રહ્મ લક્ષ અગોચર જેહ. ૩૧૩

---

નિશાં—નક્કી. ૩૦૭. સામકું—સ્યામને—સ્યામ સ્વરૂપ ગુરૂને. ૩૦૮. તે—હું, તું, સિવાયનું બાકીનું સર્વ. અર્થ એ છે કે જ્ઞાન થયા પહેલાં આ જગત જેવું દેખાતું હતું તેવું ને તેવુંજ જ્ઞાન થયા પછી પણ દેખાય છે; પરંતુ પછી તે જોવામા ઘણો ફેર પડી જાય છે. ભવ ઇ૦—જેમ નવો સંસારજ પ્રગટ થયો હોય તેમ થાય છે. તું વેર—તારા પ્રત્યે ૩૦૯. ભક્ષણો ઇ૦—થયેલા જ્ઞાનનો ભક્ષ કરે એવો—જ્ઞાન ભુલાવી દે એવો (સંશય) માદક—મદ ઉપજાવનાર (સંશય). ભૂર—ઘણો ( માદક ) શા સરખું—અર્થાત્ શાથી ? પૂર ચઢી આવ્યું—જગત્ ઉત્પન્ન થયું. ૩૧૦ ગ્રંથલતા—રચમા નાડો તેનાપર્ણ અર્થાત્ સૂત્રાત્મા ગાઢ વગરની દોરીની પેઠે સર્વત્ર વ્યાપી રહ્યો છે. ૩૧૧. રેણીએ ઇ૦—તેની રહેણી વડે તેના સરવે રંગ જણાય છે અર્થાત્ મુક્તના લક્ષણ તેના આચારણથી સમજાય છે. ૩૧૨. ઉદાહરણ આપે છે કાંઇ ઇ૦—શરદ્ ઋતુ આવે ત્યારે આકાશ

## શ્રી ગુરૂ ઉવાચ.

### દોહરો.

હંસ કહે મહા મહાંતનું, લક્ષ ગેહે ન નરલીપ;
કાંય હું તુંમાં અંતર કશો, દીવે પ્રકટ્યો જ્યમ દીપ. ૩૧૪

## શિષ્ય ઉવાચ.

### દોહરો.

હાથ જોડે શિખ્ય શ્રી હરી, સંશે છોડાવો સામ.
પરમ પદ ઇચ્છું પાવવા, હરિ ગુરૂ પૂરો હામ. ૩૧૫

### શ્લોક.

चिदेव पंच भूतानि, चिदेवर्ह्निनात्र संशयः ॥
विज्ञानमहतं सम्यक्, गेहमेव चिदेव हि ॥ ૩૧૬
क गच्छामि क तिष्ठामि, किं त्यजामि गृहाणि च ॥
किमात्मना परीतं च, कल्पांते अंबुना यथा/

### ચોપાઈ.

દેખ પાંચ ભૂત ચિદ્રુપ, ત્રણ ભુવન ભાસે તદ્રૂપ;
એ મહાજ્ઞાન પામ્યો હું આજ, રૂદે ચિદ્ દીસ્યું
ક્યાં જાવું ને રહું તે ક્યાંહી, શું ત્યજું ને શું
રામ આત્મા ભરી પૂરી રહ્યો, કલ્પાંતે દેહ અર્ણવ

નિર્મળ થાય છે એ તેનું લક્ષણ છે ૩૧૪. લક્ષ દ
એમ જોઇએ મહાત્માનું લક્ષ નિર્લેપ હોય છે, ..
ગ્રહણ કરતો નથી. દીવો ઇ૦-એક દીવા વડે જેમ
જેમ ગઇમાં અંતર રાખ્યા સિવાય પ્રકાશ માત્ર
આ પુરૂષોનો આત્મા પણ નિર્લેપપણે સાક્ષી
પાવવા-પામવા ૩૧૬ આ બન્ને શ્લોકમા અશુદ્ધતા
પળની ત્રણ કડીઓમાં આપેલો છે તેજ છે, જેથી અ
૩૧૮ ચિદ્-બ્રહ્મ. ૩૧૯. સાક્ષી-સ્વાગી કલ્પાંતે ઇ

જ્યા દેખું ત્યા અંબુ જ્યાહી, નિર્ગુણ વસ્તુ વિના ભાસે નાંહી;
સર્વે સન્મુખ સામ સ્વરૂપ, રજ રજમાં વ્યાપક એક રૂપ. ૩૨૦

### દોહરો.

દષ્ટ તત્વ કહે સ્વામી ધ્યાનમાં, નિશ્ચે દષ્ટ કોણ નામ;
પરમ તત્વ દષ્ટ ઉપજે, ઠીક બતાવો ઠામ. ૩૨૧

## શ્રીગુરૂ ઉવાચ.

### ચોપાઈ.

જે દષ્ટ તત્વ કહું સુણતું જેહ, તારી દષ્ટ તણી એંધાણી જેહ;
વિચાર વિધે તું જો શુદ્ધ વાણી, સર્વ ચિદ્ વિલાસ સુરત સમાણી. ૩૨૨
અગમ અગોચર વેદ વાણી એહ, જો પ્રત્યક્ષ ભેદભાવે દેખે જેહ;
પંડિત પુરાણ કે' તે પ્રકૃતિપાર, દેખે તે તું દષ્ટ દેદાર. ૩૨૩
શિષ્ય કહે હા ગુરૂ મોરે સ્વામી, જો સરપર તમે અંતરજામી;
ફેર દષ્ટિ સત્ ઉપટી ફરી, કહે સતગુરૂ એ શ્લોક કરી. ૩૨૪

### દોહરો.

કેવલ સમર કેવલા, તીન અંગ એકતાર;
પ્રકટ બ્રહ્માંડ પંડમાં, સત્ સ્વરૂપ સંસાર. ૩૨૫

---

સૃષ્ટિ જળમય થાય છે, માટે અર્ણવ (સમુદ્ર) એજ સૃષ્ટિનો દેહ કહ્યો છે. ૩૨૦. અંબુ-જળ-પ્રલય વખતે જેમ સર્વત્ર જળ જળ જોવામા આવે છે તેમ હમણાં મને સર્વત્ર પરમાત્મા ભાસે છે ૩૨૧. દષ્ટ ઇ૦-શિષ્ય પૂછે છે કે દષ્ટ તત્વ કોને કહેવો, અને નિશ્ચય દષ્ટિ કોને કહેવી ? તથા તત્વ દષ્ટિ શી રીતે ઉપજે તે કહો. ૩૨૨ દષ્ટ-દષ્ટિ વિધે વિધિથી સર્વ ઇ૦-સઘળી સુરત ચિદ્દવિલાસમા સમાઇ છે. ૩૨૩ જો ઇ૦-જે ભેદભાવે દેખે છે તેને (આત્માને) તું પ્રત્યક્ષ જો દેખે ઇ૦-તે દેદાર (સ્વરૂપ) તું તારી દષ્ટિથી (જ્ઞાન દષ્ટિથી) જો ૩૨૪ મોરે-મારા સરપર-સિરપર-મા I ઉપર ૩૨૫. તીન અંગ-સ્થૂલ, સૂક્ષ્મ, કારણ. એકતાર-એ સર્વે શરીરોના અવ્યભિચારીપણે વ્યાપી રહેલો. પ્રકટ ઇ૦-તે બ્રહ્માંડમા અને પિંડમા (શરીરમા) એક સરખો (જ્ઞાન રૂપે) પ્રકટ છે, અને સંસારમા (જડ પદાર્થોમા) પણ સત્ રૂપે પ્રકટ, છે.

## શ્રી ગુરૂ ઉવાચ.

### દોહરો.

હંસ કહે મહા મહાંતનું, લક્ષ ગ્રહે ન નરલીપ;
કાંય હું તુંમાં અંતર કરી, દીવે પ્રકટ્યો જેમ દીપ. ૩૧૪

## શિષ્ય ઉવાચ.

### દોહરો.

હાથ જોડે શિષ્ય શ્રી હરી, સરે છોડાવો સામ
પરમ પદ ઇચ્છું પાવવા, હરિ ગુરૂ પૂરો હામ. ૩૧૫

### શ્લોક.

चिदेव पंच भूतानि, चिदेवर्नात्र संशयः ॥
विज्ञानमहतं सम्यक्, गेहमेव चिदेव हि ॥ ३१६

क्व गच्छामि क्व तिष्ठामि, किं त्यजामि गृहाणि च ॥
किमात्मना परीतं च, क्लपांते अंबुना यथा ॥ ३१७

### ચોપાઈ.

દેખ પાચ ભૂત ચિદ્રુપ, ત્રણુ ભુવન ભામે તદ્રૂપ;
એ મહાજ્ઞાન પામ્યો હું આજ, રૂદે ચિદ્ દીરયું મહારાજ. ૩૧૮

ક્યાં જાવું ને રહું તે કયાહી, શુ ત્યજું ને શું ગ્રહું સાહી,
રામ આત્મા ભરી પૂરી રહ્યો, કલ્પાતે દેહ અર્ણવ કહ્યો. ૩૧૯

---

નિર્મળ થાય છે એ તેનુ લક્ષણુ છે ૩૧૪ લક્ષ ઇ૦–' લક્ષ ગ્રહે ન નિર્લેપ ' એમ જોઇએ મહાત્માનું લક્ષ નિર્લેપ હોય છે, તેથી તે આસક્તિથી વિષયોનું ગ્રહણુ કરતો નથી દીવે ઇ૦–એક દીવા વડે જેમ બીજો દીપ પ્રગટ્યો હોય તે જેમ કોઇમાં અંતર રાખ્યા સિવાય પ્રકાશ માત્ર આપે છે, તેમ તેવા મહાત્મા પુરૂષોનો આત્મા પણુ નિર્લેપપણે સાક્ષી રૂપે પ્રકાશી રહે છે ૩૧૫ પાવવા–પામવા ૩૧૬ આ બન્ને શ્લોકમા અશુદ્ધતા જણાય છે એનો અર્થ પછીની ત્રણ કડીઓમાં આપેલો છે તેજ છે, જેથી અહીં જુદો આપ્યો નથી. ૩૧૮ ચિદ્–બ્રહ્મ ૩૧૯. સાહી–ત્યાગી કલ્પાતે ઇ૦–કલ્પની અંતે તમામ

જ્યાં દેખું ત્યાં અંબુ જ્યાંહી, મિર્ગુણ વસ્તુ વિના ભાસે નાંહી;
સર્વે સન્મુખ સામ સ્વરૂપ, રજ રજમાં વ્યાપક એક રૂપ. ૩૨૦

દોહરો.

દષ્ટ તત્વ કહે સ્વામી ધ્યાનમાં, નિશ્ચે દષ્ટ કોણ નામ;
પરમ તત્વ દષ્ટ ઉપને, ઠીક બતાવો ઠામ. ૩૨૧

## શ્રીગુરૂ ઉવાચ.

ચોપાઈ.

જે દષ્ટ તત્વ કહું સુણતું જેહ, તારી દષ્ટ તણી એધાણી એહ;
વિચાર વિધે તું જો શુદ્ધ વાણી, સર્વ ચિદ્ વિલાસ સુરત સમાણી. ૩૨૨
અગમ અગોચર વેદ વાણી એહ, જો પ્રત્યક્ષ ભેદભાવે દેખે જેહ;
પંડિત પુરાણ કે તે પ્રકૃતિપાર, દેખે તે તું દષ્ટ દેદાર. ૩૨૩
શિષ્ય કહે હા ગુરૂ મોરે સ્વામી, જો સરપર તમે અંતરજામી;
ફેર દષ્ટિ સત્ ઉલટી ફરી, કહે સતગુરૂ એ શ્લોક કરી. ૩૨૪

દોહરો.

કેવલ સમર કેવલા, તીન અંગ એકતાર;
પ્રકટ બ્રહ્માંડ પંડમાં, સત્ સ્વરૂપ સંસાર. ૩૨૫

---

સૃષ્ટિ જળમય થાય છે, માટે અર્ણવ (સમુદ્ર) એજ સૃષ્ટિનો દેહ કહ્યો છે. ૩૨૦. અંબુ-જળ-પ્રલય વખતે જેમ સર્વત્ર જળ જળ જોવામાં આવે છે તેમ હમણાં અને સર્વત્ર પરમાત્મા ભાસે છે. ૩૨૧. દષ્ટ ઇ૦-શિષ્ય પૂછે છે કે દષ્ટ તત્વ કોને કહેશો, અને નિશ્ચય દષ્ટિ કોને કહેવી ? તથા તત્વ દષ્ટિ શી રીતે ઉપજે તે કહો. ૩૨૨. દષ્ટ-દષ્ટિ. વિધે-વિધિથી સર્વ ઇ૦-સઘળી સુરત ચિદ્વિલાસમાં સમાય છે. ૩૨૩. જો ઇ૦-જે ભેદભાવે દેખે છે તેને (આત્માને) તું પ્રત્યક્ષ જો. દેખે ઇ૦-તે દેદાર (સ્વરૂપ) તું તારી દષ્ટિથી (જ્ઞાન દષ્ટિથી) જો. ૩૨૪. મોરે-મારા. સરપર-સરપર-મા ! ઉપર ૩૨૫. તીન અંગ-સ્થૂલ, સૂક્ષ્મ, કારણ. એકતાર-એ સર્વે શરીરોનાં અવ્યભિચારીપણે વ્યાપી રહેલો. પ્રકટ ઇ૦-તે બ્રહ્માંડમાં અને પિંડમાં (શરીરમાં) એક સરખો (જ્ઞાન રૂપે) પ્રકટ છે, અને સંસારમાં (જડ પદાર્થોમાં) પણ સત્ રૂપે પ્રકટ, છે.

### શ્લોક.

" त्रैलोक्यरंगभूमौ च, नटरूपो चिदात्मनः ॥
नानारंगतरंगेण, नृत्यते हि चराचरं ॥ ૩૨૬

### અર્થ, ચોપાઇ.

ત્રિલોકમાં રંગભૂમજ તેહ, જ્યાં ચિદ્રૂપી નટ નાચે જેહ;
નાના ભાતિ ગુણ કર્મ રૂપ નામ, રમે ચરાચર આત્મારામ. ૩૨૭

### દોહરો.

નિરખવા કહેવામાં આવે નહિ, રસનાએ કહું કયા રૂપ;
અલખ વસ્તુ એક છે, સર્વે રૂપ સ્વરૂપ. ૩૨૮

### ચોપાઈ.

તત્વદષ્ટ ગુરૂ કહે તેહ, એનો ઉત્તર દીધો એહ;
નિરખ કહું જે દષ્ટ તત્ત્વ નામ, ઠીક ટાળો હવે સંશે ઠામ. ૩૨૯
દષ્ટતત્વ નામ એકી ધાર, પરમ ધામ હોયે દષ્ટ અપાર;
સત્ દષ્ટે તે દેખે સંસાર, સત્ શબ્દ સુરતિ જો સાર. ૩૩૦
બે ભાતનું જ્ઞાનજ બોલ, તે સાંભળ કહું તેનો કરજે તોલ;
એ પ્રત્યક્ષ પ્રમાણ જ્ઞાન છે એક, વળી બીજું ઉનમાને જાણે વિવેક ૩૩૧
વિચાર દષ્ટાંત એક કહું જો વળી, મનમાં ધાર એકાંત એ મળી;
આયુધ પડ્યાં દેખીજે એમ, જેવો મન વિચાર આણી જો જેમ. ૩૩૨
શસ્ત્ર દેખીને જાણ્યો જયમ શૂર, પકડનારા અહિંઆ હશે કોયે પૂર;
ઉનમાન ઉપકારણ દેખીજે એહ, ને ઉનમાન જ્ઞાન કહીજે તેહ. ૩૩૩

---

૩૨૬. અર્થ. ૩૨૭ મી કડીમાં આપેલો છે. ૩૨૮. કયા-શું સર્વે ઇ૦-જગતનાં સર્વે રૂપ તે ચિત્સ્વરૂપ છે ૩૩૦ પરમ ઇ૦-તે પોતાની દૃષ્ટિએ જે અપાર વસ્તુઓ દેખે તે પરમધામ (બ્રહ્મ) રૂપ દેખે. સત દષ્ટે ઇ૦-તે સંસારને પણ સત્ રૂપે જુએ છે. ૩૩૧. ઉનમાને-અનુમાને. ૩૩૨. પડ્યાં-પડ્યાં.

જ્ઞાન ઉનમાન જાણે નર ઘણા, ત્યમ પ્રત્યક્ષ જ્ઞાન કોય હરિજન તણા;
વિચાર કરતાં આવ્યો વિશ્વાસ, દેખો અનુમાને જ્ઞાન તે દાસ. ૩૩૪

વળી પ્રત્યક્ષ પ્રમાણુની સુણો કહું વાત, સત્ હરિ હસ્તામળ દીસે સાક્ષાત્;
જ્યમ હાથ કંકણ હાટકનું જેહ, તે કરતાં અવલોકન શોભે ઘણું તેહ. ૩૩૫

તે કિંચિત્ ચડુ એ શાનું હશે તેમ, હેરતાં દ્રષ્ટે દીઠું હેમ;
એમ પ્રત્યક્ષ પ્રમાણુ તે જાણો એહ, જ્યાં કારજ સબંધી ન મળે જેહ. ૩૩૬

ભલો પ્રત્યક્ષ અનુમાનનો કહ્યો ભેદ, સુણતાં સંશે કાઢયો છેદ;
જો શિષ્ય કહે છે ગુરૂ મહરાજ, એક ત્રીજું પ્રશ્ન કહો તમે આજ. ૩૩૭

સતગુર કહે શિષ્ય સાંભળ મન સહી, કુંચી ત્રીજા પ્રશ્નની બતાવું કહી;
તે ગુરુ દૃષ્ટતત્વ પ્રકટે શું થાય, મન ગ્રહેજે તું કહું મહિમાય. ૩૩૮

માંઈ પ્રકટ્યું દૃષ્ટતત્વ પ્રમાણુ, શૂન્ય કેરૂં સત્વ કહું સુજાણુ;
જો પરાત્પર ચૈતન્ય બ્રહ્મ જેહ, તે વસ્તુ નામ ત્યાં કૈ (કહી)એ તેહ. ૩૩૯

એ વસ્તુ પ્રકટે જેને અંગ, ભાગે ત્રઇણુ દ્વીત ને થાએ અભંગ;
ભેદ પ્રાયે સમજ્યાનો છે સ્વભાવ, કાઢ દ્વીત ને હંસ કહાવ. ૩૪૦

## શિષ્ય ઉવાચ

### દોહરા.

ત્રંણુ દ્વીત તે કોણુ શાં ત્રિકમ. નિશાં કહો તેનાં નામ;
તે શું હોવે તેનું ટાળતાં. ઠીક બતાવો ઠામ. ૩૪૧

૩૩૪. વિચાર ઇ૦–અનુમાનથી વિચાર કરતા જેને વિશ્વાસ આવ્યો તે હરિના દાસે અનુમાને કરીને તે (બ્રહ્મ)નું જ્ઞાન જોયું. દેખો–દેખ્યો. ૩૩૫. હસ્તામળ–હાથમાં આમળું લેઇને જેમ તેને પ્રત્યક્ષ જોવાય છે તેવી રીતે. હાટક–સોનું. ૩૩૬. 'તે ઇ૦–તે કંકણ કિંચિત્ દૃષ્ટે ચઢયું. પછી વિચાર થયો કે એ શાનું હશે ? તે વાતનો ખુલાસો અનુભવથી નહિ, પણ પ્રત્યક્ષજ થાય છે કે તે હેમનું છે. કારજ સંબંધી–કાર્યના સંબંધવાળો–હેતુ અનુમાન હેતુ વિના થઇ શકતું નથી, પણ પ્રત્યક્ષને તેવા હેતુની કાંઇ જરૂર નથી, એમ કહેવાનો ભાવ છે. ૩૩૭. કાઢયો છેદ–છેદી કાઢયો. ૩૩૮. ત્રીજે પ્રશ્ન કહી બતાવે છે દૃષ્ટતત્વ ઇ૦–શું થાય તો દૃષ્ટતત્વ પ્રકટે ? ૩૩૯. માંઇ–અંતરમાં. શૂન્ય કેરૂં સત્વ–શૂન્યને પણ જેનાથી જાણી શકાય છે તે. પરાત્પર–પરથી પર. વસ્તુનામ–તેનું નામ વસ્તુ છે. ૩૪૦ દ્વીત–દ્વૈત. પ્રાયે–મુખ્યત્વે કરીને. ૩૪૧. તે

## શ્રીગુરૂ ઉવાચ.

### દોહરો.

શિષ્ય ખરાખરી કહીશું, વિવેક તે મોટી વાત;
વડાના અનુભવ વિષે, જાણું ચીલરનું નહિ જાત. ૩૪૨

### ચોપાઈ.

નિરખ પહેલું ભાવાદ્વીત નામ, સાંભળ બીજું ક્રિયાદ્વીત ઠામ;
જે દ્રવ્યાદ્વીત ત્રીજું નામ જેહ, તે લક્ષણુ વિચારી સુણુ કહું તેહ. ૩૪૩

ભારે તીનુમેં અદ્વીત બ્રહ્મ, કાયા સુભાવે તે જુજવાં કર્મ;
સાઈ ખરો અભ્યાસ મન આનંદ ભયો, કાઈ પૂછ્યાનો અર્થ તે ગુરૂએ
કહ્યો. ૩૪૪

વળી ત્રણ્યુ દ્વીતનો કહું વિરતાર, પ્રીતે ધારે મન ઉતરે પાર;
જે પાંચ મહાભૂત દ્રવ્ય કહેતાં જાણુ, માંઈ પાંચ નવ લોક તેના પરમાણુ. ૩૪૫

ચોરાશી લક્ષ તે ચરઅચર, વળી દ્રવ્ય સુભાવે પક્ષ જુજવા વર;
દેવ પશુ પક્ષિ મનુષ્ય દેદાર, સર્વ સમજવું એક સત્ સાર. ૩૪૬

સર્વની ઉરમિ જુજવી સામ, નરખ દ્રવ્યાદ્વીત તેનું નામ;
વળી ભાવાદ્વીતની કહું સુણુ વાત, સંત હરિ હસ્તામલ દીસે સાક્ષાત. ૩૪૭

ભાવાદ્વીતનો જાણે ભેદ, વાંચે પંડ ઇંડ જુજવાં વેદ;
નરખ પશુ પક્ષિ અંશ નર નાગ, રંગ સુભાવે જુજવા દ્વેપ રાગ. ૩૪૮

---

શુ '.હોવે-અર્થાત્ તેના લક્ષણ કહો. ટાળતા-ટાળનાર. ૩૪૨. વડાના-મહાપુરૂષોના. ચીલર-ખાબોચિયું. અર્થાત્ શુદ્ર. ચીલરની જાત હું જાણતો નથી. ૩૪૪. તીનુંમેં-ત્રણેમાં. સુભાવે-સ્વભાવે. ૩૪૫. પાંચનવ-ચૌદ. ૩૪૬. ચર-જંગમ. અચર-સ્થાવર. સુભાવે-સ્વભાવે. વર-શ્રેષ્ઠ. દેદાર-રૂપ. ૩૪૭. ઉરમી-તરંગ. અર્થાત્ સર્વ પદાર્થોના ગુણધર્મો. સામ-શ્યામ. અર્થાત્ બ્રહ્મ એમ દ્રવ્યનું દ્વૈત કહ્યા પછી એ બધું બ્રહ્મસ્વરૂપ છે એમ જાણવું તે દ્રવ્યાદ્વૈત કહેવાય. સંત-સંતને. ૩૪૮. પંડ-શરીર. ઇંડ-બ્રહ્માંડ. વેદમાં જે 'જુદાં જુદાં કર્યાં છે તે દ્વૈત છે. પશુ ઇ૦-પશુ, પક્ષી, વગેરેના રાગદ્વેષ રૂપી ભાવોનું દ્વૈત સૃષ્ટિમાં જોવાય છે

વળી તે વિના અહંકાર વેર, પછી જુજવા સ્વભાવની એવી પેર;
મુષક માંજાર વાઘ ગૌ મળે, હસ્તી સસલો, સર્પ સિંહ હળે. ૩૪૯

ઝેર ઈત્યાદિક તું જાણે જેહ, તે સ્હેજ સુભાવ નિષ્કારણ તેહ;
જો માનવ દાનવ તિર્યંક જાત, નરખ જુજવી પંડની ન્યાત. ૩૫૦

ભાવાદ્દીત તે સમજે ભાઇ, ક્રીયાદ્દીત કહું જીવ કમાઇ;
કો જલચર થલ ગતી કો કરે, ફેર પક્ષિ આકાશે ફરે. ૩૫૧

કલે કોઇક બળતા અંગાર, એક દ્રખદનો કરે અહાર;
રમે મૃગ તે શાખા કો રહે, લક્ષ જલ મીન આકાશે લહે. ૩૫૨

જેમ માનવ ક્રીયા તે જુજવી જાણ, તે નર કરે આપ કર્મની તાણ;
કાંએ પશુ ગલ પક્ષિ નવ કરે, વળી ચઢી ન શકે પશુ તરવરે. ૩૫૩

તે વૃક્ષ અવનીથી આકરશે તોય, હદ દેવ માનવ નવ હોય;
નવનવી ક્રિયા પ્રત્યક્ષ નિરધાર, વિવેક વિધિએ કરો વિચાર. ૩૫૪

ત્યાં ત્રઇણ દ્વીત દેખાડયાં તેહ, જો પ્રશ્ન ઉપજે તો પૂછો જેહ;
એ ચિત્તદેહી જોતાં દીસે એહ, તે મહાજ્ઞાને કરી નવ ભાસે તેહ. ૩૫૫

## શિષ્ય ઉવાચ.

### દોહરા.

શિષ્ય પૂછે એહ શામને, મોએ સંશે છે મન;
દયાલ કૃપાથી દાખવું, જીવ ટાળી કરો જન. ૩૫૬

સ્વામી એક સમે મેં સાંભળી, વળી કોએક મુખ વાત;
જોગ સિદ્ધિ ગત જોવતાં, અસંખ ભાવ મતઆત. ૩૫૭

---

૩૫૦. ઝેર [ઇ૦-મૂષક માર્જાર વગેરેમા જે વૈર દેખાય તે છે સહજ અને નિષ્કારણ છે. ૩૫૨. કળે-અંગારામાં કળે-ગરકી જાય. દ્રખદ-(દષદ્) પાષાણ. રમે ઇ૦-કોઇ શાખામૃગ (વાનર) શાખા (ડાળ) ઉપર રમે છે ને રહે છે. ૩૫૩. તરવરે-ઝાડ ઉપર. ૩૫૪. આકરશે-ખેંચે. તોય-પાણી. ૩૫૫. દેહી-જીવ. એ પ્રત્યેક (દેહી) જીવને મનમાં જોતા ભિન્ન ભિન્ન ભાસે છે, પણ મહાજ્ઞાને કરી જોતાં તેમા ભેદ ભાસતો નથી. ૩૫૬. મોએ-મને. જન-જીવન્મુક્તના અર્થમાં. ૩૫૭. જોગ સિદ્ધિ ઇ૦-યોગ સિદ્ધિની ગતિથી જોતાં અસંખ્ય ભાવો મતિમાં આવે છે. અર્થાત્ યોગસિદ્ધિથી અસંખ્ય વિષયો સમજી શકાય છે. જોવતાં-જોતાં. આત-આવે છે.

## શ્રીગુરૂ ઉવાચ.

### દોહરો.

શિષ્ય ખરાખરી કહીશું, વિવેક તે મોટી વાત;
વડાના અનુભવ વિષે, જાણું ચીલરનું નહિ જાત.

### ચોપાઈ

નિરખ પહેલું ભાવાદ્વીત નામ, સાંભળ બીજું ક્રિયાદ્વીત શ્રામ;
ને દ્રવ્યાદ્વીત ત્રીજું નામ જેહ, તે લક્ષણ વિચારી સુણ કહું તે

ભાસે તીનુમેં અદ્વીત બ્રહ્મ, કાયા સુભાવે તે જુજવાં કર્મ,
ભાઈ ખરો અભ્યાસ મન આનંદ ભયો, કાંઈ પૂછ્યાનો અર્થ તે ગુ
કહ્યો.

વળી ત્રણે દ્વીતનો કહું વિસ્તાર, પ્રીતે ધારે મન ઉતરે પાર,
જે પાચ મહાભૂત દ્રવ્ય કહેતા જાણ, માઈ પાચ નવ લોક તેના પરમાણુ.

ચોરાશી લક્ષ તે ચરઅચર, વળી દ્રવ્ય સુભાવે પક્ષ જુજવા વર,
દેવ પશુ પક્ષિ મનુષ્ય દેદાર, સર્વ સમજવું એક સત્ સાર.

સર્વની ઉરમિ જુજવી સામ, નરખ દ્રવ્યાદ્વીત તેનું નામ;
વળી ભાવાદ્વીતની કહું સુણ વાત, સંત હરિ હસ્તામલ દીસે સાક્ષાત.

ભાવાદ્વીતનો જાણે ભેદ, વાચે પંડ ઈંડ જુજવાં વેદ;
નરખ પશુ પક્ષિ અંશ નર નાગ, રંગ સુભાવે જુજવા દેષ રાગ. ૩૪૮,

---

ગુ 'કહોવે-અર્થાત્ તેના લક્ષણ કહો. ટાળતા-ટાળનાર ૩૪૨ વડાના-મહા પુરૂષોના. ચીલર-ખાબોચિયું. અર્થાત્ શુદ્ર ચીલરની જાત હું જાણતો ન ૩૪૪ તીનુમેં-ત્રણેમાં. સુભાવે-સ્વભાવે ૩૪૫ પાચનવ ચોદ. ૬ ચર-અચર સ્થાવર. સુભાવે-સ્વભાવે. વર-શ્રેષ્ઠ દેદાર-રૂપ અર્થાત્ રંગ અર્થાત્ સર્વ પદાર્થોના ગુણધર્મો. સામ-શ્યામ અર્થાત્ (સાધુ-સાધક) હેત કહ્યા પછી એ બધું બ્રહ્મસ્વરૂપ છે એમ જાણવું તે દ્રવ્ય ધીરજ રાખતો ૩૪૮. પડ-શરીર ઇંડ-બ્રહ્માંડ. વેદમા જે જુદા વિના-વાસના રૂપી લિ ઈંડ-પશુ, પક્ષી, વગેરેના રાગદ્વેષ રૂપી ભાવાદ્વૈત
ઈંડ-સફેદ વાસના એજ છે ૭૨ ૨૧ આ શિવ એવી

## શિષ્ય ઉવાચ

### દોહરા.

જો સ્વામી હું જાણુંજે, સિદ્ધ છે તે સાર,
કૈવલતા તેંમે કહી, પામ્યો વસ્તુ પાર. ૩૬૫

એ સમજ્યો સ્વામી એટલું, નરખ પ્રંપચ રૂપ નામ;
કાલ આંટી મટી કર્મની, સર્વ માયાવશ રામ. ૩૬૬

સકલ ભાસે જ્યાં સત્‌ગુરૂ, નામ મિથ્યા રૂપ નેહ;
સ્થળ તે કાંઈ કહી શકો, કે આઈ દેખાડો તેહ. ૩૬૭

## શ્રી ગુરૂ ઉવાચ.

### ચોપાઈ.

જો લક્ષાલક્ષ વિવર્જિત જેહ, ત્યાં પક્ષાપક્ષ વિવર્જિત તેહ;
થીર મન વાણી તે ત્યાં થકે, સોહી ગમ કોણ કહી શકે. ૩૬૮

તું હું નહિ જ્યાંઇ છે તેહ, જ્યાંહા ગ્યાન નહિ ગ્યાતા જેહ;
જે આ કેઉ કહ્યો નવ જાય, મળે આચે ઓંકાર માંહી સમાય. ૩૬૯

કાંઇ ગુરૂ શિષ્યને શું કરી કહે, રૂપ મન વાણીથી અગોચર રહે;
મન કલ્પીતે બીજું થઇ મળે, તે મન હું કહેવાથી ટળે. ૩૭૦

---

ભેદબુદ્ધિથી ભ્રાંતિ પામ્યો એક-યોગ સિદ્ધિનો કૈવલ્યતામાં-કૈવલ્યમાં તે સર્વનો સમાવેશ થઇ જાય છે ૩૬૫ હું-' પામ્યો ' ક્રિયાપદ સાથે અન્વય કરવો. તેંમે-તુંમે-તમે. ૩૬૬ નરખ-નિરખીને જ્યાં જ્યાં ' નામ ને રૂપ ' હોય તે સર્વ પ્રપંચ ( સંસાર ) છે એમ જોઇને કાલ ઇ૦-કાળ અને કર્મની આંટી મટી. ૩૬૭ જ્યાં-જેનામાં જે બ્રહ્મમાં આ સકળ વિશ્વ ભાસે છે અને જેનામાં નામ ને રૂપ મિથ્યા છે, તે સ્થળ કાઇ કહેવાય એવુ હોય તો કહો અને અંહીં દેખાડાય એવું હોય તો દેખાડો ૩૬૮ જો ઇ૦-જે વસ્તુ લક્ષ્ય અને અલક્ષ્ય બન્નેથી વિવર્જિત ( રહિત ) છે થિર-સ્થિર થઇ જાય છે-થાકી રહે છે. ગમ-જ્ઞાન. ૩૬૯. જે આ ઇ૦-જે બ્રહ્મ ' આ ' એવી રીતે કેઉ ( કોઇથી ) કહી શકાય એમ નથી. ૩૭૦ મન કલ્પિતે-મનથી કલ્પીને કાઇ કહીએ તો તે કાઇ બીજુંજ હોય-( બ્રહ્મ અનંત હોવાથી ) તે ઇ૦-' તે હું છું ' એમ કહેવાથી

કાયા કૃત અન્ય કરી શકે, 'દ્વૈત ગત' ગણી જે દૂર;
પરમ કેવલ પરખીએ, અદ્વૈત કેજે ઉર. ૩૫૮

## શ્રીગુરૂ ઉવાચ.

### ચોપાઈ.

જો કૈવલતા પરખી નવ જાય, માય મન પરખે એ સર્વે માંય;
જો સિદ્ધ સકલ માયારૂપ જોય, માનવ સુર દાનવ મુનિ ભૂપ મોય. ૩૫૯

જીવ પડયો માયાવશ જેહ, તે કરે ઉપાય સંકલ્પના તેહ;
જો સંકલ્પે ચળ્યું મન જાય, પ્રપંચ દેખી બહુ પળાય. ૩૬૦

ચિંતવ્યાં એક દોએ ફળ વચન, રિદ્ધિ સિદ્ધિ ચુટકીમા જાચે રતન;
તજે વેશ્યા નિરધનને તેમ, જો કાયા વટાના નજ નહિ જેમ. ૩૬૧

કોઇ દિન સિદ્ધ સાધનેં એમ કરે, ધીરજ પુરૂષ તે ચિત્ત નવ ધરે;
વળી બીજો વિચાર સુણુ જે મન વીર, ધારે મૂળ મરમ તે સત ધીર. ૩૬૨
વાંચે અદ્વૈત નિરંતર વેદ, ભાલે સ્વપ્નમા ભેદાભેદ;
નર વાસના લિંગ વિના કૃત નોએ, હું પદમાહી વાસના કૃત હોય. ૩૬૩
જો સત્ વાસના તે કૈએ જીવ, સત્ વાસનાએ ભરમાયો જીવ શિવ;
અભાસ મિથ્યા તે માટે એહ, તે કૈવલ્યતામા સર્વે તેહ. ૩૬૪

---

૩૫૮. કાયા ઇ૦–વળી યોગ સિદ્ધિથી કાયા વડે કરવાનું કૃત (કૃત્ય) અન્ય (સૂક્ષ્મ શરીર) કરી શકે છે વળી યોગસિદ્ધિથી દ્વૈતભાવના દૂર જતી રહે છે પરમ ઇ૦–માટે જેથી ઉરમા કેવળ પરમ અદ્વૈતને પરખીએ (જાણીએ) તે કેજે (કહીજે). ૩૫૯ પરખી ન જાય–પરખી શકાય નહિ માય ઇ૦–અંતરમા રહેલું મન માત્ર એમ પરખે (જાણી શકે છે) કે જે સર્વેની માલ રહ્યું છે તે કૈવલ્ય તત્વ છે મતલબ કે યોગસિદ્ધિથી કૈવલ્ય પદ પ્રાપ્ત થતું નથી. સિદ્ધ–સિદ્ધિ મોય–જે સિદ્ધિ ઉપર મોટી રહ્યા છે તે. ૩૬૦. સંકલ્પે ઇ૦–સંકલ્પથી ચલન પામેલુ મન (વિષયો તરફ) જાય છે અને પ્રપંચને (સંસારને) દેખીને તે ઘણું દોડે છે ૩૬૧ ફળવચન– સિદ્ધ થાય છે' અભ્યાહાર. રતન–મોક્ષરૂપી રતન ૩૬૨. સિદ્ધ ઇ૦–કોઇ વખત સિદ્ધિ પણ સાધને (સાધુ–સાધક–પુરૂષને) એમ (વેશ્યાની પેઠે) કરે છે એમ છતા પુરૂષ મનમા ધીરજ રાખતો નથી–સિદ્ધિની લાલચમા પડી જાય છે ૩૬૩. વાસનાં લિંગ વિના–વાસના રૂપી લિંગ દેહ વિના કૃત–કૃત્ય હુંપદમાહી–અહંકારમા. ૩૬૪. સત્ ઇ૦–સદ્રૂપ વાસના એજ જીવ છે. ભરમાયો–આ જીવ અને આ શિવ એવી

## શિષ્ય ઉવાચ

### દોહરા.

જો સ્વામી હું જાણજો, સિદ્ધ છે તે સાર;
કૈવલતા તોમે કહી, પામ્યો વસ્તુ પાર. ૩૬૫

એ સમજ્યો સ્વામી એટલું, નરખ પ્રંપચ રૂપ નામ;
કાલ આંટી મટી કર્મકી, સર્વ માયાવશ રામ. ૩૬૬

સકલ ભાસે જ્યાં સતગુરૂ, નામ મિથ્યા રૂપ નેહ;
સ્થળ તે કાંઈ કહી શકો, કે આંઈ દેખાડો તેહ. ૩૬૭

## શ્રી ગુરૂ ઉવાચ.

### ચોપાઈ.

જે લક્ષાલક્ષ વિવર્જિત જેહ, ત્યાં પક્ષાપક્ષ વિવર્જિત તેહ;
થીર મન વાણી તે ત્યાં થકે, સોહી ગમ કોણ કહી શકે. ૩૬૮

તું હું નહિ જ્યાંઈ છે તેહ, જ્યાંહાં જ્ઞાન નહિ જ્ઞાતા જેહ;
જે આ કેઉ કહ્યો નવ જાય, મળે આવે ઓંકાર માંહી સમાય. ૩૬૯

કાંઈ ગુરૂ શિષ્યને શું કરી કહે, રૂપ મન વાણીથી અગોચર રહે;
મન કલ્પીતે બીજું થઇ મળે, તે મન હું કહેવાથી ટળે. ૩૭૦

---

ભેદબુદ્ધિથી ભ્રાંતિ પામ્યો. એન્દ્ર–યોગ સિદ્ધિનો. કૈવલ્યતામા–કૈવલ્યમા તે સર્વનો સમાવેશ થઇ જાય છે. ૩૬૫ હું–' પામ્યો ' ક્રિયાપદ સાથે અન્વય કરવો. તોમે–તુમે–તમે. ૩૬૬. નરખ–નિરખીને. જ્યાં જ્યાં ' નામ ને રૂપ ' હોય તે સર્વ પ્રપંચ ( સંસાર ) છે એમ જોઇને. કાલ ઇ૦–કાળ અને કર્મની આંટી મટી. ૩૬૭. જ્યાં–જેનામા જે બ્રહ્મમાં આ સકળ વિશ્વ ભાસે છે. અને જેનામાં નામ ને રૂપ મિથ્યા છે, તે સ્થળ કાંઇ કહેવાય એવું હોય તો કહો અને અંહી દેખાડાય એવું હોય તો દેખાડો. ૩૬૮ જો ઇ૦–જે વસ્તુ લક્ષ્ય અને અલક્ષ્ય બન્નેથી વિવર્જિત ( રહિત ) છે થિર–સ્થિર થઇ જાય છે–થાકી રહે છે. ગમ–જ્ઞાન. ૩૬૯. જે આ ઇ૦–જે બ્રહ્મ ' આ ' એવી રીતે કેઉ ( કોઇથી ) કહી શકાય એમ નથી. ૩૭૦. મન કલ્પિતે–મનથી કલ્પીને કાઇ કહીએ તો તે કાઇ બીજુંજ હોય–( બ્રહ્મ અદ્વૈત હોવાથી. ) તે ઇ૦–' તે હું છું ' એમ કહેવાથી

વળી કહું સાંભળ શિષ્ય વળી, તે સમસ્યામાં કહું ચિંતા ટળી;
નિર્લેપ વસ્તુ છે બીજો નહિ, કલા ગુરૂએ તે શિષ્યને કહી. ૩૭૧

સન્મુખ પ્રતિબિંબ રહ્યુ સમાઇ, અગમવેત્તા કલા તે આઇ;
કાય હોય દુજો તો સત્ કું કહું, રિરંકાર એક ઉન્મુન રહ્યું; ૩૭૨

## શિષ્ય ઉવાચ.

### દોહરા.

નામ ગુણ જો રૂપ નહિ, તે છે જ્યમનું ત્યમ;
કાઇ હોસે થઇ દેખી કહું, કહો વાતનું કયમ. ૩૭૩

જયમ છે ત્યમ એહી જથા, પરિગ્રહ અપાર;
અણછતો નિજ આતમા, ચિદાનંદ આચાર. ૩૭૪

લીન ભયો શિષ્ય લાલમેં, પ્રેમ આનંદ ભરપૂર;
નરખવા દેવા દોનું નહિ, સકલ સાક્ષી સતપૂર. ૩૭૫

એ મહા અનુભવ ઉપન્યો, સારમાહોકો સાર;
પરમ પદ તે પામીઆ, આપે રૂપ અપાર. ૩૭૬

રોગ દીર્ઘ સંસારમા, ટાળવા આવ્યો તેહ;
આપુ મટે રહે આપમાં, અભેપદ મુક્ત એહ. ૩૭૭

હરિરૂપ સખી હેરતાં, પૂરણ બ્રહ્મ ઉપાય,
લગી ધુન્ય એક લાલસેં, જો હરિ ભજ હરિ હો જાય. ૩૭૮

મહા અજ્ઞાનમાં માનવી, ભૂલ્યો તે ભટકાય;
પ્રેમ ગ્રહે નિજ પામવા, મણિરૂપ મટકાય. ૩૭૯

---

તો મનનો પણ નાશ થાય છે. ૩૭૨. અગમવેત્તા-આગમ (શાસ્ત્ર) વેત્તા પાસેથી તે કળા આવી છે. અર્થાત્ શાસ્ત્રથી એ સમન્વય છે. રિરંકાર-શૂન્ય રૂપ પણ શૂન્યને જાણવાની સત્તાવાળું હાઇક-અકથ ઉન્મુન-મનરહિત અવસ્થા. ૩૭૩. કાઇ હોંસે થઇ-કંઇ હાસે-ક્યાંથી મેં જે તમને પ્રશ્ન પૂછયો કે આ સૃષ્ટિ ક્યાંથી થઇ, એમ દેખીને પૂછયો હતો. કહું-કહ્યું. પણ હવે સમજાયું કે. ૩૭૪. જયમ છે ત્યમ ઇ૦, જથા-યથા-જેમ. અણછતો-અપ્રકટ-ગુપ્ત ૩૭૬ સારમાહોકો-સાર માહેનો. ૩૭૭ આપુ-હુંપણું. આપમા-પોતાના આત્મસ્વરૂપમા ૩૭૮. ઉપાય-પ્રાપ્ત થાય. ૩૭૯. નિજ-પોતાનું આત્મ સ્વરૂપ. મટ-

મનમે આમે મુક્તકો, મુમુક્ષા રૂપ મણિ;
નિરખે મૂરખ કો નહિ, ભક્તિ હનુવે ભણી. ૩૮૦

વળી ખંડ ચારકી વારતા, અનુભવ અર્થ અનેક;
પ્રેમ લક્ષ ઉર અપને, વિધિ સત્ જ્ઞાન વિવેક. ૩૮૧

અનેક રૂપે ખિલ્યો આતમા, એ કલા કરે અનંત;
કેવલ રૂપે કેવલા, સતગુરૂ દાતા સંત. ૩૮૨

ચૌદ શ્લોક કાડ ચૌદમાં, ઉનમેં અર્થ અપાર;
ચોપાઇ દુહા ઝડ ચોકમેં, અક્ષર રહિત આકાર. ૩૮૩

સારતત્વ ગ્રંથ શોભતો, તત્વસાર એકતાર,
તત્વસાર એક નામનું, અખંડ કેવલ આધાર. ૩૮૪

ભગવાન પુરીજીકે ભેદમેં, એ મણિ કહી અલખ;
મઠ સગોરી મરમકો, તે દશ નામ પંથ તિલક. ૩૮૫

કાટી ચોટી કર્મકી, દીયો સત્ ઉપદેશ;
સેજપુરી ગુરૂ શામ હે, અલખ પુરૂષ આદેશ. ૩૮૬

## અથ કવિત કલશનું ? (છપય કલશનો)

અલખ પુરૂષ આદેશ, કાજ સવરીકો કીનો;
અલખ પુરૂષ આદેશ, પીયુષ વિષ મીરાં પીનો;

---

કાથ-ચળકે (?) ૩૮૦ મનમે ઇ૦-મનમા મુકત (મુક્તિ) નો આરો (આશય-ઇચ્છા) રાખે, પણ કોઇ મૂરખ મુમુક્ષા (મુક્ત થવાની ઇચ્છા) રૂપી મણિને જોતો નથી ! તેમ ભક્તિ ભણી પણ જોતો નથી. અથવા તેનું સાધન ભક્તિ છે એમ કહ્યું છે. હનુવે-હનુએ ? ૩૮૧. ખંડ-આ તત્વસાર નામે ગ્રંથના ખંડ. અપને-'ઉપને' હોય તો ઠીક. 'પોતાને' અથવા 'અર્પીને' એવા અર્થ કરતા 'ઉપને' વધારે યોગ્ય અર્થ લાગે છે. ૩૮૩. ચૌદ શ્લોક ઇ૦-? ઝડ-પ્રાસ ચોક-ચારેકડીઓનો એક પ્રાસ અક્ષર ઇ૦-આકાર રહિત અક્ષર (બ્રહ્મ) વર્ણ્યો છે ૩૮૫ ભગવાન પુરીજી એ નામના ગોસાઇ સગોરી-શૃંગેરી. દશ નામ-તીર્થ, આશ્રમ, વન, અરણ્ય, ગિરિ, પર્વત, સાગર, સરસ્વતી ભારતી, પુરી, એવા દશ નામ પૈકી એકાદ ગુરૂ પરંપરા પ્રમાણે સન્યાસીઓએ પોતાના નામની પાછળ ધારણ કરવા એવી શ્રી શંકરાચાર્યની આજ્ઞા છે. એ દશ નામના પંથમા તિલક રૂપ (શ્રેષ્ઠ) ૩૮૬. કાટી-કાપી ચોટી-ચોટવી. આદેશ-આજ્ઞા.

## સાત વાર.

### દોહરા.

તત્વ અર્ક જ્યમ આતમા, કલા સ્વે પ્રકાશ;
ગુણાતીત એક સતગુરુ, નિર્ગુણ ઇમ અવિનાશ. ૧
વસી ફુલમાં જ્યમ વાસના, તત્વ મધ્યે જ્યમ તેલ;
દૂધમા ઘી રહ્યું દેખ લો, એવે અંતરજામી ખેલ. ૨
સચરાચર માંહી શામ હે, કરતા તો નહિ આકાર,
સંત કેવલ શુદ્ધ સેવજો, પળમેં ઉતારે પાર. ૩
વાર સોમે સોમ વારજો, ધારજો આતમ ધીર,
મોહ માયા મન મારજો, સંત સમાગમ સ્થિર. ૪
સતગુરુ દેવને સેવતાં, જન્મ મરણ દુઃખ જાય;
અમર કીધો નિજ આતમા, સ્થિર આનંદ ધન થાય. ૫
શબ્દ ગુરુજીનો શુદ્ધ છે, સાર તણું જે સાર;
સંત કેવલ શુદ્ધ સેવજો, પળમા ઉતારે પાર. ૬
મંગલ સમજાવો મનને, જતને સેવો જરૂર;
પરમ નીસાં કરે પંડમા, આનંદ વાધે ઉર. ૭
તનમા આનંદ વાધે હું ટળે, ગર્વ ગળે સત ગાય;
મળે હરિરૂપ માંયથી, વરતી ( વૃત્તિ ) અચલ કહેવાય. ૮
અજન્મા ભાસો અંગમા, ધ્યાન રહે નિરધાર;
સંત કેવલ શુદ્ધ સેવજો, પળમા ઉતારે પાર. ૯
બુદ્ધ અગમ શુદ્ધ બોલીએ, ખેલીએ આતમ ખેલ;
રસ આનંદ ભરી રેલીએ, મેલીએ સુમતાનો મેલ. ૧૦
મમતા મેલી થા નિર્મળો, ભળી સ્વરૂપની માંય,
ટળો વિવિધિના તાપથી, કચો કર્મ નહિ કાંય. ૧૧

---

૧. અર્ક-સૂર્ય. સ્વે-સ્વયં ૪. સોમ-સૂમ-કૃપણ કૃપણને કૃપણતા કરતા અટકાવજો અથવા તમે પોતે કૃપણ ન થશો. ૭ મંગળ-કલ્યાણકારી વાત નિસા-નિશ્ચય ૧૦. બુદ્ધ-બુદ્ધિ-જ્ઞાન સુમતાનો-કૃપણતાનો

અલખ પુરૂષ આદેશ, લંકગઢ છીનમેં લીનો;
અલખ પુરૂષ આદેશ, દેવાંકુ અમૃત દીનો;
ત્રિલોકનાથ તારન તરન, વરન અગર કર વેષકું;
કવિ મેરદાસ નિજ શરણુ કહે, અલખ પુરૂષ આદેશ તું. ૩૮૭

અલખ પુરૂષ આદેશ, ધાહ સુન ગજ ઓધાર્યો;
અલખ પુરૂષ આદેશ, મધ્યજલ ઝુડકું માર્યો;
અલખ પુરૂષ આદેશ, તરત પ્રહલાદકો તાર્યો;
અલખ પુરૂષ આદેશ, દુષ્ટ જમદૂત વિડાર્યો;
સતગુરૂ શ્યામ અશરણુ શરણુ, કેવલપર કરૂણા કરો;
સમ સેજપુરી દત્ત અલખ સત, ધ્યાન અમર મમ ઉર ધરો. ૩૮૮

## દોહરો

જ્ઞાન અગોચર ગ્રંથ છે, ચાર ખંડ નિચાર;
સખી દાસનકો દાસ હું, સંત તત્વ સત્ સાર. ૩૮૯

## ચોપાઇ.

ગ્રંથ પૂરો થયો તે હાથીજ ગામ, નંદકર દવે સુત ઘાઙ્ગ નામ;
શિષ્ય તે સાચો સદ્ગુરૂ શ્યામ, રહેણીએ વાંચે તેને રામરામ. ૩૯૦

નંદકર દવે પિતાનું નામ, રળિયાત માતુ ગંગા વિશરામ;
ઉનકો પુત્ર ઘાઙ્ગ જો એક, સાચો સેવક શુદ્ધ વિશેક. ૩૯૧

### ઇતિશ્રી તત્વસાર ગ્રંથ ચતુર્થ ખંડ સંપૂર્ણ.

---

૩૮૭. કથશનું-કોચનું અર્થાત્ કપસંહારનું. વરન-વર્ણ. જાત. (?) ૩૮૮. 'ધાહ-ધાવો-' ધાજો ' એવી બમ ઝુડ-હાથીને જેણે પકડયો હતો તે જળચર' દુષ્ટ-અજામિલ. અજામિલના જમદૂતને દૂર કર્યાં. ૩૯૦. હાથીજ-હાથજ નામે નડિયાદ તાલુકાનું ગામ.

## સાત વાર.

### દોહરા.

તત્વ અર્ક જ્યમ આતમા, કલા રવે પ્રકાશ;
ગુણાતીત એક સતગુરુ, નિર્ગુણ છમ અવિનાશ. ૧
વસી પુલમાં જ્યમ વાસના, તલ મધ્યે જ્યમ તેલ;
દૂધમા ઘી રહ્યું દેખ લો, એવે અંતરજામી ખેલ. ૨
સચરાચર માંહી શામ હે, કરતા તો નહિ આકાર,
સંત કેવલ શુદ્ધ સેવજો, પળમેં ઉતારે પાર. ૩
વાર સોમે સોમ વારજો, ધારજો આતમ ધીર,
મોહ માયા મન મારજો, સંત સમાગમ સિર. ૪
સતગુરુ દેવને સેવતાં, જન્મ મરણ દુઃખ જાય;
અમર કીધો નિજ આતમા, સ્થિર આનંદ ઘન થાય. ૫
શબ્દ ગુરુજીનો શુદ્ધ છે, સાર તણું જે સાર;
સંત કેવલ શુદ્ધ સેવજો, પળમાં ઉતારે પાર. ૬
મંગલ સમજાવો મનને, જનને સેવો જરૂર,
પરમ નીસાં કરે પડમા, આનંદ વાધે ઉર. ૭
તનમાં આનંદ વાધે હું ટળે, ગર્વ ગળે સત્ ગાય;
મળે હરિરૂપ માંયથી, વરતી ( વૃત્તિ ) અચલ કહેવાય. ૮
અજન્મા ભાસે અંગમા, ધ્યાન રહે નિરધાર;
સંત કેવલ શુદ્ધ સેવજો, પળમાં ઉતારે પાર. ૯
બુદ્ધ અગમ શુદ્ધ ખોલીએ, ખેલીએ આતમ ખેલ;
રસ આનંદ ભરી રેલીએ, મેલીએ સુમતાનો મેલ. ૧૦
મમતા મેલી થા નિર્મળો, મળી સ્વરૂપની માંય,
ટળો ત્રિવિધિના તાપથી, કરો કર્મ નહિ કાંય. ૧૧

---

૧. અર્ક-સૂર્ય. સ્વે-સ્વયં ૪. સોમ-સૂમ-કૃપણ કૃપણને કૃપણતા કરતા અટકાવજો અથવા તમે પોતે કૃપણ ન થશો. ૭ મંગળ-કલ્યાણકારી વાત. નિસા-નિશ્ચય ૧૦. બુદ્ધ-બુદ્ધિ-જ્ઞાન સુમતાનો-કૃપણતાનો

જળો નહિ જંજાળમાં, વળો તે મનને વાર;
સંત કેવલ શુદ્ધ સેવજો, પળમાં ઉતારે પાર. ૧૨

ગુરુવારે સત્ જ્ઞાનમાં, ધ્યાન મેલાવો નિરધાર;
તત્વ મનુષ્યદેહ તારજો, પરમ અપરમ પાર. ૧૩

પાર આવે તારા પંડનો, દંડ નહિ ધરે દેહ;
આવે નહિ ફરી અંડમાં, વર્ણું ચોરાશી વેહ. ૧૪

સોહી મળે બ્રહ્મ શુદ્ધમાં, નર નપુંસક નાર,
સંત કેવલ શુદ્ધ સેવજો, પળમાં ઉતારે પાર. ૧૫.

શુક્રવારે તે સાંયતું, સાંયતું સમજો મર્મ;
શરમ છૂટી ગઇ મેજમાં, કર્ત્તવ્ય નહિ કાંઇ કર્મ. ૧૬

જીવ નહિ શિવ જાતમાં, નાત નહિ કાંયે નામ;
ભાત નહિ પંચ રંગમાં, ઘર નહિ કાંયે ગામ. ૧૭

ભાત નહિ પાંચે ભૂતની, ચિત્ત નહિ વાણી ચાર;
સંત કેવલ શુદ્ધ સેવજો, પળમાં ઉતારે પાર. ૧૮

શનિવારે સેવો સંતને, તંતને કરજો તે તોલ;
હરિ હીરા આવે હાથમાં, મૂલ નહી જે અમોલ. ૧૯

ભૂખ ભાગી ભવોભવની, હર્ષ શોક નહિ હાણ;
નર્ક સ્વર્ગ દેતું નહિ, ખોટ વૃદ્ધિ નહિ ખાણ. ૨૦

મોક્ષ બંધન નહિ માનવી, આતુર નહિ આચાર;
સંત કેવલ શુદ્ધ સેવજો, પળમાં ઉતારે પાર. ૨૧

સાત વાર સત્ સાધશે, લાધશે તેને લાલ;
મનની આશા સર્વ મેલશે, ખેલશે આતમ ખ્યાલ. ૨૨

---

૧૨ વાર-વારીને. મનને વારીને આત્મા તરફ વળો. ૧૩. તત્વ-તત્વરૂપ. અથવા તત્વ સમજીને. ૧૪ વેહ-વહનમાં ( ન આવે ) અથવા વે-એ ( મારવાડી ) ૧૫. સોહી-તે-આત્મા નર ઇ૦-નપુંસક નરને જેમ નારી છોડી દે છે. તેમ નર-(આત્મા) નપુંસક (બ્રહ્મરૂપ) થયો એટલે માયારૂપી નાર તેને છોડી દે છે. અથવા સ્ત્રી પુરૂષ ને નપુંસક બધાં બ્રહ્મમાં મળી જાય છે ૧૬. શુક્રવાર મુસલમાનો પાળે છે તેઉપરથી સાંય ( સાંઇ ) શબ્દ વાપર્યો છે. સાંયતું-પરમેશ્વરનું ( 'મર્મ' સાથે અન્વય ) ૧૭ પંચરંગમાં-વિચિત્ર માયામાં કાંઈ ખાસ ભાત પણ જણાતી નથી ૧૯ તંતને-તંતુનો-મૂલાત્માનો

ખેલ સમાયો અખેલમાં, કે'વા સુણવાનું નહિ કાંય;
એક કહેનારો તે આતમા, સેજ સ્વરૂપે સમાય. ૨૩

ગુરુગમથી સમજી ગયા, તત્ત્વાતીત એક તાર,
સંત કેવળ શુદ્ધ સેવજો, પળમા ઉતારે પાર. ૨૪

## બાર માસની ચાતુરી.




### દોહરા.

કાર્તિક કાયા હે કારમી, વણસતા નહિ લાગે વાર;
ભજન કરે શુદ્ધ ભાવથી, સાચો છે સ્મરણ સાર. ૧

સ્મરે સોઇ નર સાચથી, વાચનો તજી વે(વિ)વાદ;
આદ્ય પુરુષને ઓળખ્યા, નિરખ્યા આદ્ય અનાદ્ય. ૨

અનાદ્ય સ્વરૂપ જોતા આપ હે, જાય હે અમર જંજીર,
સત્ કેવલ સંત સેવજો, પૂરો હે સતગુરુ પીર. ૩

માગશરે સરે કાજ મનનું, તનનું કરી લીજે તોલ;
પાંચ તત્વ કેરી પૂતળી, બોલે જે અગમ બોલ. ૪

બોલ અવાચ ભેદ ખોલીએ, ખોલીએ હીરાની ખાણ;
દીલમાં નહિ કાંઇ ડોલીએ, સો લીએ વસ્તુ છાણ. ૫

લક્ષે છાણી વસ્તુ લે'રમાં, મેરમેં થયા અમીર;
સત્ કેવલ સંત સેવજો, પૂરા છે સતગુરુ પીર. ૬

પોષે પામે રૂપ પરખીએ, નિરખીએ નિર્ગુણ નાથ;
હરિ સ્વરૂપ જાણી હરખીએ, સર વિષે સુરતા સાથ. ૭

સર્વે સાથે ખેલે શામળો, આમળો મટી ગયો એહ;
સંત જથારથ સાંભળો, નમળો કરીએ જો નેહ. ૮

---

૨૩ અખેલમા–ખેલ વિનાના બ્રહ્મમા

૩. જંજીર–સાકળ (માયારૂપી) ૫ અવાચ–અવાચ્ય–વાણીથી વર્ણવી શકાય નહિ એવી છાણ–છણીને–ગાળીને ૬ મે'રમેં–(ગુરૂની) કૃપાથી ૭. સર વિષે–માથામા–બ્રહ્મરંધ્રમા સુરતા રાખીને નિર્ગુણનું ધ્યાન કરવુ. ૮ નબળો–નિર્બળ–દૃઢ નહિ એવો અર્થાત્ ઇશ્વર વિષે એવો નેહ કામનો નથી પણ',

કરતાં નેહ સરે કારીએ, ધારીએ ધારણ ધીર;
સત્ કેવલ સંત સેવજો, પૂરા છે સતગુરુ પીર. ૯

માયે પડયું મન માહરૂં, જાહેર જાગી છે જ્યોત;
તિમિર મટી ગયું તાહરૂં, છૂટી સંસારની છોત. ૧૦

છોત છૂટી સંસારની, ભાસ્યો છે પૂરણ બ્રહ્મ;
એક અખંડ રસ આતમા, કાલ કુલ નહિ કર્મ. ૧૧

કર્મ નહિ જોતા કાયને, મો એ સમાગમ શિર,
સત્ કેવલ સંત સેવજો, પૂરા છે સતગુરુ પીર. ૧૨

ફાગણ વરતીઓ ફેરીને, ઘેરીને લાવીએ ઘેર,
હરિ સ્વરૂપને હેરીએ, હરો રે' મન વડે હેર. ૧૩

રામ જાણી મન થીર રહે, સર્વે હે શ્યામ સ્વરૂપ;
નામ રૂપ દો ભાસે નહિ, ભાસે સકલ કેરો ભૂપ. ૧૪

બ્રહ્મ અગોચર ભીતરે, નિર્મળ જેસો હે નીર;
સત્ કેવલ સંત સેવજો, પૂરા છે સતગુરુ પીર. ૧૫

ચૈનરે ચેતન ચીન્હીએ, ઓછો નહિ અણુ એક;
તલ મધ્યે જ્યમ તેલ છે, વિચાર કરી જો વિવેક. ૧૬

આનંદ વિચાર થકી આવશે, પાવશે હરિ તે પાસ;
આશ મટી માયા ઉરથી, વસ્તુ સ્વરૂપમાં વાસ. ૧૭

નર જોતિમાં આવે નહિ, ભાગી જનની ભીર;
સત્ કેવલ સંત સેવજો, પૂરા છે સતગુરુ પીર. ૧૮

---

૯. કરતાં ઇ૦–જો નેહ કર્યો તો તેને ઠેઠ લગી નભાવવો. સરેકારીએ–નભાવીએ. અથવા 'નેહ કરતાં કાર્ય સરે' એમ પણ અર્થ લેઇ શકાય. ૧૦. માયે–આત્મામાં. એ શબ્દ વડે 'માહે' એમ માહા મહિનો પણ સમજી લેવાનો છે. છોત–છોછ ૧૨. શિર–અર્થાત્ શ્રેષ્ઠ. ૧૩. વરતીઓ–મનની વૃત્તિઓ મનની વૃત્તિઓને સંસારમાથી ફેરવીને તથા તેમને ઘેરીને (વિષય તરફ જતી રોકીને) ઘેર (આત્મા તરફ) લાવીએ. ૧૪. હે–છે. ૧૫ જેસો–જેવો. બ્રહ્મ નીર જેવો નિર્મળ છે. ૧૭ માયા–ગાયાની. ૧૮. જનની–માતા માતાની ભીડ (પ્રસવ વેદના) ભાગી–મટાડી. અથવા જન–સં' जनि (જન્મ)–ની ભીડ ભાગી.

વૈશાખે સ્વરૂપ વિનવું, કેતુવે નથી તે કોય;
મન કહે ધન માહરૂં, હરિ કરે તે હોય. ૧૯

ધન મળી જાશે ધૂળમાં, તારૂં જોતાં નહિ તન;
પંડ પરપોટો છે પાણીનો, જાણે સાધુ કોયે જન. ૨૦

મોહ માયા કેરી મેલજે, ખેલજે સાગર ખીર:
સત્ કેવલ સંત સેવજો, પૂરા છે સત્ગુરુ પીર. ૨૧

જેઠ મતિગતિ જાણજે, માણજે સ્વરૂપ માંય;
અખંડ આનંદ ઉર આણજે, છાણજે શબ્દ સાંય. ૨૨

દૂજો નહિ તે હું દાખવું, પૂજજો ગુરુજીના પાય;
ચરણામૃત લેજો ચિતવી, જરા મરણ દુઃખ જાય. ૨૩

રસ મસ મન તેનું હોય રહ્યું, સર્વે છે શ્યામ શરીર;
સત્ કેવલ સંત સેવજો, પૂરા છે સત્ગુરુ પીર. ૨૪

આષાડ માસે એક આતમા, જાણી તે કરજો જતન;
અમૂલ અમાપ ધન એહ છે, રામ સ્વરૂપી રતન. ૨૫

પૂરા અનુભવી પારખું, લેવો તે લગન લગાય;
શરૂ (સર્યું) તે કાજ સંસારમાં, ગુણ ગુણાતીત ગાય. ૨૬

સોઇ સોદાગર સંત છે, વસ્તુ તે બાવન વીર;
સત્ કેવલ સંત સેવજો, પૂરા છે સત્ગુરુ પીર. ૨૭

શ્રાવણે સેવીએ શિવને, પીવને રાખીએ પાસ;
જીવને મેલીએ જ્યોતમા, અમલ રૂપ આકાશ. ૨૮

જાત નાત નહિ જેહને, વેહ નહિ તે વેવાર;
ભાત નહિ પાંચ ભૂતની, પરમ અપરમ પાર. ૨૯

સલગ સુત એક શ્યામ છે, હીર મઢ્યું જમમ હીર;
સત્ કેવલ સંત સેવજો, પૂરા છે સત્ગુરુ પીર. ૩૦

---

૧૯. કેતુવે-કેહેનુંએ-કોઇ કોઇનું નથી. ૨૧ ખીર-ક્ષીર સાગરમા (મોક્ષમા) ખેલજો. ૨૨. છાણજે ઇ૦-સાંઇના શબ્દને (બ્રહ્મના વાચક શબ્દને-ૐકારને છાણજે-મતલબ) કે છણી છણીને સમજજો. ૨૪. રસમસ-રસમાં બોળાયલું-રસમય. ૨૬ પારખું પૂરા અનુભવીએ પારખ્યું. લેવો-લેઓ-લ્યો લગન-સુરતા ૨૮. પીવને-પીઉને-બ્રહ્મરૂપી પ્રિયને. અમલ-નિર્મળ ૨૯. વેહ-એહ(ને). અથવા વેવારને વહે નહિ. ૩૦. સલગ ઇ૦-શ્યામ એક સલંગ સુત

ભાદરવે શુદ્ધ ભેદમાં, સમજે કોઇક સંત;
વાણી વાંચે ચાર વેદમાં, તત્ત પાયા નિજતંત. ૩૧

ગુરૂગમથી સમજી ગયા, રહ્યા તે અખંડ રૂપ;
ઉનમે નહિ ખટ આપદા, સોઇ તે રામ સ્વરૂપ. ૩૨

અનભે થયા રૂપ એહમા, થાનક આતમ થીર;
સત્ કેવલ સંત સેવજો, પૂરા છે સતગુરૂ પીર. ૩૩

આસો માસે વસ્તુ આપ છે, તન નહિ કાંયે તાપ;
ઇન્દ્રિ વિષય નહિ ઉરમાં, જપે નહિ નામ જાપ. ૩૪

કરે નહિ કર્મ ક્રિયા, ભરીઆ તે અખે ભંડાર;
વાણી થકી તે વેગળો, ધર્મ રહિત નિરધાર. ૩૫

પાર ન આવે તે અપાર છે, ભરીઓ તે ગેહેર ગંભીર;
સત્ કેવલ સંત સેવજો, પૂરા છે સતગુરૂ પીર. ૩૬

બાર માસ પૂરા બાંધીઆ, અનુભવ અર્થ અનેક;
ગુરુગમવાળા તે ગાવશે, સમઝ્યા તે વસ્તુ એક. ૩૭

આરત ઘણી જેના ઉરમાં, પ્રેમ આનંદનો પૂર;
તિમિર મટી ગયાં તેહનાં, સ્વે પ્રકાશ્યો તે સૂર. ૩૮

અમર આભૂષણ આવિયું, ચૈતન્ય ઓઢ્યું તે ચીર;
સત્ કેવળ સંત સેવજો, પૂરા છે સતગુરુ પીર. ૩૯

## આરતી.

જય ( જે ) અંતરજામી, જય અંતરજામી;
આકાશવત અગોચર એદી, પૂર્ણાનંદ પામી. જય૦ (ટેક)

---

( સૂત્ર ) જેવો છે, જેમ હીરની દોરીમાં હીરો મટયો હોય ? કહેવાનો ભાવ એવો છે કે જેમ હીરાના મણકા હીરની દોરીમાં પરોવ્યા હોય તેમ તે હીરની દોરી જેવો સર્વમાં અનુસ્યૂત પરમાત્મા છે. ૩૧. તત્વ ઇ૦-પોત પોતાના તંત (તંત્ર) પ્રમાણે વેદમાંથી તત્વ પ્રાપ્ત કર્યું. ૩૨ ખટ આપદા-૭ ઉર્મિઓ રૂપી અથવા કામાદિક છ શત્રુઓ રૂપી. ૩૩. અનભે-નિર્ભય. ૩૪. આસો ઇ૦-આસોમાં. આપ ( આત્મા ) રૂપી વસ્તુ પારોજ છે. ૩૫. અખે-અક્ષય. ૩૭. ગેહેર-પેરો. ૩૭. એક-છેક-છેવટની. ૩૮. સ્વે-સ્વયં-આત્મા.

સુવર્ણ એક અનેક આભૂષણ નામી, કભાયે નામીજી;
નામ રૂપ ગુણ ક્રિયા નાહી, વિકાર દૂર વામી. જય૦ ૧

મહદાકાશ એક ઘટમઠમાંહી; ધર્મી એક અનેક ધામીજી;
અર્ક આકાશ દોય અપમેં આયે, ભાસે મિથ્યા ભામી. જય૦ ૨

સુતર એક પટ બહુ શોભે, સલગ સુતર સ્વામીજી;
કર્મ ઉપાધિ અલગી કરીને, રસબસ એક રામી. જય૦ ૩

આ પંચકોશ ઉપાધિ હતી, દર્શાકાર દામીજી;
ચૈતન બ્રહ્મ ચોખાવત ચિન્હે, ગુણાતીતગામી. જય૦ ૪

ક્ષર અક્ષર નહિ ચાર ખાણી, વેદવાણી વિરામીજી;
કેવલ બ્રહ્મ અગોચર કહીએ, શિષ્ય નહિ સ્વામી. જય૦ ૫

## રાગ દેવગંગાધર પ્રભાત.

અજ્ઞાના(થી) પીડતું જાણી પરિબ્રહ્મ આરાધીએ, સાધીએ ચરાચર બ્રહ્મ સોઇ;
આદ્યઅંત મધ્ય સદા આપ અખંડછે, દશ્યાકાર નહિ જીવ શિવ દોઇ. અ. ટેક

પુરૂષ પ્રકૃતિ થકી, ત્રણ ગુણ ઉપજે, અવ્યાકૃત મૂળ અજ્ઞાન ઓઇ;
કોશ પંચભૂત, તેથી ઉભા કર્યા, હર્ષ શોક કરતા મન હોઇ. અ. ૧

કલ્પે મન તે, બુદ્ધિ નિશ્ચે કરે, ચિંતવણ કરે તે ચિત્ત ચોઇ;
અહંકાર અહંપદ, લઇ રહે એકલો, જગત્ કલ્પે મન ચાર જોઇ. અ. ૨

---

૧. કભાયે-ડગલા (?) ૨. મહદાકાશ ઇ૦-ઘટાકાશ ને મઠાકાશમા મહદાકાશ તો એકજ છે; તેમ ધર્મી (ચૈતન્ય ધર્મવાળો) પરમાત્મા એકજ છે છતાં અનેક ધામી (અનેક શરીરવાળો) જણાય છે. અર્ક ઇ૦-વળી જેમ આકાશ અને આકાશમાં રહેલો અર્ક (સૂર્ય) બન્ને પ્રતિબિંબ રૂપે અપમેં (જળમાં) આવ્યાં છે અને મિથ્યાભામી (ભમાવીને) ભાસે છે. ૩. વસ્ત્રમાં એક સુતર સળંગ છે તેમ જગતમાં પરમાત્મા છે તે દષ્ટાંત આપે છે: સુતર ઇ૦. ૪. દર્શાકાર-દશ્યાકાર-દશ્ય વસ્તુ રૂપ દામી-જેવી. ચોખાવત્-જેમ ડાંગર ઉપર છાલાં હોય છે તેમ બ્રહ્મને પંચકોશની ઉપાધિ છે, છાલાં દૂર કરતાં જેમ ચોખા જણાઇ આવે છે તેમ પંચકોશ ઉપાધિ દૂર કરીને જોતાં શુદ્ધ બ્રહ્મ ભાસે છે.

૧. મૂળમાં 'દશાકાર' અવ્યાકૃત-જેમાં કાંઇ ફેરફાર થયો નથી એવું મૂળ અવિદ્યા તત્વ. ૨. ચાર અંતઃકરણનાં કાર્ય બતાવે છે: કલ્પે ઇ૦.'ચોઇ-ચોહીને. ચાર- જરાયુજ આદિ ચાર ખાણ.

## ગરબી. (૨)

મરમ કોઇ માને રે, બ્રહ્મ સ્વરૂપના ભોગી અવસર આયા;
ભ્રાંતિ મન ભાવે રે, જોગ મેળવે તે જોગી ગુણુ પારા ગાયા. (ટેક) મ૰

જોગ મેળવે તે બ્રહ્મ જાણી, માયા અવિદ્યા જેણે નહિ માણી;
દેહ નહિ તેને જમ દાણી. મર્મ કોઇ માને રે૰ ૧

મન વૃત્તિને જે માપે, તપે નહિ ત્રણ ગુણુ તાપે;
આપે ભયા નર અમાપે, મર્મ કોઇ માને રે. ૨

જાણે નહિ કોઇની જાતિ, ભૂલે નહિ પંચની ભાતી;
નહિ માને રૂપ ગુણુની નાતી. મર્મ કોઇ માને રે. ૩

વેદ વાણીએ નહિ વવાયા, મૂલ અજ્ઞાન નહિ ભરમાયા;
આવરણુમાં નર નહિ આયા. મર્મ કોઇ માને રે. ૪

અચરજ ભાસે તેને એહી, લક્ષ સ્વરૂપે આનંદ લેહી,
તત્વાતીત બ્રહ્મ કેહે તેહી. મર્મ કોઇ માને રે. ૫

સંત સમાગમ કરી સાધો, લક્ષ સ્વરૂપે તેને લાધો;
મળે કેવલ કહે તેને માધો, મર્મ કોઇ માને રે.

## કક્કા બત્રીશી.

### દેશી ઘોળની. (૫૬)

કકકે કર્મ અધર્મ નહિ કીજે, તો રીઝે આત્મારામ રૂપમા રે, (ટેક)
ખખે ખોજ વાણી ચાર ખાણી, જંગમ સ્થાવર જાહેર જાણી,
માયા મૂળ તેમાં પરમાણી, તો પ્રાણી સમાયા અનુપમા રે. ૧

---

૧ ગુણુપારા-ત્રણ ગુણુની પાર. જોગ મેળવે-બ્રહ્મ અને જીવનો જોગ કરી આપે જમદાણી-તેને રોકનાર જમ રૂપી દાણી પણ નથી ૨ અમાપે-માપ વગરના અનંત-( શાસ્ત્રીય ભાષામા કહીએ તો ) ત્રિવિધ પરિચ્છેદ-શૂન્ય. ૪. આવરણુમા-અજ્ઞાન કે અવિદ્યાના આવરણુમા ૬. માધો-માધવ-પરમાત્મા.

૧. ખોજ-ખોજ્ય-શોધ્ય. વાણી-પરા વગેરે ચાર વાણી. ખાણી-જરાયુજ વગેરે ચાર ખાણુ. અનુપમા-નિરૂપમ બ્રહ્મમા.

કારણ માયાથકી, જગત્ કાર્ય કહ્યું, પંડ બ્રહ્માંડ દોયે નામ પોઇ;
ભેદ જો ચાર તે, નામ વાણી બધીઓ, ખાણી સાચી માની વસ્તુ સોઇ. અ૦૩
અન્ય ભાસે તે, અજ્ઞાનથી ઉપન્યું, નામ રૂપ ગુણ તે હીત નોઇ;
અખંડ આનંદ કેવલ શુદ્ધ આતમા, મહા સ્વરૂપ અરૂપ મોઇ. અ૦૪

## ગરબી. (૧)

કોઇ આવો રે, જ્યાં થકી આવ્યો જીવ ત્યાં લેઇ જાઉં;
કોઇ કહાવો રે, ગુણ દેવને નહિ ગમતે પદ ગાઉં. (૨૬)

મુલા તુલા નહિ જ્યાં માયા, જીવ ઇશ્વર દોયે નહિ જાયા;
પોતાનું પદ તે પોતે પાયા, કોઇ આવો રે૦ ૧

રવિ શશી નહિ દિન રાતી, ભૂત પંચ નહિ રૂપ ભાતી,
જાણ અજાણ નહિ વૃત્તિ જાતી, કોઇ આવો રે૦ ૨

ક્ષર અક્ષર નહિ ચાર ખાણી, વપુ નહિ ચાર વેદવાણી;
મરજીવે તે વસ્તુ માણી. કોઇ આવો રે૦ ૩

અવ્યાકૃત નહિ કારણ એહી, તત્ત્વમસિ કહે બ્રહ્મ તેહી;
વસ્તુ ચરાચર (૫) વિદેહી, કોઇ આવો રે૦ ૪

દાસ નહિ કોઇ દેવ દાતા, જન્મ મરણ નહિ આતા જાતા;
સચ્ચિદાનંદ બ્રહ્મ સુખ સાતા, કોઇ આવો રે૦ ૫

અવસ્થા એકે નહિ જેમાં આવે, ગુણ પોતાના તે પોતે ગાવે;
પરમ કેવલ પદ તે પાવે, કોઇ આવો રે૦ ૬

---

૩. પોઇ–પ્રોઇ. અર્થાત્ તે માયા પંડ અને બ્રહ્માંડ બન્ને નામમાં પરોવાયલી છે. ખાણી ઇ૦–નામ રૂપાત્મક એ ચારે ખાણોમાં. સોઇ–તે, બ્રહ્મરૂપ વસ્તુ. ૪ નોઇ–નથી ( બ્રહ્મમા ) મોઇ–મારૂં.

૧ ગુણદેવને–સત્વ, રજસ્ અને તમસ્‌ના અભિમાની વિષ્ણુ, બ્રહ્મા અને રૂદ્રને મુલા તુલા–વેદાંત ગ્રંથોમાં મૂલાવિદ્યા અને તુલાવિદ્યા એવા બે પ્રકાર અવિદ્યાના કહ્યા છે તે જે અવિદ્યા માયામાંથી પંચભૂતાદિક ઉત્પન્ન થઇને સૃષ્ટિ વિસ્તરે છે તે મૂલાવિદ્યા કહેવાય છે, અને જે અવિદ્યા માયા જીવને આવરણ કરી બ્રહ્મ સ્વરૂપનું દર્શન થવા દેતી નથી તે તુલાવિદ્યા કહેવાય છે. જાયા–જન્મ્યા પાયા–પામ્યા. ૩. વપુ–શરીર. ૪. વિદેહી–દેહ રહિત. ૫. આતા જાતા–આવનાર ને જનાર.

## ગરબી. (૨)

મરમ કોઇ માને રે, મુળ સ્વરૂપના ભોગી અવસર આવ્યા;
શાંતિ મંન ભાવે રે, જોગ મેલવે તે જોગી ગુણ પારા ગાવ્યા. (ટેક) મ૰

જોગ મેળવે તે બ્રહ્મ જાણી, માયા અવિદ્યા જેણે નહિ માણી;
દેહ નહિ તેને જમ દાણી. મર્મ કોઇ માને રે૰ ૧

મન વૃત્તિને જે માપે, તપે નહિ ત્રણ ગુણ તાપે;
આપે ભવા નર અમાપે, મર્મ કોઇ માને રે. ૨

જાણે નહિ કોઇની જાતિ, ભૂલે નહિ પંચની ભ્રાંતી;
નહિ માને રૂપ ગુણની નાતી. મર્મ કોઇ માને રે. ૩

વેદ વાણીએ નહિ વણાયા, મૂળ અજ્ઞાન નહિ ભરમાયા;
આવરણમાં નર નહિ આવ્યા. મર્મ કોઇ માને રે. ૪

અચરજ ભાસે તેને એવી, લક્ષ સ્વરૂપે આનંદ લેવી;
તત્વાતીત બ્રહ્મ કેહે તેવી. મર્મ કોઇ માને રે. ૫

સંત સમાગમ કરી સાધો, લક્ષ સ્વરૂપે તેને લાધો;
મજે કેવળ કહે તેને માધો, મર્મ કોઇ માને રે.

## કક્કા બત્રીશી.

### દેશી પીળજની. (૫૬)

કક્કે કર્મ અધર્મ નહિ કીજે, તો રીઝે આત્મારામ રૂપમાં રે; (ટેક)
ખબે ખોજ વાણી ચાર ખાણી, જંગમ સ્થાવર જાહેર જાણી;
માયા મૂળ તેમાં પરમાણી, તો પ્રાણી સમાવા અનુપમાં રે. ૧

---

૧. ગુણપારા-ત્રણ ગુણની પાર. જોગ મેળવે-બ્રહ્મ અને જીવનો જોગ કરી આપે. જમદાણી-તેને લેનાર જમ રૂપી દાણી પણ નથી. ૨. અમાપે-માપ વગરના અનંત-(શાસ્ત્રીય ભાષામાં કહીએ તો) વિવિધ પરિચ્છેદ-શૂન્ય. ૪. આવરણમાં-અજ્ઞાન કે અવિદ્યાના આવરણમાં ૬. માધો-માધવ-પરમાત્મા.

૧. ખોજ-ખોળવું-શોધ. વાણી-પરા વગેરે ચાર વાણી. ખાણી-જરાયુજ વગેરે ચાર ખાણ. અનુપમા-નિરુપમ બ્રહ્મમાં.

ગગે ગુરુગમ અગમ ગોતે, પરાપારે અપરમ શુદ્ધ પોતે;
જીવન મુકતે અખંડ જોતે, તો ઉદ્યોત આનંદ ભામે ઉરમાં રે. ૨

ઘઘે તે ઘણુ નામી પામી હું ઘટમેં, ગહા આનંદી રસે સ્વર મટમેં;
'પૂર્ણાનંદ સદોદિત પટમેં, તો નુરી પુરી રહો નુરમાં રે. ૩

ઙ્ગ ( માં ) વ્યાપા રહ્યો ( તે ) આપે, તપે નહિ તે ત્રિવિધિને તાપે;
થાપ ઉથાપ કશુ નહિ થાપે, તો અખંડ આનંદી તેહમાં રે. ૪

પ્રથમ અક્ષર પાચ તે પાયા, આનંદ અનુભવ ઉરમા આયા;
ગુણાતીત અગોચર ગાયા, તો તત્ત્વ સ્વરૂપ હે તેહમા રે. ૫

ચચે ચૈતન વરતીને ચાલો, મોક્ષ બંધ મુકીને તે મહાલો;
પાંચ પચીસ પ્રવૃત્તિને પાળો, તો હાલો ચાલ પૂરા હંસની રે. ૬

છછે છલભેદ બુદ્ધિના છાડો, મન રાખો સ્થિર સત્ પગ માંડો;
ખરો વ્રત ધર્મનો એ ખાંડો, તો વૃદ્ધિ પામે આત્મ વંશની રે. ૭

જજે જ્યોત નિરંતર જાગે, ભ્રાંતિ સર્વે અંતર થકી ભાગે;
લગન અખંડ સ્વરૂપમાં લાગે, તો મુક્તિ દ્યે મન કેરી મુમતારે. ૮

ઝઝે સ્વરૂપ અખંડ વરને ઝાંખો, ઉઘડે અનુભવ અંતર આંખો;
પક્ષાપક્ષની તોડી દોતું પાખો, તો દેહ કશુ નહિ દમતારે. ૯

ઞઞે (નને) અન્યાય છોડીને થા ન્યારો, એક પલકમાં આવે ભવ આરો;
મોઢ મેવાસી ચોરકુ મારો, તો હારો નહિ હીરો હજુરમેં રે. ૧૦

દશ અક્ષરમાંહી આતમ દેખે, પરમગત તે અપરમ પેખે;
લક્ષ કેવળ અલક્ષમેં લેખે, તો નિરધાર મોહું નુરમાંરે. ૧૧

ટટા ટેક જગત્ કેરી ટૂટે, ખાણી ચારના કર્મ સખી ખૂટે;
સંશે સંસારનું સુપન છૂટે, તો જીવ નાવે એ જંજાળમા રે. ૧૨

---

૨. ઉદ્યોત-પ્રકાશ ૩. ઘણુનામી-ઘણા નામવાળો-પરમેશ્વર. રસેશ્વર-રસના ઇશ્વર. મટમે-મઠમાં અથવા માટલામા જયારે હું ( બુદ્ધિ ) ઘટમાં ( ઘટાકાશરૂપ શરીરમાં ) હતી ત્યાર મને બ્રહ્મનું જ્ઞાન થયું, અને ત્યારે મહાકાશ રૂપ ઇશ્વર રૂપ થઇ ત્યારે મહા આનદ પામી, અને પટની પેઠે સર્વત્ર પથરાયલા બ્રહ્મ રૂપ થઇ ત્યારે સદોદિત ( સદાકાળ ) પૂર્ણ આનંદ થઈ રહ્યો, તો નૂરી (બુદ્ધિ) નુરમા (બ્રહ્મરૂપમા) પૂર્ણ થઇને રહો, એવો આખી કડીનો અર્થ છે. પાંચ-પંચ મહાભૂત, પચીસ-પચીસ તત્વો. હાલો-ચાલો. ૭. ખાંડો-ખાંડું તરવાર. ૮. મુક્તિ દે-' મૂકી દે' એમ જોઇએ મુમતા-મમતા. ૧૨ સંશે ઇ૦-

કરે તું ઠ્ઠા શુદ્ધ ઠેકાણું, નિરખી લેજે તું નિર્ગુણ નાણું; ,,
આવી જશે પછી દેહનું આણું, તો પડીશ પાછો પંપાળમાં રે. ૧૩

ડડા દંભ કરે તેથી ડરીએ, માર્યા વિના સલેલથી મરીએ; ,,
ધર્મ રહીત ત્યાં પાવ ન ધરીએ, તો ફરીએ નહિ કેના ફેરવ્યા રે. ૧૪

ઢઢ્ઢા જુવાની જશે થશો ઢીલા, વસ્તુ ન જાણી રહેશો મુખ વિલા;
કાલને હાથે તે જાશો એકીલા, તો હડીઓ કરશો ઘર હેરવારે. ૧૫

રાખો રેણા ભાઇ અગમ રેણી, કહે તે શાસ્ત્ર ગુરૂમુખ કહેણી;
જોતામાં વસ્તુ તો બહોતહે ઝેહેણી, તો લેણી દેણી નહિ લોકમેં રે. ૧૬

પંદર અક્ષર સમજે કોય પૂરા, શબ્દ વિવેકી તે સત્ છે શુરા;
અખંડ કેવલ આનંદરૂપ ઉરા, તો કલા સમજ નર કોકમેં રે. ૧૭

તત્તે તોલ કરો મન તનમાં, વ્યાપિક વસ્તુ વસ્તિ ઓર વનમાં;
ગુણાતિત અતીત ગગનમાં, તો અંતરજામી તે આતમા રે. ૧૮

થથ્થે સ્થિર વૃત્તિ શુદ્ધ થાપો, કરતુતે જન્મ મરણાદિ કાપો;
માપ અમાપ સ્વરૂપને માપો, તો જીવન્મુક્ત નહિ જાતમાં રે. ૧૯

દદ્દે અખંડ રૂપ દેદારા, પરમ પોતે તે અપરમપારા;
નામ રૂપ ગુણ થકી તે ન્યારા, તો વસી ફુલનમેં જ્યમ વાસનારે. ૨૦

ધધ્ધે ધ્યાન અગોચર ધરજો, વર અમર નિજવર વરજો;
હત્યાકર્મ સર્વે મન હરજો, તો પરમ ગુરુની ઉપાસના રે. ૨૧

નના નામીકને ગમ કરી નિરખો, સચરાચરમાં આત્મા સરખો;
પંડ બ્રહ્માંડ રહિત તે પરખો, તો જોખમ ટળે તે જીવનુ રે. ૨૨

---

ભ્રાંતિથી થયેલું સંસાર રૂપી સ્વપ્ન. નાવે–ન આવે, ૧૩. આણું–મૃત્યુનુ તેડું. પંપાળમાં–તુચ્છ જગતમાં. સલેલ–સંશયાત્મા. ૧૫ હડીઓ ઇ૦–તો પછી પરમાત્મા રૂપી પોતાનું ઘર જોવાને દોડાદોડી કરશો. ૧૬. રેણાભાઇ–ણણ્ણાભાઇ! એમ 'ણ' અક્ષરને સંબોધન કર્યું છે. લેણીદેણી–એ ઝીણી વાત સમજાય તો પછી આ લોક સાથે કાંઇ લેવું દેવું રહેતું નથી. ૧૯. કરતુતે–કર્તવ્યે કરીને. જીવન્મુક્ત ઇ૦–તો તું જીવન્મુક્ત થાય અને જાતમાં–જન્મ પામેલામા–અર્થાત્ જન્મવા મરવામા નહિ રહે. અથવા તું જીવન્મુક્ત થઈને બ્રાહ્મણાદિ કોઇ જાતિના અભિમાનથી રહિત થઇશ. ૨૧ વર–શ્રેષ્ઠ. નિજવર–પોતાનું આત્મ સ્વરૂપ એજ વર. હત્યા કર્મ–હિંસા રૂપી કર્મ. એ જગોએ ' અહતા કર્મ ' શબ્દ હોય એ વધારે સંભવિત છે. ૨૨. નામિક–જેને નામ આપવામાં આવ્યુ

વીશ અક્ષરમાં જુઓ વિચારી, નિર્ગુણ નાથ અખંડ અવિનાશી;
રામ રમે એક મટી ચોરાશી, તો સ્વરૂપ ભાસ્યુ મહા શિવનું રે. ૨૩

પપે પાંચ તત્વ ગુણ પાયો, અક્ષરાતીત અનુભવ આયો;
જ્ઞાની મુનિ વેદશ્રુતિમાં ગાયો, તો સોહુ દેવ ભાસ્યો શૂન્યમેં રે. ૨૪

ફફે દૂર કરે સબી ફંદા, બોલનહાર અગોચર બંદા;
ઘુમરાઇ છોડ તું ગાફલગંદા, તો ધ્યાનાતીત ગાજે ધુન્યમેં રે. ૨૫

બબે શુદ્ધ કરી જો તું બુદ્ધિ, સત્યવૃત્તિ તેની વૃત્તિમા સુધી;
બોધ આવે ભાન ટળે કુબુધ્ધિ, તો આવરણ મટે તે ઉરથી રે. ૨૭

ભભે ભાગી જન્મની એ ભ્રાંતિ, સત વ્યાપી તે સદોદિત શાંતિ;
વદે તે અગમ શુદ્ધ વેદાંતી, તો સર્વે અંધ કટચો સૂરથી રે. ૨૭

મમે વસ્તુ લેજે સત્ય માની, ગુરુગમવાળા તે શુદ્ધ જ્ઞાની;
ધીર પુરુષ તે અખંડ ધ્યાની, તો સત્ય વસ્તુ સંસારમાં રે.

પચીસ અક્ષર સમજી લે પંડમાં, માયાતીત અરૂપ બ્રહ્માંડમાં;
દેહ ધરે નહિ માયાના દંડમાં, તો અગમ કેવલ અપારમાં રે.

યયે અનુભવ ઉત્તમ આણે, મહાકારણ ઓઇ કારજ માણે;
જીવ ઇશ્વર દોયે રહિત જાણે, તો તાણે નહિ મતુ તેહનું રે. ૨

રેરે આતમ એક સ્વરૂપા, ભાવાતીત અકલકા તે ભૂપા;
નિર્ગુણ નાથ તે આપ નિરૂપા, તો જીવન્મુક્ત રૂપ જેહનું રે. ૩૧

---

છ તે વસ્તુ-નામનો આવાર-બ્રહ્મ. ૨૩ રામ ઇ૦-એક રામ સઘળે રમે છે
એમ સમજ્યા એટલે ચોરાશી ( ચોરાશી લક્ષ યોનિ ) મટી એમ સમ-
જલે. ૨૪. સોહુ ઇ૦-તો શૂન્યમાં ( જ્યા કાઇ કહેવામા આવે
છે ત્યા સોહંદેવ-પરબ્રહ્મ ભાસ્યો; એમ -ધ્વનિમા-
અનહદ નાદમા. અથવા એમાગ્રતામા ૨૭. સૂરજથી
સઘળો અંધકાર કટચો ( કપાયો )-અર્થાત્ દૂર ૨૫
પ્રકાશ પામીશ. ૩૦. મહાકારણ ઇ૦-જે કા ) છે
ઓઇ ( તેજ ) મહા કારણ ( આદિ કારણ માને
મતુ- સદી પોતાને જીવ કે ઇશ્વર રૂપ
૩૧. ભાવાતીત-ભાવ ( ઉત્પન્ન થયેલા પદાર્થ
નીરૂપા-રૂપ રહિત

લલે લક્ષ અલક્ષમાં લાવે, ભેદ અભેદ અછેદ જો ભાવે;
પાર અપાર સંસારનો પાવે, તો નાવે અનામીક નામમાંરે. ૩૨

વવે તે નેતિ કહે ચાર વેદા, ભાખે ઋષિ મુનિ અગમ ભેદા;
સર્વાંતર માંહી આપ અછેદા, તો ધ્યાની વિદ્યાની સધામમાંરે. ૩૩

શશે શ્યામ સર્વાંતર છાંયા, આકાશવત્ અરૂપી તે આયા;
ગનાતીતમાં સે'જે સમાયા, તો ગાવો ગુરૂગમ જ્ઞાનમાં રે. ૩૪

ષષે તે સર્વે ખંડિત છે ખોટું, મહા પદારથ અખંડ મોટું;
લક્ષે કરી ગુરૂ ચરણામે' લોટું, તો પૂરણ અધૂરો નહિ પેખતાં રે. ૩૫

સસ્સે સદચિદ આનંદ સોઇ, હરદમ શ્યામ ચરાચર હોઇ;
કલા અકલ સમજત કોઇ, તો દોઇ નથી બ્રહ્મ દેખતાં રે. ૩૬

હહે હુંને મૂકીને તે હેરો, તદાકાર સ્વરૂપ હે તેરો;
કેવલ જ્ઞાન હે કક્કા જો કેરો, તો સમજ રહી ગુરૂની સાનમાં રે. ૩૭

**इति कक्का बत्रीशी संपूर्ण.**

---

૩૨. ભેદ ઇ૦–ભેદમાં અભેદ જો. અછેદ–અચ્છેદ્ય. અનામિક–તું મૂળમાં નામ રહિત છે તે હમણાંની પેઠે નામવાળો ના થાય. ૩૩. નેતિ–જે જોવામાં આવે છે તે આત્મા નથી એ પ્રમાણે. વિદ્યાની–'વિજ્ઞાની' હોવું જોઇએ. ૩૪. મનાતીત–મનથી જે પાર ગયેલો છે એવો–મનરહિત. નિર્વિકલ્પ સ્થિતિમાંજ બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે માટે 'મનાતીતમા સમાયા' એમ કહ્યું છે. ૩૬. દોઇ–દ્વૈત. ૩૭. તદાકાર–બ્રહ્મરૂપ. ૧–૩. ઓમ્ એ બ્રહ્મનું વાચક છે. તે અ+ઉ+મ્ મળીને થયેલું છે. અને વળી અનુનાસિકનો રણકો રહે છે તેને અર્ધમાત્રા કહે છે. એ ઓમ્ માંથી બધું વિશ્વ કેવી રીતે થયું છે તે પંચીકરણાદિક ગ્રંથોમાં સ્પષ્ટ છે. તેમાંનો ઓમ્ ની ઉપાસનાનો ભાગ તેજ ક્રમે અહીં બતાવ્યો છે. ઓમ્કારના બ અક્ષરની ઉપાસના કરનારે આ રીતે સમજવું: શરીર ઇ૦–સ્થૂલ શરીરમાં અકારની ઉપાસના કરવી. એ રીતે કે, ઓમ્નો અકાર એ સ્થૂલ શરીર છે; તેની અવસ્થા જાગ્રત છે, તેનું સ્થાન નેત્રમાં છે; તેની વાણી વૈખરી છે; તેના શબ્દ, સ્પર્શ, વગેરે સ્થૂલ ભોગ છે, વિશ્વ નામે જીવ તે સ્થૂલ દેહનો અભિમાની અને ભોક્તા છે; એ જીવને કર્મનાં ફળ આપનારા વૈશ્વાનર નામે ઇશ્વરનું સ્વરૂપ છે. તેનો ગુણ સાત્વિક છે એવું એ સ્થૂલ શરીર નાશવંત છે તેનો તું સ્નેહ કરીશ નહિ.

વીશ અક્ષરમાં જુઓ વિચારી, નિર્ગુણ નાથ અખંડ અવિનાશી;
રામ રમે એક મટી ચોરાશી, તો સ્વરૂપ ભાસ્યુ મહા શિવનું રે. ૨૩

પપે પાંચ તત્વ ગુણ પાયો, અક્ષરાતીત અનુભવ આયો;
જ્ઞાની મુનિ વેદશ્રુતિમાં ગાયો, તો સોહં દેવ ભાસ્યો શૂન્યમેં રે. ૨૪

ફફે દૂર કરે સણી ફંદા, બોલનહાર અગોચર ખંદા;
ધુમરાઇ છોડ તું ગાફલગંદા, તો ધ્યાનાતીત ગાજે ધુન્યમેં રે. ૨૫

બબે શુદ્ધ કરી જો તું બુદ્ધિ, સત્યવૃત્તિ તેની વૃત્તિમા સુધી;
બોધ આવે ભાન ટળે કુબુધ્ધિ, તો આવરણ મટે તે ઉરથી રે. ૨૭

ભભે ભાગી જન્મની એ ભ્રાંતિ, સત વ્યાપી તે સદોદિત શાંતિ;
વદે તે અગમ શુદ્ધ વેદાંતી, તો સર્વે અંધ કટ્યો સૂરથી રે. ૨૭

મમે વસ્તુ લેજે સત્ય માની, ગુરૂગમવાળા તે શુદ્ધ જ્ઞાની;
ધીર પુરૂષ તે અખંડ ધ્યાની, તો સત્ય વસ્તુ સંસારમાં રે. ૨૮

પચીસ અક્ષર સમજી લે પંડમા, માયાતીત અરૂપ બ્રહ્માંડમાં;
દેહ ધરે નહિ માયાના દંડમાં, તો અગમ કેવલ અપારમાં રે. ૨૯

યયે અનુભવ ઉત્તમ આણે, મહાકારણ ઓઇ કારજ માણે;
જીવ ઇશ્વર દોયે રહિત જાણે, તો તાણે નહિ મતુ તેહનું રે. ૩૦

રેરે આતમ એક-સ્વરૂપા, ભાવાતીત અકલકા તે ભૂપા;
નિર્ગુણ નાથ તે આપ નિરૂપા, તો જીવન્મુક્ત રૂપ જેહનું રે. ૩૧

---

છે તે વસ્તુ–નામનો આધાર–બ્રહ્મ. ૨૩ રામ ઇ૦–એક રામ સઘળે રમે છે એમ સમજ્યા એટલે ચોરાશી ( ચોરાશી લક્ષ યોનિ ) મટી એમ સમજજો. ૨૪. સોહં ઇ૦–તો શૂન્યમા ( જ્યા કાઇ નથી એમ કહેવામા આવે છે ત્યા સોહંદેવ–પરબ્રહ્મ ભાસ્યો, એમ જાણો. ૨૫ ધુન્યમાં–ધ્વનિમા–અનહદ નાદમા. અથવા એકાગ્રતામા ૨૭. તો ઇ૦–તો જેમ સૂરજથી સઘળો અંધકાર કટ્યો ( કપાયો )–અર્થાત્ દૂર થયો તેમ તુ જ્ઞાન રૂપ પ્રકાશ પામીશ. ૩૦. મહાકારણ ઇ૦–જે કારજ ( કાર્ય રૂપ જગત ) છે ઓઇ ( તેજ ) મહા કારણ ( આદિ કારણ રૂપ બ્રહ્મ ) છે એમ માને. મતુ– સહી પોતાને જીવ કે ઇશ્વર રૂપ સમજીને તે રૂપે સહી નહિ કરે. ૩૧. ભાવાતીત–ભાવ ( ઉત્પન્ન થયેલા પદાર્થ માત્ર ) થી અતીત ( પેલેપાર ). નીરૂપા–રૂપ રહિત

લલે લક્ષ અલક્ષમાં લાવે, ભેદ અભેદ અછેદ જો ભાવે;
પાર અપાર સંસારનો પાવે, તો નાવે અનામીક નામમાંરે. ૩૨

વવે તે નેતિ કહે ચાર વેદા, ભાખે ઋષિ મુનિ અગમ ભેદા;
સર્વાંતર માંહી આપ અછેદા, તો ધ્યાની વિદ્યાની સધામમાંરે. ૩૩

શશે શ્યામ સર્વાંતર છાંયા, આકાશવત્ અરૂપી તે આયા;
ગનાતીતમાં સેંજે સમાયા, તો ગાવે ગુરૂગમ જ્ઞાનમાં રે. ૩૪

પષે તે સર્વે ખંડિત છે ખોટું, મહા પદારથ અખંડ મોટું;
લક્ષે કરી ગુરૂ ચરણુમેં લોટું, તો પૂરણ અધૂરો નહિ પેખતાં રે. ૩૫

સસ્સે સદચિદ આનંદ સોઇ, હરદમ શ્યામ ચરાચર હોઇ;
કલા અકલ સમજત કોઇ, તો દોઇ નથી બ્રહ્મ દેખતાં રે. ૩૬

હહે હુંને મૂકીને તે હેરો, તદાકાર સ્વરૂપ હે તેરો;
કેવલ જ્ઞાન હે કક્કા જો કેરો, તો સમજ રહી ગુરૂની સાનમાં રે. ૩૭

## ઇતિ कका बत्रीशी संपूर्ण.

---

૩૨. ભેદ ઇ૦-ભેદમાં અભેદ જો અછેદ-અચ્છેદ્ય. અનામિક-તું મૂળમાં નામ રહિત છે તે હમણાંની પેઠે નામવાળો ના થાય. ૩૩. નેતિ-જે જોવામાં આવે છે તે આત્મા નથી એ પ્રમાણે. વિદ્યાની-' વિજ્ઞાની ' હોવું જોઇએ. ૩૪. મનાતીત-મનથી જે પાર ગયેલો છે એવો-મનરહિત. નિર્વિકલ્પ સ્થિતિમાંજ બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે માટે ' મનાતીતમા સમાયા ' એમ કહ્યુ છે. ૩૬. દોઇ-દ્વૈત. ૩૭. તદાકાર-બ્રહ્મરૂપ. ૧-૩. ઓમ્ એ બ્રહ્મનું વાચક છે. તે અ+ઉ+મ્ મળીને થયેલું છે. અને વળી અનુનાસિકનો રણકો રહે છે તેને અર્ધમાત્રા કહે છે. એ ઓમ્ માંથી બધું વિશ્વ કેવી રીતે થયુ છે તે પંચીકરણાદિક ગ્રંથોમા સ્પષ્ટ છે. તેમાંનો ઓમ્ ની ઉપાસનાનો ભાગ તેજ ક્રમે અહીં બતાવ્યો છે. ઓમ્કારના અ અક્ષરની ઉપાસના કરનારે આ રીતે સમજવું: શરીર ઇ૦-સ્થૂલ શરીરમા અકારની ઉપાસના કરવી. એ રીતે કે, ઓમ્નો અકાર એ સ્થૂલ શરીર છે; તેની અવસ્થા જાગ્રત છે, તેનું સ્થાન નેત્રમાં છે; તેની વાણી વૈખરી છે; તેના શબ્દ, સ્પર્શ, વગેરે સ્થૂલ ભોગ છે, વિશ્વ નામે જીવ તે સ્થૂલ દેહનો અભિમાની અને ભોક્તા છે; એ જીવને કર્મનાં ફળ આપનારા વૈશ્વાનર નામે ઇશ્વરનું સ્વરૂપ છે. તેનો ગુણ સાત્વિક છે એવું એ સ્થૂલ શરીર નાશવંત છે તેનો તું સ્નેહ કરીશ નહિ.

## ચાર શરીરની રવેણી.

### ચોપાઇ.

શરીર સ્થૂલ પ્રથમ જો સોઇ, જાગ્રત અવસ્થા પદારથ જોઇ;
વાસો તે નેત્રે આપ વમેહી, અકાર અક્ષર ભજે જન એહી. ૧

વેખરી જથારથ બોલે જો વાણી, શબ્દાદય ભોમ ત્યે સ્થૂલ સમાણી;
વિશ્વા અભિમાની ભોકતા હે વેહી, જો ફલપ્રદાતા વિશ્વાનર જેહી. ૨

સાત્વિક ગુણ કોએ પ્રથમ શરીરા, મગ્ન કોઇ ખોજે સંત અમીરા;
જાગ્રત દાક સમજ લે તું જેહા, ના કર કેવલ સ્થૂલ સનેહા. ૩

દેહ સુક્ષ્મ સમજ લે દુજી, સુપન અવસ્થા ત્યા ઘેર સુજી;
કંઠ મધ્ય વાસો ઉનકો કેહી, ઉકાર અક્ષર કહાવત એહી. ૪

મધ્યમા વાણી મળી જ્યામાંહી, વાસનામય ભોગ સગી રહ્યા વાંહી;
તૈજસ અભિમાની ભોકતા હે તેહી, દાન પ્રદાતા હિરણ્યગર્ભ દેહી. ૫

જુકિતએ સર્વ રજોગુણ જાણે, મૃદ અવિદ્યા સુપનવત માણે;
દુજી કહી જો એ સૂક્ષ્મ દેહા, વસ્તુ કેવલરૂપ તેથી વિદેહા. ૬

કારણ શરીર ત્રીજે અબ કહીએ, લક્ષ સુષુપ્તિ અવસ્થા લહીએ;
હરદે વાસો ઉનકો જો હોઇ, આનંદ ભોગ તે ઉનકો જો ઓઇ. ૭

પ્રાજ્ઞા અભિમાની ભોકતા જો પાવે, ઇશ્વર ફલપ્રદાતા ઉનમેં જો આવે;
વાણી પેશંતી જો ઉનકો વેવારા, અક્ષર એહી મકાર આચારા. ૮
અવિદ્યા વૃત્તિ ઉનમેં જો આતા, ત્યાંહી જો ગુન તમો હે તાતા;
તીસરો શરીર કારણ હે જો તેહી, કેવલ સાક્ષી જો ઉનકો કેહી. ૯
મહા કારણ દેહ ચતુર્થે મૂલા, કહી અવસ્થા તુરીયા અનુકૂલા;
મૂર્ધા સ્થાન કીયો ઉનમાંહી, પરા વાણી લક્ષાર્થ પાહી. ૧૦

---

૪-૬. ઉકાર એ સૂક્ષ્મ શરીર છે; અવસ્થા સ્વપ્ન છે; સ્થાન કંઠ; વાણી મધ્યમા; ભોગ વાસનામય; અભિમાની અને ભોકતા તૈજસ; ફળદાતા હિરણ્યગર્ભ; ગુણ રજસ. એ સૂક્ષ્મ શરીર છે કૈવલ્ય રૂપ વસ્તુ તેનાથી વિદેહ છે-દેહ રહિત છે. ૭-૯. મકાર એ કારણ શરીર છે; અવસ્થા સુષુપ્તિ; સ્થાન હૃદય, ભોગ આનંદ; અભિમાની અને ભોકતા પ્રાજ્ઞ; ફળ પ્રદાતા ઇશ્વર; વાણી પશ્યંતી; ગુણ તમસ; એ કારણ શરીર છે. કેવળ રૂપ પરમાત્મા તે શરીર નથી પણ તેનો સાક્ષી છે. ૧૦-૧૨. ચોથી અર્ધમાત્રા એ મહાકારણ શરીર છે; અવસ્થા તુરીયા;

અર્ધ માત્ર અક્ષર એહી, તત્વ ચિન જાણે નર તેહી;
સ્વ રૂપાનંદ ભોગ હે સોહી, ઊનકો ભોકતા હે સાક્ષી ઓહી. ૧૧
માન્ય ફલપ્રદાતા શુદ્ધ અભિમાની, શુદ્ધ સતોગુણ એહ નિશાની;
દેહ વિકાર હુવે સબી દૂરા, પરમ કારણ કેવલ ભરપૂરા. ૧૨

શ્રી ચાર શરીરની રવેણી સંપૂર્ણ.




## ઉપદેશી દોહરા.

મિથ્યા બોલે મુખથી, જૂઠું બોલે જાણ;
રતી સાચના રૂદામાં, મહા મૂરખ પરમાણ. ૧
વેર કરાવે વહાલામા, ઘરમાં ઘાલે ઘોળ;
મરમ ન જાણે મૂરખો, દેખો એ નર ડફોળ. ૨
જે નર જાૂઠા જગતમાં, કૂડું બોલે કબાડ;
બગાડ માતાના બીજમાં, લૂંડા નર લબાડ. ૩
ખર સરીખા ખલકમાં, ભારે ઉપાડે ભાર;
અતોલ બોજો શિર ઉપરે, માથે દેવે જમ માર. ૪
પાપ બુદ્ધિ હોયે પંડમાં, સાચ ના ભાસે સોય;
વેરી સરીખા મન વસે, હરિના પ્રસન્ન હોય. ૫
ઇર્ષ્યા રાખે ઉરમા, મન માને દુશમન;
કલેશ અગ્નિ કેવલા, તે દાઝે નિશદિન. ૬
સેવે નહિ ગુરુ સંતને, દેવે ના કોડી દાન;
નિત્ત હરે તે અવગતું, મોહ મિથ્યા અભિમાન. ૭
કેવલ અખંડ એક છે, કવિ ના પહોચે કોય:
નામ રૂપ જાકે નહિ, હરિ ચરાચર હોય. ૮

---

સ્થાન-મૂર્દ્ધા; વાણી પરા, ભોગ સ્વરૂપાનંદ, ભોક્તા સાક્ષી આત્મા; ફળ પ્રદાતા શુદ્ધ અભિમાની ચૈતન્ય, ગુણ શુદ્ધ સત્વ, એ મહાકારણ શરીર પણ દેહ છે. એ સર્વ પણ દૂર થાય અને જે જગતનુ પરમ કારણ ચૈતન્ય છે તેજ સઘળે ભરપૂર છે અને તેજ બ્રહ્મ છે.

૧. રૂદામાં-હૃદયમાં. ૬ દશમન-દુશ્મન. ૮ જાકે-જેને.

श्लोक.

भिक्षुका नैव भिक्षन्ति । शिक्षयंति गृहे गृहे ॥
दीयतां दीयतां लोको । अदातुः फलमीदृशम् ॥ १ ॥
दुर्लभो मानुषो देहो । देहिनां क्षणभंगुरः ।
तत्रापि दुर्लभं मन्ये । वैकुंठ प्रियदर्शनम् ॥ २ ॥

## પદ સંગ્રહ

### પદ ૧.

કૂડ કપટીઓરો સંગ નહિ કીજે, વેગળા હે વસીએ વાસો હોજી;
ચિત્તવૃત્તિમાં છલભેદ ચાલે, કૂડરો એ વેપાર કાચો, બેલી મારા કૂડ. (ટેક)
દગાબાજ રખે નર દલમે, ભૂત પંચ દેહ ભાસ્યો હોજી;
મહેનતે કરીને પદારથ માગો, પડે ચોરાશીમા પાછો. બેલી૦ ૧
પ્રપંચમાં નર્ક રે પીરાયો, ગળા સ્વાદે ગુણ ગાશો હોજી;
પેટ એક કાજ કરે પાખંડા, જમરારે હાયથે જાશો. બેલી૦ ૨
ઓટા ચાવાને લોક ભરમાવે, દયા વિના બને દાસો હોજી;
જીવન્મુક્ત કેરો ભેદ નહિ જાણે, ખોટી ચાલે માર ખાશો. બેલી૦ ૩
મીઠું બોલે મુખથી કપટ રાખે મનમાં, ધન કારણ તે ધાશો હોજી;
દગો અંતે જો એ નર તુને દેવે, વાતાં થકી તે વવાશો. બેલી૦ ૪
ભેદ વિના તે ઘણા નર ભટકે, સ્થિર વૃત્તિ કયાથી થાશો હોજી;
દાસ કેવળ તેથી થઇએ દૂરા, હોશી જગતમા હાસો. બેલી૦ ૫

---

શ્લોકાર્થ. ૧ ભિખારીઓ ભીખ માગતા નથી, પણ ઘેર ઘેર (ફરીને) શીખામણ દે છે કે હે લોકો દાન આપો, આપો, નથી આપતા તેનું ફળ આવુ (અમારી પેઠ ભીખ માગવાનું) છે ૨ જીવોને મનષ્ય દેહ દુર્લભ છે અને તે વળી ક્ષણ ભગુર છે તેમા પણ ભગવાનના પ્રિય ભક્તોનું દર્શન તો (ઉલટુ) દુર્લભ છે એમ માનુ છુ પદ–આ પદમા ને બીજે સ્થળે પણ છઠ્ઠી વિભક્તિના પ્રત્યયના 'ન' ઠામે મારવાડી પ્રત્યય 'ર' વપરાયલો છે. જેમ કાટીઓરો–કપટીઓનો ઇ૦.

૧. બેલી–ભાઇ–મિત્ર. દલમે–દિલમા ૨. પીરાયો–પીડાયો, હાયથે–હાથમા.

## પદ ૨.

કપટી સલેલ કેરો સંગ નહિ કીજે, મિથ્યા શબ્દે ભરમાવે હોજી;
પરા શબ્દ કેરો ભેદ નહિ પાવે, ગુમાર મિથ્યા ગુણ ગાવે. બેલી૦ (ટેક)
ક્રિયા અનેક દેહ કેરી કહીએ; ભેદાભેદ મન ભાવે હોજી;
શબ્દની આંટી મિથ્યા નહિ સમજે, બુદ્ધિમા પરોક્ષ બતાવે. બેલી૦ ૧
સલેલ પુરૂષકુ નહિ વિશ્વાસા, નિશાં એક મન નાવે હોજી;
જડ કેહુ ચૈતન ભેદ નહિ જાણે, પોતે પોતાને નહિ પાવે. બેલી૦ ૨
બુદ્ધિ જડચેતન થઇને બોલે, ઇંદ્રિ દ્વારે તે આવે હોજી;
સલેલપણું તેમાં નહિ સમજે, ગુણ જૂદા કરી ગાવે. બેલી. ૩
સ્વરૂપ પોતે પોતાનું નહિ સમજે, ધામ દુજા દેવ ધામે હોજી;
ગુરૂગમ જ્ઞાન નહિ જ્યા ઘટમાં, જડવૃત્તિ હોઇ જાવે. બેલી. ૪
કલા અકલ જો એ સત્સંગ કીજે, સલેલપણું વિસરાવે હોજી;
સત્ય કેવલ સમઝ્યા નર સોઇ, મહા આનંદમાં સમાવે. બેલી. ૫

## પદ ૩.

વ્હેમી પુરુષને નહિ વિશ્વાસા, જૂઠાને સાચો કરી જાણે હોજી;
સાચા પુરુષને જૂઠો મન સમઝે, અનરથને ઉર આણે. બેલી. (ટેક)
બાહેર દૃષ્ટિ વપુમા રહી બોલે, ત્રિગુણી મત બહુ તાણે હોજી;
અંતરદૃષ્ટિ કછુ નહિ આવે, માયા પદારથ માણે. બેલી ૧
નીચ પુરૂષ કોઇ શબ્દ સુણાવે, છનભેદકું નહિ છાણે હોજી.
જૂઠનું વચન સત કરી માને, ખોજ નહિ ઓળખાણે. બેલી. ૨

---

૧. મોક્ષ-પરોક્ષ-પ્રત્યક્ષ નહિ તે. સલેલ-સંશયાત્મા. નિશા-નિશ્ચય.

૩ સંશયાત્મા પૂછે છે કે, શરીરમાં બોલે છે તે કોણ છે ? તેનો જવાબ દે છે' બુદ્ધિ ઇ૦-બુદ્ધિ વસ્તુતાએ જડ છે, એમ છતા ચૈતનના આભાસથી ચૈતન જેવી થઇને બોલે છે તે, શબ્દ મુખ આદિ ઇંદ્રિયો દ્વારા બહાર આવે છે. ૪. ધામ ઇ૦-દુજા ( બીજા ) દેવના ધામમા

૧. બાહેરદૃષ્ટિ-બહિર્દૃષ્ટિ-શરીરની બહારના પદાર્થોમા આત્મદૃષ્ટિ કરનારો. વપુ-શરીર. ત્રિગુણી-સત્વાદિ ત્રણ ગુણોવાળા. ૨ છાણે-સમજે.

જડ ચૈતનને એક કરી જાણે, પરોયો મન જડ પદારે હોજી;
દેવદષ્ટિએ સ્વરૂપ નહિ દેખે, ભૂખે મુઓ ભરે ભાણે. બેલી. ૩

અખંડ પુરૂષને પંડિત મન આણે, વસ્તુ અલખ રૂપ બાણે હોજી;
સર્વાત્મકુ અલખ રૂપ સમજે, વરતો નહિ તાણે વાણે. બેલી. ૪

અજર અમર અખંડ તું આપે, સ્થૂલ આડય મન થાણે હોજી;
કેવલ બ્રહ્મ અગોચર કહીએ, વૃત્તિ નહિ કયા વખાણે. બેલી. ૫

## પદ ૪.

ક્રિયા કર્મ કાંઠ કરે કાજુ, મર્મ ન જાણે સત માંહેલો હોજી;
પુન્ય કરે પણ પાત્ર નહિ પરખે, બળતામાં બીજ બોયેલો. બેલી. (ટેક)

ઉપર ખેતરમાં બીજ નહિ ઉગે, ખરાબ ખેતર બીજ ખોયેલો હોજી;
જલ વિના જો એ બીજ પરલે જાવે, દુંપદે નિપજ નહિ હોયેલો. બેલી ૧

નિત્ય ઉઠી ગંગા મધ્ય નાવે, નીરે શુદ્ધ મન નોયેલો હોજી;
જો એ મળે સંત મેલ કપટ જાવે, ધીરજ સ્વરૂપે મન ધોયેલો. બેલી. ૨

મનમેં જો મેલ સાધુ દેવ સમરે, અપંચમાં મન પોયલો હોજી;
મનમાં જો નિશાં કરી નહિ માને, હાંસલ તેમાં નહિ હોયલો. બેલી. ૩

જાપ ૐકાર બાદે લેઇ જપતાં, સ્વરૂપે ધ્યાને નાવે ગોયલો હોજી;
ગગનમેં રવિ નાવે જયમ ધરમેં, જેથામા નાવે તે નાજોયલો. બેલી. ૪

જલ દૂધે ધોયે કશુ નોંયે ઉજ્વળ, કાવએં ના જાયે કાલો કોયલો હોજી;
કેવળ કહે કપટી નર કહીએ, દુઃખ ભોગવે દીન રોયલો. બેલી. ૫

---

બાણે-બાહાણે-બાહાનું આપીને ખરીદી કબુલ કરે. વરતો ઇ૦-તમે તાણાવા-ણામાં વરતશો-ગુંચવાશો નહિ, પણ એક સળંગ તંતુ રૂપને ઓળખો. અર્થાત્ એકજ તંતુના તાણો અને વાણો એવા ભેદ છે, તેમ એકજ બ્રહ્મના જીવ ને ઇશ્વર એવા ભેદ છે, તે સમજો. ૫. થાણે ઇ૦-મન રૂપી થાણામા-સ્થાનમા-સ્થૂલ શરીર રૂપી આડય (અડચણ) છે.

૧. કાજુ-સુંદર બોયેલો-વાવેલું. ઉપર-ખારવાળું. પરલે જાવે-નાશ થાય. ૩. પોયલો-પરોયલો. ૪. ગોયલો-ગો-તે-બ્રહ્મ. ૫. કાવએં-કાળપથી.

## પદ ૫.

કાયા નગરીમાં અખંડ રાજ કીજે, મહા આનંદમાં મ્હાલો હોજી;
ચૌદ ચૌવટે હુકમ ચલાવી, ચૈતન પુરૂષ થઇ ચાલો. એલી. (ટેક)

શ્રોત્ર દ્વારે જો શબ્દ સુણાવે, દિગ્પાળ ઉનકા જો દેવા હોજી;
ત્રિપુટીકા સાક્ષી આતમ તુંહી, મોક્ષ સ્વરૂપ શુદ્ધ સેવા. એલી. ૧

ત્વ(તુ)ચા દ્વારે સ્પરશ લેજો તુંહી, વાયુદેવ થાના વાસો હોજી,
જડ ત્રિપુટી સ્વરૂપ નહિ જાણે, બ્રહ્મ સાક્ષી સત્ ભાસો. એલી. ૨

ચક્ષુદ્વારે રૂપકું જો એ એને, દેવ સૂર્ય હે દેદારા હોજી;
જો એ ત્રિપુટી વાકુ નહિ જાણે,પૂરણુ સાક્ષી અપારા. એલી. ૩

જીભ્યા દ્વારે રસ ભોગ જાણે, વરણુ દેવતા વસીયા હોજી,
બ્રહ્મ ત્રિપુટીમાં નહિ ભાસે, સાક્ષી સ્વરૂપ એક રસિયા. એલી. ૪

નાસિકા દ્વારે ગંધ લે જો નેકી, અશ્વિનીકુમાર દેવ આયા હોજી;
નિશાં ત્રિપુટી ચૈતન નાહી, સાક્ષી સ્વરૂપ સમાયા. એલી. ૫

જ્ઞાન ઇન્દ્રિ પાંચો સુત ગણતાં, ભોગ વિષય પંચ ભાવે હોજી;
કેવલ સાક્ષી સર્વ કેરા કહીએ, પૂર્ણાનંદ સત્ પાવે. એલી. ૬

## પદ ૬.

કર્મેંઇંદ્રિ પાંચ જી કહીએ, વિષય પંચકા વેવારા હોજી;
દેવ પંચ જો એ ઉનમેં દરશે, માતું મધ્યમા એ રાજ હમારા. એલી. (ટેક)

દશ ઇંદ્રિકા શરીર એહી દેખો, જાગ્રત અવસ્થા જાણે હોજી;
વિશ્વ અભિમાની ભોગકું વરતે, અનુભવ સાક્ષી તે આણે. એલી. ૧

---

૧. દિગ્પાળ-દિશાઓના અભિમાની દેવતા. ત્રિપુટી-શ્રોત્ર ઇંદ્રિય, શબ્દ વિષય, દિગ્પાળ એ શ્રોત્ર ઇંદ્રિયનો દેવતા, એ ત્રણના સમુદાયને ત્રિપુટી કહી છે. એ ત્રિપુટી તું નથી પણ તું તેનો સાક્ષી છે, એવી રીતે આગળ પણ સમજવું. ૨. થાનાવાસો-સ્થાનકે વાસ કરનાર. ૩. ચેને-જાણે.

૧. મધ્યમાં ઇ૦-અર્થાત્ તે ઇંદ્રિયોમા સાક્ષી રૂપે રહેલો જે છે, તે હમારો રાજા-પરમેશ્વર છે. પંચકરણના ખુલાસામા આ પદમાના વિષયની ટીકા આવી ગઇ છે તે અહીં પુનઃ કરી નથી.

વાસના લિંગ સૂક્ષ્મ દેહ વાસો, સ્વપ્ન અવસ્થા સોઇ હોજી;
તૈજસ અભિમાની ભોક્તા તેહી, હરિસેં અનુભવ હોઇ. એસી. ૨

કારણ શરીર અવિદ્યા કેરી, અવસ્થા સુષુપ્તિ આવે હોજી;
ઊનકો સાક્ષી આતમ એહી, પ્રાજ્ઞ અભિમાની આવે. એસી. ૩

જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ જાણે, તુરીઆ સાક્ષી હે તોય હોજી,
ચેતન થકી અવસ્થા છે ચાર, નામ રૂપ ગુણ નોઇ એસી. ૪

પંડિત કાજી સાધુ પૂરા પ્રપંચકા ભેદ પાયા હોજી;
અજ્ઞાનમા નર ચાલે અવળા, લાલચમાં એ લપટાયા. એસી. ૫

જીવ ઇશ્વર માયાકૃત જૂઠા, સાક્ષી ઉપનિષદ સોઇ હોજી;
કેવલ બ્રહ્મ અગોચર કહીએ, દરશાકાર નહિ પદ હોઇ. એસી. ૬

## પદ. ૭૯.

સમો બદલાયો સુણો ભાઇ સાધો, કલજુગરો ભાવ કહીએ હોજી;
દયા ધર્મ સત્ છોડી દેઇને, લોકકી લંપટ બુધ લઇએ. બેલી (ટેક)

ભ્રષ્ટાભ્રષ્ટ હુવે સબી બ્રાહ્મણ, કર્મ ઉંધા સબી કર્તા હોજી;
અધર્મ ચાલ ચાલે સબી ઉત્તમ, દેવ થકી નહિ ડરતા. બેલી. ૧

કર્મ નીચ ઉત્તમ સબી કરહી, ચાલે ભીલકેરી ચાલે હોજી;
જૂઠા અધર્મી નર્કમાં જાશે, ઘોર નર્કકુંડમાં તે ઘાલે. ૨

ઊગરે નહિ કોએ શરણે આવ્યા, ગૌબ્રાહ્મણના ઘાતી હોજી;
કોડી દાન કરે નહિ કબહુ, નૃપ હુવા નીચ નાતી. બેલી. ૩

કપટ વેપારી કૂડાં કાટલાં, પ્રપંચમાં હુવા પાપી હોજી,
ચંડાલ બોલી અધર્મ ચાલે, આપ રાજી હોવે ગોણું આપી. બેલી. ૪

શુદ્ર કરશે સાધુકેરી સેવા, દાન વિપ્રને દેશે હોજી;
પારધી લોક તુલસી ગૌ પૂજે, લક્ષે રામ નામ લેશે. બેલી. ૫

---

૨. હરિસે-હરિથી-સાક્ષી રૂપ આત્માથી ૪. નોઇ-નહિ. ૬ દરશાકાર-દરસાકાર.

૧. કળજુગરો-કળિયુગનો. લઇએ-લહીએ-જાણીએ. લોકોની બુદ્ધિ લંપટ થશે એમ જાણવું. ૨ ભીલકેરી—અર્થાત્ ભીલના જેવી. ૩. નાતી-જ્ઞાતિના.

ભેખ ધરીને કરે માયા ભેળી, અપંચમાં લપટાયા હોજી;
કર્મ પાપ અનેક છાનાં કરશે, ગુરુ ગોવિંદ નહિ ગાયા. એસી. ૬

શિષ્ય સેવકને નહિ વિશ્વાસા, દેવ ગુરૂ જૂઠા દર્શે હોજી;
પામર જીવને નહિ પ્રતીતિ, પૂર્ણાનંદ નહિ પરશે. એસી. ૭

કર ઉપરીઆં કર બહુ કરશે, જગત્ ન જોવું જોશે હોજી;
માનવ કેવલ કહે કલિકેરા મહાતમ, હોતી ન હોતી તે હોશે. એસી. ૮

## પદ. નિર્ગુણી દેવીનાં.

### પદ. ૮.

સત્ કરૂં અરજ મહાકાલી, મારૂં વચન સુણો પાવાવાળી હોજી; (ટેક)

કલજુગમાં તારૂં રાજ કહાવે, ચિત્ત આવ્યો લંબોદર ચાલી હોજી;
સારદા એ સરસ્વતી મુખમાં શોભે, શિષ્યનું વાકય લો સંભાળી. મારૂં. ૧

લોક જૂઠાને ખપ્પરમાં લેજો, દીંચણુ દેજો તેનાં ઢાળી હોજી;
દાસ તારાને દુઃખ બહુ દેવે, તોડી ખાજો અન્ન ટાળી. મારૂં ૨

કૂડ કપટીઆંને ઝાલી કરમાં, ગાતર દેજો ગાળી હોજી;
ચંડાલ સુગલીઆંની કરજો ચટણી, ભરણી લેજો તેને ભાળી. મારૂં ૩

અરીપરી કરીકે ચાલે અવળા, પેટમાં કપટ રાખે પાળી હોજી;
સતી સેતકકુ બહોત સંતાપે, નગુરાને શીક્ષા દેજો ન્યાળી. મારૂં ૪

પુત્રને માતા હેત કરી પાળે, જૂઠાંને મેટે જંજાળી હોજી;
કાલીદેવીકુ જો કહે કેવલો, તેરેગેં લાગી ગોગે તાલી. મારૂં. ૫

---

૭. પ્રતીતિ-વિશ્વાસ. પરસે-સ્પર્શ કરે. મતલબ કે પ્રાપ્ત થાય. ૮. રાજાઓ કર ઉપર કર નાંખશે તે કહે છેઃ કર ૦.

૧. લંબોદર-ગણપતિ. ઢાળી દીંચણમાંથી ઢાળી દેજો-પગ ભાગી નાંખજો. ૩. ગાતર-ગાત્ર-શરીર. ૪. અર પરા-આધીપાછી. પાળી-છરી. કપટ રૂપી છરી. નગુરા-ગુરૂ વગરના. ૫. મેટે-?

## નિર્ગુણી પદ. ૯

ચિદાભાસ રૂપ ચેન બંદા, ચિદા ભાસ રૂપ ચેનજી;
ચૈતન એકમાં ભેદ ચાર, બુદ્ધિ સમઝ શુદ્ધ વેન બંદા. ( ટેક )

બીજમાં જયમ વૃક્ષ બાધું, મહી આધાર જ્યાકો મૂળજી;
આકાશમાં સબી અધસ્ત એહી, કારણ સૂક્ષ્મ સ્થૂલ. બંદા. ૧

અવિદ્યા કારણમાંથી ઉપન્યું તે, વાસના લિંગ નિર્વાણજી;
ભોગ સ્થૂલના આપ ભોક્તે, જાગ્રત અવસ્તા જાણ બંદા. ૨

મહદાકાશ અરૂ ઘટાકાશમેં, મહાકાશ એક માણેજી;
મેઘાકાશ અરૂ જલાકાશમેં, જીવ ઇશ્વર એક જાણે. બંદા. ૩

વાચ્ય અર્થ સબી ત્યાગ વિવેકી, લક્ષારથ શુદ્ધ બાયેજી;
સ્વપ્નમા ધન રાજા સાચું, જાગે સબી મટી જાયે. બંદા. ૪

ઇશ્વર જીવ અરૂ વિદ્યા અવિદ્યા, કાર્ય કારણ નહિ કોયેજી;
અખંડ કેવળ આત્મા તું હરિ, આનંદ બ્રહ્મ હોગે. બંદા. ૫

### પદ. ૧૦

સચ્ચિદાનંદ બ્રહ્મ સોઇ, બંદા સચ્ચિદાનંદ બ્રહ્મ સોઇજી. ( ટેક )

સદચિદ અરૂ આનંદ સોઈ, અસત્ જડ શોક આડજી;
અસ્તિ ભાતી અરૂ પ્રીય આવે, જીવ ઇશ્વર મટે જાડ. બંદા. ૧

---

૧. ચેન-ઓળખ. ચારૂ-ચાર બુદ્ધિ-બુદ્ધિમાં જ્યાકો-જેનો. જેનું મૂળ પૃથ્વીને આધારે છે. આકાશમા ઇ૦-સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એ દેહો વગેરે સઘળું આકાશ બ્રહ્મમા અધસ્ત ( અધ્યસ્ત )-ભ્રાંતિથી દેખાતું છે. જેમ દોરડીમા સાપ ભ્રાંતિથી દેખાય છે, તેથી શાસ્રીય ભાષામા ‘દોરડીમા સાપ અધ્યસ્ત’ કહેવાય છે તે આ જગત્ આકાશ રૂપી બ્રહ્મમા અધ્યસ્ત છે. ૨ અવિદ્યા-આત્માને ઢાંકી દેનારી માયા. વાસનાલિંગ-વાસના રૂપી સૂક્ષ્મ શરીર. ભોગ ઇ૦-એજ સૂક્ષ્મ શરીર સ્થૂલ દેહમા આવીને સ્થૂલ દેહના ભોગ ભોગવે છે તેને જાગ્રત અવસ્થા કહે છે ૩ મહદાકાશઇ૦-જીવ, ઇશ્વર, કૂટસ્થ અને બ્રહ્મ એવા ચાર પ્રકારે જણાતા ચૈતન્યનું સ્વરૂપ સમજાવવાને આકાશના ચાર ભેદ પાડી બતાવ્યા છે, એ વાત પંચદશી, વિચાર સાગર વગેરેમાં વિસ્તારથી સમજાવી છે, માટે જિજ્ઞાસુએ ત્યા જોવુ, વિસ્તારભયથી અહીં તેનું વિવેચન કર્યું નથી. ૪. વાચ્ય અર્થ-શબ્દનો વ્યાવહારિક અર્થ. લક્ષારથ-લક્ષ્યાર્થ-ઉપાધિનો ભાગ ત્યાગ કરીને લક્ષણાથી જણાતો અર્થ.

૧. સચ્ચિદાનંદનો અર્થ કહે છે સદ ઇ૦ સત્-હોવાપણું. ચિત્-ચૈતન્ય

સદ હે જો સ્વરૂપ સરખો, ચિદ્ ચૈતન ચાલજી;
આનંદ સ્વપ્રકાશ એહી, ખેલે અગોચર ખ્યાલ. બંદા. ૨

સચ્ચિદાનંદ કુટસ્થ સરૂપા, સચ્ચિદાનંદ જીવ સોયજી;
સચ્ચિદાનંદ બ્રહ્મ ઇશ્વર સોઇ, અયં આત્મા આપે. બંદા. ૩

વાચ મેલી અવાચ બોલે, ખોજનહાર ખોવાયજી;
આકાશ વતની સમસ્યા એહી, જેહી આવે નહિ જાય. બંદા. ૪

લક્ષે કરી લક્ષણા લેહી, મુમુક્ષુ જાણે વાકો માપજી;
કેવલ કહે સોઈ શુદ્ધ કેવળ, અખંડ આપોઈ આપ. બંદા. ૫

પદ ૧૧

અક્ષરાતીત બ્રહ્મ એહ બંદા, અક્ષરાતીત બ્રહ્મ એહજી,
ક્ષર અક્ષર નહિ ચાર ખાણી, તત્વમસિ પદ તેહ. બંદા. (ટેક)

ક્ષર વ્યષ્ટિ જીવ ભૂતખાણી, ઉપતું સ્થિતિ અવપાયેજી;
જાકો સાક્ષી તે આપ જાણે, ગુણાતીત વેદ ગાય. બંદા. ૧

---

તત્વ. આનંદ-સુખરૂપના એ બ્રહ્મનું સ્વરૂપ લક્ષણ છે આડે-અડચણ. બ્રહ્મના સચ્ચિદાનંદ સ્વરૂપનો અનુભવ થવામા એ અસત્, જડ અને દુ:ખ રૂપ માયા અડચણ રૂપ છે. પદાર્થ માત્રમા અસ્તિ છે, ભાતિ જણાય છે, પ્રિય આનંદદાયક છે. નામ અને રૂપ, એ પાચ હોય છે. તેમાથી પહેલા ત્રણ બ્રહ્મના અને છેલ્લા બે માયાના લક્ષણ છે, માટે તેને છોડી દેઇને પહેલા ત્રણનો જો અનુભવ કરવામા આવે તો જીવ અને ઇશ્વર એવી જડતા મટી જાય. એ વાત કહે છે અસ્ત ઇ૦. જડ જડતા ૨ પાછળ કહેલા સદ્, ચિત્, આનંદ, શબ્દોની સમજ આપે છે સદ ઇ૦. સ્વરૂપ સરખો-સર્વ પદાર્થ માત્રમા સામાન્ય સ્વરૂપ. અર્થાત્ અસ્તિત્વ. સ્વ-પ્રકાશ-સ્વયં પ્રકાશ. અગોચર ખ્યાલ-ઇંદ્રિયોદ્વારા ન સમજાય એવી રમત ૩ પ્રત્યેક વ્યષ્ટિ શરીરમા રહેલો આત્મા તે કુટસ્થ, એ કુટસ્થ સહિત તેનો અંતઃકરણમા આભાસ તે જીવ, સમષ્ટિ શરીરમા રહેલો પરમાત્મા તે બ્રહ્મ, અને એ બ્રહ્મનું સમષ્ટિ શરીરમા પડેલું પ્રતિબિંબ તે ઇશ્વર એ રીતે જીવ, કુટસ્થ, ઇશ્વર અને બ્રહ્મ એ સઘળુ સચ્ચિદાનંદ છે તે આ કડીમા કહે છે સચ્ચિદાનંદ ઇ૦ અયં આત્મા-'अयमात्माब्रह्म' એવુ વેદનુ મહા વાક્ય છે તે એ રીતે અહીં સમજાઇ જાય છે. ૫. લક્ષણા-શબ્દના વાચ્યાર્થ અને લક્ષ્યાર્થ એવા બે પ્રકારે અર્થ થાય છે. જ્યા વાચ્યાર્થથી અર્થ બરાબર ન થઇ શકતો હોય ત્યા લક્ષણાથી અર્થ કરવામા આવે છે એ લક્ષણાઓના પ્રકાર તથા તેનું સ્વરૂપ વગેરે પંચદશી વગેરે પુસ્તકોમાં જોઇ લેવાં

૧. તત્વમસિ-એ પદે કરીને (વેદના એ મહા વાક્યે કરીને) કહેલું

અક્ષર સમષ્ટિ ઈશ્વર એહી, કારણ બ્રહ્માંડાકારજી;
એનો સાક્ષી તે રહ્યો અલગો, નિરાલંબ નિરાકાર. બંદા. ૨

વ્યષ્ટિ સમષ્ટિ તું તજ વિકારા, જીવ ઈશ્વર મળી જાવેજી;
એનો સાક્ષી તે આત્મા આપે, લક્ષા રથ શુદ્ધ લાવે. બંદા. ૩

નેતિ નેતિ કહે રહે તે ન્યારો, અજર અમર આપજી,
અવાચ્ય પદ એ ચેતન એહી, મહાવાક્ય જાણે માપ. બંદા. ૪

અકલ્પિત અરૂ અછેદ આપે, સચ્ચિદાનંદ સ્વરૂપજી,
કેવળ કહે સોઈ શુદ્ધ કેવલ, અક્રિય અજ અરૂપ. બંદા. ૫

## પદ. ૧૨

દેહભાવ ભયો દૂર બંદા, દેહભાવ રહ્યો દૂરજી;
જગત્ અધિષ્ઠાન આત્મ જેહી, પૂરણ બ્રહ્મ ભરપૂર. બંદા. (ટેક)

કારણ અવિદ્યા અજ્ઞાન કહીએ, અવર [illegible] ઉરજી;
પ્રાજ્ઞે અભિમાની સાખે પૂરે, કુટસ્થ [illegible] ૧

સૂક્ષ્મ વાસના લિંગશરીરા, સ્વપ્ન અદ [illegible]
તૈજસ અભિ [illegible] કહા [illegible] ૨

બુદ્ધિ આવી સ્થૂલદ્વાર બેઠી, જાગ્રત દેખે જરૂરજી;
વિશ્વ અભિમાની વદે વાણી, ભોગ વિષે ભયો ભૂર. બંદા. ૩

વપુ તીનું અરૂ તીનું અવસ્થા, તીનું અભિમાની તૂરજી;
એ ત્રણુનો તે સાક્ષી એકી, ચૈતન હૈ ચકચૂર બંદા. ૪

કર્મ ધર્મ સહુ કાયા કેરાં, ન્યારો તેથી વાકો નૂરજી;
કેવલ કહે સોય શુદ્ધ કેવલ, સ્વયં પ્રકાસ્યો જ્યમ સૂર. બંદા. ૫

## પદ. ૧૩

એકને ઘેર આવ્યો બંદા, એકને ઘેર આવ્યોજી;
દેખ એક ઘેર છોડી દઇને, કાં અનેકમેં ભટકાયો બંદા. (ટેક)

એક અખંડ અજર અમર, લક્ષ કુટસ્થ બ્રહ્મ લાયોજી;
અનેક જીવ ઈવિ માયા આવરણુ, ગુણુ ઉભા કરી ગાયો. બંદા. ૧

ગુણુ તજી નિર્ગુણુ ગાવે, પૂરણુ પદ નિજ પાયોજી;
જગત ખોયા આપ જોયા, મનનો સંશય સમાયો. બંદા. ૨

સુવર્ણ કેરા ઘાટ સર્વે, રૂપ નામ ઠરાયોજી;
સુવર્ણ એક રસ આપે સોઇ, થયું નહિ કાંઇ થાયો. બંદા. ૩

મૃત્તિકાના ઘાટ મોટા, કે હવેલી ઘટ કરાવોજી;
નામ રૂપ ગુણુ ક્રિયા નાઠી, ભોમિ અખંડ સભાવો. બંદા. ૪

કર્યું શ્રીફળ સાકર કેરું, ખવાયે જેસે ખાયોજી;
કેવલ કહે અભ્યાસ કરતાં, જીવ બ્રહ્મ મલ જાયો. બંદા. ૫

## પદ ૧૪

જીવતાં ઘર જૂઓ બંદા, જીવતા ઘર જૂઓજી;
મૂઆ કેડે જે મોક્ષ માગે, કારાગૃહનો તે કૂઓ. બંદા. (ટેક)

---

૩. ભૂર-ઘણાં ? (આસક્ત). ૪. વપુ-શરીર. તૂર-તુલ્ય (?) ૫. વાકો-એનો.

૧. આયો-આવ્યો. એક બ્રહ્મની સ્થિતિ પામ્યો, એ અર્થ છે. અનેક-અનેક શરીરો. લક્ષ-લક્ષણુ ગમ્ય. અનેક ઇ૦-માયાના આવરણુથી જીવ, ઇશ્વર, આદિ અનેક ગુણો ઉભા કરીને તું તેમને ગાવા લાગ્યો. ૩. થાયો-બનાવાયો. સભાવો-સ્વભાવ. ૫. અભ્યાસ-નિદિધ્યાસ.

૧. ઘર જુઓ-મોક્ષ મેળવો-કેસા નિરખો-શું સારું જુઓ છે?

અક્ષર સમષ્ટિ ઈશ્વર એહી, કારણ બ્રહ્માંડાકારજી;
એનો સાક્ષી તે રહ્યો અલગો, નિરાલંબ નિરાકાર. બંદા. ૨

વ્યષ્ટિ સમષ્ટિ તું તજ વિકારો, જીવ ઈશ્વર મળી જાવેજી;
એનો સાક્ષી તે આત્મા આપે, લક્ષ્ય રથ શુદ્ધ લાવે. બંદા. ૩

નેતિ નેતિ કહે રહે તે ન્યારો, અજર અમર આપજી;
અવાચ પદ એ ચૈતન એહી, મહાવાયક જાણે માપ. બંદા. ૪

અકલ્પિત અરૂ અછેદ આપે, સચ્ચિદાનંદ સ્વરૂપજી;
કેવળ કહે સોઈ શુદ્ધ કેવલ, અદ્રિય અજ અરૂપ. બંદા. ૫

## પદ. ૧૨

**દેહભાવ ભયો દૂર બંદા, દેહભાવ રહ્યો દૂરજી;**
જગત્ અધિષ્ઠાન આત્મ જેહી, પૂરણ બ્રહ્મ ભરપૂર. બંદા. (ટેક)

કારણ અવિદ્યા અજ્ઞાન કહીએ, અવસ્થા સુષુપ્તિ ઉરજી;
પ્રાજ્ઞ અભિમાની સાખે પૂરે, કુટસ્થ કેરૂં અંકુર. બંદા. ૧

સૂક્ષ્મ વાસના લિંગશરીરા, સ્વપ્ન અવસ્થા અસુરજી;
તૈજસ અભિમાની વરતે તેહી, કલા બુદ્ધિ કેરૂં કુર. બંદા. ૨

---

બ્રહ્મ એજ છે. વષ્ટિ-વ્યષ્ટિ-પ્રત્યેક ભિન્ન ભિન્ન વ્યક્તિ. ક્ષર-નાશવંત વ્યષ્ટિ જીવની પંચભૂતની ખાણુ (દેહ) ક્ષર છે, તે ઉપજે છે, સ્થિતિ ભોગવે છે અને અલપાય છે-નાશ થાય છે. જાકો ઇ૦-જેનો સાક્ષી તે પોતે (બ્રહ્મ) છે. તે તેને જાણે છે. (એ સાક્ષી બ્રહ્મનેજ કુટસ્થ કહે છે.) ૨. અક્ષર-અવિનાશી. સમષ્ટિ-સમગ્ર બ્રહ્માંડ રૂપ. કારણ ઇ૦-બ્રહ્માંડાકાર સમષ્ટિ ઇશ્વર એ સૌનું કારણ છે. નિરાલંબ-જેને બીજા કોઇનું અવલંબન-આધાર-નથી એવું બ્રહ્મ. " क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते " એ ગીતામાંના શ્લોકનો અંશતઃ અનુવાદ કર્યો જણાય છે. ૪. અવાચ-અવાચ્ય. ૫ અછેદ-અચ્છેદ્ય.

૧. જગ અધિષ્ઠાન-જગત્ એવી કલ્પના જેમાં કરવામાં આવે છે, તે ચૈતન્ય. કારણ અવિદ્યા-જગતના કારણ રૂપ અવિદ્યા. એનું બીજું નામ અજ્ઞાન છે. પ્રાજ્ઞ ઇ૦-તે કારણ દેહનો અભિમાની પ્રાજ્ઞ ' કહેવાય છે. સાખે પૂરે ઇ૦-કૂટનો અંકુર તેની સાક્ષી પૂરે-અર્થાત્ તેનો સાક્ષી આત્મા ' કૂટસ્થ ' કહેવાય છે. ૨. અસુર-રજોગુણાત્મક દોષાથી આસુરી પ્રકૃતિવાળો (?) કુર-કુળ.

ખુદ્ધિ આવી સ્થૂલદ્વાર બેઠી, જાગ્રત દેખે જરૂરજી;
વિશ્વ અભિમાની વદે વાણી, ભોગ વિષે ભયો ભૂર. બંદા. ૩

વપુ તીનું અરૂ તીનું અવસ્થા, તીનું અભિમાની તૂરજી;
એ ત્રણનો તે સાક્ષી એકી, ચેતન હે ચકચૂર બંદા. ૪

કર્મ ધર્મ સહુ કાયા કેરા, ન્યારો તેથી વાકો નૂરજી;
કેવલ કહે ગેમ શુદ્ધ કેવલ, સ્વયં પ્રકાશ્યો જયમ સૂર. બંદા. ૫

પદ. ૧૩

એકને ઘેર આવ્યો બંદા, એકને ઘેર આવ્યોજી;
દેખ એક ઘેર છોડી દઈને, કાં અનેકમેં ભટકાયો બંદા. (ટેક)

એક અખંડ અજર અમર, લક્ષ કુટસ્થ બ્રહ્મ લાયોજી;
અનેક જીવ ઈવિ માયા આવરણ, ગુણ ઉભા કરી ગાયો. બંદા. ૧

ગુણ તજી નિર્ગુણ ગાવે, પૂરણ પદ નિજ પાયોજી;
જગત ખોયા આપ જોયા, મનનો સંશય સમાયો. બંદા. ૨

સુવર્ણ કેરા ઘાટ સર્વે, રૂપ નામ ઠરાયોજી;
સુવર્ણ એક રસ આપે સોઈ, થયું નહિ કાંઈ થાયો. બંદા. ૩

મૃત્તિકાના ઘાટ મોટા, કે હવેલી ઘટ કરાવોજી;
નામ રૂપ ગુણ ક્રિયા નાહી, ભોમિ અખંડ સભાવો. બંદા. ૪

કર્યું શ્રીફળ સાકર કેરૂં, ખવાયે જેસે ખાયોજી;
કેવલ કહે અધ્યાસ કરતાં, જીવ બ્રહ્મ મલ જાયો. બંદા. ૫

પદ ૧૪

જીવતાં ઘર જૂઓ બંદા, જીવતા ઘર જૂઓજી,
મૂઆ કેડે જે મોક્ષ માગે, કારાગૃહનો તે દૂઓ. બંદા. (ટેક)

---

૩. ભૂર-ઘણું ? (આસક્ત). ૪. વપુ-શરીર. તૂર-તુલ્ય (?) ૫. વાકો-એનો.

૧. આયો-આવ્યો. એક બ્રહ્મની સ્થિતિ પામ્યો, એ અર્થ છે અનેક-અનેક શરીરો. લક્ષ-લક્ષણા ગમ્ય. અનેક ઇ૦-માયાના આવરણથી જીવ, ઇશ્વર, આદિ અનેક ગુણો ઉભા કરીને તું તેમને ગાવા લાગ્યો. ૩. થાયો-બનાવાયો. સભાવો-સ્વભાવ. ૫. અધ્યાસ-નિદિધ્યાસ.

૧. ઘર જુઓ-મોક્ષ મેળવો-કેસા નિરખે-શું સારૂં જુએ છે ?

જાગ્રત દેહનાં આચરણ જાણી, ખોટી વાસના મૂઓજી;
નાશવંતમાં તું કેસા નિરખે, રૂપ જોઇ કયા રૂઓ. બંદા. ૧

રચી સ્વપ્નમાં અનેક રચના, માયિક ભ્રાંતિમાં ભૂઓજી;
અનેક સુખ દુઃખમાં જો આવે, ભૂત ભવિષ્ય થાય ભૂઓ. બંદા ૨

કાર્ય કારણમેં લીન કરકે, સુષુપ્તિમાં સૂઓજી,
આવરણ દૂર કરી ઉરથી, હરિરૂપ તે હુઓ. બંદા. ૩

ત્રિપુટીનો બાધ ત્યાગી, નામ રૂપ ગુણ નુયોજી;
આપ અનુભવ આયો આપે, દ્વૈત નહિ કયા ધુઓ. બંદા. ૪

ગુણ નહિ નિર્ગુણ ગોવિંદ, પૂરણ આનંદ પુઓજી;
સમઝ કેવળ શુદ્ધ બોધ, બીજા નહિ કયા બુઓ. બંદા. ૫

### પદ. ૧૫

જીવન્મુકત જાણુ બંદા, જીવનન્મુકત જાણુજી;
મૂએ દેહ વિદેહ મુકિત, મહા વાકય પ્રમાણ. બંદા. ( ટેક )

ચિદાભાસ રૂપ જીવ ચૈતન, વાસનાલિંગ નિર્વાણજી;
અવિદ્યાનું તે કાર્ય એહી, મનનો સાક્ષી તુ માણ. બંદા. ૧

ઇંદ્રિદ્વારે જો બુદ્ધિ આવે, વિષય શબ્દ દિક વાણજી;
ત્રિપુટી કેરો શુદ્ધ સાક્ષી સોધ, ખોજી કરે ઓલખાણ. બંદા. ૨

અક્રિય અજ આતમા, વળી ક્રિયા તે પ્રાણજી;
એહી સર્વનો તે ચૈતન આપે, અખંડ અનુભવ આણ. બંદા. ૩

જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ જગે, ત્રિપુટી એ જડ તાણજી:
અસત્ ઇંદ્રિ આયુધ એહી, ભયો તું ચૈતન ભાણ. બંદા. ૪

---

૨. આપે-પોતે આત્મા. ભૂઓ-આત્મા. ૩. કાર્ય ઇ૦-કાર્ય માત્ર કારણમાંથી ઉપજ્યું છે માટે કારણ સત્ય છે ને કાર્ય અસત્ય છે એમ સમજવું, એ કારણમા કાર્યને લીન કરવું છે. ૪. ત્રિપુટીનો ઇ૦-દ્રષ્ટા, દર્શન, દ્રશ્ય, એ ત્રિપુટીનો બાધ વડે ત્યાગ કરીને. નુયો-નહુયો યથાર્જ નથી એમ માનો. ૫. પુઓ-તરો (મરા. પોહણેં તરવું, તે ઉપરથી ) બુઓ-વાવો.

૨.'ઇંદ્રિદ્વારે ઇ૦-બુદ્ધિ ઇંદ્રિયો દ્વારા વાણી વગેરે 'શબ્દાદિક વિષયોનું' ગ્રહણ કરે છે. ૩. પ્રાણ-પ્રાણ એ તો માત્ર ક્રિયા છે-તે આત્મા નથી. ૪. તાણ-જડ છે એમ જાણીને દૂર કર. આયુધ-સાધન-કરણ

નામ રૂપ તીન ગુણ નાહી, હર્ષ શોક નહિ હાર્ણજી;
કેવલ નહિ સો કર્ત્તા અકર્ત્તા, વેદ પહોચે ના જો વાણ. અંદા. ૫

## તીથિઓના પ્લવંગમ લખ્યા છે.

એકમાં એક અનેક, નામ રૂપ નિરખહી;
વડો કીયો વૈરાટ વિવેક, પુરા સોઇ પરખહી;
તત્વ પાય ગુણ ત્રણ, ઓલખ ખટ ઉરમિ. ૧

લોક ચૌદ વના લાંઠ, કલીને એમ કલા;
ગ્રંથિ છૂટી ત્રણ ગાંઠ, રસબસ હો રલા. ૨

પુરા બ્રહ્મ ભરપૂર, અવાચ વાચ ઓઇ છે;
સત્ કેવલ જેસે સૂર, સ્વતંત્ર મોઇ છે. ૩

બીજ વનો વિસ્તાર, સમજી લે સાનમા;
નર નપુંસક નાર, મરે અભિમાનમાં. ૪

જંગમ થાવર જાણ, એકી દોય અંગ છે;
પચીસ સહિત પ્રમાણ, રચ્યા પંચરંગ છે. ૫

માયા પદારથ મોહ, ચાહ લાગ્યો ચિત્તમાં;
રહ્યો નિરંતર રોહ, નિરખ અનિતમાં. ૬

કાયા બુંદ આકાર, ધાણી વાણી ખેલ છે;
સોઇ કેવલ સત્ સાર, અલખ તો અખેલ છે. ૭

ગણીએ ત્રીજે ત્રણ ગુણ, ત્રણ લોક તાર છે;
સત્ત રજો તમો શૂન્ય, અલખ તો અપાર છે. ૮

---

૨. વના લાંઠ-ની ત્રણ ગાંઠ-ત્રિપુટી રૂપી ત્રણ ગાંઠવાળી ગ્રંથિ ( ગાંઠ ) છૂટી એટલે તે બ્રહ્મ રસમાં લીન થાય છે. ૪. બીજ-બીજ-કારણ. નર ઇ૦-બ્રહ્મ શબ્દ નપુંસક હોવાથી નર નપુંસક છે અને તેની નાર ( માયા ) અભિમાન રાખે છે-હું પણું ઉત્પન્ન કરે છે. ૬. રોહ-ઉત્પત્તિની ક્રિયા. ( રુહ્ ઉગવું ). ૭. ધાણી ઇ૦-સંસારની ધાણી-ચક્રાકાર ગતિ એ સઘળા વાણીના ખેલ છે-( નામ રૂપાત્મક જગત્ હોવાથી. ) અખેલ-રમત નહિ કરનારો-અક્રિય. ૮. ત્રણ લોક ઇ૦-ત્રણ લોક રૂપી માળાના મણકામાં તારની પેઠે સળંગ રહેલો છે.

લખ્યા નહિ છૂટી લેખ, ભેખ તો અભેદ છે;
આપે આપ અલેખ, આતમ તો અછેદ છે. ૧

ભાગે સહુ ઘટ ભૂત, ઘડયો જે ઘાટ છે;
અખંડ એક અવધૂત, એહી જો અઘાટ છે. ૨

પહોંચે નહિ પ્રપંચ, વાણી મન વેગળી;
અવાચ સંધે અવાચ, બ્રહ્માંહે તે ભળી. ૩

સખી નહી કાંય શ્યામ, કલા તે અકલ કહી;
કેવલ હોય અકામ, રસબસ હો રહી. ૪

સાતમે ભોમિકા સાત, વિવેક વિચાર હી;
જીવ શિવ નહિ જાતિ, પ્રત્યક્ષ પાવે પારહી. ૫

દેવહુતી માતા દેખ, જડ ભરત જાણુહી;
પુરા જમદગ્નિ પેખ, રખવદેવ રાણુહી. ૬

મળ્યા સ્વરૂપકે માંહી, ઉદર નહિ આવહી;
આપે આપસમા, નિરખ્યામાં તે નાવહી. ૭

શુદ્ધ બ્રહ્મ વસ્તુ સાર, અપાર પાર એહમાં;
કેવલ નિમિત્ત આકાર, તોયે લ્હેર તેહમાં. ૮

આઠમાં કમલ આઠ, કવે ઠાઠ કોય છે;
અક્ષરાતીત અઠાઠ, અલિ ભૃગ ઓઇ છે. ૧

પુષ્પ તણો નહિ પાર, અલિ તે નો એક છે;
વાસના સંગે વ્યહવાર, નિરાશીકો નેક છે. ૨

એક તે ઓર અનેક, વિવેક વિચારીએ;
તૂટી ત્રિપુટી ટેક, દેખ દૂર ડારીએ ૩

---

૬. રખવદેવ રાણુહી–ઋષભદેવ જે પૂર્વે રાજા હતા તે પણ સ્વતંત્ર ભૂમિકામાં હતા. ૭. આપે ઇ૦–પોતે પોતામાં. સમાં–સમાયા. નાવે–ના આવે. તોય–પાણી.

૧. કમળ આઠ–શરીરમાં અમુક સ્થાનોએ ધારણ કરવાનાં સ્થાનને ચક્ર કહે છે ને ત્યાં કમળોની કલ્પના કરી છે. એવાં કમળ કોઇ છ, સાત કે આઠ કહે છે. અલિ–અલિ કહો કે ભંગ કહો પણ તે જેમ એકજ છે, તેમ જુદા જુદા નામવાળો અક્ષરાતીત પણ એકજ છે. અઠાઠ–ઠાઠ વગરનો (?)

સ્થૂલ છે ત્રણ શરીર, અવસ્થા ત્રણ એહમાં;
વાણી ત્રણ વ્યવહાર, દેશ કાલ દેહમાં. ૯

કર્મ ધર્મ ત્રણ કાંડ, યાપી બહુ થાપના;
પ્રપંચી રચ્યા પંથ, આ તો દેવ આપના. ૧૦

તજ ત્રિવિધિનો તાપ, પાપ પાંચ પરહરો;
આતમ કેવલ અમાપ, અજાપ અજર જરો. ૧૧

ચોથે પદારથ ચાર, ચિત્ત તે વિચારીએ;
અંતઃકરણ ઘાટ અપાર, કારણનું તે કાનીએ. ૧૨

કારજ નામ વિકાર, કારણ થકી જે કહો;
અપરમ તેથી અપાર, લક્ષે શુદ્ધ તે લહો. ૧૩

વ્યષ્ટિ સમષ્ટિ વિશ્રામ, પડયો તેહી પાશમા,
કર્ત્તા કરણ ક્રિયા કામ, નહિ અવિનાશમાં. ૧૪

નિરાલંબ નિરધાર, પૂરણ રસ પીજીએ;
નિરંજન નિરાકાર, કેવલ મોઇ કીજીએ. ૧૫

પાંચમાં સ્વયં પ્રકાશ, અખંડ એક આત્મા;
આવરણ રહિત આકાશ, જીવ શિવ જાતમાં. ૧

તત્પદ પદ તેહ, અસિ પદ સોઇ હે;
શોધત નાવત શેહ, કલે જન કોઇ હે. ૨

નામ રૂપ ગુણ નાશ, સમજ સોઈ સાર હે;
અરૂપ રૂપ અવિનાશ, અલખ તો અપાર હે. ૩

સાક્ષી સત્ ગુરુ શ્યામ, મહાનંદમાં રહે;
કેવલ ભયો શુદ્ધ કામ, લક્ષે સિંધુ લેહે રહે. ૪

---

૯ દેશ. કાળ–નીચે પ્રમાણે ત્રણ ઉપર ત્રણ દેશ, ભૂત, વર્તમાન, ભવિષ્ય ત્રણ કાળ, સ્થૂલ, સૂક્ષ્મ કારણ ત્રણ ગાઠ છે. ૧૧ પાંચ પાપ–પાંચ મહા પાપ–સોનાની ચોરી, ગુરુ સ્ત્રી ગમન, મદ્યપાન, બ્રહ્મહત્યા, અને એ ચારેનો સંસર્ગ. અજાપ–શ્વાસોચ્છ્વાસ, જેને 'અજપા' કહે છે–'સોઽહં હંસઃ'–તે પરમેશ્વર. જરો–તેમાં જીર્ણ થઇ જાઓ–લીન થાઓ. ૧૨ ચાર પદારથ–ધર્મ, અર્થ, કામ, મોક્ષ. અંતઃકરણ–મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર, એવાં ચાર છે. કારીએ–કાર્ય.
૨. શેહ–છેહ–છેડો.

લખ્યા નહિ છૂટી લેખ, ભેખ તો અભેદ છે;
આપે આપ અલેખ, આતમ તો અછેદ છે. ૧

ભાગે સહુ ઘટ ભૂત, ઘડયો જે ઘાટ છે;
અખંડ એક અવધૂત, એહી જો અઘાટ છે. ૨

પહોંચે નહિ પ્રપંચ, વાણી મન વેગળી;
અવાચ સંધે અવાચ, બ્રહ્મમાંહે તે ભળી. ૩

સખી નહી કાંય શ્યામ, કલા તે અકલ કહી;
કેવલ હોય અકામ, રસબસ હો રહી. ૪

સાતમે ભોમિકા સાત, વિવેક વિચાર હી;
જીવ શિવ નહિ જાતિ, પ્રત્યક્ષ પાવે પારહી. ૫

દેવહુતી માતા દેખ, જડ ભરત જાણુહી;
પુરા જમદગ્નિ પેખ, રખવદેવ રાણુહી. ૬

મળ્યા સ્વરૂપકે માંહી, ઉદર નહિ આવહી;
આપે આપસમા, નિરખ્યામાં તે નાવહી. ૭

શુદ્ધ બ્રહ્મ વસ્તુ સાર, અપાર પાર એહમાં;
કેવલ નિમિત્ત આકાર, તોયે લ્હેર તેહમાં. ૮

આઠમાં કમલ આઠ, કવે ઠાઠ કોય છે;
અક્ષરાતીત અઠાઠ, અલિ ભૃગ ઓઇ છે. ૧

પુષ્પ તણો નહિ પાર, અનિ તે તો એક છે;
વાસના સંગે વ્યવહાર, નિરાશીકો નેક છે. ૨

એક તે ઓર અનેક, વિવેક વિચારીએ;
તૂટી ત્રિપુટી ટેક, દેખ દૂર ડારીએ ૩

---

૬. રખવદેવ રાણુહી–ઋષભદેવ જે પૂર્વે રાજા હતા તે પણ સ્વતંત્ર ભૂમિકામાં હતા. ૭. આપે ઇ૦–પોતે પોતામાં. સમા–સમાયા. ના–ન આવે. તોય–પાણી.

૧. કમળ આઠ–શરીરમાં અમુક સ્થાનોએ ધારણ કરવાનાં સ્થાનને ચક્ર કહે છે ને ત્યાં કમળોની કલ્પના કરી છે. એવાં કમળ કોઇ છ, સાત કે આઠ કહે છે. અલિ–અલિ કહો કે ભંગ કહો પણ તે જેમ એક જ છે, તેમ જુદા જુદા નામવાળો અક્ષરાતીત પણ એક જ છે. અઠાઠ–ઠાઠ વગરનો (?)

અજપા ફળ પાયા એક, જપે આપ જાપહે;
દેખ કેવલ તે વિદેહ, માને તો અમાપ હે. ૪

એસે નુંમે' નવ ખંડ, પંડ બહુ પરહર્યો;
દુઃખ ખાણી ભોગી દંડ, ઇંડમાંહી અવતર્યો. ૧
વાસના નેવાંને થયો વાસ, લખ અવતાર લયા;
રામ રસાયણ રસ, ગમાર ભૂલી ગયા. ૨
વદે જો આપ વેવાર, નિંદે ઔર નાત્યકુ;
દૂર નિરંજન દેવ, ભાળી રહ્યો ભાતકુ. ૩
ભ્રષ્ટ દ્રષ્ટે દેખે ભૂત, આપ અવધુત છે;
તેહી કેવલ સખી તુત, સ્વતંત્ર શુદ્ધ છે. ૪

દશમે તેરા દેદારા, દલમાં તું દેખહી;
સંત સમાગમ, સાર પરમ ગત્ત પેખહી. ૧
દેવે સર્વસ્વ મનદાન, મૂકે અભિમાનકુ;
પ્રેમ કીધું છે પયપાન, સમજાગો હે સાનકુ. ૨
સાન ચરાચર સોઇ, સભ્માં ત્યાંહી સંતહી;
હરિ સ્વરૂપે તે હોય, તદાકાર તંતહી. ૩
આપુ મૂકી હુવા આપ, થાપ કેને થાપહી;
તીનું કેવલ નહિ તાપ, અદ્વૈત રૂપ આપહી. ૪
એકાદશી વંશ આયે, પાયે ધામ પ્રેમકો;
વ્રત કરી તે સ્રુવાય, નિશાં પદ નેમકો. ૫

નેમ ખરો ભયો નૂર, આનંદ ભયોં ઉરમાં;
ચેતન છે ચકચૂર, પગી લહેર પૂરમાં. ૧
અનુભવ શુદ્ધ આચાર, વિશ્વજન વરહી;
પાગો જે ભેદ અપાર, તેહી ભવ તરહી. ૨

---

૧ નુંમે-નવમીએ. ઇંડ-બ્રહ્માંડ. ૩. તંત-તંતો તંત. ૪. તીનું-ત્રણ.
૧. વંશ-એકાદશી કરનારના વંશમાં જન્મ થયો. સ્રવાય-સુહાય-શોભે. નિશાં-નિશ્ચય. ૨. પગી-ચાલી. વરહી-વરશે-પસંદ કરશે. તરહી-તરશે.

એકાદશી વ્રતએહ, ઓતે સત્ય પાલહી;
દેખ કેવળ છતાં દેહ, ગર્વમન ગાલહી. ૪

દ્વાદશ મંત્ર તું દેખ, પંથ વારે પાધરા;
પ્રકટ મધુ યા પેખ, દેઇ ભરે દાદરા. ૧
કરે ત્યાં જીવ કલ્લોલ, બન્યો બીજ બાગહો;
ચાર ખાણી રંગ ચોલ, લેવે ભેદ લાગહો. ૨
ફૂલ્યો બાગ ફલ ફુલ, કલા તેની શી કહું;
મૂલ નહિ તે અમૂલ્ય, રસ પી છકી રહું. ૩
બારે મંત્ર અબોલ, તોલ એહી તાલમેં;
આનંદ કેવલ અતોલ, ખોજી વસ્તુ ખ્યાલમેં. ૪

તે રસ પીવે તેહ, નેહ લાગ્યો નૂરશેં;
વસ્તુ રૂપ વિદેહ, અનુભવ ઉરશેં. ૧
કલા સ્વયં પ્રકાશ, આશ નહિ ઓરકી;
વયો સ્વતંતર વાસ, હેરો સિંધુ ઠોરકી. ૨
આત્મ રૂપ અથાહ, મરજીવા તે માનહી;
છીપ લેવનકા ચાહ, અમૂલ મોતી આનહી; ૩
મોતી ચુગે તે મરાલ, રસ એક હો રહ્યા.
ચેત કેવલ હંસ ચાલ, કલા તે અકલ કહ્યા. ૪

ચૌદ અધ્યાત્મ ચિન, અધિભૂત એહમાં;
અધિદૈવ ત્રીજો હે ઐન, સાક્ષી નાવે છેહમાં. ૧
ત્રિપુટી એક તાર, આધાર નહિ એહને;
પરમ સાક્ષી અપાર, દેખે સૌ દેહને. ૨

---

૧. દ્વાદશ મંત્ર-(?) ૨. બીજ ઇ૦-અવ્યાકૃત બ્રહ્મરૂપી બીજમાંથી સૃષ્ટિ રૂપી બાગ બન્યો છે. ૪. બારે ઇ૦-એ બારે મંત્ર એક અબોલ (બ્રહ્મમાં) છે.

૧. ઉરશેં-હૃદયથી. ૨. ઓરકી-અર્થાત્ આત્મા સ્વપ્રકાશ છે તે બીજા કોઇથી પ્રકાશ પામવાની આશા રાખતો નથી. વયો ઇ૦-? ૩. મરજીવા-જીવન્મુક્ત. ૪. મરાલ-હંસ.

૧. ચૌદ-દશ ઇંદ્રિયો ને ચાર અંતઃકરણ. ઐન-નક્કી. છેહમાં-નાશમાં. ૨. ત્રિપુટી ઇ૦-ત્રિપુટીમાં જે એક તાર રૂપે રહેલો છે.

અવ્યાકૃત છે દેહ પ્રલે અવસ્તા આઈ,
સદ્ અભિમાન ભોક્તા રચના રચાઇ;
સાક્ષી ચૈતન દેવ સોમાં રહ્યો સમાઇ રે, છો૦ જયા૦ ૧

હિરણ્યગર્ભ દેહ ઉત્પત્તિ અવસ્થા થઇ,
સૂત્ર આત્મા અભિમાન ભૂકતા હે સાંઈ,
ત્રિકુટી એકતાર તુંઇ પરમ ગત પાઇ રે. છો૦ ૨

દેખ વૈરાટ દેહ અવસ્થા સ્થિતિ દેખાઇ,
વિશ્વાનર અભિમાન ભોકતા વિશ્વમાં વાઇ,
સમષ્ટિ તીનું શેર વ્યષ્ટિ સમષ્ટિ સવાઇ રે. છો૦ ૩

ઇશ્વર કેરો અંગ, જંગમ થાવર જાઈ,
વર્ણવ કરે વેદ વ્યષ્ટિ લોક વસાઇ,
કલા અકલ જો કેવલ, ગુરુગમથી ગાઈ રે. છો૦ ૪

પદ.

વ્યષ્ટિમા વળીરે વાધેણુ, વ્યષ્ટિમાં વળીરે,
છોટે હે તીનું શેર વાધેણુ. ( ટેક )

કારણુ દેહ કહેવાયે, માંહી સુષુપ્તિ મળી,
પ્રજ્ઞા અભિમાન ભોગ, આનંદે પળી,
ભાવે જેણે ભેદ સોઇ, ભ્રમમાં ભળીરે. છોટે૦ ૧

દુજી છે સૂક્ષ્મ દેહ, સ્વપ્ન અવસ્થા ઝલી,
તેજસા અભિમાન, ભોગવાસના ટળી,
કોય અનુભવી સંત, જેણે સેજમાં કળીરે. છો૦ ૨

ત્રીજું છે સ્થૂલ જો તન, જાગ્રત જોઇને જલી,
વિશ્વા અભિમાન, ભોગ સાન ના વળી,
સદ્‌ગુરુ છાપ ગ્રંથિ, ગાંઠ તે ગળી રે. છો૦ ૩

---

હિના અભિમાની મળીને છ શેર-વાઘ અવ્યાકૃત-સમષ્ટિ કારણુ દેહ ( આ બધો વિષય પાછળ પંચીકરણુના પ્રકરણુમા કહેવામા આવ્યો છે )

૩. સદ્‌ગુરુ ઇ૦-સદ્‌ગુરુની છાપથી જડચૈતનના અન્યોન્યાધ્યાસ રૂપી ગ્રંથિ (પરસ્પર ગુંથાયાપણું), જેને પ્રાકૃતમા 'ગાંઠ' કહે છે તે ગળી-વેરાઇ-છૂટી ગઇ.

દેહવિકાર કર દૂર, પોતે ભરપુર છે,
શશી કોટિ કોટિ સુર, આનંદ એસો ઉર છે. ૩
ઇંદ્રિ ચૌદ વશ એહ, અકલ તે અજીત છે;
તત્ત્વમસિ રૂપ તેહ, પૂર્ણ પ્રતીત છે. ૪

પુણ્યમાં સ્વાતિપ્રકાશ, આરત્ય પછી આવહી;
દેખે મરજીવા દાસ, પૂરા મોતી પાવહી. ૧
અગમ વેપારી ત્યા આવે, સોદાગર સંત છે;
ખરા ખોટા પરખાવે, તેહી માલ તંત છે. ૨
વોહોર તે વિવેક વિચાર, મૂલ્ય તો અમૂલ્ય છે;
સંત મેળ્યા હંસ સાગ, દેહ ધન્ય દૂન છે. ૩
હંસ સેવે હંસ હોય, કોયે સેવા કરહી,
સાચી કેવળ પૂન્યમ મેય, ફેરા નહિ ફરહી. ૪

\+ + + + + + + +

સોળ કલા શશી સ્વાત, અમીભર આવીઓ,
વદે તે રૂપ વેદાંત, ગુણાતીત ગાવીઓ. ૧
અરૂપ અગમ અજાત્ય, ભાત્ય નાહિ ભાસહી;
નામ સ્વરૂપ નહિ નાત્ય, દાના નહિ દાસહી. ૨
અદ્વૈત રૂપ અખંડ, આવરણ નહિ એહને;
પડ ભયો બ્રહ્માંડ, તાપ નહિ તેહને. ૩
સર્વે પદારથ શ્યામ, ગમ તે વૃત્તિ કરી;
કેવલ રૂપ અકામ, હેરો ત્રે હરિ હરિ. ૪

## વાઘેણનાં પદ.

### કાફી.

વાઘેણ વાઇરે વનમાં, વાઘેણ વાઇરે,
છો જાયાં છે શેર, વનમા વાઘેણ વાઇરે. ( ટેક )

---

૧. સ્વાત-સ્વાતિ નક્ષત્ર ૪. ગમ તે-તે ગમ. અકામ-કામના (ઇચ્છા) રહિત.
૧. વાઘેણ-( પ્રકૃતિ રૂપી. ) છો-ત્રણ વ્યષ્ટિના અભિમાની ને ત્રણ સમ-

અવ્યાકૃત છે દેહ પ્રલે અવસ્તા આઈ,
સહ્ અભિમાન ભોક્તા રચના રચાઇ;
સાક્ષી ચૈતન દેવ સોમાં રહ્યો સમાઇ રે, છો જાયા૦ ૧

હિરણ્યગર્ભ દેહ ઉત્પત્તિ અવસ્થા થઇ,
સૂત્ર આત્મા અભિમાન મૂકતા હે સાઈ,
ત્રિકુટી એકતાર તુઇ પરમ ગત પાઇ રે. છો૦ ૨

દેખ વૈરાટ દેહ અવસ્થા સ્થિતિ દેખાઇ,
વિશ્વાનર અભિમાન ભોકતા વિશ્વમાં વાઇ,
સમષ્ટિ તીનું શેર વ્યષ્ટિ સમષ્ટિ સવાઇ રે. છો૦ ૩

ઇશ્વર કેરો અંગ, જંગમ થાવર જોઈ,
વર્ણવ કરે વેદ વ્યષ્ટિ લોક વખાણ,
કલા અકલ જો કેવલ, ગુરુગમથી ગાઈ રે. છો૦ ૪

પદ.

વ્યષ્ટિમાં વળીરે વાઘેણ, વ્યષ્ટિમાં વળીરે,
છોટે હે તીનું શેર વાઘેણ. ( ટેક )

કારણ દેહ કહેવાયે, માંહી સુષુપ્તિ મળી,
પ્રજ્ઞા અભિમાન ભોગ, આનંદે પળી,
ભાવે જેણે ભેદ સોઇ, ભ્રમમાં ભળીરે. છોટે૦ ૧

દુજી છે સૂક્ષ્મ દેહ, સ્વપ્ન અવસ્થા છલી,
તૈજસા અભિમાન, ભોગવાસના ટળી,
કોય અનુભવી સંત, જેણે સેજમાં કળીરે. છો૦ ૨

ત્રીજું છે સ્થૂલ જો તન, જાગ્રત જોઇને જલી,
વિશ્વા અભિમાન, ભોગ સાન ના વળી,
સદ્ગુરૂ છાપ ગ્રંથિ, ગાંઠ તે ગળી રે. છો૦ ૩

---

ષ્ટિના અભિમાની મળીને છ શેર-વાઘ અવ્યાકૃત-સમષ્ટિ કારણ દેહ. ( આ બધો વિષય પાછળ પંચીકરણના પ્રકરણમા કહેવામા આવ્યો છે. )

૩. સદ્ગુરૂ ઇ૦-સદ્ગુરૂની છાપથી જડચેતનના અન્યોન્યાધ્યાસ રૂપી ગ્રંથિ (પરસ્પર ગુંથાવાપણું), જેને પ્રાકૃતમા 'ગાંઠ' કહે છે તે ગળી-વેરાઇ-ફુટી ગઇ.

એ છ તણો સંસાર, ખોજ વના રૂખલી,
ચોરાશી ચિત્રામણ દેખ, ચિતરૂં ચલી,
કાઢે ઇયાંથી ચિત્ત કેવલ, વાસના વળીરે. છો૦ ૪

## પદ.

બેલ ત્યાં આવ્યો રે એક, બેલ ત્યાં આવ્યો રે,
શિરપેં છે ત્રણ શિંગ, એક બેલ ત્યાં આવ્યો રે. ( ટેક )

માથે છે સાત્વિક ગુણ, શિંગ અકાર સમાયો,
ચૈત્ય રજો ગુણી શિર શિંગ, ઉકાર રચાયો,
ગુણ તમો શિર શિંગ અક્ષર, મકારે ગાયો રે. શિરપેં૦ ૧

વિશ્વ વિશ્વાનર એક, શિંગ વિંધાઓ,
તૈજસા હિરણ્યગર્ભ, દુજો શિંગ તકાયો,
ઠીક પ્રાજ્ઞા રૂદ્ર દાયે, ત્રીજો શિંગ ઠરાયો રે. શિરપેં૦ ૨

પ્રણવ ઓમકાર બેલ, વનમાં પાયો,
છલ કરીને બેલ માયા, વાઘેણ સાયો,
ખાવતાં એકી બેલ, પુત્ર છએકુ ખાયો રે. શિરપેં૦ ૩

દ્વંદ્વ કરી ધૂન્ય સુણી, વાઘ તાં ધાયો,
લેએ કરી વાઘેણ, સોહી લક્ષમાં લાયો,
નિશાં કરો નર શિંગ, કેવલ દ્વૈતમાં નાયો રે. શિરપેં૦ ૪

ઇતિ શ્રીવાઘેણ સંપૂર્ણ.

---

૪. ખોજ ઇ૦-? ચિતરૂં-ચિતર્યું અર્થાત્ ચીતરતી ? ઇયાંથી-સંસારમાંથી.

૧. બેલ-ૐકાર રૂપી. ચૈત્ય-ચેતનનો વિષય. अ, उ, म्, એ ૐકારના અવયવોને ત્રણ સીંગડાં કલ્પ્યાં છે. ( આ વિષયનું પણ પાછળ વિવરણ થઇ ગયું છે. )

૩. પ્રણવ-ૐકાર. માયા-માયા રૂપી વાઘેણ. છ પુત્ર-પાછળ કહ્યા તે વ્યષ્ટિ સમષ્ટિ. ૪. વાઘ-ચૈતન્ય બ્રહ્મ. લેએ કરી-લય કરી. નિશાં ઇ૦-કેવળપુરી કહે છે કે ઓમકારના અવયવ રૂપ સિંગ તો દ્વૈતમાં આવે છે, પણ તે સિંગ વડે જેનું લક્ષ્ય કરી શકાય છે એવો નર (બ્રહ્મ) તે દ્વૈતમાં નાયો-નથી આવતો.

## રાગ-કલ્યાણ.

બુદ્ધિહીણુ નિજ નાવ ન બેઠો, અપાર પાર નહિ આણ્યો;
પંચ પ્રવાહ માયાના પૂરમાં, તેમાં જગત્ તણાણો. બુદ્ધિ૦ (ટેક)
અનાતમમાંહી આત્મબુદ્ધિ અર્પે, જીવપણું તે જાણો;
જડ ચેતનના વિભાગ નહિ જાણે, પ્રકટ તે નર પાણો. બુદ્ધિ૦ ૧
અશુચિને વિષે શુચિ બુદ્ધિ આવે, ગમાર તેહ ગણાણો;
નહિ માયા મેલ અખંડ અવિનાશી, મૂરખ તે નહિ માણો. બુદ્ધિ૦ ૨
દુઃખની માહે સુખપદ દેખે, કહીએ છતી આંખે કાણો;
સુખસાગર ગુરૂ આનંદ સ્વરૂપા, પરખો નહિ પુરાણો. બુદ્ધિ૦ ૩
જેહ અનિત્યમાહી નિત્ય કરી જાણે, કાળો કાળ કુટાણો;
નિત્ય નિરાલંબ ઓલખ્યા નહિ, લંપટ ધન લુંટાણો. બુદ્ધિ૦ ૪
કહી અવિદ્યા એક ચાર પ્રકાર, સત્માં નિત્યે છાણો;
કેવલ તે પૂરમાંથી નિકળીએ, વાણુ સોહી તે સ્વાણો. બુદ્ધિ૦ ૫

### (૨)

માયાજાળ સિંધુની માંહી, આના વેપાર આવે;
ખેવટહાર નામ નાવને ખેડે, જલ વરતી તર જાવે. માયા (ટેક)
અસ્મિતા કલપે મન આશા, ભેદ બુદ્ધિ ના ભાવે;
ચિત્ત ચેતી કરી મીટે ચિંતા, મોહ નિદ્રા મીટાવે. માયા૦ ૧
રાગ પદારથ ઉપર પ્રીતિ, ધન લેવા મન ધાવે;
પરમારથ અરથ લે પંડમાં, ગુણાતીત નિજ ગાવે. માયા૦ ૨
દ્વેપ જૂદો દેખી નહિ ધરીએ, હરખ શોક કહાવે;
એક સ્વરૂપ અખંડ અવિનાશી, તત્વાતીત બતાવે. માયા૦ ૩

---

૧. નિજનાવ-આત્મ સ્વરૂપ રૂપી નાવ. ૨. અશુચિ-અપવિત્ર. શુચિ-પવિત્ર. ૫. વાણુ ઇ૦-જે વહાણુ વડે સંસાર સાગરના પૂરમાથી તરી નીકળીએ તે વહાણુ. સ્વાણો-સુહાણો-શોભ્યું.

૧ ખેવટહાર-નાવિક. તરજાવે-તરી જાય. અસ્મિતા-હું પણું. ૨. રાગ પદારથ-રાગ (પ્રીતિ) ઉપજાવે એવા પદાર્થ. ૩. જુદો-પોતાથી ભિન્ન

## પદ. ૨

સખી સત્ રસિયાને સંગ રળી રે, રસિયાને સંગ રળી;
જ્ઞાન હિમાળે ગળી, બ્રહ્મ સ્વરૂપમાં ભળી. સખી૦ ( ટેક )

કૃતિ કરણુ ક્રિયા કળી, ત્રિપુટીની ચિંતા ટળી;
મનાતીત સાક્ષીમાં મળી રે. સખી૦ ૧

વાણી જો ઉલટ વળી, ખરી બુંદ સાગરે ખળી;
લલિતા શબ્દે લળી રે. સખી૦ ૨

બીજ તો નવે ગયાં બળી, ચિત્રામણમાં નહિ ચળી;
હરિને સ્વરૂપે હળીરે. સખી૦ ૩

ધ્યાતા ધ્યાન ધ્યેયે ઢળી, કુલમેં સફલ ફળી;
પીયુપાયે કેવલ પળીરે. સખી૦ ૪

## પદ ૩.

સખી સત્ રસિયાની સંગે રમીરે, રસિયાની સંગે રમી;
ગોવિંદાને મન ગમી, નાથજીને પાયે નમીરે. સખી૦ ( ટેક )

મેલું જલ ઉત્તમમાંહી, ન્યારું તે હોવે તે નાહી;
કહ્યામાં તે નાવે કાઈરે. સખી૦ ૧

લક્ષ જ્યમ સમુદ્રલેરી, ભીત્તર બાજ્યા સભર ભરી;
ઠામ તો સિંધુમા ઠરીરે. સખી૦ ૨

---

૧. કૃતિ ( ' કર્તા ' એ અર્થમા ), કરણ અને ક્રિયા એ ત્રિપુટીની ચિંતા હવે ટળી ગઇ અને મનથી અતીત ( પાર ) સાક્ષી ( બ્રહ્મ ) મા હું મળી.

૨, વાણી ઈ૦-મારી વૈખરી વાણી હતી તે હવે ' પરા ' રૂપ થઇ ગઇ. જીવાત્મા રૂપી બુંદ બ્રહ્મરૂપી સાગરમા ખળી અર્થાત્ બિંદુ સાગરમા ભળી ગયું. લલિતા-( બુદ્ધિ ) પ્રણુવ શબ્દમાં લળી ( લીન થઇ ગઇ. ) ૩. બીજ ચાર અંતઃકરણ અને પાચ સૂક્ષ્મ ઇંદ્રિયો એ નવ બીજ રૂપ તત્વો. એ તત્વો કાયમ રહેવાથીજ જન્મ મરણ થયા કરે છે. ચિત્રામણ-જગતરૂપી ચિત્રામણ. ૪. ઢળી-ગરકી ગઇ.

અભિન વે સહુ પદ આંટી, શાસ્ત્ર ગુરૂ છોડાવે;
શબ્દવિવેકી છૂટયા સહેજમાં, મન સાક્ષીમાં સમાવે. માયા૦ ૪

પંચપ્રવાહ માયાના પૂરથી, નિકળ્યો તે ફેર નાવે;
દાસ કેવલ તે ભયા સુખાનંદ, પરમ ધામ તે પાવે. માયા૦ ૫

## રાગ કાફીનાં પદ.

સખી સત્ રસિયાને સંગે રાજીરે, રસિયાને સંગે રાજી;
લોકાચારે નહિ લાજી, ગગન નોબતગાજી રે. સખી૦ (ટેક)

મન અહંકારે મેરો, ચિત્ત જો બુદ્ધિકો ચેરો;
તેહી પાર રૂપ તેરો રે. સખી૦ ૧

મન તન નહિ માયા, ગુરૂગમ શબ્દે ગાયા;
પોતાનું સ્વરૂપ પાયા રે. સખી૦ ૨

નાદે દશુ ન્યારા ન્યારા, પ્રણુવ ઉઠે તે પ્યારા;
સોહં જો શબ્દ સારા રે. સખી૦ ૩

જાગ્રત સ્વપ્ન જાગી, લક્ષ તો કારન લાગી;
ભ્રાંતિ તુર્યાની ભાગી રે. સખી૦ ૪

કહ્યામાં તે નહિ કાચું, વાણી વેદ પાર વાંચું;
સખી જો કેવલ સાચું રે. સખી૦ ૫

---

૪. અભિન ઇ૦–વે (:તે,) સહુ પદ અભિન્ન છે, તેની ગુંચવણી શાસ્ત્ર અને ગુરૂ છોડાવી શકે છે. શબ્દ વિવેકી–તે પદોનો વિવેક કરનાર. 'તત્ત્વમસિ' એ મહાવાકયનાં પદોના અર્થ સંબંધી આ કડી છે. સાક્ષી–કૂટસ્થ આત્મા. ૫. પંચ પ્રવાહ–પાંચ વિષયો રૂપી માયાના પૂરનો પ્રવાહ.

૧. ગગન નોબત–અનહદ નાદ. મેરો–મેળો–મેળવો. મનને અહંકારમાં લીન કરો. ચેરો–ચેલો. અર્થાત્ તે પણ બુદ્ધિમાં લીન થાય છે. હવે જે અહંકાર યુક્ત બુદ્ધિ રહે છે તેની પાર તારૂં રૂપ છે, અર્થાત્ તું અહંબુદ્ધિનો સાક્ષી છે. ૩. દશું–દશે જુદા જુદા નાદ પ્રણુવના ઉઠે છે. ૪ જાગી–જાગ્રત અને સ્વપ્ન એ બે અવસ્થાઓમાં જગત રૂપ ભ્રાંતિ જાગતી રહે છે. કારન–સુષુપ્તિ અવસ્થા.

## પદ. ૨

સખી સત્ રસિયાને સંગ રળી રે, રસિયાને સંગ રળી;
જ્ઞાન હિમાળે ગળી, બ્રહ્મ સ્વરૂપમાં ભળી. સખી૦ ( ટેક )

કૃતિ કરણુ ક્રિયા કળી, ત્રિપુટીની ચિંતા ટળી;
મનાતીત સાક્ષીમાં મળી રે. સખી૦ ૧

વાણી જો ઉલટ વળી, ખરી બુંદ સાગરે ખળી;
લલિતા શબ્દે લળી રે. સખી૦ ૨

બીજ તો નવે ગયાં બળી, ચિત્રામણમાં નહિ ચળી;
હરિને સ્વરૂપે હળીરે. સખી૦ ૩

ધ્યાતા ધ્યાન ધ્યેયે ડળી, કુલમેં સફલ ફળી;
પીયુપાયે કેવલ પળીરે. સખી૦ ૪

## પદ ૩.

સખી સત્ રસિયાની સંગે રમીરે, રસિયાની સંગે રમી;
ગોવિંદાને મન ગમી, નાયજીને પાયે નમીરે. સખી૦ ( ટેક )

મેલું જલ ઉત્તમમાંહી, ન્યારૂં તે હોવે તે નાહી;
કહ્યામાં તે નાવે કાંઈરે. સખી૦ ૧

લક્ષ જ્યમ સમુદ્રલેરી, ભીત્તર બાજ્યા સભર ભરી;
ઠામ તો સિંધુમાં ઠરીરે. સખી૦ ૨

---

૧. કૃતિ ( ' કર્તા ' એ અર્થમા ), કરણુ અને ક્રિયા એ ત્રિપુટીની ચિંતા હવે ટળી ગઇ અને મનથી અતીત ( પાર ) સાક્ષી ( બ્રહ્મ ) માં હું મળી.

૨, વાણી ઈ૦-મારી વૈખરી વાણી હતી તે હવે ' પરા ' રૂપ થઇ ગઇ. જીવાત્મા રૂપી બુંદ બ્રહ્મરૂપી સાગરમાં ખળી અર્થાત્ બિંદુ સાગરમાં ભળી ગયું. લલિતા-( બુદ્ધિ ) પ્રણુવ શબ્દમાં લળી ( લીન થઇ ગઇ. ) ૩. બીજ ચાર અંતઃકરણુ અને પાંચ સૂક્ષ્મ ઇંદ્રિયો એ નવ બીજ રૂપ તત્વો. એ તત્વો કાયમ રહેવાથીજ જન્મ મરણુ થયા કરે છે. ચિત્રામણ-જગતરૂપી ચિત્રામણ. ૪. ડળી-ગરકી ગઇ.

પૂતળી હીમની પ્યારી, નામ ધર્યું નરનારી;
કાયા જળ એકાકારીરે. સખી૦ ૩

ઘટાકાશ જ્ઞાને ગળ્યું, ભેદીને મઠમાં ભળ્યું;
મહાકાશમાંહી મળ્યું રે. સખી૦ ૪

માયામૂળ બ્રહ્મમાંહી, નામે રૂપ ગુણ નાંહી;
કેવલ સખી કહે કાંહીરે. સખી૦ ૫

## પદ ૪.

સખી સત્ રસિયાની રંગે રાતીરે, રસિયાની રંગે રાતી;
મગન ફરૂં છું માતી, ભૂલી હું જગત્ ભાતીરે. સખી૦ ( ટેક )

સદ્ચિદ આનંદ સોઇ, કલે જે અકલ કોઇ;
હરિને સ્વરૂપે હોઇરે. સખી૦ ૧

જ્ઞાતા જ્ઞાન જ્ઞેયે ગામી, જોગો તે અંતરજામી;
પૂરણ બ્રહ્મ વર પામીરે. સખી૦ ૨

અસ્તિ ભાતિ પ્રિયે આયે, નામ રૂપ ગુણ નાયે;
ત્રણ ભ્રાંતિ ટળી ત્યાંયે રે. સખી૦ ૩

અધિષ્ઠાને વાસો ઉર, પોતે રૂપ ભરપૂર;
નૂરમાં મળે નૂર રે. સખી૦ ૪

ગુરૂગમે કેવલ ગોતે, જંગમ થાવર જોતે;
પરાપાર રૂપ પોતે રે. સખી૦ ૫

## રાગ કાફી. ૫

આનંદ રૂપે, અનુભવી સંત આવો રે;
લક્ષમાં અલક્ષ લાવો, પ્રેમ રસ ગેજે પાવો રે. ( ટેક ) આનં૦

કર્મ ના કરાવે કાંયે, નામને ઉપાસે નાયે;
જ્ઞાનાતીત ગુણ ગાગે રે. આનંદ૦ ૧

---

૨. બાજ્યા–બાહ્ય–બહાર. ૩ હેમની-હીમની-બરફની.
૨. ગામી-જ્ઞાતા વગેરે ત્રણેમાં ગમન કરનારો-અર્થાત્ વ્યાપી રહેલો.

ત્વંપદ રહ્યા ત્યાગી, જોયું તે તતપદ જાગી;
લક્ષતો અસિ પદે લાગી રે. આનંદ૦ ૨

જપે ન અજપા જાપ, ત્રિવિધિનો ટાળે તાપ;
આપમાં સમાવે આપ રે. આનંદ૦ ૩

વેદ ચાર શબ્દ ખાણી, નામ રૂપની ભ્રાંતિ નાણી;
જોતાં વસ્તુ પાસે જાણી રે. આનંદ૦ ૪

વસ્તુ કેવલ તાણો વાણો,' મહાપદ મોજે માણો;
જીવ શિવ બ્રહ્મ જાણો રે. આનંદ૦ ૫

## અથ શિવની આરતી.

જય જય વૈજનાથ જોગી, જય જય વૈજનાથ જોગી;
વનસ્પતિમાં સર્વાવાસી, બ્રહ્મરસના ભોગી. જય જય૦ (ટેક)

પિંડ બ્રહ્માંડના સાક્ષી પોતે, પંડમા રહી પૂજેજી,
પૂજા આપતી આપ પૂજારી, સર્વજ્ઞે સૂઝે. જય૦ ૧

ધ્રુવ ધ્યાન ધૂપ ચૈતન દીવો, લક્ષ અખંડ લાગીજી;
સોહં ધ્યાન ધરે મન રહેજે, જ્યોત અંતર જાગી. જય૦ ૨

જ્યોતે જ્યોત મળી ગયે જ્યારે, અરસ પરસ આપેજી;
નામ વાચ દોએ નહિ, સ્થિર અચલ થાપે. જય૦ ૩

અચલ સોહી ચવે નહિ આતમ, જો અંતરજામીજી;
જીવન્મુક્ત સર્વેને જાણો, વેદના દૂર વામી. જય૦ ૪

વખિયા વાળી પરકટ પામી, સ્વામીની સેવાજી,
કેવલ શુદ્ધ સમર નિષ્કામી, દેવતણા દેવા. જય૦ ૫

---

૨. ત્વં ઇ૦–અહીં પણ તત્ત્વમસિ મહાવાક્યમા ત્યાગ ભાગ લક્ષણા કરી બતાવી છે ૫ તાણો વાણો–જેમ વસ્ત્રમા તાણા વાણા રૂપે સૂત્ર રહ્યુ છે તેમ જગત્મા બ્રહ્મ વ્યાપક છે

૨. ધ્રુવધ્યાન–નિશ્ચળ ધ્યાન એ ધૂપ છે ૩ વાચ–વાચ્ય. અર્થાત્ "તત્ત્વમસિ' મહાવાક્યનો અર્થ કરતા વાચ્યાર્થનો ત્યાગ કરી લક્ષ્યાર્થ ગ્રહણ કરવો અને એમ કરવામા આવે તો 'ત્વં' તથા તત્ નામ અને તેનો

## અથ શિવજીનો થાળ.

જુગ તેજ માંડયું રે શંકર જોગી, ભોળા તુતો શુદ્ધ ભાવનો છે ભોગી. જુ૦ (ટેક)
આનંદ ભરી અવિચલ આસન આપું, થીર કરી મન થાપું રે. શંકર૦ ૧
પરમ માહરા ગરમ ગંગાજલ પાણી, આપું તે નાવા આણીરે. શંકર૦ ૨
ગમ કરી અગમ હાર ગુંથાવું, લક્ષ તે પૂજા લાવું રે. શંકર૦ ૩
ઋષિ મુનિ ચંદન ઘસીને કરે અર્ચા, પ્રકટ પાયા પરચારે. શંકર૦ ૪
બાવાજી મારા પ્રેમ બાજોઠે બેસો, હૃદય કમલમાં આવી રહેશો રે. શંકર૦ ૫
ભોળા મેંતો પંચામૃત થાળ ભરી, ધણી જો આગે ધરી રે. શંકર૦ ૬
લગ્ને કરીને લાગે મીઠું તો માગી લેજો, કડવું ખારૂં કહેજો રે. શંકર૦ ૭
વેડમી શીરો પૂરીને શેવ સુંવાળી, ભાવે તે જમો ભાળી રે. શંકર૦ ૮
મૂકયાં છે માંહી પકવાન શાક પાક મેવા, જમો તે ભાવે જેવા રે. શંકર૦ ૯
ભાવે મેંતો સાકર દૂધમાંહી ભેળી, મેવા જમો મન મેલી રે. શંકર૦ ૧૦
મન ગમતું જમો શિવ મુરારિ, જલની આપું ઝારીરે. શંકર૦ ૧૧
પ્રીતમ લાવું પ્રેમે તે પાન સોપારી, ધરો તે મુખમાં ધારી રે. શંકર૦ ૧૨
મહા હેતે શંકર સંતોષ પમાડ્યા, જયમ ત્યમ મેં જમાડ્યા રે. શંકર૦ ૧૩
અલખ સ્વામી પૂરો સેવકની જો આશ, પરમ કેવલ રહો પાસરે. શંકર૦ ૧૪

### બંદાનાં પદ ૧.

સમઝકે ઘેર સમો બંદા, સમઝકે ઘેર સમોજી;
કરણદોષને દૂર કરીને રમત અખંડ રમો. બંદા૦ (ટેક)

સ્વરૂપ અખંડ આપ સોઇ, દેહ નહિ કયા દમોજી;
નામ ક્રિયા રૂપ નાહી, ભ્રાંતિમાં શું ભમો. બંદા૦ ૧

---

વાચ્યાર્થ જે જીવ અને ઇશ્વર તે રહેતા નથી, એમ કહેવાની મતલબ છે. ૫. વખિયા-વિષયો. વાળી-તજીને.

૧૧. શિવ મુરારિ-હે શિવ ! હે મુરારિ. શિવ વિષ્ણુ એકજ દેવ છે એમ જણાવવાને મુરારિ શબ્દ મુકયો છે.

૧. સમો-શમી જાઓ. કરણ-ઇંદ્રિયો.

ભ્રાંતિ ચૌદે લોક ભાસે, નહિ તાં કયા નમોજી;
અજર અમર આતમ એહી, ગુણાતીતમા ગમો બંદા૦ ૨

નિર્વિકારી નાથ નિર્ગુણ, હું મારૂં નહિ હમોજી;
સર્વેમાહી આપ સરખો, જ્યોત અવિચલ ઝમો. બંદા૦ ૩

જોત્ય સ્વેપ્રકાશ જાણી, તેજ નહિ કયા તમોજી;
માયા કેરી આડ મોગી, પરાપાર કયા પમો. બંદા૦ ૪

અગમ નિગમ આપો આપે, ખાટ ખોટ નહિ ખમોજી,
ગુરૂપ્રતાપે કેવલ ગાવે, ઠીક ચરાચર ઠમો બંદા૦ ૫

## પદ ૨

જપે કોનો જાપ બંદા, જપે કોનો જાપજી;
કરે સર્વે પ્રાણી ક્રિયા, અક્રિયે અજ આપ. બંદા૦ (ટેક)

એકવીશ હજાર છસો જાય ઉડે, મન પવનરો માપજી,
કલ્પનામા એ બુદ્ધિ કલ્પે, પુણ્ય કહે કોઇ પાપ બંદા૦ ૧

કલ્પી જલ્પી ઊભુ કરીને, થાપે અનેક થાપજી,
મરીચિ જલ સત્ય માની, તપે ત્રિવિધિ તાપ બંદા૦ ૨

ઘાટ સહુ કુંભારે ઘડીઆ, તેનો શો સંતાપજી,
નિરખ ભામિમા હાણ નાહી, વ્યોમ ચરાચર વ્યાપ બંદા૦ ૩

સુવર્ણ કેરા ઘાટ સારા, કરે અનેક કાપજી,
સત્ય વસ્તુ આપ સોઇ, સોનામા મ્હોર છાપ બંદા૦ ૪

---

૨ તા-ત્યાં ગમો-ગમન કરો-જાઓ-તદ્રુપ થાઓ ૩ હમો-હુ પણું ધરો અહ-હુ એ સર્વનામ ઉપરથી હમ ધાતુ કરેલો લાગે છે આપ-આત્મા ઝમો-ઝમવુ ઉપરથી ? ૪ સ્વેપ્રકાશ-સ્વયપ્રકાશ તેજ ઇ૦-તે પ્રમાણે એ તેજ જેવો નથી તો તમો (અંધકાર) પણ ક્યાથી હોય ? પમો-પામો ૫. ખાટ ખોટ ઇ૦-તેમા ખાટવાનું નથી તેમ ખોટ ખમવાની પણ નથી પોતાને સ્વરૂપે રહેવાનુ છે. ૫ ઠમો-સ્થિર થયો

૧ એકવીશહજાર ઇ-એક મિનિટમા ૫ દર શ્વાસોચ્છ્વાસ સ્વાભાવિક રીતે થાય છે-તે હિસાબે રાતદહાડાના શ્વાસોચ્છ્વાસને અજપાજપ કહે છે પવનરો-વાયુનો ૨ જલ્પી-બોલીને મરીચિ જલ-ઝ ઝવાનું પાણી (મરીચિ

આપ અખંડ અમર એહી, બેરો નહિ કોઈ બાપજી;
સત્ય કેવલ બ્રહ્મ સોઈ, ક્ષર અક્ષર નહિ આપ. બંદા૦ ૫

પદ ૩.

દુર્લભ મનુષ્ય દેહ બંદા, દુર્લભ મનુષ્ય દેહજી;
જીવ ઇશ્વર કેરો સાક્ષી જાણે, વસ્તુ રૂપ વિદેહ. બંદા૦ (ટેક)

નરદેહ વિના જ્ઞાન નાહીં, અવર દેહ અનેકજી;
મનુષ્ય દેહમાં સમઝ મોટી, વસ્તુ વપુનો વિવેક. બંદા. ૧

મનુષ્ય દેહ તો દેવ માગે, સંતસમાગમ સારજી;
આતમજ્ઞાન જ્યારે ઉર આવે, વિવેક શુદ્ધ વિચાર. બંદા. ૨

વૈકુંઠકેરાં સુખવાસી, મનુષ્યદેહરો મહિમાયજી;
સંસારકેરૂં બંધન છૂટે, ચૈતન બ્રહ્મ શુદ્ધ થાય. બંદા. ૩

મનુષ્ય દેહથકી મહાપદ મળીએ, જન્મ મરણ દુઃખ જાયજી;
અખંડાનંદ અરૂપ આપે, ગુણાતીત વેદ ગાય. બંદા. ૪

ઉપનિષદનો અર્થ એહી, શ્રુત સ્મૃતિ પૂરે સાખજી;
કેવલ બ્રહ્મ અગોચર કહીએ, રહેણી અચલ શુદ્ધ રાખ. બંદા. ૫

પદ ૪.

પૂરણ બ્રહ્મ ભરપૂર બંદા, પૂરણ બ્રહ્મ ભરપૂરજી;
નવખંડમાંહી, રાત નાહી, સ્વયં પ્રકાશ્યો જ્યમ સૂર. બંદા. (ટેક)

ભૂજા અવ્યાકૃત નહિ માયા, ઇશ્વરતા નહિ ઉરજી;
પ્રલય નહિ પ્રપંચ પાંચું, નિરાકાર એક નૂર. બંદા. ૧

ચક્ષુમાં મીહાશ આવી, રંગ મેંદીમાં ચકચૂરજી;
વસી ફુલમાં જ્યમ વાસના, એમ હરિ રહેત હજુર. બંદા. ૨

---

૫. બાપ-દર્પણમાં જે વસ્તુનું પ્રતિંબિબ પડે છે તેમ બ્રહ્મનું પ્રતિંબિબ સ્થિર અક્ષર રૂપ માયામાં પડે છે. પણ તે માયા પણ વસ્તુતઃ નથી.

૧. વપુ-શરીર. ૩. દેહરો-દેહનો.

૧. રાત-અજ્ઞાન રૂપી રાત્રી. પ્રપંચ ઇ૦-પાંચ વિષયોનો પ્રપંચ (વિસ્તાર) પણ નથી. અથવા પાચ ભૂતથી ઉપજેલો પ્રપંચ ( સંસાર ) નથી. ૨. મીહાશ-

સુવર્ણમાં આભૂષણ શોભે, ઘટમૃત્તિકા ધરરજી;
હરિથકી એમ ચાલે હાલે, તંતુપટ એક તુર. બંદા૦ ૩

પંડ હિમકેરી પૂતળી એ, જલાકાર જરૂરજી;
કાર્ય કારણ નહિ કર્તા, દેહભાવ ભયો દૂર. બંદા ૪

આકાશ કેરો આકાશ એહી, કાલ ક્રમ નહિ કુરજી;
કેવલ બ્રહ્મ અગોચર કહીએ, મહા આનંદ નિજપુર. બંદા ૫

## પદ ૫.

જાગીને તું જોય બંદા, જાગીને તું જોયજી;
મોહ નિદ્રા આંખમાંહી, ખરી વસ્તુ ખોય. બંદા. (ટેક)

મોહનિદ્રામાં સર્વે મોહ્યા, અંતઃકરણમાં ઓયજી;
મિથ્યા ભોગ એ સત્ માની, દેખે નામ રૂપ દોય. બંદા૦ ૧

નિર્ગુણમાં વિશ્વાસ નાહી, શઠબુદ્ધિ સોયજી;
અજ્ઞાન આવરણ ઉર, પેત જીવ ખપ્યોએ. બંદા૦ ૨

અપરોક્ષ જ્ઞાન વિચાર આવે, તરંગ લ્હેરી તોયજી;
પરોક્ષ શ્રદ્ધા શુદ્ધ પાવે, હરિ પ્રકટ હોય. બંદા૦ ૩

જાગ્રત સુપન કારી એહ જાણે, કારણ સમઝે કોયજી;
અવસ્થા શરીર તીનું અલ્પ એહી, નામ રૂપ ગુણ નોય. બંદા૦ ૪

આપ ટાળી રહ્યો આપે, હું હું કરતાં દૂર હોય જી;
કેવલ નિરાલંબ અવાચ્ય કહીએ, વસ્તુ ચરાચર વોય. બંદા૦ ૫

## પદ ૬.

ગુરૂગમ શુદ્ધ જ્ઞાન બંદા, ગુરૂગમ શુદ્ધ જ્ઞાનજી;
શિર સાટે કરે સેવા તું, મૂકીને અભિમાન. બંદા૦ (ટેક)

---

દર્શન રૂપી મધુરતા. ૩ ધરર-ધ્રુવ (નક્કી) (?) તંતુપટ-જેમ તંતુમાં પટ. તુર-આકડાનું રૂ; તેનો તાર-તુલ્ય. ૫. કુર-અંકુર. પુર-મૂળ.

૧. ઓય-તે બ્રહ્મ. ૨. પેત ઇ૦-જીવ પ્રેતમાં ખપ્યો-ઠર્યો. ૩. તરંગ ઇ૦ -જેમ તોય (જળ) માં તરંગ અને લહેરો આવે છે પણ તે જળથી જુદી નથી તેમ બ્રહ્મથી જીવ જુદો નથી એવું અપરોક્ષ થાય ત્યારે સમજાય છે. ૪. કારી-એહ-કાર્ય.

સત્ અરજવ શીલ સંતોષ, ધરે અખંડ ધ્યાનજી;
દાસવૃત્તિ રાખે દીલમાં, દેવે તનમન દાન. બંદા૦ ૧

નામ રૂપ દેહ ભાવ નાહી, તત્વાતીત પર તાનજી;
વિષયરસ કરી વેગળા તું, પીવે હરિરસ પાન. બંદા૦ ૨

સમાગમ કરી શુદ્ધ સમઝે, શાસ્ત્ર અધ્યાત્મ સાનજી;
સચ્ચિદાનંદ સ્વરૂપ સરખો, વ્યાપક ગુરૂ ભગવાન. બંદા૦ ૩

નહિ હું તું નિગમ નેતિ, જીવ ઇશ્વર નહિ જાનજી;
મૂલા તુલા નહિ માયા, ભ્રાંતિ નહિ કછુ ભાન. બંદા૦ ૪

અખિલ બ્રહ્મ અરૂપ એહી, ધામ નહિ એંધાનજી;
કેવલ બ્રહ્મ અગોચર કહીએ, સ્વરૂપ હે સામાન. બંદા૦ ૫

પદ ૭.

મૂરખ મમતી રે તારી, વૃત્તિ પીછી વાળજી;
પળ ગઇ ઘડી નાવે પાછી, કરે ચોટ શિર કાળજી. મૂરખ૦ (ટેક)

મોહ પદારથ મારાં માની, પ્રપંચ લે પંપાળજી;
એકે તોરે નહિ સંગે આવે, છત્ર ભોગ જંજાળ. મૂરખ૦ ૧

વપુકેરી અવસ્થા વર્ત્તે, જુઠા જોબન અરૂ બાલજી;
ક્ષણ ક્ષણ જોતાં થાય ખોટું, પાણી તજે જયમ પાળ. મૂરખ૦ ૨

ઉગ્યો રવિ જ્યમ આથમે, કળી કુમ જ્યમ કરમાયજી;
ચણીઆં દેવળ પડે નીચે, જન્મ્યા તે મરી જાય. મૂરખ૦ ૩

નિર્ગુણ કેરો નાશ નાહી, ઉપન્યું તે અલપાયજી;
મિથ્યા સ્વપ્નનું સુખ માની, ધન કારણ તે ધાય. મૂરખ૦ ૪

જાગ્રતમાં હું સ્વપ્ન જાણે, થીર વૃત્તિ નહિ થાયજી;
મમતા કેવલ દૂર મેલી, સિંધુમા બિન્દુ સમાય. મૂરખ૦ ૫

---

૧. અરજવ (આર્જવ)-શીધાપણું. ૪. મૂલા તુલા-મૂલાવિદ્યા કે તુલાવિદ્યા (પાછળ વિવરણ થઇ ગયુ છે). ૫. એંધાન-નિશાની. સામાન-સામાન્ય.

૧. પીછી વાળ-પાછી વાળ. વિષયો તરફથી પાછી ખેંચી લેઇને આત્મા તરફ વાળ. પંપાળ-ક્ષુદ્ર-ક્ષણભંગુર. તોરે-તારે. ૫. જાગ્રતમાં ઇ૦-સ્વપ્નમાં રહીને એમ જાણે છે કે હું જાગ્રતમા છું. સિન્ધુમાં ઇ૦-બ્રહ્મ રૂપી મહાસાગરમાં જીવ રૂપી બિંદુ સમાઇ જાય છે.

પદ ૮.

મૂરખ મમતારે તું ના કર, નગુરારો નેહજી;
કરે તે પ્રીતું કારમી, પછી છટક દેવે છેહ. મૂરખ૦ (ટેક)

હીરા તો દેવે હાથમાં, તોય લેવે નહિ લવલેશજી;
માલ ખોયો અંધ મૂરખે, એ વાકો બગાડયો વેષ. મૂરખ૦ ૧

સમઝયો તે નાહી સાનમાં, વળી માનમાં હમેશજી;
ખોયો તે જન્મ ખાંતશેં, તું નામ બીન ના રેશ. મૂરખ૦ ૨

માતાને તેં ભારે મારી, કીયા ઉજ્વળ કેશજી;
જીવનને નહિ જાણીઆ, તારી બુદ્ધિ બગડી બેશ. મૂરખ૦ ૩

ભેદ વિના તું તો ભૂલીઓ, તારૂં મન કેમ તરેશજી;
કાયામાં તું ખોજ કરી લે, રામ વિના ક્યાં રે'શ. મૂરખ૦ ૪

સેવા તે કીજે સંતની, તને દીયા ગુરૂ ઉપદેશજી;
કીજે તે બંદગી કેવલા, સ્મરે તે જેસે શેષ. મૂરખ૦ ૫

પદ ૯.

વશ કર વૃત્તિરે તારૂં, જીવિત વૃથા જાયજી;
મિથ્યા સુખ મન સત્ માની, ખલક ગોથાં ખાય. વશકર૦ (ટેક)

દેખી મૃગજલ આપ દોડે, પાણી વિના ક્યાં પાયજી;
તેમ રવડી પ્રાણ ત્યાગે, થોડામાં દુઃખ થાય. વશકર૦ ૧

જડને ઠામે ચેતન જાણી, ધણી પૂજવા ધાયજી;
ધણી આપમાં આપ ઢાંકી, વાણી શબ્દે વવાય. વશકર૦ ૨

મરણ જન્મ સાચું માની, કાલ હાથ કુટાયજી;
આવરણ વિક્ષેપ ઉર આણી, સંપટ થઇ લૂંટાય. વશકર૦ ૩

૧. નગુરારો–ગુરુ વગરનાનો. હીરા–બ્રહ્મ રૂપી હીરો. ૨. નામ ઇ.–તું હરિનામ વગર રહીશ નહિ ૫. શેષ–શેષ નાગ જેમ પોતાની બે હજાર જીભોઓથી જપે તેમ તું હરિ સ્મરણ કર.

મણિ અવળો પડયો કંઠમાં, કરી પોકાર કુટાયજી;
એમ ખોયો તારો આતમા, તું ભ્રાંતિમાં ભટકાય. વશકર૦ ૪

નામ રૂપ ગુણ ક્રિયા નાહી, કુલ ક્રમ નહિ કાંયજી;
સમઝ કેવલ શુદ્ધ સોઇ, ગુણાતીત વેદ ગાય. વશકર૦ ૫

## પદ ૧૦.

મોહ તજ મમતારે તારે, આવરણ નાવે ઉરજી;
કાર્ય કારણ દૂર કરીને, પૂર્ણ દેખે ભરપૂર. મોહ તજ૦ (ટેક)

જગત્ કારણ જૂઠું જાણી, દેહભાવ કર દૂરજી;
નામ રૂપ ગુણ ભામે નાહીં, નિરાકાર એક નૂર. મોહ તજ૦ ૧

કારણ સમષ્ટિ વૈરાટ કહીએ, ચૌદ લોક ચકચૂરજી;
ભૂત પંચ તે યામે ભાસે, પ્રકટ મૃગજળ પૂર. મોહ તજ૦ ૨

વ્યષ્ટિ સમષ્ટિ માયા વરતી, કપટ રચીયા કુરજી;
પોતે સ્વપ્નમાં રાજ પાયો, જાગે જાય જરૂર. મોહ તજ૦ ૩

આધાર આધેય નહિ અનુમેં, મહિ નહિ થડ મૂરજી;
નહિ બીજ જોતાં વૃક્ષ નાહિ, ફુલ નાહિ કાંયે કુર. મોહ તજ૦ ૪

રવે જો પ્રકાશ સોઇ, તિમિર ઉઠયા તુરજી;
અનુભવ કેવળ ઉર આવે, સોહુ પ્રકટયો સૂર. મોહ તજ૦ ૫

## પદ ૧૧.

સંતો ભોમિને નર દેહ ભાળી, રૂપ કરૂપ વિકરાલી; સંતો૦ (ટેક)

પ્રથમ દેખી પૂર્વમાંહી, કરુખેતરની કહીએરે;
કૌરવ પાંડવનો સંહાર કીધો, લક્ષ ભોમિનો તે લહીએ. સંતો૦ ૧

---

૪. અવળો-હાથ ન આવે એવી રીતે.

૨. યામે-એમા યદામાં. ૩. કુર-કૂર (?) ૪. અનુમેં-કનમેં-એમાં. મહી-પૃથ્વી મૂર-મૂળ. કુર-અંકુર (?). ૫. તુર-તુલ્ય ?

૧, કરુખેતરની-કુરૂક્ષેત્રની.

દૈન અનેક દક્ષિણમાં દવીઆ, લંકાસહિત લુટાણારે;
રામે જઇને રાવણ રોળ્યો, કુંભકરણ કુટાણા. સંતો૦ ૨
પ્રભાસ પાટણમા કૃષ્ણ પધાર્યા, સગા સહોદર સારા રે;
કલેશ આપસમાં ઉદે કરીને, મદિરા પીને માર્યા. સંતો૦ ૩
ઉતર દિશાએ અસુર સખી આયો, કર્મ અનેકના કર્ત્તા રે;
મુસલમાનની વિલાતમાહી, દોષ થકી નહિ ડરતા. સંતો૦ ૪
પાતાળ જઇને નાગજ પકડયો, કાંને સ્વારી કીધી રે;
મળવાને મસલે મામાને માર્યો, દુષ્ટને શિક્ષા દીધી. સંતો૦ ૫
અર્ક શશી દોએ દેખ આકાશમા, સ્વર્ગનાં સુખ નહિ સિદ્ધાં રે;
રાહુએ ગ્રહ્યા શશી રવિને, દેવતાંને દુઃખ દીધાં. સંતો૦ ૬
અવ્યાકૃત મૂલ જોને દુજી અવિદ્યા, જીવ ઇશ્વર દોયે જાયારે;
કુનરસી ભોમિ શુદ્ધ કેવલા, પૂરણ બ્રહ્મ તે પાયા. સંતો૦ ૭

## પદ ૧૨.

સંતો શુદ્ધ ભોમિકા તે સોઇ, હરિ પ્રકટ સત્ હોઇરે; સંતો૦ (ટેક)
મૂળ માયા નહિ બ્રહ્માની માંહી, એકાએક અરૂપારે,
કારણ નહિ તો કલ્પે કુનકુ, નિર્ગુણ અખંડ અનુપા. સંતો૦ ૧
પુરૂષ નહિ તો પ્રકૃતિ કોણ પોષે, ગુણ નહિ કયા ગાવે રે;
તત્ત્વ નહિ તો કાયકા તન હે, મન નહિ કયા સમાવે. સંતો૦ ૨
અવિદ્યા નહિ તો શેનું આવરણ, પ્રભાતા દિન નહિ પાયા રે;
ઇંદ્રિ વિષયમેં વૃત્તિ નહિ આયા જો, પ્રપંચ કુને કનપાયા. સંતો૦ ૩
કર્ત્તા નહિ જો ને ક્રિયા કર્મ કહ્યું, ધ્યેય ધ્યાન નહિ ધ્યાતા રે,
જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ નહિ જામે, જ્ઞેય જ્ઞાન નહિ જ્ઞાતા. સંતો૦ ૪
ભૂત ભવિષ્ય વર્ત્તમાન નહિ ભાસે, કોશ પંચ નહિ કર્તા રે;
વ્યષ્ટિ સમષ્ટિ તે નહિ વસ્તુમા, દુજા નહિ કોણ હર્તા. સંતો૦ ૫

---

૫. મસલે-મિષે-બહાને ૭ કુનસી-કયી.

૧. કુનકુ-કોને. ૨. કાયકા-શાનુ. ૩ કુને-ગ્યે ૫ કોશ પંચ અન્નમયાદિ પાચ કોશ.

મણિ સ્વરૂપ એક,કાચ,મણિનો, મણિ કાચ કરી મોલારે;
સંત હરિ સતગુરુ નહિ સેવ્યા, જડ ચૈતન એક જોયા. જૂઠા૦ ૪

દાતા ગુરુથકી હું બહુ ડાહ્યો, મૂનક ઠગીને લાવું માયારે;
છલભેદમા મારો ગુરુ નહિ સમજે, પ્રપંચ મેં તો ઉપાયા. જૂઠા૦ ૫

ચાલ ખરની નર થઇ ચાને, ભૂકી ઉઠે બહુ ભારેરે,
વસ્તુ કેવલ કહે શુદ્ધ વિચારી, નગુરાથી રહીએ ન્યારેરે. જૂઠા૦ ૬

## પદ શબ્દ નિર્ગુણી

થીર વૃત્તિ નહિ થાપી, પંડકુ કયારે વડાવે પાપી; (ટેક)

નિર્ગુણને તો ઓલખ્યા નાહી, માયા વૃત્તિ નહિ માપી;
સતગુરુને તો નાહિ સેવ્યા, વિષયાકાર રહ્યો વ્યાપી. પંડકુ૦ ૧

ગીત છંદ શણગાર ગાવે, જાપ જપે ધન જાપી;
દેવ દેવલ કરે તુ દર્શન, લાલચ મનની ના કાપી. પંડકુ૦ ૨

ઘાટ અનેક તું નાહ્યો ગગા, તીર્થ વ્રત અરૂ તાપી;
મેલ તોએ ગયો નહિ મનનો, ચીડી જંતુ પગ ચાપી. પંડકુ૦ ૩

પાત્રને તો નાહી પૂજ્યા, નાણું કોડી તા નાપી,
ફોકટ પાખંડીની સાથે ફરતા, અવિદ્યા બુદ્ધિ તે આપી. પંડકુ૦ ૪

કાન ફુંકાવી બાધે કઠી, સાધુ તિલક લે છાપી;
કેવલ કહે જીવ બહુ કુટાયો, મળી ના વસ્તુ અમાપી. પંડકુ૦ ૫

## પદ ૧૫

અનુભન નાહી તુને આવ્યો, ગાડુ ગીત સમજ બીન ગાયો. (ટેક)

નહિ ખબર જો તારા તનની, બુંદનાદ બંધાયો,
જીવ ઇશ્વરને પ્રોક્ષજ જાણી, ધામ અનેકમા ધાયો. ગાડુ૦ ૧

સુના તુલાની નાહી માલમ, વૃત્તિ અવૃત્તિ ન લાવે,
જડ ચૈતન અધ્યાસ નહિ જાણે, દુનિયામા થયો ડાહ્યો ગાડુ૦ ૨

---

૧ વડાવે-વડો ( મોટો ) કરી માને અથવા બઢાવે-ખાન પાનથી પુષ્ટ કરે ૩ ચીડી-કીડી ૪ તા-ત્યા નાપી-ન આપી

૨ વૃતિ અવૃતિ-જ્યા વૃત્તિ ન કરવી જોઇએ ત્યા વૃત્તિ કરીને

કર્તા ક્રિયા ન જાણે કર્મકુ, સ્થૂલ સૂક્ષ્મમાં ગુંથાયો;
જાગ્રતાદિ અવસ્થા ન જાણે, ત્રિપુટીમાં લુંટાયો. ગાંડુ૦ ૩

ભૂત ભવિષ્ય વર્તમાનની ભ્રાંતિ, કાયા ધરી બ્હોત કુટાયો;
મિથ્યા સુખ માયાનું તે માની, અનરથ બોજ ઉઠાયો. ગાંડુ૦ ૪

વાણીપાર ન જાણી વસ્તુ, મન ભૂત ભરમાયો;
કેવલ કહે જીવપણે કુટાયો, પૂરણ બ્રહ્મ નહિ પાયો. ગાંડુ૦ ૫

## પદ ૧૬.

તેનું મત્તુ શુ તાણું, સંતો જેવડે મેં જાણ્યું. (ટેક)

મારાવડે જે અજ્ઞાન મારૂં, ભાસે તેવડે ભેદરે;
ભેદવડે મારૂં મન ભરમાયું, વાણી કલ્પ્યા વેદ. સંતો૦ ૧

બ્રહ્મવડે તે જગત્ ભાસે, કનક કુંડળ કહેવાણુંરે;
ભાણુવડે તે રાત્રિ ભાસે, પંડ બ્રહ્માંડ થપાણું. સંતો૦ ૨

મને સર્વે સંસાર માન્યો, મોહે સત્તા મારીરે,
મારાવડે તે ચૈતન માયા, નામ રૂપ નરનારી. સંતો૦ ૩

થાવર જંગમ માયાએ થાપ્યા, લખીઆ ચાૈદે લોકરે;
લેશ સત્તા જો ખેંચી લઉંતો, ફરતું સર્વે ફોક. સંતો૦ ૪

બ્રહ્મા વિષ્ણુ ઈશ્વર ભાસે, મારી સર્વે માયારે;
કેવલ બ્રહ્મ અગોચર કહીએ, સ્વતંત્ર તે છાયા. સંતો૦ ૫

## પદ ૧૭.

સંતો જે દીનકા મેં જોગી, બ્રહ્મ નિરાકાર ભોગી. સંતો૦ ( ટેક )
ધરતી નહિ જ્યાં પાંઉજ ધરતા, નીર નહિ ત્યાં નાઉંરે;
તેજ નહિ ત્યાં ધૂણી તપતા, વ્યોમ નહિ કાયે વાઉં. સંતો૦ ૧

---

૧. તેનું મત્તુ શું તાણું–તેની સહી શી રીતે કરૂં. અર્થાત્ જેના વડે હું બીજી વસ્તુને ઓળખી શકું છું તેને શી રીતે ઓળખાવું ? ૩. મને–મનવડે મોહે ઇ૦–મારી સત્તાવડે સંસાર મોહ પામે છે

૧ જે દીનકા–જે મતનો મેં–હું. નાઉં–નહાઉં. વાઉં–વાયુરૂપ થઇને.

ઘાટ બ્રહ્માએ નાહી ઘડીઆ, વિષ્ણુએ નાહી ખવાર્યારે;
માયાએ હમકુ નાહી મોલ્યા, હરે નાહી સંહાર્યાં. સંતો૦ ૨

માતપિતા જે નહિ હમારે, ઉડગન નહિ આકાશારે;
ચૌદ લોક તે નહિ રવિ ચંદા, દેવ દેવી નહિ દાસા. સંતો૦ ૩

લેખ વિધાતાએ નાહી લખીઆ, નામ રૂપ ગુણ નાહીરે;
અલખ નિરાલંબ અજ અલલંગી, જીવ ઇશ્વર નહિ જ્યાંહી. સંતો૦ ૪

આનંદ ઘન અરૂપ આતમા, દેહ નહિ જયમ દાણીરે;
કેવલ બ્રહ્મ અગોચર કહીએ, વેદ નહિ જ્યાં વાણી. સંતો૦ ૫

## પદ ૧૮.

સંતો જીવ સ્વરૂપ સત જેહી, વપુવિકાર માને વેહી. સંતો૦ (ટેક)

આતમ સ્વરૂપ હતો જખી આયે, તત્વાતીત બ્રહ્મ તેહીરે;
અવિદ્યાનો સંગ કરી ભયો અજ્ઞાની, નામ રૂપ ગુણનો સ્નેહી. સંતો૦ ૧

અવિદ્યા સુષુપ્તિ આવરણ આવે, ગાઢ અજ્ઞાન મગે રેહીરે;
ચિદાભાસ બુદ્ધિ કરી ચૈતન, તૈજસ અભિમાન તેહી. સંતો૦ ૨

જાગ્રત અવસ્થા કરી જગત્ જાણે, કાર્યનું કાર્ય કેહીરે;
ભોગ વિષયાકાર ભયો મન ભોગી, દેહાકાર ભયો દેહી. સંતો૦ ૩

ગ્રંથિ ત્રણમાં આપ ગુંથાયો, પ્રપંચ વાસના પેહીરે;
વપુનો વિસ્તાર મારો કરી વર્તે, સંસાર તણો નાવે સેહી. સંતો૦ ૪

માયાનું કર્ત્તવ્ય સાચું માની, લક્ષ અર્થ નહિ લેહીરે;
કેવલ એવા જે કર્મે કરીને, મૂરખ વારંવાર મેહી. સંતો૦ ૫

---

૩. ઉડગન (ઉડુ ગણ) તારાઓનો સમુદાય. ૪. અલલંગી-? અનલિંગી-નિરાકાર.

૨. મગે-પાસે-તરફ. રેહી-રહે. ૩. કાર્યનું કાર્ય-(જાગ્રત અવસ્થાનું કાર્ય જગત્ છે માટે) કેહી- કહે. ૪. પેહી-પેઠી. વર્તે-અર્થાત્ માને. સેહી-છેક-આખર. ૫. લેહી-લેખે-જાણે. મેહી-મરે.

## પદ ૧૯.

સંતો જીવ સમષ્ટિરૂપ સારો, નિર્ગુણ સાક્ષી તેથી ન્યારો સંતો૦(ટેક)

મૂળ માયાનું અભિમાન આની, ચૌદ લોક વિચારોરે;
આપમાં સર્વજ્ઞ અર્પીને, ઇશ્વર નામ આધારો. સંતો૦ ૧

પાંચ તત્વ ગુણ પુરૂષ પ્રકૃતિ, ક્રિયા પ્રાણ આકારોરે,
સબળ બ્રહ્મ ધરાવે નામ ગોહી, વિશ્વનાથ કહેવારો. સંતો૦ ૨

જગત અધિષ્ઠાન અંતરજામી, કાર્ય કારણ સાકારોરે;
દેખ સર્વનો એ ફલદાતા, વ્યષ્ટિ સમષ્ટિ વહેવારો. સંતો૦ ૩

પંચ કોશ સમષ્ટિ રૂપ પોતે, ઇચ્છા ક્રિયા જ્ઞાન આચારોરે;
ત્રિપુટીકુ પ્રકાશે આપ તેહી, વાણી વેદ ચાર વારો. સંતો૦ ૪

વાચ્ય અર્થ સહુ ત્યાગ વિવેકી, લક્ષારથ લેહે લારોરે;
કેવલ બ્રહ્મરૂપ એક કહાવે, પોતે અપરમપારો. સંતો૦ ૫

## પદ ૨૦.

સંતો નર ભયા અજ્ઞાની, જડ ચૈતન એક જાની. સંતો૦(ટેક)

અખંડાનંદ સ્વરૂપ એક આત્મા, અનાત્મ બુદ્ધિ આની;
દેહ દેહીકુ એક કરી દેખે, ભ્રાંતિ ઉર ભરાણી. સંતો૦ ૧

સ્વેપ્રકાશ સ્વરૂપ એક ગોય, રેન તમ દેહ ઠેરાની;
ચૈતન જડકુ એક કરી ચેને, ખેલે તેમાં ચાર ખાની. સંતો૦ ૨

સુખ સ્વરૂપ સર્વમાં સાચો, દુઃખ દેહ દરશાની;
શરીર શરીરી એક કરી સમજે, પરખી ના વસ્તુ પુરાણી. સંતો૦ ૩

---

૧. જીવસમષ્ટિ-ઇશ્વર. ૨. સબળ-શબળ-માયોપાધિક. ૪. વારો-વાળો. ૫. ત્યાગ-ત્યાગીને. લેહેવારો-લેહેનારો-લેનારો ( ? )

૧. જાની-જાણીને. આની-આણી. ૨. રેનઇ. આત્મા સ્વયં પ્રકાશ છે અને દેહ રેન ( રાત્રી ) ના તમ (અંધારા) ને ઠેકાણે ઠરાવી છે-હવે એ બે વિરૂદ્ધ વસ્તુઓ એક હોય શકે નહિ છતા અજ્ઞાની જીવો તેમને એક કરી જાણે છે ? ચેને-જાણે. ખાની-ખાણ. ૩ દુ.ખ ઇ૦-દેહ દુ ખ સ્વરૂપ જણાય છે. દરશાની-દેખાય છે. પુરાણી વસ્તુ-બ્રહ્મ.

કાર્ય કારણકા આપ પ્રકાશી, માયિકા દેહ રહ્યો માની;
દેહનો સાક્ષી દેહ થકી દૂરા, અનુભવ નહિ ઓળખાણી. સંતો૦ ૪

લેહેર સમુદ્ર એક કરી લહીએ, પંડ પરપોટા છે પાણી;
કેવલ બ્રહ્મ સ્વતંતર કહીએ, ગગનાકાર કહે જ્ઞાની. સંતો૦ ૫

### પદ ૨૧.

છેત્રની વાત ન હોવે છાની, સંતો ક્ષેત્રજ્ઞ શુદ્ધ જ્ઞાની. સંતો૦ (ટેક)

કોરે રહ્યો જ્યમ ખેતીનો કર્તા, નરથકી ખેતર ન્યારૂંરે;
નર વિના ખેતી પાકે નાહી, સરા લેવે ધન સારૂં. સંતો૦ ૧

બીજ કરમનું ખેતમાં બોયું, જે વાવે ઉગે જેવુંરે;
પાપ પુણ્ય દોએ ખેતમાં પાકે, લક્ષે કરી ફરી ફલ લેવું. સંતો૦ ૨

માયા અવિદ્યાની દામણ માંહી, ઇંદ્રિજાળાં ઉગેરે;
કરણી કુવાડો લેઇ કરમાં, પારે કરે સત્ય પુગે. સંતો૦ ૩

પંચ કોશ ને પ્રપંચ પાંચું, તૃષ્ણા ત્રિગુણ ત્યાગેરે;
*કામ ક્રોધનાં મૂળાં કાટી, લગ્ન શુદ્ધપર લાગે.* સંતો૦ ૪

નામ રૂપ ક્રિયા ચૈતનમાં નાહી, સાક્ષીવત્ છે સોઇરે;
સદાનંદ કેવલના સ્વામી, કલે તે વીરલા કોઇ. સંતો૦ ૫

### પદ ૨૨.

તેથી ભવસાગર તરીએ, સંતો કહો અનુભવ તે કરીએ. (ટેક)

મૂળ પ્રકૃતિ અવિદ્યા માયા, ત્રિગુણ જન્મ્યા તેહીરે;
પાંચ તત્વમાં વ્યાપક પોતે, જીવ વ્યષ્ટિ માને જેહી. સંતો૦ ૧

અવ્યાકૃત કારણ પ્રથમ એહી, કાર્યે હિરણ્યગર્ભ કહીએરે;
વૈરાટ ત્રીજું સ્થૂળ છે વપુ, લક્ષ ઇશ્વર તે લહીએ. સંતો૦ ૨

---

૪. દૂરા–અર્થાત્ ભિન્ન.

૧. છેત્ર–ક્ષેત્ર–દેહ. સરા–વાનીઓ–ખેતરમાં પાકતી વસ્તુઓ. ૩. નીંદામણ–ખેતરમાં ઉગેલો નકામો ઘાસપાલો. પારે કરે–દૂર કરે, છેડ નાખે.

કુટસ્થ બ્રહ્માકી એકતા કરીને, ત્રિગુણ વાચ્ય ત્યાગેરે;
લક્ષારથ અનુભવ લઇને, ભ્રાંતિ જીવ ઇશ ભાગે. સંતો૦ ૩

સાક્ષાત્કાર તે અખંડ સ્વરૂપા, જીવાતીત ભાસે જેટી રે;
સુવર્ણ એક અનેક આભૂષણ, આદ્ય અંત મધ્ય એટી. સંતો૦ ૪

સદાનંદ ગુરુ સત્ય છે સ્વામી, પૂર્ણાનંદ બ્રહ્મ પોતે રે,
કેવલ વંઝાનો પુત્ર કહાવે, જલ થલ વ્યાપક જોતે. સંતો૦ ૫

## પદ ૨૩.

વેદાંત કહે ચાર વેદા, સંતો ભાવાતીત અભેદા. (૨૬)

અનેક ભેદ ઉપાવે અવિદ્યા, થાણુંમા ચોર સત્ય થાપે રે;
દોરડામાંહી સર્પ દેખાડે, માયાતીત અમાપે. સંતો૦ ૧

આવરણ શક્તિ માને અજ્ઞાની, વિક્ષેપ શક્તિ વારે રે;
જ્ઞાન દીવો જ્યારે હુવો ઘટમાં, સ્વેપ્રકાશ શુદ્ધ સારે. સંતો૦ ૨

ત્રિપુટી કેરો બાધ ત્યાગી, પરમાતાદિ પરહરીએ રે;
વિદ્યા અવિદ્યાનો સાક્ષી વસ્તુ, ઠીક અનુભવે કરીએ રે. સંતો૦ ૩

કર્ત્તા માયા ને આપ અકર્ત્તા, નિરાધારણ ઘણુ નામી રે,
જન્મે ભૂત ને આપ અકર્ત્તા, જંગમ સ્થાવરમાં જામી. સંતો૦ ૪

સ્વરૂપ અરૂપ તે આપ અસંગી, નામ રૂપ ગુણથી ન્યારા રે,
સદાનંદ કેવલના સ્વામી, પૂરણ બ્રહ્મ અપારા. સંતો૦ ૫

---

૩ કુટસ્થ–વ્યષ્ટિશરીરમા રહેલું અચળ બ્રહ્મસ્વરૂપ.

૧ વેદાત ઇ૦–વેદાત અને ચારે વેદ કહે છે કે બ્રહ્મ ભાવાતીત અને અભેદ છે. થાણુ–કે થાણુમા ? બાધ ત્યાગી–ત્રિપુટીનો બાધ કરીને તેને તજીને. પરમાતાદિ પ્રમાતા, પ્રમાણ અને પ્રમેય ૪. નિરાધારણ–જેને બીજા કોઇનો આધાર નથી એવો. ઘણુનામી–ઘણા નામવાળો.

## પદ ૨૪.

ગુણાતીત જે અગોચર ગણીએ, ભાવે ભેદ અગોચર ભણીએ. (ટેક)

ૐકાર તે આદ્યનો અક્ષર, વાણીપાર શુદ્ધ વણીએરે;
ખોજ કરીને સોહમ ઓળખાયો, ધીરજ રાખી જે ધણીએ. ગુણા૦ ૧

મોહમ સકલનો ઇશ્વર સાક્ષી, તત્વ તોલવત્ તણીએરે;
જાણનહાર સર્વને જાણે, માપ અમાપ સત્ય ભણીએ. ગુણા૦ ૨

સો ગણીને પાછળ છોડે, અગણિતમા સત્ય આણીએ રે;
ગણિત ગણીને આપ ઉગરે, બોધ સ્વરૂપ સત્ય ભણીએ. ગુણા૦ ૩

અરબ ખરબનો સાક્ષી આપે, જીવન્મુક્તકુ જણીએ રે;
પૂરો કેવલ સોહુ વેપારી, લક્ષ લાભ શુદ્ધ લણીએ. ગુણા૦ ૪

## પદ ૨૫.

ફેર લેખા વિનાની ભરી કાળો, વળી બાધી જૂઓને સરવાળો. (ટેક)

રૂપ અક્ષરને વળગી રહ્યા છો, તે મૂલગી પૂંજા ટાળો,
હુદે મે'તાને અક્ષર ગમ હોયે, સત્ય જઇ ભણો નિશાળો. ફેર૦ ૧

કાંયે ઉધાર ઉધાર શું કરો છો, ભેદ જમે કરીને તે ભાળો;
જ્ઞાન બરાબર થતા ઉગરે, જીવપણું મટે જંજાળો. ફેર૦ ૨

બોધ હરિકૃષ્ણે સરવાળો બાંધ્યો, શુદ્ધ કરીને સંભાળો;
ખરચે હોયે અખૂટ ખજાનો, કેદી ખૂટે નહિ કોય કાળો. ફેર૦ ૩

---

૧. ભાવે ઇ૦-એ અગોચરનો ભેદ (મર્મ) ભાવથી ભણીએ છીએ. વણીએ-વર્ણીએ. ૨ તણીએ-તાણીએ ? માપ ઇ૦ અમાપ એવા સત્યરૂપ મણીઆ-મણિકા વડે સાક્ષી ઇશ્વર સર્વનું માપ જાણે છે ૩. સો ઇ૦-સો ગણિને તેની પાછળ નો એકડો છોડી દે એટલે બધા મીંડા નકામા થાય છે, તેમ અગણિત એવા વિશ્વમાં પણ બ્રહ્મને છોડી દે તો જગત એ શૂન્ય છે-ઠાઇજ નથી, પણ જો સો ગણિને તેની પછીના મીંડા છોડી દે તો જેમ એકડો રહે છે, તેમ સઘળું ગણિત ગણીને આપ ( આત્મા )-એકડારૂપ ) ઉગરે-બાકી રહે, તો તે સત્ય બોધ સ્વરૂપ બને એવો અર્થ છે

૧. અક્ષર-અંકાર વગેરે અક્ષર-અવિનાશી બ્રહ્મ. ૩. કાળો-કાળે.

ભણી ગણીને હુવા બ્રહ્મ ભેળો, બીજ ન વાંકુ તે બાળો;
આધ હતો તે અંતે હોય આવ્યો, ચૈતન કેવલનો તે ચાળો. ફેર૦ ૪

પદ ૨૬.

હરિજન ખેલવા કાઢો કોય હડીરે, ચૈતન્ય દડી હાથ ચઢી. (ટેક)

ગુણ ત્રણની આ દડી ગુંથાઇ, પાંચ તત્વ રંગ પકડી નાડી;
(ઓર) ભેદમેં ખાધીબુંધી, અગમ ચોવટે અડીરે. ચૈતન૦ ૧

જેજેકાર સુરત હાથ જોડા, ભેરૂ જીવ શિવ ભડીરે;
મરણુ જન્મની હોયેત મેલી, જીત્યાકી યે ગત્ય જડીરે. ચૈતન૦ ૨

અજીત હોઇ અગમ ઘેર આવે, વિવેક વિચાર શુદ્ધ વડી;
તનમન વખીઆ દાણુ ઉતારી, ગગન નોબત જહ્ય ગડીરે. ચૈતન૦ ૩

રમત રમી નર હુવા સ્વરૂપે, મહા આનંદ મયે ભડીરે;
સત્ય કેવલ બ્રહ્માએ સમાએ, ખેલે રમત નોયે ખડીરે. ચૈતન૦ ૪

પદ ૨૭.

સ્થિરમન રાખો તો સુખ થાયે, તેરો જન્મ મરણુ મટી જાયે૦ (ટેક)

ચાલ અનેક જુગથી ચાલતાં, પાછો વળે ગામ પાયે;
ચૈતન થઇને હુકમ ચલાવે, ગુણાતીન ગુણ ગાયે. તેરો૦ ૧

ગુણાતીત અગમ શુદ્ધ ગાતાં, મનાતીન વૃત્તિ સમાયે;
પંડ બ્રહ્માડનો સાક્ષી પોતે, સર્વાતીત રહ્યો છાયે. તેરો૦ ૨

ગુણગમ જ્ઞાન અગમ સુખસાગર, લેહેરી નીર એક મીલાયે;
ચિદાનંદ ચરાચર ચેતન, ધામ દૂજો નહિ ધાયે. તેરો૦ ૩

---

૪. બીજ ઇ૦-વાસના રૂપી બીજો. વાંકુ-તેમને. આદ્ય ઇ૦-મતલબ કે આદિ અંતમા બ્રહ્મ સત્ય છે ને મધ્યે દેખાતી માયા મિથ્યા છે.

૧. અનમ-બ્રહ્મ ૨ જોડા-જોડી. ભેરૂ-રમનારા ભાઇબંધો. ભડી-ભેટી-મળીને હોયેત-હદ-બેપણું-( ? ) ૩. વખીઆ-વિષયો. દાણુ-દાન ( રમતમા ) ગડી-વાગી ૪. બ્રહ્માએ સમાયે-બ્રહ્મમા સમાઇ જાય. ખડી-અટકી

૧. ગામ-( બ્રહ્મરૂપી. ) પાયે-પામે ૨. છાયે રહ્યો-વ્યાપી રહેલો.

લોક ચૌદ શકરકો નાલેર, કહિતાં શુરે કહાયે;
કુચો કાચલી મળે નહિ કેવલ, ખોજી હંસ ગમ ખાયે. તેરો૦ ૪

### પદ ૨૮.

સાચા સતગુરુ મળીયા સોયે, હૃદયે હરિ સ્વરૂપ સત્ય હોયે, સાચા૦ (ટેક)

પારસને તો જ્યમ લોહા પરસે, કંચન કહેવે સહુ કોયે;
ભાવે કરી ઇમ સતગુરુ ભેટે, જીવ શિવ એક બ્રહ્મ જોયે સાચા૦ ૧

કીટને તે ભમરી ચટકાવે, નામ રૂપ ગુણુ તોયે,
લક્ષ લાગે તો આખું મન પલટે, ખલવૃત્તિ વખ ખોયે. સાચા૦ ૨

નર પમાડે જો નીચને તો, આપ જેવા કરે ઓયે;
સતગુર ભેટે સતશિષ્યને તો, દ્વૈતખેલ દેવે ધોયે. સાચા૦ ૩

અખંડ સ્વરૂપ હુવા નર આપે, તેજગંજ બ્રહ્મ તોયે;
સત્ય કેવલ બ્રહ્મમાંયે સમાયે, દેખે ના જીવ શિવ દોયે. સાચા૦ ૪

### પદ ૨૯.

ત્રિવિધિ તીનું નહિ જ્યાં તાપ, એતો આપોઇઆપ અમાપ. એતો૦ (ટેક)

વ્યષ્ટિ સમષ્ટિ નહિ મન વાણી, થાપ નહિ જો ઉથાપ,
જીવ ઇશ્વર જગત્ નહિ જામે, જપે તે કોના જાપ. એતો૦ ૧

ઇંદ્રિ દશ નહિ આડુ અંગા, માન અપમાન નહિમાપ;
તત્વ પાંચ નહિ ગુણુ તીનું, પુણ્ય નહિ કાયે પાપ એતો૦ ૨

માત તાત નહિ જો માયા, બેટા નહિ કોઇ બાપ;
કુલ વરણુ નહિ જ્યાં કાયા, ક્ષર અક્ષર નહિ ખાપ. એતો૦ ૩

---

૪ શકરકો નાલેર-સાકરનું નાળિએર ગમ-જ્ઞાન

૨. આપુ-પોતાની મેળે. વખ-વિષ ખળવૃત્તિરૂપી વિષ ૩ નર ઇ૦-નીચ નરને ? ૪. તેજગંજ-તેજનો સમુદાય બ્રહ્મરૂપી તોય ( જલ ) તેજનો ( જ્ઞાન ) નો સમૂહ છે.

૧ ત્રિવિધિ-કાયિક, વાચિક, માનસિક તીનુ ( ત્રણુ )-અધ્યાત્મ, અધિદૈવ અધિભૂત આપોઇઆપ ( આપે આપ )-પોતેજ. ૨ આડુ-આઠ ( અષ્ટાંગ દંડવતમાં ગણાય છે તે ) ૩. ખાપ- ?

આદ્ય અંત્ય મધ્ય બ્રહ્મ આપે, સંશે નહિ જ્યાં સંતાપ;
કેવલ બ્રહ્મ અગોચર કહીએ, વસ્તુ નિરંતર વ્યાપ. એતો૦ ૪

## પદ ૩૭.

કવિજન આવો તો વાતો કરીએ, દુંપદ માયાનું આવરણ હરીએ.
દુંપદ૦ (ટેક)
જડ ચેતન કેરા ત્યાગ ભાગ જાણી, ઠીક અનુભવે ઠરીએ;
માયા અવિદ્યા દોનું મિથ્યા માની, ફંદ ટાળીને ફરીએ. દુંપદ૦ ૧
નિર્ગુણ રૂપ દેખ્યામાં નાવે, ધ્યાન કેનું તે ધરીએ;
અણભાર ઓછો નહિ આતમ, ભર્યું પાત્ર કયાં ભરીએ. દુંપદ૦ ૨
અનુભવ હોય ત્યાં ભય ક્યમ ઉપજે, દરય પદાર્થે ડરીએ;
ચિત્રામણમાં વાઘ ચિતરીઓ, માર્યો એના કેમ મરીએ. દુંપદ૦ ૩
ફુલ આકાશમાં કેવું ફુલે, વંઝાસુત કયા વરીએ;
સંસા સંગનું નાવ છે સારૂં, તોય મરીચિ કયા તરીએ. દુંપદ૦ ૪
જૂઠી કાવ્ય કરે તે જૂઠી, સુણ વિના કયા ચરીએ;
કેવલ કહે તજ મન કલ્પના, પરાપાર શુદ્ધ પરીએ. દુંપદ૦ ૫

## પદ ૩૮.

જૂઠા શું નાવે ગંગાજલમાં, દયા ધરી નહિ દીલમાં. જૂઠા. ( ટેક )
સતગુરૂ સંતની ન કરે સોબત, પાપ કરે પળ પળમાં;
દમડી સારૂં ધરધર ડોલે, ચાલ ચલે બગચલમાં. જૂઠા૦ ૧
ભેદ વિષયકા રાખે ઘટ ભીતર, માતો ફરે અમલમાં.
પરદારા ચોરીપર પ્રીતિ, ખેલે અવિદ્યા ખલમાં. જૂઠા૦ ૨
પાપબુદ્ધિ જાયે દેવ પૂજવા, કપટ રાખે અક્કલમાં;
અંતર મેલ અજ્ઞાન અંધારૂં, દીવો કરે દેવળમાં. જૂઠા૦ ૩

---

૧. ત્યાગભાગ-જડભાગ ત્યાગી ચેતન ભાગ ગ્રહણ કરવો તે ત્યાગભાગ ( જહદા-જહદ ) લક્ષણા કહેવાય છે. ૨. ભર્યું ઇ૦-જેમ પાત્ર પૂરેપૂરૂં ભરેલું હોય તેને પછી ભરાય નહિ તેમ આત્મા સર્વત્ર સભર ભર્યો છે. ૩. અનુભવ -આત્મા સિવાય બીજું કાંઇ નથી એવો અનુભવ. ૪. સંસાસંગનું સસલાના શૃંગ ( શીંગડા ) ૩. તોયમરીચિ-ઝાંઝવાંનું પાણી ૫. પરીએ-પળીએ.

માળા કરમાં મનનો મેલો, છિદ્ર ખોળે છે છલમાં;
ચાડી ચ્યોર્યાં દ્વેષ ચિત્તમા, મૂરખ ફરે હલમલમાં. જૂઠા૦ ૪

મૂર્ખ શબ્દ ગુરુના નવ માને, નર ચાલે નક્કલમા;
કેવલ કહે સોઇ પડે નકમા, ખુડ્યા માયાના બળમાં. જૂઠા૦ ૫

પદ ૩૨.

( કૂડા એ કૂડા ) કપટી કૂડા એ કૂડા
સતગુરુ સંતની કિંકરને સોબત, ખેલે ખલકમા ખુડા.કપટી૦ ( ટેક )

હુંપદમા નર ચાલે હાલે, મોહ મત્સરમા મ્હાલે;
જમડા તેને લેશે ઝાલી, ઘોર નર્કમાં ઘાલે. કપટી૦ ૧

ઉંટઈદ્રિ જ્યમ ચાલે અવળો, દોષ અવરના દેખે;
પોતાનો પ્રપંચ ન પેખે, લખ ચોરાશી લેખે. કપટી૦ ૨

ડાહ્યો થઇ દુનિયામા ડોલે, વિષયરસ બહુ વહાલો;
કર્મના ધર્મે હિસામ કરીને, ભાળવો શગ્રી ભાલો. કપટી૦ ૩

જડ પદારથ સાચા જાણી, ફરે છે મદ ફુલ્યો;
અંતે તે તો અર્થ ન આવે, દુઃખ દરિઆમા ઝુલો. કપટી૦ ૪

કાગબુદ્ધિ જેવા નર કહીએ, ભૂંડ વિષ્ટાનો ભોગી,
કેવલ કહે નરકના કીડા, રાતા માતા પણ રોગી. કપટી૦ ૫

પદ ૩૩.

જૂઠા એ જૂઠા, શઠ જૂઠા એ જૂઠા,
વચન નગુરા એવા બોલે, અગ્નિ મેહ ઉઠ્યા. શઠ૦ ( ટેક )

આંબ કહેતાં મળે અકુવા, કહે પાણી નહિ કીચા;
લોકામાંહી લંપટ લૂંડા, નાત્ય જાત નહિનીચા. શઠ૦ ૧

---

૪. હલમલમા–ધામધૂમમા. ૫ નક્કલમા–અર્થાત્ અસત્ય જે બ્રહ્મરૂપ તેથી વિપરીત સંસારમા.

૧ સતગુરુ ઇ૦–' સતગુરુ સતનકી કરે ન સોબત ' એવો પાઠ હોવો જોઇએ. ખુડા–ખુદા–ખુદ–પોતે. ૨ ઉટ ઇદ્રિ જ્યમ–ઉટની ઇદ્રિ ( મૂળ નામની પેઠે. ઉંટ અવળું મૂતરે છે તે પ્રસિદ્ધ છે

૧. અકુવા–આકડો.

અંતર મેલે સભામાં આવે, મુખડે બોલે મીઠા;
ચોટે જાતિ આળ ચડાવે, દુષ્ટ નજરે નર દીઠા. શઠ૦ ૨

લાખ તણું તો કરહે લેખું, કર્મે મળે ન કોડી;
આપ તણે તો જોને આંગણીએ, બકરી મળે ના ઘોડી. શઠ૦ ૩

દફામાં બેસીને કરે ડુમાલા, મનના દેખત મોળા;
આપણા ઘરમાં ઘણું અંધારૂં, પારકે ઘેર તે પોંળા. શઠ૦ ૪

કરીએ સોબત સાચા કેરી, જૂઠા સંગે ન જાયે,
માન કેવલ કહે સત્ય શીખામણ, ખોટે માર ખાયે. શઠ૦ ૫

## પદ ૩૪ રાગ કાફી.

મૂરખ કહે માયા મેરીરે, તેમાં તો તલભાર નહિ તેરી. મૂરખ૦ (ટેક)

અંગમાં તો દુશાલા ઓઢે, ફરતી દવાઈ ફેરીરે;
હુકમ કરી હવારો હુવો, ઘણે કર્મે લીઓ ઘેરીરે. તેમાંતો૦ ૧

દેવ દૃષ્ટિ તો કદી ન દેખે, હરામ નજર હેરીરે;
પાંચ કોશને તાપે પડીઓ, વિષય વાત અવેરીરે. તેમાંતો૦ ૨

નીચ કર્મે તો કમાયો નાણું, ભંડાર બહોત ભરેરીરે;
નાણું તો નરકમાં નાખે, તનનો અધોમુખ ટેરીરે. તેમાંતો૦ ૩

કનકની લંકા જો કીની, ના રામનો વર નેરીરે;
મગરૂર દૂત પલકમાં માર્યો, ધૂરકી હો ગયો ઢેરીરે. તેમાંતો૦ ૪

જ્યોત પ્રકાશ આતમ નહિ જાણે, અજ્ઞાન રહે ને અંધેરીરે.
કેવલ કહે વાસનાલિંગ કરીને, બાંધ્યો પાપની બેરીરે૦ તેમાંતો૦ ૫

---

૨. અંતર મેલે-પોતાની મેળે કે મેલા અંતરથી. ૩. કરે હે-કેર છે. ૪. ડુમાલા-ડાહી ડાહી વાતો. ૫. જયે-જઇએ. ખાયે-ખઇએ.

૧. લીયો-લીધો. નજર-નજરે. હેરી-જોવું. પાંચકોશ-અન્નમય વગેરે. અવેરી-વ્યવસ્થા કરી. ૩. નાણું-(નાખેનું કર્તા.) નાખે-નાખશે. અધોમુખ-નીચે મોઢે. ટેરી-ઉંચકીને. ૪. ના ઇ૦-? મગરૂર દૂત-ગર્વિષ્ઠ સેવક-રાવણ. મૂળમાં એ વિષ્ણુનો દ્વારપાળ હતો માટે દૂત કહ્યો છે. ધૂરકી ઇ૦-ગાળનો ઢગલો થઇ ગયો. બેરી-બેડી.

## પદ ૩૫.

મૂરખ કહે પૂત મેરોરે, તન ખોજે તો સગો નહિ તેરો. મૂરખ૦ (ટેક)

દેખ પૂત નહિ હે દુઃખદાયક, લોભે મોહની લેહયોંરે;
વપુ દેખ તીનું વિષ્ટાકે, કર્મ કીટ અન્ન કેરોરે. તન૦ ૧

પંચકોશ છે સહુ પંડમાં, પ્રાણ ક્રિયા કરી પ્રેયોંરે;
બાપ બેટો દોયે એક ચુંદકો, હર્ષ શોક મન હેયોંરે. તન૦ ૨

બુદ્ધિ જ્ઞાન વિષયમાં બરાબર, ઇંદ્રિ અન્તરતા એયોંરે;
વસ્તુ જાણી નહિ શબ્દે વવાયો, ફરે ખાણી ચાર ફેરોરે. તન૦ ૩

જીવ ઇશ્વર કેરો ભેદ નહિ જેમાં, નિરખે સાક્ષી નેરોરે;
કેવલ બ્રહ્મશુદ્ધ અકર્ત્તા, વાં નહિસાં જશ વેયોંરે. તન૦ ૪

## પદ ૩૬.

વેષ ધરી કાં વવાયારે, પોતાનું સ્વરૂપ પોતે નહિ પાયા. વેષ. (ટેક)

ચાર ખાણી ફર્યો લખ ચોરાશી, ધન કારણ તું ધાયારે;
કોડી કોડી કરીને કોટીધજ કહીએ, મૂરખ પડી રહે માયારે. વેષ૦ ૧

માન અપમાન રહ્યો જેના મનમાં, લોકલાજમાં લૂટાયારે;
મોહ મત્સર માયાના મદમા, કાલોકાલ કુટાયારે. વેષ૦ ૨

રંગ્યા પટ મન નહિ રગ્યા, મન મસ્તક ના મુડાયારે;
પ્રપંચ માંહે રાખે બહુ પ્રીતિ, ખલક ધૂતી અન્ન ખાયારે. વેષ૦ ૩

વિવેક વિચાર વિના પોથી વાચે, દુનિયામાં થયા ડાહ્યારે;
કેવલ કહે કં કરે કલ્પના, આત્મજ્ઞાન નહિ આયારે. વેષ૦ ૪

---

૧. તીનું-ત્રણ (વપુ-શરીર) ૩. એયોં-રે ૪. નેરો-પાસે. સાંજ-સાવેર્યો-સાંજ સવાર.

૧. વેષ ધરી-ત્યાગીનો વેષ ધરીને. ૨ કાલો કાળ-દરેક કાળમા. ૩, મન ઉ૦-મસ્તક મુંડાયા, મન નહિ મુડાયા.

## પદ ૩૭.

ભ્રાંતિ મનની ભાગીરે, તે પુરુષ ત્રિગુણ રહી ત્યાગી. ભ્રાંતિ૦ (ટેક)

જીવભેદ વ્યષ્ટિ કેરા જાણે, રાગ વિગે વિત્ત રાગીરે,
ભોગ સહુ વિષ્ટાવત્ ભાસે, લક્ષ શુદ્ધપર લાગીરે. તે પુરુષ૦ ૧

માને ઇશ્વર લોક સમષ્ટિ, અજ્ઞાન અવિદ્યા આગીરે;
બંધ મોક્ષ વાસના કરી બાંધ્યો, જોયું અનુભવે જાગીરે. તે પુરુષ૦ ૨

વ્યષ્ટિ સમષ્ટિ નહિ વિકારા, સાક્ષી સ્વરૂપ સોહાગીરે;
અખંડાનંદ અરૂપ આતમા, તત્વાતીત અત્યાગીરે. તે પુરુષ૦ ૩

મનુષ્યા દેહ અમૂલ્ય શુદ્ધ મળિયો, ભૂલ ભાગી બડભાગીરે;
કેવલ બ્રહ્મ અગોચર કહીએ, થાહ નહિ તે અથાહીરે. તે પુરુષ૦ ૪

## પદ ૩૮.

ભેદા ભેદ નહિ ભાવેરે, જીવ ઇશ્વર તો બ્રહ્મ મળી જાવેરે. (ટેક)

મૂળ અવ્યાકૃત કહીએ માયા, ઇશ પ્રતિબિંબ આવેરે;
એનો સાક્ષી આપ આતમા, પૂર્ણ બ્રહ્મ શુદ્ધ પાવેરે. ભેદા૦ ૧

શરીર તીનું ઇશ્વર સમષ્ટિ, ગુણ તીનું દેવ ગાવેરે;
અધિષ્ઠાન સર્વેકા આપે, નામ ક્રિયામાં તે નાવેરે. ભેદા૦ ૨

કારણ દેહ અવિદ્યા કહીએ, ત્વંપદ સોઇ બતાવેરે;
વ્યષ્ટિ જીવ જાગ્રત વેવારા, સુષુપ્તિમાં તે સમાવેરે. ભેદા૦ ૩

× × × ×

વ્યષ્ટિ સમષ્ટિ તો માયા વૃત્તિમાં, ચૈતન ખેલ રચાવેરે. ભેદા૦ ૪

---

૨. રાગ–પ્રીતિ–સ્નેહ. વીતરાગી–ત્યાગી. અજ્ઞાન ઇ૦–અવિદ્યા રૂપ અજ્ઞાનને આગળ કરીને લોક સમષ્ટિ રૂપ ઇશ્વરને માને છે–આત્માથી ભિન્ન સમજે છે. ૩. અત્યાગી–દૃષ્ટ પદાર્થોનો ત્યાગ કરતાં છેવટે જેમાંથી કાંઇ ત્યાગ ન થઇ શકે એવું શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ.

૧. અવ્યાકૃત–વ્યાકૃત થયા વિનાની–જેના સ્વરૂપમાં ફેરફાર થયો નથી એવી. ઇશ ઇ૦–એ માયામાં પ્રતિબિંબિત ચૈતન્ય તે ઇશ્વર. સાક્ષી–તટસ્થ રહીને જ્ઞાતા.

કાર્ય કારણ ત્યાગ કરીને, રમો અસમી તે રહાવેરે;
કેવલ બ્રહ્મ અગોચર કહીએ, પોતે સ્વરૂપ શુદ્ધ પાવેરે. ભેદા૦ ૫

## પદ ૩૯.

રહેણી સત્ય કહો ગુરરાયે મનુવા ક્યું મરે;
જન્મ રોગ મટી જાયે, કરણી તે ક્યા કરે. મનુવા૦ (ટેક)

પેહેલે મન કયાંથી ઉપન્યું રે, કરે મન શું કામ;
વામો મન તે કયાં વસેરે, નીસાં કહો વાકો નામ. મનુવા૦ ૧

ભૂત પંચ તે મન ભયોરે, વિષયમાં કરે વ્હેવાર;
ભોગ સુખ દુઃખ ભોગવેરે, નર ભયો મન નાર્ય. મનુવા૦ ૨

કર્તા ક્રિયા કર્મ મન કરેરે, જ્ઞાતા જ્ઞાન જ્ઞેય ગાય;
ભોક્તા ભોગ ભોગ્ય મન બયોરે, કલા ત્રિપુટી કહેવાય. મનુવા૦ ૩

લોભી મન ચોદે લોકનો રે, અજ ઇંદ્રાદિક આશ;
કર્મ ઉપાસના મન કરેરે, દેવ ભયો મન દાસ. મનુવા૦ ૪

કામ ક્રોધ લોભ મન કરેરે, ભ્રાંતિનો મન ભંડાર;
જોયે કેવલ મન કેસે જીતીએરે, દેખો સર્વેનો મન સરદાર. મ૦ ૫

## પદ ૪૦.

સતગુરજી કહે સુણો શિષ્ય, મનુવા ધ્યું મરે;
નીર લહેરી એક નામ, સાધન સો સરે. મનુવા૦ (ટેક)

અવિદ્યાને પ્રથમ ઓળખેરે, વાસનાનો જાણે વ્હેવાર;
ભોગ સ્થૂલના તે ભુલીએરે, કલા મન બ્રહ્માકાર. મનુવા. ૧

---

૫. રમો અસમી–' સોઽહમસ્મિ '–તે હું છું.

૧. નીસા–નિશ્ચય.

૧. ધ્યું–આ રીતે. નીર ઇ૦ નીર અને તેની લેહેરો એ એકજ છે, એવી રીતે જગત્ અને બ્રહ્મ એકજ છે એમ સમજાય તો સઘળા સાધન સરે (સિદ્ધ થાય.) કળા ઇ૦–મનને બ્રહ્માકાર કરવાની એ કળા છે.

ગ્રંથી ગાંઠ તીનું ગળ ગઈરે, ઉર્મિ ખટ નહિ ઉર;
ઇષણા ત્રિવિધિ નહિ આપદારે, પૂર્ણ દેખે ભરપૂર. મનુવા૦ ૨

સાક્ષીથકો દેખે સર્વને રે, સર્વે છે બ્રહ્મ સ્વરૂપ;
નિર્ગુણ અણુ ઓછો નહિરે, અક્ષરાતીત અનુપ. મનુવા૦ ૩

નામ રૂપ ગુણ તેહનારે, અધિષ્ઠાન આપોઇઆપ;
અખંડ આનંદ રસ આત્મારે, માયા ન જાને વકા માપ. મનુવા૦ ૪

વેદવાણીથકી વેગળોરે, જીવ ઇશ્વર નહિ જાત;
આણુસગી કેવળ આપ છે રે, અખિલાનંદ અજાત. મનુવા૦ ૫

## પદ ૪૨.

રોકું કેસે ગુરુરાયે, નિશાં મન સ્થિર નહિ;
જોયે પવન પેહેલો મન જાય, કલા અનંત કહી: રોકું૦ (ટેક)

દેવલ સ્થિર મન દેખી લોરે, ફેર ધજા ફરકાયે;
ઇયું કલપે મન ઉરમાંરે, ગુરૂ ગોવિંદ નહિ ગાયે. નિશાં૦ ૧

પીપળ મન જેવું પાનડુરે, ઠામ પલક ના ઠેરાય;
ઉડે પડાઇ આકાશમાંરે, ધન વિષયપર ધાય. નિશાં૦ ૨

પલક આંખ જયમ પાપણીરે, જલ લહેરી વહી જાય;
દશે દિશામાં ફરે દોડતુરે, નર નારીને નચાય. નિશાં૦ ૩

---

૨. ગ્રંથી ગાંઠ-ત્રણ પ્રકારના દેહમાં આત્મબુદ્ધિ અને આત્મામાં દેહબુદ્ધિ એ ત્રણ પ્રકારની ચિત્ અને જડની ગ્રંથિ, એ ત્રણ પ્રકારની ગાંઠ. જેને શાસ્ત્રીય ભાષામાં ગ્રંથિ કહે છે તેજ ગાંઠ, એમ અર્થ કરવાથી પુનરૂક્તિ રહેશે નહિ. ખટ ઉર્મિ-ક્ષુધા તૃષા ( પ્રાણના ધર્મ ), શોક મોહ ( મનના ધર્મ ) જન્મ મરણ (શરીરના ધર્મ) એ છને ખટ ઉર્મિ કહે છે. ઇષણા-પુત્રૈષણા, વિત્તૈષણા, લોકૈષણા, એ ત્રણ એષણા( ઇચ્છા )ઓ કહેવાય છે. ૫. આણુસંગી-લિંગ ( વિશેષ ચિન્હ ) વગરનો.

૧. દેવલ ઇ૦-જેમ દેવાલય સ્થિર છતાં ઉપર ધજા ફરકયા કરે છે તેમ દેહ સ્થિર છતાં મન કલ્પના કર્યા કરે છે. ૨. પડાઇ-હવાઇ. ૩. પલક-પલકારો, પાપણી-પાપણ. આંખની પાંપણની પ્રલક જેવું ( મન ).

ભૂત સરીખો તે મન ભયોરે, અગ્નિ જેસો મન આય;
ગુરૂ ગમથી રહે વેગળોરે, લાલચ મોહ લપટાય. નિશા૦ ૪

કામ કલ્પના તે મન કરેરે, રંક કોણુ કોણુ રાયે,
મારે કેવલ સોઈ મનનેરે, શુદ્ધ સ્વરૂપે સમાયે. નિશા૦ ૫

પદ ૪૨.

અખંડ આનંદ અમાપ, શુદ્ધ સ્વરૂપ સહી,
મન ન જાણે વાકો માપ, લક્ષે વસ્તુ લહી (ટેક)

રતી એક પડી લીલ નીરમારે, સિંધુ ન જાણે વાકુ સોય,
ભ્રાંતિ કલ્પે માયા બ્રહ્મમારે, હરિ આનદ રૂપ હોય શુદ્ધ૦ ૧

અહિ જીવડીમાં કયાથી આવીઓરે, જોતા પછી કયા જાય;
કાટે નહિ તે કોઇનેરે, મન મિથ્યા ભરમાય શુદ્ધ૦ ૨

મૃગજલ સાચું માનીનેરે, ઠીક જલ ત્યા ઠેરાય,
નીર દીસે પણુ છે નહિરે, પ્રપંચ જગત્ પનાય શુદ્ધ૦ ૩

જાગ્રત પદાર્થ જોઇનેરે, ભોગવે વાસનાલિંગ ભોગ,
સુષુપ્તિમા તે શમી ગઇરે, સશે નહિ વૃત્તિ શોગ. શુદ્ધ૦ ૪

કુટસ્થ બ્રહ્મ કેરી એકતા રે, અવિદ્યા વિદ્યા નહિ ઉર,
કેવલ અવાચ્ય પદ કીજીએરે, પૂરણ બ્રહ્મ ભરપૂર શુદ્ધ૦ ૫

---

૪ અગ્નિ જેસો ઈ૦–અગ્નિની જ્વાળા જેવુ અસ્થિર મન આવીને તે પછી ભૂત સરખુ ભટકતુ થયુ ૫ કામ-ઇચ્છા મારે જે શુદ્ધ સ્વરૂપમા સમાય તે મનને મારે

૧ વાકો-( એનો ) બ્રહ્મનુ માપ ૨ અહિ-સર્પ જીવડામા-(જેવરીમા) –દોરડીમા હિંદીમા દોરડીને ' જેવરી ' કહે છે તેનોજ અપભ્રંશ ' જીવડી ' કર્યો છે ૪ શોગ-શોક ૫ એકતા-એકપણુ ૫ અવાચ્ય-વાણીથી કહેવાઇ ન શકે એવુ

## પદ ૪૩.

મોયે સાચી કહો મહારાજ, કર્મ મન શું કરે;
આવી મળ્યો જોગ આજ, સર્વે અર્થ સરે. કર્મ૦ ( ટેક )

મનના ધર્મ દશ માનીનેરે, ઇંદ્રિદ્વારે મન આય;
ભોગી વિષયાકાર મન ભયોરે, થોકે ઘણું દાખ્યું થાય. કર્મ૦ ૧

પંડિત વાંચે મન પોથીઓરે, શ્રવણ કરે મન સોય;
આશા બાંધી મન આથડેરે, દુનિયાં ભાવ રાખે હોય. કર્મ૦ ૨

સાધે જોગી મન સાધનારે, અષ્ટાગ જોગ સાધે ઉર;
સમાધિમા મન સો ગયોરે, જાગ્રત મન હજુર. કર્મ૦ ૩

નવધા ભકિત કરે વૈષ્ણવીરે, વીછળ ભકિત કહેવાય,
કલ્પીને મન ઊભું કરેરે, સ્થિર નહિ મન થાય. કર્મ૦ ૪

કોટી વૈરાટ ઉભાં મન કરે ( રે ), પ્રપંચ રચે અપાર,
માયા કેવલ સહુ મનની રે, અધિષ્ટાન ચૈતન આધાર. કર્મ૦ ૫

## પદ ૪૪.

માયા નહિ વરતી મન, કલ્પના તે કોણ કરે,
ભાસે નહિ કાંઇ ભિન્ન, ધાખો સંશે કોણ ધરે. કલ્પના૦ ( ટેક )

બ્રહ્મસાગર તે સભર ભયોરે, સ્થિર અસ્થિર નહિ થાય;
કુંભ ભર્યો છલકે નહિરે, શબ્દ આકાશે છાય. કલ્પના૦ ૧

મહદાકાશ જેવો નિર્મળરે, મહાકાશ ઘટ દો સમાય,
આવરણ નહિ કછુ એહમાંરે, ગુણાતીત નેતિ ગાય. કલ્પના૦ ૨

આવરણ વિક્ષેપ નહિ ઉનમારે, વાણીપાર શુદ્ધ વસ્ત,
પંચકોશ નહિ આપમારે, ઉદય નહિ કાગે અસ્ત. કલ્પના૦ ૩

---

૧. દશ-દશ ઇંદ્રિયોના ધર્મ તેજ મનના વર્ગ છે. ૨. મન-મનવડે દોય-મન અને કર્મ એવા બે ભાવ. ૩ સો ગયો-રાઇ ગયુ

૧. ધાખો-ધોખો-સદેહ. ( કવિ ઘણી જગાએ એકજ અર્થના બે શબ્દો વાપરે છે. જેમ પ્રપંચ-જગત્, અધિ ગા૦, ઇત્યાદિ. ) ૨ ઘટ ઇ૦-મઠાકાશ ને ઘટાકાશ બન્નેં મહદાકાશમા સમાઇ જાય છે.

સત્વ નહિ ગુણુ તેહમારે, અવિદ્યા વિદ્યા નહિ ઉર;
અકલ્પિત અદર્શ આપ છે રે, પૂર્ણાનંદ ભરપૂર. કલ્પના૦ ૪

આવ્યો ગયો નહિ આત્મારે, અજન્મા આપ અરૂપ;
અવાચ્ય કેવલ પદ ઓઇ છેરે, બ્રહ્મ ચરાચર ભૂપ. કલ્પના૦ ૫

## ગરબી ૧૮

નર અજ્ઞાની, તારૂં અજ્ઞાન થયું તુંને; ભવ ભેદ ભાસે;
વિવેક જોતું વિચારી,
જ્ઞાન પ્રકાશ હુવો ઘટમાં, નામ રૂપ નાસે. નર૦ ( ટેક )

કારણુ શરીર અજ્ઞાન કહીએ, લક્ષ સુષુપ્તિ નહિ લઇએ;
થીર પ્રાજ્ઞે સાક્ષી થઇએ. નર૦ ૧

વાસના લિંગ ચિદાભાસ સાક્ષી, કલા જ્ઞાન બુદ્ધિ પ્રકાશી;
ભેદાભેદ તે એમાં ભાસી. નર૦ ૨

ઇંદ્રિદ્વારે જો બુદ્ધિ આવે, ભોગ સ્થૂળના જો તેને ભાવે;
પાપ પુણ્ય ફળ તે પાવે. નર૦ ૩

અંતઃકરણુ સંચકાર આણી, પંચ વિષય ભોગવે તે પ્રાણી;
હર્ષ શોક માને લાભ હાણી. નર૦ ૪

ઘાટ અનંત બુદ્ધિના ઘડીઆ, જડ ચૈતન ત્રિપુટી જડીઆ;
નહિ ખબર જો તેને નડીઆ. નર૦ ૫

બ્રહ્મ સત્તાથી સર્વે ભાસે, કલા અખંડ સત્ય પ્રકાશે;
જીવ શિવ કોગ ભેદ તેનો જાશે. નર૦ ૬

---

૧ લક્ષ ઇ૦–કારણુ શરીરની અવસ્થા સુષુપ્તિ છે તે પણુ બ્રહ્મનું લક્ષ્ય સ્થાન નથી, અર્થાત્ સુષુપ્તિ એ બ્રહ્મનું સ્વરૂપ નથી થીર ઇ૦–સુષુપ્તિનું જાણુનારૂં જે બ્રહ્મ સાક્ષી સ્વરૂપ છે જેને પ્રાજ્ઞ કહે છે તે ત્રણે અવસ્થાઓમા સ્થિર છે–એકનું એક છે. ૨. સ્વપ્નાવસ્થાનું સૂક્ષ્મ શરીર વર્ણે છે વાસનાલિંગ ઇ૦. ભાસી–ભાસે. ભેદાભેદ–સ્વપ્નમા સાક્ષી બ્રહ્મ આત્મા છે એમ છતા તે પોતામા કલ્પાયેલા સ્વપ્ન પદાર્થોને પોતાનાથી ભિન્ન જુએ છે, માટે ભેદ અને અભેદ બન્ને એ અવસ્થામા જોવામા આવે છે. ૩. જાગ્રત અવસ્થા વર્ણે છે. ઇંદ્રિદ્વારે ઇ૦. ૪. સંચકાર–સસ્કાર

ભેદ નામ રૂપ ભ્રાંતિ ભાગી, ત્વંપદ તત્પદ રહ્યો ત્યાગી;
લક્ષ અસિપદ તેમાં લાગી. નર૦ ૭

નિરવિકલ્પ બ્રહ્મ શુદ્ધ ન્યારો, સર્વે સ્વરૂપ તે સોહ્‌ં સારો;
વસ્તુ કેવલ સત્ય વિચારો. નર૦ ૮

## ગરબી ૨.

વસ્તુ શુદ્ધ વિચારો, શોધી જોને તારૂં કોણ સ્વરૂપ;
કાર્ય કારણ દૂર કરી ન્યારો, તેથી સાક્ષી અખંડ અનુપ. વસ્તુ૦ (ટેક)

માયા શુદ્ધ કે જે માંહી, તત્વ નહિ જાકે જો ત્યાંહી;
કલ્પે કોણ નહિ વૃત્તિ કાંહી. વસ્તુ૦ ૧

કારણ માયા પ્રથમ કહીએ, લોક ગુણ ભેદ તેના લઇએ;
સ્થૂળ વૈરાટ જાણી થીર થઇએ. વસ્તુ૦ ૨

વ્યષ્ટિ સમષ્ટિ કહે વેદ વાણી, માયા અવિદ્યા જીવ ઇશ માણી;
જગત્ કર્તાદિ વૃત્તિ જાણી. વસ્તુ૦ ૩

સ્થૂળ સૂક્ષ્મ કારણ થાઈ, અવસ્થા જાગ્રતાદિ યામેં આઇ;
પ્રપંચાકાર વિષય પાઇ. વસ્તુ૦ ૪

ભૂત પંચ મહાભૂત ભાસે, કોશ પાંચ માયા પ્રકાશે;
નામ રૂપ ગુણ ભાસ હોયે નાસે. વસ્તુ૦ ૫

નિર્ગુણ ગુણ થકી રહે ન્યારો, હરિ સર્વેને જાણનહારો;
તત્ત્વમસિ સ્વરૂપ તારો. વસ્તુ૦ ૬

ઉપનિષદનો અર્થ આણે, મહાવાક્ય જેને પરમાણે;
જથારથ બ્રહ્મ સ્વરૂપ જાણે. વસ્તુ૦ ૭

સચ્ચિદ આનંદ શુદ્ધ સોઈ, અખિલ બ્રહ્માંડ એકરસ ઓઇ,
કેવલ અવાચ્યપદ કલે કોઈ વસ્તુ૦ ૮

---

૧. માયા ઈ૦-જો બ્રહ્મમાં શુદ્ધ માયા છે એમ કહે તો તે માયા જાતેજ નિસ્તત્વ છે અને તેથી તેનું તત્વ બ્રહ્મમાં નથી. ૩ માયા ઇ૦-માયાની ઉપાધિવાળો ઇશ્વર અને અવિદ્યાની ઉપાધિવાળો જીવ. ૫ નાસે-ભાસ થાય છે પણ તે નાશ પામે છે. ૮. કલે-જાણે.

## ગરબી ૩.

મૂરખ નર અભિમાની, તન ખોવ્યું નહિ તારૂં, ભોગ દેખી ભૂલ્યો;
આત્મસુખ નહિ આયો,
માયાકેરૂં સુખ સત્ય માની, દુઃખમાં તું ડુલ્યો. મૂરખ૦ (ટેક)

ચાતુર થઇને ફર્યો ખાણ ચારી, ચૈતન સ્વરૂપ નહિ વિચારી;
નાણું વ્હાલું કર્યું સુત નારી. મૂરખ૦ ૧

લેવાઇ રહ્યો તું લોકલાજે, કાંયે થયું ન તેણે શુદ્ધ કાજે;
સંચિત કમાયો પાપકેરાં સાજે. મૂરખ૦ ૨

મન કલ્પે તે સર્વે માયા, દેખી પદારથ થયા ડાહ્યા;
કૂડ કપટમાં તું કુટાયા. મૂરખ૦ ૩

કોડી કોડી કરીને કરોડો કરીઆ, ધરણીમાં રહે તે ધરીઆ;
તે ઉપર નાગ અવતરીઆ. મૂરખ૦ ૪

વાણી વેદમાં તું વવાયો, કર્મ ઉપાસના દો કમાયો;
મૂળ જ્ઞાન વિના તું ભરમાયો. મૂરખ૦ ૫

પ્રપંચમાં તું તો વાંચે પોથી, સ્થિર વૃત્તિ વિના સર્વે થોથી;
દૂર રહે (તું) સાક્ષી દોથી. મૂરખ૦ ૬

સંત હરિ ગુરુ નાહ સેવ્યા, દયા ધર્મ નહિ દેવી દેવા;
લાલચમાં તું ફરે ધન લેવા. મૂરખ૦ ૭

કહે સંત બહુ પોકારી, નહિ સાંભળે તેતો નરનારી;
દેખ કેવલ તેને નર્કે ડારી. મૂરખ૦ ૮

---

૧. ચારી-ચારે ૨. સંચિત ઇ૦-પાપનાં સાજે (સાધને કરીને) સંચિત કર્મ-જે હવે પછીના જન્મોમાં ભોગવવાં પડશે તે-કમાયો. ૫. વાણી વેદમાં-વેદની વાણીમાં. ૬. થોથી-થોથાં-તુચ્છ-નકામી. દૂર ઇ૦-તું સાક્ષી રૂપે થઇને દોથી (કર્મ અને ઉપાસનાથી) દૂર રહે.

## ગરબી ૪.

સાંભળ મન સંસારી, સામાન્ય જ્ઞાન છે સહુને, વિશેષ વિચારો;
આત્મ નહિ અણુ ઓછો, બ્રહ્મઅખંડ શુદ્ધ ભાસે, નામ થકી ન્યારો. સાં૦ (ટેક)

કાષ્ટ મધ્યે જ્યમ અગ્નિ કહીએ, દેખ વિશેષ અગ્નિ જો દઇએ;
સ્થૂળ કાષ્ટ બળી અરૂપ થઇએ. સાંભળ૦ ૧

સામાન્ય સત્તાથી સર્વે સરખો, નેન સૂરજવડે સૂર નરખો;
પોતાવડે જો પોતે પરખો. સાંભળ૦ ૨

જાનનહાર સત્તાથી જાણે, મોક્ષાનંદ બ્રહ્મ તે માણે,
અદ્વૈતમાં દ્વૈતભેદ નહિ આણે. સાંભળ૦ ૩

જોયે સૂરજ એક બ્રહ્મ જાતિ, નીરમાં પડયું બિંબ કુટનાતી;
ભાસે દેહ બીતર ચિદા ભાતિ. સાંભળ૦ ૪

ઘટાકાશ મહદાકાશ એક ગણીએ, ભેદ અભ્રાકાશ જલ ભણીએ;
જીવ ઇશ્વર દોએ માયા જાણીએ. સાંભળ ૦ ૫

---

૧. સામાન્ય-આત્મા છે અને હું આત્મા છું, એ સામાન્ય જ્ઞાન તો સહુને છે. કાષ્ટ મધ્યે ઇ૦-લાકડામાં સામાન્ય અગ્નિ રહ્યો છે, પણ તે લાકડાને બાળતો નથી, પણ જો તેને અગ્નિના વિશેષ રૂપનો સંયોગ કરી આપવામાં આવે તો લાકડું લાકડા રૂપે ન રહેતાં અરૂપ થાય છે. તેમ સામાન્ય રૂપે સર્વમાં આત્મા છે પણ તેનું વિશેષ રૂપે જ્ઞાન થવાથી મોક્ષ થાય છે. ૨. બીજું દૃષ્ટાંત આપે છેઃ નેન ઇ૦-આંખો અને સૂર્ય વડે સૂર્ય દેખાય છે, પણ તે બન્ને છતાં આત્મા રૂપી ત્રીજી સત્તા ન હોય તો તે દેખાય નહિ માટે બન્નેનો દ્રષ્ટા આત્મા છે તેને ઓળખો. ૪. ચિદાભાતિ-ચિદાભાસ. સૂર્યનું પ્રતિબિંબ જળમાં પડે છે તેમ બ્રહ્મનું પ્રતિબિંબ બુદ્ધિમાં પડે છે તેને ચિદાભાસ કહે છે. કુરનાતી-? ૫. આકાશના ચાર ભેદ કરીને જીવ, ઇશ્વર, કૂટસ્થ અને બ્રહ્મનું સ્વરૂપ સમજાવે છેઃ ઘટાકાશ ઇ૦. પાણી ભરેલો ઘડો આકાશનો જેટલો ભાગ રોકે છે તે ઘટાકાશ; એ ઘટાકાશ સહિત ઘડાના પાણીમાં આકાશનું પ્રતિબિંબ પડે છે તે જળાકાશ; આકાશમાં મેઘમંડળ જેટલો ભાગ રોકે છે તે તથા એ મેઘમંડળમાં આકાશનું જે પ્રતિબિંબ પડે છે તે મળીને મેઘાકાશ કે અભ્રાકાશ કહેવાય છે. સર્વત્ર વ્યાપી રહેલા આકાશને મહદાકાશ કહે છે. એમ ઘટાકાશ સ્થાને કૂટસ્થ બ્રહ્મ, જળાકાશ સ્થાને ચિદાભાસ રૂપ જીવ, અભ્રાકાશ સ્થાને ઇશ્વર; અને મહદાકાશ સ્થાને બ્રહ્મ સમજવું.

લક્ષારથ એકતા લીજે, રસ અખંડ આત્મ રીજે;
પરમ કેવલ શુદ્ધ પતીજે. સાંભળ૦ ૬

## પદ ૫.

સાંભળ મન સંસારી, ત્રિપુટી એક તાર જગતને તે જાણે;
એક ચૈતન આધાર, પ્રપંચ કેરા આ પંડ મિથ્યા રસ માણે. સાં૦ (ટેક)

જાગ્રત સ્થૂળના તે ભોગ જાણે, ત્રિગુણી વિષય કેરા મન તાણે;
વિશ્વ અભિમાની તે વખાણે. સાંભળ૦ ૧

કાયા સંબંધિ સગાં મારાં કરે, ફેરા ચોરાશીમાં જીવ તે ફરે;
ઠીક બ્રહ્મમાં વૃત્તિ નાહિ ઠરે. સાંભળ૦ ૨

મોહાકાર થઇ મનડું મોહ્યું, જીવપણું તેણે નહિ જોયું;
ખરું ધન એણે સર્વે ખોયું. સાંભળ૦ ૩

વાસનાવિંગમાં તું વવાયો, પ્રપંચનો તે પાર નહિ પાયો;
દુનિયાં દેખીને થયો બહુ ડાહ્યો. સાંભળ૦ ૪

સૂક્ષ્મ શરીર જેમ વૃક્ષ છાયા, મૂરખ સ્વપ્ન દેખી ભરમાયા;
મિથ્યા ઉદે કરે બહુ માયા. સાંભળ૦ ૫

કારણ અવિદ્યા કેરું મૂળ કહીએ, સ્થૂળ સૂક્ષ્મ જામેં લય થઇએ;
રહેણી સુષુપ્તિવત્ રહીએ. સાંભળ૦ ૬

તીનું કેરા સાક્ષી સ્વરૂપ તેરા, મિથ્યા ચિદાભાસ કહે તે મેરા;
વિવેક વિચાર કરી અર્થ વેરા. સાંભળ૦ ૭

અવાચ્ય પદ તે સ્વરૂપ એહી, દેશ કાળ વસ્તુ વિદેહી;
કેવલ કેવલને તે કયા કેહી. સાંભળ૦ ૮

---

૧. ત્રિપુટી એક તાર–ત્રિપુટીમા એક તાર રૂપ. ૫. મિથ્યા ઇ૦–મિથ્યા એવી માયાનો બહુ ઉદય કરે. ૬. જામેં–જેમાં. ૭. વેરા–નાખો–અર્થાત્ કરો. ૮. વિદેહી–અર્થાત્ 'રહિત.' કેહી–કહે.

## પદ ૬.

મૂરખ સુણુ મૂઢમતિ, ભગવત્ કેરો ભેદ અમૃત નહિ ભાવે;
પ્રપંચમાંહી લપટાયો, નગુરાને નહિ કહ્યુ જ્ઞાન સાંભળવા તે નાવે. મૂ૦ (ટેક)

માન ગુમાન જેના મનમાં, તત્વ ન જાણે અહંકાર તનમાં;
જૂઠો બેઠો નહિ સાધુજનમાં. મૂરખ૦ ૧

કર્મ અનેક ઉંધાં કરતા, દૈવથકી તે તો નહિ ડરતા;
ફેરી ચોરાશીમા તે ફરતા. મૂરખ૦ ૨

કુમતિ અનેકની તે નિંદા કરશે, ભૂંડની પેરે તે પાપી પેટ ભરશે;
હરિ સર્વે તેનુ ધન હરશે. મૂરખ૦ ૩

સંત ગુરુ સંત હરિ નહિ સેવે, લંપટ ઉલટું તેનું વિત્ત લેવે;
દુષ્ટબુદ્ધિમા તેને દુ:ખ દેવે. મૂરખ૦ ૪

ચાલ સુધી તે તો નહિ ચાલે, ધોળ કુટુંબમાં તે નર મ્હાલે;
મૂરખ થઇને હું હું કરી મા'લે. મૂરખ૦ ૫

દુર્મતિમાં નર થયા ડાહ્યા, ગુરુગોવિંદ ગુણ નહિ ગાયા;
પાપી અનરથ ફળ તે પાયા. મૂરખ૦ ૬

લંપટ નીચમાં જન્મ લેશે, કર્મ તણા મારા તે કુને કહેશે;
દુર્મતિ દુ:ખ તુંને જમ દેશે. મૂરખ૦ ૭

દેહદર્શી ગુણદોષ દેખે, પૂરણ બ્રહ્મ તે તો નહિ પેખે;
વિષયી થઇને ઓર ઉવેખે. મૂરખ૦ ૮

મદ મત્સરમાં તે થયા મોટા, પાણી તણા તે પંડ પરપોટા;
ખેલ માયાના સર્વે ખોટા. મૂરખ૦ ૯

ખોટા સંગાતે જીવ માર ખાતો, જૂઠું બોલીને જમ હાથે જાતો;
ગુરુના ગુણું તોએ નહિ ગાતો. મૂરખ૦ ૧૦

---

૧ ભેદ અમૃત–મર્મરૂપી અમૃત. ૫. સુધી–સીધી. ૭. કર્મતણા ઇ૦–પોતાનાં કર્મનો માર પોતાને વાગશે તેની ફરિયાદ કોને કરશે ? ૮. દેહદર્શી–દેહનેજ આત્મા માનનાર. ઓર–બીજાને, ઉવેખે–અવગણના કરે.

માન શીખામણ સત્ય મારી, સંત કહે તુને વાત સારી;
કુંપદમાં માયા જશો હારી. મૂરખ૦ ૧૧

વિચાર્યો વિના સુખ માને વખમાં, મૂંઢને નાવે રામ નામ મુખમાં;
દેખ કેવળ કહે પડયા દુઃખમાં. મૂરખ૦ ૧૨

## પદ. ( બાર માસ ) ૭.

વિષયમાંહી વિસાર્યો કયમ વહાલો, લક્ષ્મીવર બ્રહ્માનંદ લાલો. વિ૦ટેક

કારતકે ક્ષણમાં જાશે કાયા, મૂર્ખ તારી પડી રહેશે માયા;
ગુરુગમ ગોવિંદને ન ગાયા. વિષય૦ ૧

માગશરે મન વિષયમાં મોહ્યુ, ખરૂં ધન અખંડ પદ ખોયુ;
હરદે નહિ બ્રહ્મ સ્વરૂપ જોયું. વિષય૦ ૨

પોષે તો પરખ્યા નહિ પિંડમાં, ડૂલી રહ્યો માયા કેરા દંડમાં;
અજ્ઞાને કરી આવે જાવે અંડમા. વિષય૦ ૩

માહે મને મીઠી લાગી માયા, ધંધામાંહી અંધ થઇ ધાયા;
લક્ષારથ આનંદ નહિ લાયા. વિષય૦ ૪

ફાગણે માયાવાડી ફૂલી, ખાણી ચાર કલી અનંત ખુલી;
મોગરસમાં ભમર ગયો ભૂલી. વિષય૦ ૫

ચૈતરે મન ચિત્ત કરે ચોરી, કાલજ તેનું કાળે ખાધું કોરી,
દુર્મતિ જમડે લીધો દોરી. વિષય૦ ૬

વૈશાખે તો વવાયો તું વાતે, ભૂલો પડયો માયા કેરી ભાતે;
લુંઠા તને જમડા મારે લાતે. વિષય ૦ ૭

જેઠે તો બ્રહ્મ દૂર જાણ્યો, માયાતીત પાસે નહિ માણ્યો;
તેણુ પાપે ત્રિવેણીમાં તાણ્યો. વિષય૦ ૮

---

૧૧. માયા-પૂંજી ૧૨. વખમા-વિષમાં-ઝેરમાં

૨. હરદે-હૃદયે. ૩. પંડમાં ઇ૦-શરીરમાં પરમાત્માને પરખ્યા નહિ. અંડમાં-બ્રહ્માડમા. ૪. લક્ષારથ ઈ૦-મહા વાકયનો લક્ષ્ય અર્થ જે આનંદ તે તેં મનમાં આણ્યો નહિ. ૫. કલી માયા વાડીમાના ફૂલોની કળી. ૮. ત્રિવેણી-વૈતરણી. અથવા ત્રિપુટી રૂપી કે ત્રણ ગુણ રૂપી ત્રિવેણી.

અષાડે તો આનંદ નાખ્યો ઉરા, નરખી નહિ અખંડવર પૂરા;
પંડ ધરી પાપ કમાયો પૂરા. વિષય૦ ૯

શ્રાવણે શિવ સંત નહિ સેવ્યા, દેખ્યા નહિ આત્મરૂપ દેવા;
માણ્યા નહિ મોક્ષ આનંદ મેવા. વિષય૦ ૧૦

આશોએ તો અનુભવ નહિ આયો, નિર્ગુણ જાણ્યામાંહી નાયો;
ગુણાતીત ગોવિંદકુ ન ગાયો. વિષય૦ ૧૧

અધિક માહે આનંદ રવિ ઉરા, પૂર્ણાનંદ સ્વતંત્ર પૂરા;
શુદ્ધ જાણે સંત કેવળ શૂરા. વિષય૦ ૧૨

## અથ ગરબો માતાજીનો ( તિથિઓ ). ૮

અંબા રમવા આંહિ આવો, લહેરી સંગે બહુચરને લાવોરે. અં૦ (ટેક)

એકમેં એક આજ્ઞા જો આપો, સ્થિરમન કુંભસ્થાપનાજ થાપો;
કંધ કર્મ કરેલાં અમારાં કાપોરે. અંબા૦ ૧

બીજે તો શુદ્ધ સમારો બુદ્ધિ, અજ્ઞાને વૃત્તિ ન ચાલે સુધી;
સત્ય થાયે બ્રહ્મ સન્મુખ શુદ્ધિરે. અંબા૦ ૨

ત્રીજે તો ત્રિવિધિ તાપ ટાળો, બીજ નવ બ્રહ્મ અગ્નિમાં બાળો;
ભવાતીત સ્વતંત્ર ભાળોરે. અંબા૦ ૩

ચોથે તો ચેતન થઇને ચાલો, મહાપદ તત્ત્વમસિમાં મા'લો;
ઠામ અણુ બ્રહ્મ વિના ન ઠાલોરે. અંબા૦ ૪

પાંચમે પાંચ તત્વ પાયા, ગુરુગમ જ્ઞાન અગમ ગાયા;
અલખ રૂપ અરસ પરસ આયારે. અંબા૦ ૫

લેખ ખટ ખોજ કરીને લીજે, રહેણી સત્ય અંડ વર રીજે;
પ્રેમ કરી બ્રહ્મરસ પીજેરે, અંબા૦ ૬

---

૯. ઉરા-ઉરમા અથવા ઓરો-પાસે.

૩. નવ-નવીન જન્મ આપનારૂં બીજ. અથવા પાચ જ્ઞાનેંદ્રિય અને ચાર અંતઃકરણ રૂપી નવે બીજ. ૬ ખટ-છક લિાય બતાવનારો શબ્દ વાપર્યો છે, છતાં છ શાસ્ત્રના લેખ, એવો પણ અર્થ છે. રહેણી-સત્ય રહેણીથી.

સાતેમે સાત ભોમિકા સાધો, બુદ્ધિવંત તે સંગે પ્રીત બાંધો;
લક્ષારથ આનંદ સ્વરૂપ લાધોરે. અંબા૦ ૭

આઠમે એક આવરણ નાવે તે ઉરા, સંત સોઇ ઉર્મિ છતે તે શૂરા,
પાવે સત્ય બ્રહ્મસ્વરૂપ પૂરારે. અંબા૦ ૮

નોમે નવ વાસના થકી તુ ન્યારો, સર્વે માંહી આપ સ્વરૂપ સારો,
પ્રાણપતિ અતિ રતિમા ધ્યાગેરે. અંબા૦ ૯

દશમે તું તો સાક્ષી સ્વરૂપ દેવા, સેવક આપ આપની કરે તે સેવા;
લક્ષારથ અખંડ આનંદ લેવારે. અંબા૦ ૧૦

વૃત્તિ દશ ઇંદ્રિ ને મન વારો, ખલક ભોગ સર્વે લાગે જો ત્યારો;
તત્વાતીત સ્વરૂપ ભાસે તે તારોરે. અંબા૦ ૧૧

બારસે બાર દ્વાર રહ્યો છે બાસી, નિર્ગુણ બ્રહ્મ શુદ્ધ અવિનાશી,
ગુણાતીત વેદ ચાર ગાસીરે. અંબા૦ ૧૨

તેરસ પીવે કોઇ સાધુ તનમાં, મહા પદ માણી રહ્યા તે મનમા,
જીવ શિવ મળી ગયા તે જનમારે. અંબા૦ ૧૩

ચૌદશે ચૌદ લોક ચિન્યા, તત્વમસિ સ્વરૂપ અખંડ તેન્યા;
રસબસ હોઇ સ્વરૂપે રેન્યારે. અંબા૦ ૧૪

પૂર્ણ માસ આનંદ પાયો, નામ રૂપ ગુણમા તે નાયો;
આધ અંત મધ્યમા પ્રકાશ આગેરે. અંબા૦ ૧૫

ગમ કરી ગરમો માતનો ગાશે, સ્થિરમન નરનારી તે થાશે;
કેવલ કહે માઇ ત્યા પ્રકાશેરે. અંબા૦ ૧૬

---

૭ સાત ભોમિકા–સદિચ્છા, સુવિચારણા, તનુમાનસા, સત્વાપત્તિ, અસંસક્તિ, પદાર્થાભાવિની તુરીયા, યોગવાસિષ્ઠ વગેરેમા પ્રસિદ્ધ છે. લાધો–પામો. ૯. રતિમા–બ્રહ્માનંદ રૂપી રમણમા ૧૧. વૃત્તિ ઇ૦–દશ ઇંદ્રિયો ને મનની વૃત્તિને અટકાવો. ૧૪. ચિન્યા–જાણ્યા. તેન્યા–તેના–મતલબ કે તેનું સ્વરૂપ અખંડ છે રેન્યા–રેણ્યા–એક રૂપ કર્યા. ૧૫. નાયો–ન આવ્યો.

### પદ. ૯

વહાલે તો વિહારી સંગ બાંધો. ( ટેક )
વિહાર કરવા ઉપાય વેદવાણી, વ્યષ્ટિ સમષ્ટિ દ્વંદ્વ બાધો. સખી૦ ૧
જગમેં સ્થાવર ચાર ખાણી મધ્યે જોયું, લાલન સ્વરૂપ સત્ લાધો. સખી૦ ૨
દાસ કેવલ કહે કૃષ્ણ જેને દરસ્યા, સંસાર સુકિત કરી સાધો. સખી૦ ૩

### પદ. ૧૦

નીર જમુનાકો શુદ્ધ નાહીએ, સખી ચલો. ( ટેક )
જમુનાની તીરે જઇ ખેલે રંગ જીવન, સ્થિર મન જોઇ જોઇ થઇએ. ચલો૦ ૧
માનુની સર્વે જુએ ટોળે મળીને, જોવા કનૈયાને જઇએ. ચલો૦ ૨
મહીં વેચવાને ચાલી છે મહીયારી, ગુણ ગોવિંદ કેરા ગાઇએ. ચલો૦ ૩
દાસ કેવલ કહે કૃષ્ણ જેને દરસ્યા, પ્રેમે આનંદ રસ પાઇએ. ચલો૦ ૪

### પદ. ૧૧

ભ્રાંતિ ભૂલ મન ભાગી, સખી સત્ય ભ્રાંતિ ભૂલ મન ભાગી. ( ટેક )
જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ નહિ જેમાં, લક્ષ તુરીપાર લાગી. સખી૦ ૧

---

૧. બાધો–બાધિત કરો–મિથ્યા સમજો. ૨. લાલન–બ્રહ્મ. ૩. સુકિત–સુકૃત રૂપ કરીને

૧. આ પદ અધ્યાત્મ પરત્વે પણ લગાવી શકાય છે. જેમ, જમુના શબ્દથી ગંગા સરસ્વતીનું પણ ગ્રહણ કરી શકાય છે ને તેથી ઇડાપિંગળા સુષુમ્ણા દ્વારા સમાધિનું સૂચન કર્યું છે. અથવા શમાદિ અંતસાધનથી અંતકરણની શુદ્ધિ કરવી તેને જમુનાના નીરમા સ્નાન સમજવું. સમાધિમાં અથવા શુદ્ધ થયેલા અંતકરણમાં આત્મદર્શન થાય છે માટે જમુનાની તીરે જીવન રંગ ખેલે છે, એમ કહ્યુ છે. સમાધિમા મનની સ્થિરતા થાય છે માટે કૃષ્ણ દર્શનથી મનની સ્થિરતા વર્ણવી છે મનની સમગ્ર વૃત્તિઓને માનુનીઓ કહી છે કેમકે સમાધિમા મનની બધી વૃત્તિ આત્મામા એકાકાર થાય છે. મનની વાસનાઓને તજી દેવાની છે માટે તેને મહી વેચવાનું કહ્યું છે.

૧. ભ્રાંતિ ભૂલ–ભ્રાંતિથી ઉપજેલી ભૂલ. સત્ય–સાચે. ( અવ્યય ) તુરી પાર–તુરીયા અવસ્થાની પાર–ઉન્મની ( મનરહિત ) અવસ્થામા.

સ્વપદ તત્વ પદ અસિપદ તું છે, જોયું તે અનુભવે જાગી. સખી० ૨
બ્રહ્મ સકલ ઘટ આકાશવત્ ભાસે, ત્રિગુણી માયા મત્ય ત્યાગી. સખી० ૩
દાસ કેવલ કહે કૃષ્ણ જેને દરસ્યા, રસ બસ હોઇ અનુરાગી. સખી० ૪

### પદ ૧૨.

મૂરખ આંબળો તું મનકેરો મેલજે રે,
ખાતે ખાવિંદ સંગાતે શુદ્ધ ખેલજેરે. મૂરખ० (ટેક)
કાયા મિથ્યાનું અભિમાન બહુ કરે,
ઠીક ચિત્ત ગુરુ ચરણમાં નહિ ઠરેરે. મૂરખ० ૧
આપ જાણ્યા વિના ફરે અંવ આપમારે,
તે તો બળે ધંધો ત્રિવિધિના તાપમાંરે. મૂરખ० ૨
જાણે ઘરમા તે હું બહુ જાણું છુરે,
પંડ ખોજ્યા વિના બુદ્ધિ જડ પાણુ છેરે. મૂરખ० ૩
વેદી જાણ્યા વિના કહે તે આ વેદ છુરે,
દેહી જાણ્યા વિના કહે તે આ દેહ છુરે, મૂરખ० ૪
હું હું કરતાં જન્મારો સહુ હારીઆરે,
માર્યો વિના પ્રાણી જમે મારીઆરે. મૂરખ० ૫
ઓળખ્યો નહિ તે આતમારે,
માને નહિ હું તે પરમાતમારે. મૂરખ० ૬
કૂડ કપટી કુટુંબ તે વહાલા કરેરે,
ફેરા ચોરાશીમાં બહુ તે પ્રાણી ફરેરે મૂરખ० ૭
ચાલ ગુરુ કહે એવી નર ચાલ છેરે,
મહા આનંદ કેવલ શુદ્ધ મહાલ છે રે. મૂરખ० ૮

---

૩ ઘટઆકાશવત્-ઘટાકાશ ને મહદાકાશને જેમ એક આકાશજ સમજાય છે તેમ. મત્ય-મતિ

૧. કાયા મિથ્યાનું-મિથ્યા કાયાનું. ૨. આપમાં-અહંકારમા. ૩. પાણુ-પથરો. ૪. વેદી-વેષ ધારણ કરનારાને અર્થાત્ જીવને. વેદ-વેષવાળો ( પક્ષિ પૃષ્ઠ ૩૫ ) દેહી-દેહવાળો-જીવ. ૮. ચાલ છે-ચાલે છે. મહાલ છે, મહાલે છે.

પદ ૧૩.

માને દેહનું અભિમાન મનમાંરે, તે તો મહા દુઃખ ભોગવે તે તનમાંરે
માં० ( ટેક )

દેહ આપણો માન્યામાં મહા દુઃખ છેરે,
સત્ય સ્વરૂપ જાણ્યાથી આનંદ સુખ છેરે. માને० ૧
માને દેહ સબંધી સહુ માહરો રે.
તેતો ખોજી જોતાં કોઇ (નહિં) વાહરો રે. માને० ૨
નિશ્ચે ગુરુનું વચન તે માને નહિ રે,
લોક લાજની અજ્ઞાનતા વણી લહી રે. માને० ૩
દીલ શુદ્ધિથી સેવે નહિ ગુરુદેવને રે,
મૂરખ મૂકે ના પોતાના અહમેવને રે. માને० ૪
રાત દિવસ વિષયના રંગમાં રમે રે,
ગુરુ શાસ્ત્રના વચન તેને નવ ગમે રે. માને० ૫
કોય તન મન ધન અર્પણ કરે રે,
તે તો વિદેહીની પેરે ભવમાં તરે રે, માને० ૬
એક જાણ્યો નિજ સર્વમાંહી આતમા રે,
પોતે સ્વરૂપે થયો પરમાતમા રે. માને० ૭
ગુરુજ્ઞાનથી અરૂપમાં મળી ગયો રે,
અહા કેવલ આનંદમાં ભળી ગયો રે. માને० ૮




પદ ૧૪.

નિશ્ચે ગુરુની સેવા જો તને નાવડી રે,
તે તો ગધેડી દોહ જો તજી ગાવડી રે નિશ્ચે० (ટેક)
પશુ પારસ તજીને પૂજે પાણને રે,
તે તો જાણ તજી માને તે અજાણને રે. નિશ્ચે० ૧
કલ્પતરૂ તજીને સેવે કેરને રે,
જૂઠો અમૃત તજીને પીવે ઝેરને રે. નિશ્ચે० ૨

૧. નાવડી-ન આવડી. ૨. કેરને-કેરડાના ઝાડને.

ગુરુ કહે તે માને ન સત્ જ્ઞાનને રે,
અંધ અવળો ચાલે તે અજ્ઞાનને રે. નિશ્ચે૦ ૩

જાણ્યા વિના તે દુઃખ દેવે જીવને રે,
સત્ સ્વરૂપ સેવે તે ગુરુ શિવને રે. નિશ્ચે૦ ૪

મૂર્ખ જડની તે પૂજે જઇ મૂરતિ રે,
શુદ્ધ સ્વરૂપ સંગાતે નહિ સૂરતી રે. નિશ્ચે૦ ૫

માન મનુષ્યા દેહ ફરી ન મળે રે,
ભૂલ્યે અવસર ભૂતોમાં તું તો જઇ મળે રે. નિશ્ચે૦ ૬

ગુરુ વેચે તો વેચાણો નવ ગયો રે,
સ્થૂલ બુદ્ધિમાં અજ્ઞાને અવળો થયો રે નિશ્ચે૦ ૭

ધૂળ જેવો દેહ અભિમાન બહુ ધરે રે,
કેવલ કહે શીખામણ તેને શું કરે રે. નિશ્ચે૦ ૮

## ( નિર્ગુણીપદો ) પદ ૧૫.

કામકાજ વિના કુટાણા, સંતો ભાઇ, લોકલાજમાંહી લૂટાણા હોજી. (ટેક)

નિશ્ચે એક બ્રહ્મ દુજો કોય નાહિ, કહો ઉપદેશ કોને કીજે હોજી;
ગુરુ શિષ્ય એક શુદ્ધ સંજ્ઞા, રસ બસ હોયે કર રીઝે. સંતો૦ ૧

માનરસ પીને થાયે મદમાતો, ખરા ખોટા કરી બીજે હોજી;
બ્રહ્મ ચરાચર અનુભવે ભાસે, લોકપ્રતીતિ કયમ લીજે. સંતો૦ ૨

લૌકિક વચનને માની લઇને, પ્રપંચ મન પતીજે હોજી;
એક નિરંતર આતમા એહી, બીજો કરી કયા બીજે. સંતો૦ ૩

મરજાદ લોકમાં આપો માની, દ્વૈત ભેદમા કયા ધીજે હોજી;
મરજાદ મૂકીને હોયે મસ્તાના, શુદ્ધ સ્વરૂપ સાર સીજે. સંતો૦ ૪

---

૫ સૂરતી–ધ્યાન ૬. ભૂતોમા–પૃથ્વી વગેરે મહાભૂતોમા.

૧. માનરસ–અભિમાન રૂપી રસ ૩ બીજે–બીહીએ આત્માથી અન્ય બીજો છે એમ માનીને શા માટે બીહીવું ? " દ્વિતીયાદ્વૈ ભય ભવતિ " "બીજાથી જરૂર ભય થાય છે" એવી શ્રુતિને અનુસરીને આ વચન લખેલું લાગે છે. ૪. મરજાદ–મર્યાદા–હદ–પરિચ્છિન્નતા. લોકમાં–જગતમા. – આપો–પોતાની

ગુણ પ્રકાશક આપ ગુણાતીત, ગુણભેદ નહિ ગણીજે હોજી;
કેવલ બ્રહ્મ સદોદિત કહીએ, બોધરૂપ શુદ્ધ ભણીજે. સંતો૦ ૫

પદ ૧૬.

ગુરગમવાળા મળે જ્ઞાની, સંતો ભાઇ શુદ્ધ બતાવે નિશાની હોજી. (ટેક)
કર્મકોશદોષ દૂર કરીને, ભ્રાંતિ જો મનની તે ભાગી હોજી;
જાગ્રતાદિ અવસ્થા નહિ જામેં, જ્યોતિ અખંડ બ્રહ્મ જાગી. સંતો૦ ૧
ત્રધિ ગાળેત્રિગુણ ટાળે, તૃષ્ણા મનની તે ત્યાગી હોજી;
અવિદ્યાનું આવરણ ઉર નહિ આવે, લક્ષ સ્વરૂપ સંગે લાગી. સંતો૦ ૨
જીવ ઇશ્વરનું હારદ જાણી, રસબસ હુવો એક રાગી હોજી;
ભાસ ભાસક અરૂ વપુ નહિ ભાસે, અનુભવાનંદ ગત્ય તાગી. સંતો૦ ૩
અંખડ બ્રહ્મ સર્વ રૂપ આપે, ભાવ અભાવ જાયે ભાગી હોજી;
કેવલ બ્રહ્મ અગોચર કહીએ, સત્ ચિદ બ્રહ્મ સોહાગી. સંતો૦ ૪

પદ ૧૭.

ગુરુગમ વિના કંઇ તો જુગ ગયા, સ્થિરતાએ મનને ના થયાજી. ગુરુ૦ (ટેક)
કરવા સ્થિર મન સાધન કરે, મન ત્યમ તો થાયે ઘણો માતો;
કચરો ધોવાયે નહિ કચરે, જો એ મનનો મેલ નહિ જાતો. ગુરુ૦ ૧
સગુણ કરે મન ઉપાસના, માયા ઘણી મન માગે;
ભોગ અનંત મન કહે ભોગવું, ભ્રાંતિ મનની ના ભાગે. ગુરુ૦ ૨
વેદ ભણે મન શાસ્ત્ર વાણી, પૂજા મંત્ર વિધિ પૂજે;
અજર અમર શુદ્ધ આત્મા, સોઇ અર્થ નહિ સૂઝે. ગુરુ૦ ૩
તીર્થ વ્રત જપ તપ કરે, સમાધિ ધ્યાન સાધે;
અખંડ આનંદ રહ્યો ઉરમાં, લક્ષ તેનો નહિ લાધે. ગુરુ૦ ૪

---

ભેળે. દ્વીત-દ્વૈત. ધીજે-ખાતરી કરે-વિશ્વાસ રાખે. સીજે-સિદ્ધ થાય. ૫. ગુણભેદ ઇ૦-તે પોતેજ ગુણથી ભેદ પામેલો છે એમ ગણવું નહિ

૧. જામેં-જેમા. ૨. ઉર-ઓરં-પાસે. ૩. ભાસ-પ્રકાશ. અરૂ-ઓર-અને. વપુ-શરીર ( ભાસ્ય ). તાગ-છેડો આણ્યો.

૧. સ્થિરતાએ ઇ૦-પણ મનને સ્થિરતા પ્રાપ્ત થઇ નહિ. ૫. હેતુ ઇ૦-તું તે સર્વનો હેતુ ( કારણ રૂપ ) અને જાણનારો છે.

કામના કલ્પના તે મન કરે, નિષ્કામી તું તો ન્યારો;
અવિદ્યા આવરણથકી અળગો, હેતુ જાન હારો. ગુરુ૦ ૫

સ્થૂલ સૂક્ષ્મ કારણ થયો, તીનું અવસ્થા ભ્રાંતિ ત્યાગો;
અનવે વિત્રિક નહિ આત્મા, લક્ષ તુરી પાર લાગ્યો. ગુરુ૦ ૬

શિષ્ય ગુરુ એક સ્વરૂપ છે, વસ્તુ તાણો એક વાણો;
અનુભવાનંદ એક આત્મા, જીવ શિવ બ્રહ્મ જાણો. ગુરુ૦ ૭

## પદ ૧૮

ગુરુગમવાળા તો સમઝી ગયા, રસ એક સ્વરૂપે બ્રહ્મ રાયાજી. (ટેક)

બરતન રૂપે તો ભોમિ બની, સૂત્ર પટ રૂપે સોય;
સુવર્ણ આભરણ રૂપે શોભતાં, તરંગ લહેરી રૂપે તોય. ગુરુ૦ ૧

લોઢું શસ્ત્ર રૂપે લોકમાં, કાષ્ટ ગાડું કેવે કોય;
વાયુ સ્વરૂપે વંટોળીઓ, હરિ જગત રૂપે હોય. ગુરુ૦ ૨

દીવો અગ્નિ રૂપે દેખીએ, જીવ ઈશ્વર ઈમિ જોય;
દેવ તીનું દેવી દેવતા, આધાર સર્વેનો તે ઓય. ગુરુ૦ ૩

સંસાર ભાસે તે સ્વરૂપથી, નામ રૂપ ગુણ નોય;
અનેક આકાર વસ્તુ એકના, દેહાકાર ભાસે દોય. ગુરુ૦ ૪

---

૬. તીનુ અવસ્થા–જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ. સ્થૂલ વગેરે શરીર અને જાગ્રત વગેરે તેની અવસ્થાઓ રૂપી ભ્રાતિ છોડી દો. અનવે વિત્રિક–અન્વય વ્યતિરેક. એકના હોવાથી બીજાનું હોવું તે ' અન્વય ' અને એકના ન હોવાથી બીજાનું ન હોવું તે ' વ્યતિરેક. ' એવો અન્વય વ્યતિરેક જ્યાં જ્યાં કાર્ય કારણ ભાવ હોય છે ત્યા જોવામા આવે છે. જેમ માટી હોય તો ઘડો હોય; માટી ન હોય તો ઘડો પણ ન હોય. પણ જાગ્રદાદિ અવસ્થાઓ વગેરે સાથે આત્માનો અન્વય વ્યતિરેક બનતો નથી. જેમ જાગ્રત અવસ્થા હોય તોજ આત્મા હોય અને જાગ્રત ન હોય તો આત્મા પણ ન હોય, એમ બનતું નથી, કેમકે જાગ્રત ન છતાં સ્વપ્નમાં આત્મા જોવામાં આવે છે. માટે કહે છે કે આત્માનો અવસ્થાઓ વગેરેની સાથે અન્વય વ્યતિરેક નથી. ૭. તાણો ઇ૦– એક તાણો છે ને બીજો વાણો છે, પણ બન્ને તંતુ છે માટે એકજ છે.

૧. બરતન–(ઘડો વગેરે) વાસણ. ભૂમિજ ઘડા રૂપે થઇ છે. ૩. ઓય–બ્રહ્મ.

નાણું રૂપાંથકી નિરણીએ, વિશ્વ વસ્તુરૂપે વોય;
તત્વ સ્વરૂપ બ્રહ્મ તેજ છે, ગુણવૃત્તિ નહિ ગોય. ગુરુ૦ ૫
ક્રિયા પ્રાણ તો ચૈતન કરે, બુદ્ધિમા જ્ઞાન બોય;
અંહ અંહ કહે બ્રહ્મ આપ છે, કેવળ જ્ઞાને જન કોય. ગુરુ૦ ૬

## પદ ૧૯.

જેથી જગતમાં જાણ્યો વાકુ જાણીએ, મહાપદ અગોચર માણીએજી.(ટેક)
ઇંદ્રિ શ્રોત્ર તો આકાશની, શબ્દ વિષય છે મોય,
દિગ આપે શબ્દ દૂરથી, કહે સાક્ષી તે કોય. મહાપદ૦ ૧
ત્વચા ઇંદ્રિ વાયુ તેહની, સ્પર્શ વીસે હે સારો;
વાયુ સ્પર્શ આપે વેગથી, નિર્ગુણ સાક્ષી છે ન્યારો. મહાપદ૦ ૨
તત્વ ચક્ષુ ઇંદ્રિ તેજની, રૂપ વિષય પચરંગા;
સૂર્ય દેખાવે હે સર્વેને, આપે સાક્ષી હે અંગા. મહાપદ૦ ૩
જીભ્યા ઇંદ્રિ તે તો જળની, રસ વિષયમાં રાતો;
વરુણ આપે રસ વેગશું, મન સાક્ષીમા માતો. મહાપદ૦ ૪
નરખ અવનીની તે નાસિકા, વિષય ગંધ વ્યવહારા;
અશ્વિનીકુમાર ગંધ આપહી, પોતે સાક્ષી અપારા. મહાપદ૦ ૫
પંચ પ્રપંચને પરહરો, આત્મજ્ઞાન અપારા;
બુદ્ધિરહિત કેવલ બોધ છે, ચૈતન વિવેક વિચારા. મહાપદ૦ ૬

## પદ ૨૦.

જોગ વિજોગ જોગી જાણીએ, ચૈતન જડ દો પીછાણીએજી (ટેક)
ભૂત પંચના તો સંગ ભયા, ગુણ તીનું પેંસે ગણીએજી;
પુરુષ પ્રકૃતિરો વેપાર છે, ભેદ અનેક વાદો ભણીએ. જોગ૦ ૧

---

૫. વોય-એ. ગોય-બીજી ? ૬. ક્રિયા ઇ૦-ચૈતનની સત્તાથી પ્રાણ ક્રિયા કરે છે અને તેજ ચૈતને બુદ્ધિમા જ્ઞાન વાવ્યુ છે. ( બોણું-વાવવું. )

૧. જેથી ઇ૦-જે સત્તાથી જગતમાં ( સઘળો પદાર્થ ) જણ્યો ( જાણુ-વામા આવે છે ) તેને જાણુવો દિગ-દિશા. ૨ વીસે-વિષય હે-છે. ૩. અંગા-અંગમાં. ૫. આપહી-આપે છે. ૬. પંચ પ્રપંચને-પાચ ઇંદ્રિયોના વિસ્તારને. બુદ્ધિ સહિત-બુદ્ધિ પણ ઇંદ્રિય હોવાથી તે પણ બોધ રૂપ આત્મા નથી.

૧. જોગ વિજોગ-સંયોગ ને વિયોગ. જોગી-હે જોગી. પ્રકૃતિરો-પ્રકૃતિનો.

દશ ઇંદ્રિ ગુણુ દશ દેવના, વિષય દશ ચાર વાણીજી,
વાકો પ્રકાશક આપ છે, ઓળખ અનુભવ આણી. જોગ૰ ૨

સમષ્ટિ વ્યષ્ટિ તો સંસાર છે, મિથ્યા માયાકૃત માનોજી,
અરૂપ અધિષ્ટાન આતમા, ભ્રાંતિ મનની તે ભાનો. જોગ૰ ૩

નામ રૂપ ગુણુ તું નહિ, જાત્ય નીત્ય નહિ જાણોજી,
અવિદ્યા માયા નહિ ઉપની, મહાપદ શુદ્ધ માણો. જોગ૰ ૪

અસંગી રૂપ તો આનંદ છે, સગ તજવાનું સેવોજી,
કેવલ જોગી વાકુ કહે છે, લક્ષ અખંડ બ્રહ્મ લેવો. જોગ૰ ૫

## કીર્તન ૨૨

અજ્ઞાની અંધા, કરવુ હતુ તે નહિ કીધુ રે,
દેખ અમૃતને છોડી દઇને, પાન હળાહળ પીધુ રે. અજ્ઞાની૰ (ટેક)

સસાર તજીને હુવા સાધુ, શુદ્ધ કાજ નહિ સીધ્યુ,
વેષ ધરીને બહોત વધાયો, લંપટ ભાનું લીધુ રે. અજ્ઞાની૰ ૧

ગાવે મુખથી ભાગવત ગીતા, ઉર સમઝો નહિ આધુ,
ભણી ગણીને લોક ભરમાવે, બદા તે ખોયુ ધન બાધું રે. અજ્ઞાની૰ ૨

પૂજે મનથી અનેક પૂતળા, રામજીને થાળ ધરાવે,
પાખંડ કરીને પ્રાણુને પોષે, નેનગોચરમા નાવેરે. અજ્ઞાની૰ ૩

હરિ વિના કો પાન ના હાલે, મૂરખ તે નહિ માને,
આચારમતમા આપ આથડે, સમઝો નહિ શઠ સાનેરે. અજ્ઞાની૰ ૪

અર્થ ન જાણે ઉપનિષદનો, સમઝે હુવો વાદી,
કૃપણીને કેવલ શુ કીજે, આવરણુ ભર્યો ઉપાધરે. અજ્ઞાની૰ ૫

---

૩. ભાનો–ભાગો,

૨ આધુ–અરધુ પણ ૩ નેન ગોચરમાં–આંખના વિષયમા નાવે–ન આવે. ૪ આચાર મતમા–નહાવા ધોવાનો આચાર પાળવો એજ ધર્મ એવા મતમા અથવા આચારજના મતમા

## પદ ૨૨.

અજ્ઞાની અંધા, સાધુ સ્વરૂપ શુદ્ધ સોઇરે;
દશ્યાકારને દૂર કરીને, હરિ અરૂપ બ્રહ્મ હોઇરે. અજ્ઞાની૦ ( ટેક )

માયાનો સાક્ષી આપે મસ્તાના, કાર્ય કારણ નહિ કોઇ;
નિરાલંબ અખંડ અવિનાશી, દેખે ના જીવ શિવ દોઇરે. અજ્ઞાની૦ ૧

બ્રહ્મ ચરાચર આનંદ ભાસે, નામ રૂપ ગુણ નોઇ;
દોષ જગતના કદી ન દેખે, માયા તેને નહિ મોઇરે. અજ્ઞાની૦ ૨

દેહ છતાં વિદેહી દરશે, જાત ભાત નહિ જોઇ;
કુલ વર્ણ આશ્રમ નહિ કર્ત્તા, દ્વૈત મેલ દીયો ધોઇરે. અજ્ઞાની૦ ૩

ચિદ્‌ઘન ચરાચર ચૈતન, ખાણ વાણ વૃત્તિ ખોઇ;
કેવલ સોઇ સંત કહાવે, તોએમાં મળીઓ તોઇરે. અજ્ઞાની૦ ૪

## શબ્દ નિર્ગુણ પદ ૨૩.

મૂરખ તું કહ્યું કોઇનું ન માને, દૈવથકી કયું ન ડરતાહેજી;
પાપ બુદ્ધિપ્રપંચી પોતે, કર્મ ઉંધા કયું કરતાહે. મૂરખ૦ ( ટેક )

દીયા કોલ અનેક ઉદરમાં, વચન કયમ વિસરતાહેજી;
મિથ્યા સુખ માયા કેરૂં માની, ફુલ્યા ફુલ્યા કયમ ફરતાહેજી. મૂરખ૦ ૧

રાંક ભયો સુપનમાં રાજા, જાગ્યો જબી તો જરતાહેજી;
ગમ નહિ ગુરુના ઘરની, હરામી પ્રાણ કયું હરતાહે. મૂરખ૦ ૨

મનસા વાચા કર્મણા માંહી, માની દોષ માંહે મરતાહેજી;
પંચ વિષયમાં લાગી બહુ પ્રીતિ, પાછો ચોરાશીમાં પરતાહે. મૂરખ૦ ૩

મનુષ્યા દેહને ફેર નહિ મલકી, ઘાટ અનેક દેહ ધરતાહેજી;
જંગમ સ્થાવરમાં બહુવાર જન્મ્યા, ગમ સ્વરૂપે નહિ ઠરતાહે. મૂરખ૦ ૪

---

૨. નોઇ–ન હોયે. ૩. દ્વિત–દ્વૈત. ૪. ખાણ–જરાયુજ વગેરે ચાર. વાણ–પરા વગેરે ચાર વાણી. તોએમાં–પાણીમાં. તોઇ–પ ણી.

૧. ઉદરમાં–ગર્ભવાસમાં. ૨. જરતા હે–બળે છે. ( સ્વપ્નનું રાજ્ય જતું રહેવાથી ). ૩. પરતાહે–પડે છે. ૪. મળકી–મળશે. ગમ–બોધ–જ્ઞાન.

કંઇ કંઇ સતે કહ્યું પોકારી, ધીરજ કાન નહિ ધરતાહેજી;
કેવલ કહે કૂડાં કર્મ કરકે, ભાર અથાગ શિર ભરતાહે. મૂરખ ૫

## પદ ૨૪.

ભ્રાંતિ તીનું અવસ્થા ભાસે, તીન દેહ વાસના ત્યાગીજી;
નામ રૂપ ત્રણ ગુણને નિરખે, જો તેહને અંતર જાગી. ભ્રાંતિ૦ (ટેક)

નહિ આદ્ય અંતમાં નાહિ, મધ્ય ભ્રાંતિ ભાસે માયાજી;
પ્રગટ ભાસે મૃગજળ પોતે, ના'વા પીવામાં તે નાયા. ભ્રાંતિ૦ ૧

દોરડાંમાંહી સર્પ દેખાડે, કાટે નહિ કોઇની કાયાજી;
પાંચ તત્વ કેરાં પૂતળાં, અંતરજામી ચૈતન આયા. ભ્રાંતિ૦ ૨

જાગ્રતમાંહી જગત્ જોવે, સ્વપ્નમાં વૃત્તિ છાયાજી;
કારણ ભોમ અવિદ્યા કહીએ, તુરી અનવે વિતરેકતાયા. ભ્રાંતિ૦ ૧

તુર્યાતીત સ્વતંત્ર તુંહી, ગુણ વેદ નેતિ કહી ગાયાજી;
ઉપનિષદનો અર્થ અનુભવ, પોતે પોતાનું સ્વરૂપ પાયા. ભ્રાંતિ૦ ૧

સ્વેપ્રકાશક આપ સ્વરૂપા, નેનગોચરમાં તે નાયાજી;
કેવલ બ્રહ્મ સદાનંદ કહીએ, સચરાચરમાં સમાયા. ભ્રાંતિ૦ ૧

## પદ ૨૫

જોગ જુગત તું સમઝ લે જોગી, ભોગી હોયે કયું ભમતાહેજી;
જીવ ઇશ્વરની ખબર નહિ જાકુ, રમત જૂઠી કયું રમતાહે. જોગ૦ (ટેક)

જોગ મળે ચૈતન અરૂ જડકો, અધ્યાસમાં સુખ દુઃખ આવેજી;
તીનું રહિત સ્વરૂપ હે તેરા, પાર જીનુંકા વીરલા પાવે. જોગ૦ ૧

---

૫. ધીરજ–ધીરજથી.

૧. નિરખે–જે નિરખે છ તેને જો. નાયા–ન આવ્યું. ૩. વૃત્તિ છાયા–જાગ્રતની વૃત્તિનો આભાસ. કારણ ભોમ–કારણ દેહનું કારણ. તુરી ઇ૦–તુરીય અવસ્થામા અન્વય અને વ્યતિરેકપણા વડે આત્મા પ્રતીત થાય છે અનવે–અન્વય વિતરેક તાયા–વ્યતિરેક્તા આયા

૧. અધ્યાસમા–એક વસ્તુમાં બીજી વસ્તુ જોવી તે. એવો સ્થૂલ અર્થ અધ્યાસનો થાય. ચેતનમા દેહ વગેરે જોવું અને દેહને ચેતન માનવી એ અધ્યાસછે.

શ્રવણાદિ સાક્ષાત્કાર સોઇ, સંત સમાગમ ગુરસેવાજી;
અંવર દેવ નહિ જેના ઉરમાં, દરસે તેને આનમ દેવા. જોગ૦ ૨

આપુ તજ અમાપ રૂપ આપે, જડ પદાર્થ જૂઠું જાણેજી;
સલગ સુતર એક બ્રહ્મ સ્વરૂપા, મહાપદ તે અરૂપ માણે. જોગ૦ ૩

પંડ બ્રહ્માંડનો પ્રકાશક પોતે, જંગમ સ્થાવર કેરા આપ જ્યોતિજી;
સાક્ષી સ્વરૂપ સર્વકે સંગે, જ્ઞાની મુનિજન લીયો ગોતી. જોગ૦ ૪

ગુરુ સદા સુખકે સાગર, નિરાકાર સત્ય અવિનાશીજી;
કેવલ બ્રહ્મ અગોચર કહીએ, વસી રહ્યો સર્વાંવાસી. જોગ૦ ૫

## પદ. ૨૬

વૃત્તિ ઘોડો કરે અસ્વારી, ચૈતન ઉપર ચડતાહેજી;
હરિનામનાં બાંધે હથિયારો, લડાઈ અરિસંગ લડતાહે. વૃત્તિ૦ ( ટેક )

સમજણુ સાજ માંડી લે સારી, નવ ખુટીયું નહિ નડતાહેજી;
પગ ઠરાવી પ્રેમ પેંગડે, ગુરુગમ નોબત ગડતાહે. વૃત્તિ૦ ૧

સંતરી સેલ પકડ લે સાચી, ધીરજ ઢાલ કર ધરતાહેજી;
ખમીઆરો ખડગ પકડી લે ખાંતે, દેખ અરિસમન ડરતાહે. વૃત્તિ૦ ૨

ધર સુષુમ્ણ તોરી શણુગારો, વાસના નવાં સંગે વડતાહેજી;
જુદ્દ કરીને ભ્રાંતિને જીતે, અભેદ ભારથમાં અડતાહે. વૃત્તિ૦ ૩

જાગ્રત રણુમાં અનેક જોદ્દા, નામ રૂપ ગુણુ નડતાહેજી;
પંચ વિષયને મારે પ્રપંચી, ખારે અપાર હોઇ પડતાહે. વૃત્તિ૦ ૪

મોહ મેવાશી મનકુ મારો, કામ ક્રોધ વશ કરતાહેજી;
મદ મત્સર મમતા મોર મરડી, તે ભવસાગર તરતાહે. વૃત્તિ૦ ૫

---

૨. શ્રવણાદિક–શ્રવણ, મનન, નિદિધ્યાસન એ અંતરંગ સાધનથી સાક્ષાત્કાર થાય છે. દરસે–દેખાય. ૩. આપુ–દેહાત્મ બુદ્ધિ. સલગ–સલંગ–અખંડ.

૪. ગોતી–શોધી. ગડતા હે–ગાજે છે. ગડગડે છે.

૧. અરિ–કામાદિક શત્રુ. ૨. નવ ખુટિયું–પૃથ્વી–દુનિયા. સંતરી–સાંતરી–સારી. સેલ–વાગ–દોરી. ખમીઆરો–ક્ષમાનો. અરિસ–શત્રુઓ (?) ૩. ભારથમાં–ભારત જેવા યુદ્ધમાં.

જગત્ કારણ કાર્યને જીતી, ફિકર તજી મન ફરતાહેજી;
અખંડ સ્વરૂપ આનંદ ઘેરે આયો, માર્યો વિના કેના મરતાહે. વૃત્તિ૦ ૬
આપોઇઆપ ખીલી રહ્યો ઓપે, દેવ દુજા નહિ ડરતાહેજી;
કેવલ બ્રહ્મ અગોચર કહીએ, સોહુ દેવ શુદ્ધ સરતાહે. વૃત્તિ૦ ૭

### પદ ૨૭.

ચાતુર નર તું સમઝે ચાતુરી, વિવેકવિચારે શબ્દ વાણીજી;
અનેક મનોરથ ઉઠે ઉરમાં, જુકિત સર્વે તેણે જાણી. ચાતુર. (ટેક)
ચાર ખાણી ચાર વાણી ચિને, સ્વર્ગ પાતાલ લેવે છાણીજી;
જીવ ઇશ્વર કેરા ભેદભાવ જાણે, માયા કમાયો કુણ કેણે માણી. ચાતુર૦ ૧
પાંચ પચીસકા આ બન્યા પૂતળા, ત્રીગુણી મુમતા કેણે તાણીજી;
મન બુદ્ધિ ચિત્ત અહંકારમાંહી, ખોજ વૃત્તિ કયમ ઓળખાણી. ચાતુર૦ ૨
પ્રાણદેવને કોણ પૂજે છે, ક્રિયા કર્મ કોણ કરે કાણીજી;
દશ ઇંદ્રિના વેપાર સહુ દેખે, હર્ષ શોક કોણ વૃદ્ધિ હાણિ. ચાતુર૦ ૩
જન્મ્યા કોણ ને કોણ મરી જાવે, દેહ જીવ કોણ જમરા દાણીજી;
સ્વર્ગ નરકની કોણ નિશરણી, પાપ પુણ્ય કયમ પરઠાણી. ચાતુર૦ ૪
સંત વિના ચાતુર નહિ સાચો, ઘણા ચાતુર બેલ ફરે ઘાણીજી;
ચિત્ત કેવલ આતમ બ્રહ્મ ચિન્ના, અરસ પરસ સ્વરૂપ આણી. ચાતુર૦ ૫

### પદ ૨૮.

મેં દિવાની મેં મસ્તાની, અલખ સ્વરૂપ સંગે પ્યારીહેજી;
સહુ વાત તો કરે સોહલી, નિર્ગુણ વાત તો ન્યારીહે. મેં૦ ( ટેક )
નિશ્ચે કરી વૈકુંઠના નાથની, પ્રેમભકિત કર ન્યારીહેજી;
વાત કરી વૈકુંઠમા વસીઆ, શું જાણે સંસારીહે. મેં૦ ૧
કોઈ કહે કૈલાસ કોઈ કહે કાશી, દેહ હિમાલે કે ડારીહેજી;
ગંગા આદિ ત્રિવેણીને ઘાટે, ધ્યાન ધરે નિરાધારીહે. મેં૦ ૨

---

૨. કાણી–કાની. ત્રિગુણી ઇ૦–ત્રણ ગુણવાળી. મુમતા–મમતા. ૪. જમરા–જમતો. પરઠાણી–ઓળખ્યા, નક્કી કર્યા.

૧. સોહલી–સહેલી. વાત કરી જ્ઞાન ઉપદેશ અર્પણ કરીને. ૨. ગંગા આદિ–ઇડા, પિંગળા, સુષુમ્નામા.

જાગ જગન અરૂ તપ જપ જાણે, હઠ જોગ ફલાહારીહેજી;
સંકલ્પ વિકલ્પ કરે સમાધિ, ચાતુર ઘણા આચારીહે. તેં૦ ૩

ભેદ વેદ શાસ્ત્ર બહુ ભણીઆ, કરે અર્થ ટીકાકારીહેજી;
ગત્ય ગત્યના કઇ રાગરંગ ગાવે, ભાવ ભક્ત કરે ભારીહે. મેં૦ ૪

કરના હોયે સો સબહી કરીઓ, મનછા કોયેની ના મારીહેજી;
તન્મય કેવલ ખેલ નિરંતર, લગન લગી શુદ્ધ લારીહે. મેં૦ ૫

પદ ૨૯.

સુરતા અવળી કરજો સવળી, જગત ખોયા બ્રહ્મ જોતાહેજી;
રતી એક ભ્રાંતિ જગતકી જો રહેવે, માયા આપકુ મોતાહે. સુરતા૦ ( ટેક )

વિષયવાસના ઇંદ્રિ દે વરતી, દૃશ્યાકાર વિષ દો'તાહેજી;
વર્તમાનમાં સમાવે જો વૃત્તિ, સુષુપ્તિ આનંદ સોતાહે. સુરતા૦ ૧

તીનું વૃત્તિ ચેતન મળે તીનું, બાઝ જગદાકાર બોતાહેજી;
અધિષ્ઠાન સર્વકો આપે, હરિ આનંદ રૂપ હોતાહે. સુરતા૦ ૨

જાગ્રત મીટે સ્વપ્ન હોવે જ્યારે, વસ્તુ સંધિ બીચ બોતાહેજી;
જાગ્રત સ્વપ્ન લીન હોવે જ્યાહી, પ્રાજ્ઞ સંધિ શુદ્ધ પોતાહે. સુરતા૦ ૩

જાનનહાર આપ આપકુ જોવે, તત્વાતીત બ્રહ્મ તોતાહેજી;
દેવ દૃષ્ટિથી દૂજો નહિ દેવા, ગમવિના ખાયે નર ગોતાહે. સુરતા૦ ૪

સૂર્યવત્ છે સર્વનો સાક્ષી, આદ્ય અંત, મધ્ય ઓતાહેજી;
કેવલ બ્રહ્મ સદોદિત કેવલ, દ્વૈત નહિ કપા ધોતાહે. સુરતા૦ ૫

---

૫. મનછા-ઇચ્છા.

૧. અવળી-જગત્ તરફ. સવળી-બ્રહ્મ તરફ. મોતા હે-મોહ પમાડે છે. વરતી-વૃત્તિ. દો'તા હે-દુહે છે-અર્થાત્ પ્રાપ્ત કરે છે. વર્તમાનમા-જાગ્રતમાં. ૨. તીનુ વૃત્તિ-સાત્વિકાદિ ત્રણ. ત્રણ ચેતન-બ્રહ્માદિ ત્રણ દેવો. બાઝ-બાહ્ય-બહારનો. બોતા હે-વાવે છે-ઉત્પન્ન કરે છે ૩. વસ્તુ ઇ૦-જાગ્રત અને સ્વપ્નની સંધિમાં વસ્તુ ( સ્વપ્નાભિમાની ચેતન-તૈજસ ) વાવે છે-અર્થાત્ તે સ્વપ્નનો દ્રષ્ટા થાય છે. પ્રાજ્ઞ ઇ૦-સ્વપ્ન અને સુષુપ્તિની સંધિમા પ્રાજ્ઞ ચેતન. પોતા હે-પહોચી જાય છે. બ્રહ્મ તોતા ઇ૦-બ્રહ્મ રૂપી પોપટ તત્વાતીત છે. ૫. ઓતા હે-વ્યાપ્ત છે.

## બીજનો મહિમા પદ ૩૦.

માર્ગ બીજરો પરમાણજી;
બીજમાં સત્ય બીજ બોલે, યાકી કરે ઓળખાણ. માર્ગ૦ (ટેક)

દશ હજાર કરે એકાદશી, દશ હજાર ગાયુ દીજીએજી;
તોએ નાવે બીજ તોલે, ક્રોડ જગન કીજીએરે. માર્ગ૦ ૧

તીન લોકરા કરે તીરથ, દેવે સુવર્ણ ભોમિદાનજી;
તન ગજ રથ આપે તોરી, માપ નાવે બીજ સમાન રે માર્ગ૦ ૨

મણિ હીરા માણેક મોતી, મહિપી અજાદિ અમૂલ્યજી;
ગુપ્ત આપે દાન ગમતાં, તે તો નાવે બીજ કેરે તોલ રે. માર્ગ૦ ૩

કોટવાળ જુગના ચાર કહીએ, પીર ચાર રહે પાટજી;
સતી ચાર અરૂ ચાર સેવક, ઠીક બીજરો ઠાઠરે. માર્ગ૦ ૪

પ્રહલાદ સત્ય જુગ પાટ પૂજ્ય, સત્ય રહેણી સારજી,
પાચ ક્રોડ લઇ પાર પોતા, તિહારે ધન્ય અવતાર રે. માર્ગ૦ ૫

ત્રેતાયુગ હરિશ્ચંદ્ર તરીઆ, ક્રોડ સાત કહેવાણજી,
પૂર્ણ બ્રહ્મ શુદ્ધ પાઈ પૂજ્યા, ધર્મ સાચો તે ધારરે. માર્ગ૦ ૬

રાજા બલિ ઘેરે જગન રચાયો, મહાસંતોને આપ્યા માનજી,
બાર ક્રોડ જોઇ પાટ જઈ બેઠા, દીધા વામનને ભોમિદાનરે માર્ગ૦ ૭

રાજા યુધિષ્ઠિરે જરણા રાખી, પાચ પાડવ હુતા પાસેજી;
પાટ સતી દ્રૌપદીએ પૂજ્યા, દેખો નવ ક્રોડ હુવા દાસરે. માર્ગ૦ ૮
સંત અનંત ક્રોડ ગોરખ સીધ્યા, નિર્ગુણ નવે નાથજી,
સિદ્ધ ચોરાશી લાખ સીધ્યો, હારદ આવ્યું બીજનું હાથરે. માર્ગ૦ ૯
તત્વ બીજથી અનેક તરીઆ, પ્રગટ ગુપ્ત નહિ પારજી;
બ્રહ્મા વિષ્ણુ મહેશ ભવમા, અક્ષર બીજરો આધારરે. માર્ગ૦ ૧૦

---

૧. બીજરો–ૐ બીજનો ૨ લોકરા–લોકનુ. ૪ કોટવાળ–દરેક યુગના એક એક મુખ્ય ભક્તને કોટવાળ કહ્યા છે પીર–ગુરૂ. પાટ–આ અને એની પછીનુ પદ બીજ માર્ગીઓનું હોય એમ તેમા વર્ણવેલી પાટ પૂજા વગેરેની હકીકત વર્ણી છે તેથી જણાય છે વળી આ પદને અંતે ' ગગારામ ' આવે છે તેથી તે કેવળપુરીનો શિષ્ય હોઇ આ પદનો કર્તા હોય એમ પણ લાગે છે ૫ પાચ ક્રોડ–પાચ ક્રોડ ભક્તોને લેઇને મોક્ષે ગયા. ૮. જરણા–ધીરજ. ૧૦. પ્રગટ–ગુપ્ત–કોઈ પ્રગટપણે ને કોઇ ગુપ્તપણે તર્યા.

બીજથી સહુ જગત બનીઓ, જંગમ સ્થાવર જાણજી;
બીજમાં જીવ ઇશ્વર બોલે, ખાણી વાણી ઓલખાણરે. માર્ગ૦ ૧૧

જ્યોતિ બીજ સ્થાવર જેમાં જાગો, સંત મળીઆ સોયજી;
જ્ઞાન કોલી પાવલ ગત્યમાં, હરિ પ્રગટ હોયરે. માર્ગ૦ ૧૨

ભવ જ્યોત જાગી ભ્રાંતિ ભાગી, કોલીએ એકાકારજી;
પાવલ લેતાં હુવા પાવન, દેવ સ્વરૂપ દેદાર રે. માર્ગ૦ ૧૩

હરિ ભેટે ત્યારે નિર્મળ હોશે, કાલ કુલ નહિ કર્મજી;
જેજેકાર હોવે સત્ય જગમાં, પ્રગટ પૂર્ણ બ્રહ્મ રે. માર્ગ ૦ ૧૪

શુદ્ધ મન કરી સંત સેવો, પૂજે ગુરુજીરા પાયજી;
અખંડ કેવલ આતમા, ગત્ય ગંગારામ ગુણ ગાય રે. માર્ગ ૦ ૧૫

## પદ ૩૧.

અલખ આજે મારે આંગણે, સાધા મુનિવર મળીઆ રે;
હાં હાં હાં રે ગુરુજી આજે મારે આંગણે. ( ટેક )

સ્થાવર બીજ દીન કાઢીશ થાટયા, જયોત અખંડ તે જાગશે;
કોલીને પાવલે કરી, તૃષ્ણા મનની ત્યાગે. ગુરુજી૦ ૧

દીલ દઇને આદર દીજે, પગ ધોઇને પાવલ પીજે;
એણેને સમેયે આવો પ્રભુજી પતીજે. ગુરુજી૦ ૨

સાધુજનની કરો સેવા, દીલમાં આતમ દેવા;
કર લો કમાયો કાજુ, વેલા જાય છે વાજુ રે. ગુરુજી૦ ૩

પીર બેઠા પાટ પુરી, નિર્મળ ધણીના નુરી;
દેવ નહિ ઓર દૂજો, પાત્ર જોઇને પૂજોરે. ગુરુજી૦ ૪

---

૧૨. સ્થાવર-સ્થિર. કોલી-' પ્રસાદ ' અર્થમાં આ શબ્દ વપરાયો હોય એમ પરાપૂર્વ સંબંધ જોતા સમજાય છે. જ્ઞાનરૂપી પ્રસાદ. પાવલગત્યમાં-ચરણામૃતની ગતિમાં. ૧૩. કોલીએ ઇ૦-જ્ઞાન રૂપી પ્રસાદ વડે એકાકાર (બ્રહ્મ સાથે તદ્રુપ ) થાય છે. પાવલ-ચરણામૃત.

૧. આજે-આજુ ( વ્રજભાષા )-આજ. દિન ઇ૦-૨ કોલી ને પાવલે કરી -પ્રસાદ ને ચરણામૃતે કરી. ૩. કમાયો-કમાઇઓ. કાજુ-સારી. વાજુ-મિથ્યા-નકામી. ૪. ધણીના નુરી-પરમેશ્વરના તેજવાળા.

પાત્ર તો જરણારા પૂરા, અખંડ આનંદ ઉરા;
દોષવૃત્તિ ફરે દૂરા, સત્ય વાદી મન શૂરારે ગુરુજી૦ ૫
મહાજન સંત મળીઆ, ગર્વ મનના ગળીઆ;
ત્રિવિધિના તાપ ટળીઆ, હરિચરણે હળીઆરે. ગુરુજી૦ ૬
લાજ મેલી કોની લીજે, પાવલ આનંદ પીજે;
રામજી તાપર રીજે, સર્વે કારજ સીજે( રે ). ગુરુજી૦ ૭
પીરજીને લાગુ પાયે, ધર્મ આ દુનો ધાયે;
ગુણ કેવલ શુદ્ધ ગાયે, અંખડ સ્વરૂપે આયે. ગુરુજી૦ ૮

## દેવીજીના શબ્દ. પદ ૩૨.

પાવે જઇને કહેજોરે,મહાકાળીને કોઇ કહેજોરે મા દેવી તું દાતાર હે. (ટેક)
માત રાખે બાપ મારું, અગ્નિમાં ઉગારીએ;
દેવીના દરબારમેં મા, શબ્દ સુધારીએ. મા દેવી૦ ૧
કાળીદાસરાં કામ કીધાં, તારાને તું તારીએ,
સેવકરો સંદેશો સુણજે, હૈયામાં નહિ હારીએ. મા દેવી૦ ૨
ગુરુ આગે જ્ઞાન ગાવા, મોહ મમતા મારીએ;
દાસને દેદાર દેજો, વિજ્ઞાનને નિવારીએ. મા દેવી૦ ૩
રસ કસ તું રટણે લાવો, પુત્ર બોલ સત પાળીએ;
કેવલો કાળીને સ્મરે, દૂર દુગધા ડારીએ. મા દેવી૦ ૪

## પદ ૩૩.

ધનકારણ કર કર ધરશી, કહો નાવ કેસો શુદ્ધ કરશી હોજી. (ટેક)
લોકને લુટાવે પટલ લાલચી, રૈયત દુઃખી ઠગ રાજા હોજી;
ઠાકાર દુખી રહે મનમા ડગાઇ, કરે નહિ કોઇ કાજા. કહો૦ ૧
ધણી હોઇ કરે કપટ ધીંગાણા, વગ તાણે તે વેપારી હોજી,
દગાબાજી કાજી રખે દીલમા, શઠબુદ્ધિ તે સંસારી. કહો૦ ૨

---

૫ જરણારા-ધીરજનુ ૭ તાપર-તેના ઉપર ૮. દુનો-બમણો
૨ તારાને-તારા ભક્તને...૩ વિજ્ઞાનને-વિરૂદ્ધ જ્ઞાનને. ૪. દુગધા-દુખ.
૧. નાવ-દેહ રૂપી નાવ. કાજા-કાજ, કામો.

ગામમાં રાખશે ચોર ઘણેરા, લાંચી તેમાં ભાગ લેશી હોજી;
પ્રજા આવી ત્યાં કરે પોકાર, દુષ્ટ ઉત્તર તેને દેશી. કહો૦ ૩

પગી હોઇકે ખાતર પડાવે, ચોકીવાળા કરે ચોરી હોજી;
મહાજન વેહોરી માલ કરે મળતા, ધણી નહિ કોએ ધોરી. કહો૦ ૪

કરે જે ચાકર કપટ ચાકરી, દગો ધણીને તે દેશે હોજી;
કરે દગો તે સગો નહિ કેહેનો, રોઇને રૂદામાં તે રહેશે. કહો૦ ૫

તનમાં સાચ ભવમાં તે તરશી, જન્મ મરણ મટી જાશી હોજી;
અખંડ સ્વરૂપ કેવલ બ્રહ્મ એસો, કળા આનંદ પ્રકાશી. કહો૦ ૬

## પદ ૩૪.

કલુરો મહિમા માત કહીએ, લક્ષ કહો તેવો ગુણ લઇએ હોજી. (ટેક)

કલુકેરા બ્રાહ્મણ કરે જૂઠી ક્રિયા, ફળ જૂઠને શું ફળશે હોજી;
વિદ્યા ભણી સાચી ને ચાલે અવિદ્યા, મોક્ષાનંદ ક્યાંથી મળશે. લક્ષ૦ ૧

કરે ખટપટ શાસ્ત્ર ખટ કેરી, પુરાણ ભણીને થાયે પૂરા હોજી;
વ્યાકરણ ભણીને કરે શબ્દ વિવાદા, દૈવ તેથી જો રહે દૂરા. લક્ષ૦ ૨

ક્રિયા તજી વિક્રિયા કરશે, ખેતી કરી અન્ન ખાશે હોજી;
વિપ્ર મટીને હોશે વેપારી, જમડાંને હાથે તે જાશે. લક્ષ૦ ૩

ક્ષત્રિ હોય કરે છલભેદ છાના, દાન કોડી નહિ દેશે હોજી;
સંત વિપ્રને બહુ સંતાપે, લોકાંને લૂટી ધન લેશે. લક્ષ૦ ૪

રાજા મ્લેચ્છના ચાકર રહેશે, દળણાં રાણીઓ દળશે હોજી;
મુસલમાન આગે કરે મજૂરી, હરામી સંગે બીખી હળશે. લક્ષ૦ ૫

વાટ પાડશે વિપ્ર વાણીઆ, લૂટીને તેનું ધન લાવે હોજી;
હરામ ધન કેરી ચાલે હુંડીઓ, દેવે મહાજન હોય દાવે. લક્ષ૦ ૬

શૂદ્ર કરશી સ્મરણ સેવા, ચોરી કરવા નહિ ચાલે હોજી;
નીચ કર્મને માને નાહિ, પાપ બુદ્ધ દૂર પાળે. લક્ષ૦ ૭

સાધુ થઇને કરે ન સંત સેવા, દામ લેવા મન દોડે હોજી;
પ્રપંચમાં કંઇ કરે પાખંડા, સંસારને તે શું છોડે. લક્ષ૦ ૮

કર્મ પાપ કરી દામ ભેળા કરી, દેશે જૂઠા ઉપદેશ હોજી;
માયા લેવાને કહે નામ પમાડું, વાઢીને રમાડે વેસા. લક્ષ૦ ૯

દબી હોઇને પાખંડ દેખાડે, શિષ્યને કહે કરો સેવા હોજી;
નાણું કમાઇને માંદ મા નાખે, જન તે હુવા ઠગ જેવા. લક્ષ૦ ૧૦

હરિજન ઉપર ભીતર દરામી, વેષ ધરી લોક વાંચ્યો હોજી,
ભૂલી આપ રૂપ અવરને ભૂનાવે, ગુણ છલ ભેદ ગાયો. લક્ષ૦ ૧૧

સિદ્ધિકાજ કંઈ કરે સિધાયો, સિદ્ધિ લેવાને કરે સેવા હોજી;
મોક્ષ આનંદને નહિ કોઇ માને, લટપટ કરે ધન લેવા. લક્ષ૦ ૧૨

પ્રપંચમા તે સાધુ લપટાયા, ભોગ વિષય બહુ ભાવે હોજી;
પૂરણ બ્રહ્મ કણુ નહિ પરખે, ધનને કારણ મન ધાવે. લક્ષ૦ ૧૩

ભેખ ધરીને કરે માયા ભેળી, રામનામ વિસરાવે હોજી;
રાખ ચોળીને કરે મન રાજી, ગુરુ ગોવિંદ નહિ ગાવે. લક્ષ૦ ૧૪

મહિમા કલિકેરો કહે જોગમાયા, જતિ સતી કોયે જાણે હોજી;
વાપક કેવલ તું જોજે વિચારી, મહા આનંદ દશા સત્ય માણે. લક્ષ૦ ૧૫

## પદ ૩૧.

તત્વ મનુષ્ય અવતાર, હરિપદ નીશા હોય, તત્વ૦ ( ટેક )

જડ અનાત્મ ભિન્ન કરી જાણે, વિવેક વૈરાગ સુવિચાર;
સ્વરૂપ આનંદ સોઇ, તત્વ મનુષ્ય અવતાર. ૧

અખંડાનંદ અનુભવ આવે, સાક્ષી સ્વરૂપ સત્ સાર;
દુનીયા ભાવે ટળ્યા દોઇ, તત્વ મનુષ્ય અવતાર. ૨

સ્વેપ્રકાશ જ્ઞાન બ્રહ્મ સોઇ, પરમ અપરમ પાર,
આત્મા અરૂપ ઓઇ તત્વ મનુષ્ય અવતાર. ૩

---

૯ નામ પમાડુ દીક્ષા આપુ વેસા–વેષ ૧૨. સિધાયો–સાધનાઓ

૧ જડ ઇ૦–જડ અને અનાત્મ વસ્તુઓને આત્માથી ભિન્ન કરી જાણે એ અધિકારીનુ વિવેક નામનુ પહેલુ લક્ષણ કહ્યું ૨ અખંડાનંદ ઇ૦–અખંડ આનંદ અનુભવથી પ્રાપ્ત થાય છે દ્વિતીયાભાવે–બ્રહ્મ સિવાય બીજુ ન હોવાથી. દોઇ–દ્વૈત ( બેપણુ )

## પદ ૩૬.

આરોપ અધ્યાસ અજ્ઞાન, સ્વરૂપ આધારે સોઇ. આરોપ૦ ( ટેક )
જડ અનાત્મ આત્મા કરી જાણે, ભયો અધ્યાસ અભિમાન. સ્વરૂપ૦ ૧
દેહ ઇંદ્રિ અરૂ પ્રાણ મન દેખે, ભીતર ચૈતન કેરૂં ભાન. સ્વરૂપ૦ ૨
કર્મ ઉપાસન અધ્યાસ કરાવે, ધર્મ કર્મ પર ધ્યાન. સ્વરૂપ૦ ૩
દેહ અધ્યાસ કેવલ કરે દૂરા, ગુરુગમ બોધ શુદ્ધ જ્ઞાન. સ્વરૂપ૦ ૪

## ગરબી ૩૭.

ધોયું મોતું મળ્યું ધૂળમાંરે, કાલાં શીદ કાટે છે;
મૂર્ખ બેસી તું મૂળમારે, વૃક્ષ શીદ વાઢે છે. ૧

વિષય પરિવારમાંરે, ચિત્ત શીદ ગુંચવાયો;
નેહ લાગ્યો નરનારમાંરે, ગુરુના ગુણ નહિ ગાયો. ૨

ઉગ્યો રવિ જોને આથમેરે, આગે રાતડી જો આવે;
સાંજ પડી સૌ સાથમારે, પોતે ઠામ નહિ પાવે. ૩

ફેરા ચોરાશીમાં ફરીઓરે, થોડામાંહી નાહી થાકયો;
વસ્તુ સ્વરૂપ નહિ વરીઓરે, વિષય નહિ જાય વાકો. ૪

ગુરુ મળ્યા ગારડીરે, વિષ ચઢેલું વાળે;
સંશય મટાવે મન સારડી રે, ગર્વ મનનો ગાળે. ૫

વિવેક બુટ્ટી મહાવનની રે, આંતે કરીને ખાવે;
કરી પાળે શુદ્ધ ચિત્તની રે, જન્મરોગ જાવે. ૬

પીધી બુટ્ટી મહાપ્રેમની રે, અંગમાં કેફ આણી;
નહિ રહી શુદ્ધ નેમની રે, મહાવસ્તુ નાણી. ૭

---

૧. આરોપ ઇ૦-વસ્તુમા અવસ્તુનો આરોપ, એજ અધ્યાસ અને એજ અજ્ઞાન છે પણ તે આરોપ વગેરેનો આધાર બ્રહ્મ સ્વરૂપ છે. જો આત્મ (બ્રહ્મ) સ્વરૂપ ન હોય તો આરોપ વગેરે હોઇ શકે નહિ અધ્યાસનું લક્ષણ કહે છે જડ ઇ૦ ૨. ભીતર ઇ૦-જો શરીરમા ચૈતન્ય છે તોજ દેહાદિક જોવામા આવેછે ૩. કર્મ ઇ૦-અધ્યાસ થવાથીજ કર્માદિકમા પ્રવૃત્તિ થાય છે

૪. વાકો-એનો. ૫ ગારડી-ગારૂડી-વાદી. ૭. નાણી-પરખી.

જોયો જથારથ જ્યોતમા રે, પૂર્ણ બ્રહ્મ પેખું,
નહિ રૂપ ગુણ નાતમારે, દેહ ભાતી નહિ દેખુ. ૮

અકલ અચલે રૂપ એક છેરે, નહિ કોયે નરનારી,
ત્રિગુણતીતની ટેક છેરે, ચૈતન બ્રહ્મચારી. ૯

અભિનાનદ વસે ઉરમારે, વિશ્વરૂપ વસીઆ;
નિમળા જઇ નૂરમારે, રગ પાચું તે રસીઆ. ૧૦

પૂર્ણાનંદ વર પામીરે, આનદ મન આવ્યો;
સાક્ષી સત્ ગુરુ સ્વામીરે, ગુણ કેવલ તે ગાયો. ૧૧

## પદ ૩૮.

જ્યોતિ જોય જૂઓને તમે જોશી, કઇ પગે હુવા પચ કોશી જ્યોતિ૦ (ટેક)

પ્રથમ પુરુષ કઇ પળે ઉપન્યા, નિધા પ્રકૃતિ કિમ ભોસી;
ત્રણ ગુણ કેસે હુવા તનમા, મર્મ કહો સત્ય મોસી. જ્યોતિ૦ ૧

મહાતત્ત્વ તે કઇ પળે આન્યા, અહકાર કઇ પળે હોસી,
પચ મહાભૂત કઇ પેરે ઉપન્યા, તત્ત્વ પાચ કિમ તોસી. જ્યોતિ૦ ૨

દશ ઇંદ્રિ તે ક્યમ બની દેહા, પચ વિષય કિમ પોસી,
વસ્યા કઇ પેરે દશ દેવતા, અત કરણક્ ઓસી જ્યોતિ૦ ૩

જીવ કહોને કઇ પળે જન્મ્યા, દેવ ઇશ્વર કિમ દોસી,
વ્યષ્ટિ સમષ્ટિ કુ ો વિસ્તારી, બીજ અકુર કિમ ભોસી જ્યોતિ૦ ૪

આવાગમનમા કોણ આવીઓ ખાણી વાણી કુણ ખોસી,
પ્રશ્ન કેવલ કહે સુણ પડિતા રાજી હુવા કોણ રોસી. જ્યોતિ૦ ૫

---

૧ જ્યોતિ-તેજ અર્થાત્ બ્રહ્મજ્યોતિ રૂપી જોય જુઓ પચકોશી-અન્ન-મય વિગેરે પાચ કોશ ભોસી-(કેવી રીતે) વાવે છે અર્થાત્ જગતને વી રીતે ઉપજાવે છે મોસી-મને ૨ તોસી-તુષ્ટ થયાં ૩ પોસી-પોષ્યા ઓસી-એની સાથે ૪ દોસી-એની સાથે- ૫ ખોસી-ખોવરાવશે. રોસી-રડશે

## પદ ૩૯.

અબધૂ(ત) કોઇ પુરુષ અકેલો, એનો કોણ ગુરુ કોણ ચેલો. અબધૂત૦ (ટેક)

એક અનેક અનેક રૂપ એકા, જેસે સુત પટ જાણા;
રૂઇ સ્વરૂપ દેખ તું સ્વતંત્ર, વૃત્તિ જો તાણા વાણા. અબધૂત૦ ૧

ઘાટ માટીના કુંભારે ઘડીઆ, આકાશ ભીતર આયા;
મટીના કુંભ મટીમાં મળીઆ, મહદાકાશ સમાયા. અબધૂત૦ ૨

ગગન સ્વતંત્ર જ્યમ છે ઘટમાં, શબ્દ હોત પડછંદા;
કિરણ પાણીમાં કરે પ્રકાશા, ચલે હલે નહિ ચંદા. અબધૂત૦ ૩

પલક ખોલ મટી ગયા પડદા, સ્વતંત્ર દરછાયા.
અવાચ્ય પદ રહ્યો શુદ્ધ આપે, શિવ શકિત નહિ છાયા. અબધૂત૦ ૪

અભેદ ભાખે અલખ લખે આપે, પીએ પીઆલા મતવાલા,
અજરામર મરે નહિ કદીએ, કરે લગન બાલ કુંવારા. અબધૂત૦ ૫

આપે નારી પુરુષ છે આપે, ચૈતન ગુરુ આપે ચેલા;
સચ્ચિદાનંદ શુદ્ધ કેવલ સ્વરૂપા, ખગાકારવત્ ખેલા. અબધૂત૦ ૬

## પદ ૪૦.

જન્મ્યો નહિ મર જાયે, સંતો પાર પૂરા જન પાયે. સંતો૦ ( ટેક )

મૂલા તૂલા એ દોનું, માંહી, આપ ચિદાભાસ આયે;
વ્યષ્ટિ સમષ્ટિ લીલા વરતી, ગુણ જીવ ઇશ ગાયે. સંતો૦ ૧

બુદ્ધિ કુંડાંમાં પડયું પ્રતિબિંબ, હલવે તેમ હલાયે;
સૂર્ય આકાશ દોએ શુદ્ધ શોભે, મળે ના કુંડાંમાંયે. સંતો૦ ૨

---

૧. સુત-સૂતર. રૂઇ-રૂ. ૨. આકાશ ઇ૦-અર્થાત્ ઘડામાં આકાશ આવ્યું એટલે ઘટાકાશ થયું. સમાયા-ઘટાકાશ મહાકાશમાં સમાઈ ગયું. ૩. પડછંદા-પડઘો. ૪. દરછાયા-દર્શાયો. છાયા-પ્રતિબિંબ ૫. લખે-જાણે. કરે ઇ૦-લગ્ન કરે એટલે પ્રકૃતિને ધારણ કરીને સૃષ્ટિ સરજે એમ છતાં બાળકુંવારા એટલે પ્રકૃતિથી નિર્લેપ છે. ૬. ખગાકાર-પક્ષીના આકારની પેઠે શ્રુતિમાં જીવ ઇશ્વરને બે પક્ષીઓ રૂપે વર્ણવ્યાં છે તે આ લીટીથી સંભારી આપ્યું છે.

૧ મૂલા તુલા-મૂલા વિદ્યા ને તુલા વિદ્યા.

મઠ ઘટ ઘાટ તો અવનીમાંહી, શુદ્ધ આકાશ સમાયે;
ભાંડ ભાગ્યાથી આકાશ નહિ ભાગે, થયો નહિ વ્યો થાયે. સંતો૦ ૩

અજ્ઞાન કેરો સાક્ષી આપે, કલ્પીને દૂજો કહાયે;
અવાચ્ય પદ અખંડ શુદ્ધ એહી, જાણ્યો તે નહિ જણાયે. સંતો૦ ૪

શિષ્ય ગુરુ બીન સમઝ સંજ્ઞા, અનુભવ શુદ્ધ ઓલખાયે;
કેવલ વંઝાના પૂત કહાવે, રસો અસ્મિ બ્રહ્મરાયે. સંતો૦ ૫

## સાતવાર. પદ ૪૨.

અર્ક શુદ્ધ ઉગીએરે, દેહતિમિર ભયા દૂર;
પ્રકાશ ભયો પંડમાંરે, અનુભવ પ્રગટયો ઉર;
અનુભવ આવ્યો આતમ ઓલખાયો જીવપણું તે જાયેરી;
ગુરુગમજ્ઞાન એ અગમ ગોતે, પરમ પદ નિજ પાયેરી. અર્ક૦ ૧

સોમે મનશુ કરોરે, પ્રાણી કેમ ઉતરો પાર;
પરમ પદ કયમ પામીએરે, છૂટે કેસે જો સસાર.
સંસાર સ્વપ્ન કયમ છૂટીએ, અજ્ઞાન આવરણ આવીઓ;
બ્રહ્મ ભાસે આનંદ ભવમાં, પૂર્ણ પદ શુદ્ધ પાવીઓ. અર્ક૦ ૨

મંગળ રૂપ મૂર્તિરે, અમૂર્ત્તિ તે અપાર;
સ્વરૂપાકાર સુરતીરે, કાયા નહિ જો આકાર.
આકાશવત્ નિર્મળ આતમ, નામ રૂપ ગુણ નારી;
આપ અનુભવ અખંડ એહી, પરમ શુદ્ધ તે પાસરી. અર્ક૦ ૩

બુદ્ધ શુદ્ધ કરી બોલીએરે, ભાવે કરી ખોલીએ ભંડાર;
જુક્તત કરી જોંખીએરે, નિર્ગુણ તે નિરાકાર.

---

૩. મઠ-ઘર. ( સંન્યાસીઓને રહેવાના મકાનને મઠ કહે છે. ઘટ-ઘડો. ભાંડ-વાસણ ઘર અને ઘડામા આકાશ છે પણ ઘર કે ઘડો ભાગવાથી આકાશ ભાગતું નથી. થયો ઇ૦ વ્યોમ (આકાશ) તો થયુ નથી તેમ થવાનું પણ નથી. અર્થાત્ સદાકાળ છે તેમનુ તેમ છે ૫, શિષ્ય ઇ૦-હે શિષ્ય ગુરુ બિન ( વિના ) આ સંજ્ઞા સમજી લે કે શુદ્ધ બ્રહ્મ અનુભવથી ઓળખાય છે ગુરુ શિષ્યાદિ જગત્ તો વાઝણીના છોકરાની પેઠ થયુંજ નથી-માત્ર કલ્પના છે. રસો અસ્મિ-રસ રૂપ બ્રહ્મ હુ છું. "रसो वै स" એ વાકયનો અનુવાદ.

નિર્ગુણ સગુણ નિરખતાં, જડ મીટે જંજાલરી;
આપ જોતાં આપો આપે, પ્રપંચ જાયે પંપાલ રી. ૪
ગુરુવારે જ્ઞાનમાંરે, સાન કરી તે સાર;
આનંદ ભાસે ઉરમાંરે, તત્વાતીત એક તાર.
તત્ત્વમસિ બ્રહ્મ તનમાંરે, કાર્ય કારણ નહિ કોયે રી;
જીવ ઇશ્વર નહિ જગત્ જોતાં, હરિ ચરાચર હોયે રી. ૫
શુક્રવારે તે સુધરેરે, અંતર્જામી તે આપ;
ત્રાસ મટી મારા તનતણીરે, ત્રિવિધિ નહિ તીનું તાપ.
મન જાણે તે મરમ માયા, વાણી પાર નિવાસ રી;
અવાચ્ય પદનો અર્થ એહી, દેવ ન હે કોઇ દાસરી. ૬
સ્થાવર વારે મન સ્થિર કરોરે, ચંચલ ચલે નહિ ચિત્ત;
અચલ પદ હોયે આતમ રે, વપુ નહિ કાંયે વિત્ત.
અજર અમર અખંડ એહી, વાણી નહિ જ્યાં વિકારી;
કેવલ અનુભવ એહી પ્રકારયો, પરમ અમરમ પારરી. ૭

## રાગ–કાફી ૪૨.

સમઝયા સંત સોઇરે, અવિદ્યાથી રહે અળગો;
સૂર્યવત્ સાક્ષીરે, વિષયમાં ન જાયે વળગ્યો. સમઝયા૦ (ટેક)
પ્રપંચ જોતે આપ હુવો પોતે, ગોતે તેને ગુણ ગાયે;
અદ્વૈત બ્રહ્મ અખંડ અવિનાશી, જોતે તે દ્વૈતપણું જાયે;
સુવર્ણ દંડ સારો રે, મહા આનંદે મલગો. સમઝયા૦ ૧
ચેતન વિના જડ નહિ ચાલે, જડે તે નહિ જણાય;
ઇંદ્રિયાતીત અરૂપ શુદ્ધ આપે, જન્મ્યો નહિ મર જાય:
અગમ અસંગીરે, બ્રહ્મમાંહી સર્વે ભળગો. સમઝયા૦ ૨

---

૨. મનશુ કરો–મન સાથે વિચાર કરો. ૩. મંગળ રૂપ–કલ્યાણ રૂપ એજ મૂર્તિ. સુરતી–ધ્યાન. રી–પાદપૂરણાર્થ. ૪. નિરખતાં–વિચારી જોતાં. જડ–મૂળ અથવા જડ રૂપ જંજાળ. ૭. સ્થાવર વારે–સ્થિર વારે–શનિને સ્થિર વાર કહે છે કેમકે શનૈ એ શબ્દનો અર્થ ધીમે છે.

પ્રપંચ ઇ૦–સંસારને જોતાં આપ (બ્રહ્મ) પોતેજ સંસાર રૂપ થયો છે. પછી તે બ્રહ્મને ગોતે (શોધે) છે ને તેના ગુણજ ગાય છે. જોતે–વિચારી જોતાં. સુવર્ણ, દંડઇ. એવો બ્રહ્મરૂપી સુવર્ણ દંડ મહા આનંદ સાથે મળે છે. ૨. જડે–જડ વડે. ભળગો–ભળશે.

હેમની પૂતળી નિર્બંધ હોઇ, સુવર્ણ ઘાટ બન્યા સોઇ;
સુવર્ણ નીર દોયે સ્વરૂપ છે સાચો, દુનિયાભાવ ટળ્યા દોઇ;
સર્વાતીત સરખોરે, ગ્રંથિ ગાંઠ ગુણ ગલગો. સમઝ્યા૦ ૩

બ્રહ્માકાર જગત્ સહુ ભાસે, જ્યોત તણી એ તો જ્યોત;
અર્ક ઇંદુમાંહી પ્રકાશ ઇનો, અનુભવ ભયા તે ઉદ્યોત;
સંસાર સર્વે સોહુરે, ત્રિવિધિનો તાપ ટલગો. સમઝ્યા૦ ૪

સદાનંદ સ્વામી અંતરજામી, પૂર્ણ બ્રહ્મ અપાર;
સ્વેપ્રકાશ અખિલ શુદ્ધ શોભે, કેવલ નિમિત્ત આકાર;
સભર બ્રહ્મ સિંધુરે, પાણી પાલો એક પલગો. સમઝ્યા૦ ૫

## [1] કાફી ૪૩.

મૂરખ શીદ મોહ્યોરે, પંડમધ્ય જલ પાણી;
ખરો ધન ખોયો રે, તરીલાં તે મરે તાણી. (ટેક)

રક્ત બીજ જોયે પંડ કેરી રચના, કૃમિ જાલ કહેવાય;
અસત્ જડ અશુદ્ધ એહી, થયેલું ભંગુર થાય;
કાયા હામ કાચોરે, હોવે જેમાં વૃદ્ધિ હાણી. મૂરખ૦ ૧

કુંડ સાત જોગે નર્ક કેરા કહીએ, દુઃખ દુર્ગંધભરી દેહ;
પંચ કોશમાંહી પ્રપંચ પાચું, નાશવંતનો શો સ્નેહ;
વેષ તો વપુનોરે, જોજે તુ તો જૂઠો જાણી. મૂરખ૦ ૨

નાગલોક નર દેવ સુધી નિરખ્યો, પાંચ તત્વ કેરો પંડ;
કાયા એક ને નીચ ઉચ કરીઆં, મિથ્યા ભાસે છે બ્રહ્માંડ;
તન નહિ તારૂંરે, ખોટી વાસના તે ખાણી; મૂરખ૦ ૩

---

૩ હેમની-હિમની-બરફની નિર્બંધ હોઇ-બંધાઇ-રચાઇ. સાચો-બરફની પૂતળીમાં જે સોનાના ઘાટમાં પાણી ને સુવર્ણ એજ સ્વરૂપ સાચું છે. ગળગો-ગળશે. ૪. ઇનો-એનો. સોહુ-તેજ-બ્રહ્મ ટલગો-ટાળશે. ૫. સભર-સર્વત્ર ભરેલો પાલો કરો-બરફનો ટુકડો પલગો-પળે અર્થાત્ એક થઇ જાય

૧. તરીલા-ગાડા વગેરેને વધારવાના બળદ [જોડવાને જે ઝુસરે દોરડું વગેરે જોડે છે તે. ૨. સાત-સાત ધાતુ તે સાત નરકના કુંડ કહ્યા છે. ૩ ખાણી જરાયુજ વગેરે.

કહ્યું માને તો સત્સંગ કરજે, મૂકી દેજે અભિમાન;
લક્ષે કરી આત્મા અર્થ લીજે, સમજે શબ્દકેરી સાન;
કેવલ એમ કહેછેરે, અનુભવ શુદ્ધ આણી. મૂરખ૦ ૪

## કાફી ૪૪.

મમતા સહુને મારેરે, તૃષ્ણા મનને લેવે તાણી;
ચૈતન ના વિચારેરે, હોવે તેમાં શોક હાણી. મમતા૦ (ટેક)

બંધવ સાથે વેર બંધાવે, માત પિતાને દેવે માર;
કામિની સંગે સ્નેહ કરાવી, તત્વ ખોયો તે અવતાર;
મનુષ્ય દેહ અમૂલોરે, ભુકિન તેણે નહિ જાણી. મમતા૦ ૧

પુત્ર પુત્રીને હું સુખે પરણાવું, ભરું સુતનો ભંડાર;
ધન ખરચી ઉંચા ધામ બંધાવું, સર્વે દેખે તે સંસાર;
ભલો કહે વૈભવમારે, ઘાંચીના ઘરની તાણે ઘાણી. મમતા૦ ૨

જાગ જગન કરી સ્વર્ગે જાવું, પુણ્ય ધર્મ તે અપાર;
પુણ્ય ક્ષીણે થયું પાછું પડવું, ને ધરે તે અવતાર;
માર જમનો માથેરે, મોક્ષ વસ્તુ નહિ માણી. મમતા૦ ૩

મહીપતિ થઇને રાજ હું માણું, દુજો નહિ તે સરદાર;
વિશ્વ ઉપરીમાં હુકમ વરતાવું, નાણું અગણિત સુતનાર;
આર ખાણી ના ચૂકેરે, કહેવામાં તે નાવે કાંણી. મમતા૦ ૪

ફેરા ચોરાશીમાં તે જીવ ફરીઓ, ચૌદ લોક ખાણ ચાર;
ઘોર નરકના દુઃખ તે ભોગવે, વપુ ધરે તે વારંવાર;
કેવલ એમ કહે છેરે, દુઃખ દેવે જમ દાણી. મમતા૦ ૫

## કાફી ૪૫.

ભણીને કાં ભૂલ્યારે, પંડિત જોને ખોજી પંડમાં;
ગમાવી વસ્તુ ઘરમાંરે, મિથ્યા કુટ છે બ્રહ્માંડમાં. ભણીને૦ (ટેક)

---

૨. ધ્રુવનો દ્રંવ્યનો એમ હોવું જોઈએ ૩ પુણ્ય ક્ષીણ-પુણ્ય ક્ષય થાય ત્યારે. ક્ષીણે પુણ્યે મર્ત્યલોકં વિશન્તિ એ ગીતા વાકયનો અનુવાદ

૧. કુટ- કુટાવાનું-અફળાવાનું. જથારથ-યથાર્થ. આશા' ઘ૦-આશા

પંડિત ભણીને વાચે પોથી, કરે શ્રવણ સહુ કોય;
જથારથ જ્ઞાન તે નાવે જાણ્યામાં, હરિ પ્રગટ ક્યાંથી હોય;
માન દાનમા માતારે, આશા ફેરી લાવે અંડમા. ભણીને૦ ૧

મન કહે તે સાચું કરી માને, અર્થે કરે અનેક;
સગુણ કરી બતાવે શોભા, નિર્ગુણની નહિ નેક;
વિવેક વિનાની વાતોરે, ખેલે આપ માયા ખંડમાં. ભણીને૦ ૨

પદાર્થ ઇચ્છે ઇંદ્રિને પોષે, વળી રાખે લોકવ્યવહાર;
કુટુંબ માનીને માહી કુટાણો, નાણું વહાલું સુતનાર;
વિષયમાં વવાયો રે, આવ્યો નહિ અખંડમાં. ભણીને૦ ૩

વળી સ્વર્ગ કેરાં સુખ વખાણે, દેખાડે નરકકેરા દોષ;
મિથ્યા સમઝયા વિના મન ભરમાવે, કાચી કાયા પંડ કોશ;
વિચા નહિ વસ્તુરે, ડૂબી રહ્યો દેહ દંડમાં. ભણીને૦ ૪

મોક્ષારથ કરીને ઉદર સહુને પ્રબોધે, અંતર માયા કેરી આશ;
પ્રપંચ કરીને ઉદર પોષે, વસ્તુનો નહિ વિશ્વાસ;
કેવલ એમ કહેછેરે, ચિત્ત ચડયો પ્રચંડમાં. ભણીને૦ ૫

## રાગ પ્રભાતી. દેવગધાર ૪૬.

તું સહી તું સહી અખંડ શુદ્ધ આતમા, હું નહિ પંડમાં જોયું હેરી;
હુંનો પ્રકાશક આપે હુવો હરિ, તત્ત્વમસિ કહે સુરતી તેરી. તું સહી૦ (ટેક)

હેમના ઘાટ અનેક એથી હુવા, માટીના ઘાટ ઘટ શરાવમેં રી;
પટ અનેક તે સુતથી ઉપન્યા, કલા અનંત જોયે આપકેરી. તું સહી૦ ૧

વાયુ ( તે ) સર્વમાં વ્યોમસુધી વરતે, સુગંધ દુર્ગંધ પરશે નાશે રી;
સ્વેપ્રકાશ આનંદરૂપે રહે સદા, ગગન ઘટ મઠ અવકાશ ઘેરી. તું સહી૦ ૨

---

( તૃષ્ણા ) ફરીને પાછી તેને બ્રહ્માંડમા લાવે છે–વાસનાને લીધે તે દેહ ધરે છે ૪. ૫ ડકોશ–દેહરૂપી કોશ. ૫ પ્રચંડમા–પ્રચંડ સંસારમા.

૧ એથી–હેમથી શરાવ–શકોરૂં. ઘટ અને શરાવમા જે ઘાટ જણાય છે તે માટીના છે કલા ઇ૦–તેજ રીતે જે અનંત કળા ( વિશ્વ રૂપી વિભાગો ) જોવામા આવે છે તે આપની ( પરમાત્માની ) છે નાશે–નસે. જે સુગંધ દુર્ગંધના સ્પર્શથી તું નાસે છે અથવા ના શેરી એમ પદચ્છેદ કરીએ તો તે વાયુને શેરીનો સુગંધ કે દુર્ગંધ સ્પર્શ કરતો નથી.

સચ્ચિદાનંદ તે આદ્ય અંત મધ્ય સહી, જીવ ઇશ્વર ચૈતન જેરી;
મૃગજલ સરીખું જગત્ ભાસે મને, અધિષ્ઠાન સત્યાર્થો ફુરે એરી. તું૦ ૩

ભાઇ સાકરની પૂતળી સ્વાદે સભર ભરી, નામ રૂપ ગુણ સાકર નેરી;
હુંને આદે લઇ સર્વે ભાસે હરિ, ઠીક આનંદઘન વસ્તુ ઠેરી. તું સહી૦ ૪

તત્વ પ્રકાશ અખિલ બ્રહ્મ આતમા, અર્ક ઉગે મટે ( તે ) અંધેરી;
કેવલાનંદ અવાચ્ય પદે શું કહે, બુદ્ધિ નહિ જેહમાં વૃત્તિ બેરી. તું સહી૦ ૫

## પદ ૪૭.

શુદ્ધ સ્વરૂપ સતસાર, વિવેકે જો વિચારમાં. ( ટેક )
પ્રેમ વૈરાગ્ય જ્યારે ઉપનેરે, ચૌદલોક ખાણી ચાર, પ્યારે રામ,
વિષયસુખ તે કાગ વિષ્ટાવત, સર્પડંખ જ્યું સંસાર. વિવેકે૦ ૧
વિવેકે કરી જડચૈતન વર્ત્તે, કાયા તીનું આકાર, પ્યારે રામ,
આતમ તેથી અલગોરે, શ્રવણ કરે શુદ્ધ સાર. વિવેકે૦ ૨
મનન કરી ચૈતનને માને, પરમ અપરમ પાર, પ્યારે રામ
જડ દૂર કરે જાણી જૂઠા, નર નહિ કોયે નાર. વિવેકે૦ ૩
નિદિધ્યાસન અખંડ અવિનાશી, કલા હોયે બ્રહ્માકાર, પ્યારે રામ,
કેવલ બ્રહ્મ સદોદિત કહીએ, અક્ષરાતીત આધાર. વિવેકે૦ ૪

## પદ ૪૮.

સુણો અરજી મોરા સ્વામી, જોયા ઘટ ઘટ અંતરજામી હોજી૦ (ટેક)
આ અવસર આવો અલબેલા, ગુણ તીહારા ગાયે હોજી;
સુખનો દાતા હે શામલીઓ, સ્થિર મન આનંદ થાયે. જોયા૦ ૧
નિર્ગુણ રૂપ એ નાથ નિરંતર, સગુણ નામ રૂપ સારો હોજી;
ભક્તવત્સલ તમે આપ ભૂધરા, નટવર ( નો ) ખેલ ન્યારો. જોયા૦ ૨
પ્રહ્લાદની પ્રતિજ્ઞા પાળી, મગરૂર દૈત્યને માર્યો હોજી;
અચલ પદ ધ્રુ(વ)જીને આપ્યો, સાધુનો કાજ સુધાર્યો જોયા૦ ૩

---

૪. નેરી-પાસે. અથવા સાકરને નામ રૂપ ગુણ લાગવાથી સાકરની પૂતળી થઇ છે. ૫. બેરી-જેમા બુદ્ધિની બે વૃત્તિ ( દ્વૈતભાવ ) થતી નથી.

૧. જ્યું-જેવો. સંસાર સાપના ડંખ જેવો છે. ૨. વર્તે-ઓળખી કાઢે છે. કાયાતીનું-સ્થૂલ, સૂક્ષ્મ, કારણ, એ ત્રણ શરીરો.

અનંત ભક્ત આગે ઓધાર્યો, અબલાને ચીર આપ્યાં હોજી;
ગજ આદે લેઇ નાવે ગણીતમાં, કષ્ટ અનંતનાં કાપ્યાં. જોયા૦ ૪

અનેક આગે અધમ ઓધાર્યો, પાપી આપ અપરમપારી હોજી;
આશ કરી દાસ ચરણે આવ્યો, કેવલ કહે પોકારી. જોયા૦ ૫

## અથ કલજુગની સોલાણી. પદ ૪૯.

એ અધમરો પો'રો આવ્યો, લોક સુણો સમો બદલાયો હોજી૦ (ટેક)
માનવી દેવ કેરો સાચ ન માને, કરે નહિ તે દેવકાજા હોજી;
ઘણા લોક તેમાં દુઃખ ભોગવે, માને નહિ તે કેની માઝા. લોક૦ ૧

વિપ્ર વિશ્વાસ વિના શાસ્ત્ર વાચે, મંત્ર જૂઠા કરી માને હોજી;
ભૂલી શુદ્ધિ બીજા મતમાં ભળશે, અર્થ અગમ નહિ આણે. લોક ૨

સાધુ થઇને હરિને નહિ સમરે, ધન લેવા બહાનું ધરશે હોજી;
કર્મ અનેક માયા લેવાને કરશે, હરામી ચામ દામ હરશે. લોક૦ ૩

અતીત થઇને માયાની રાખે આશા, નાણું ખરચીને લાવે નારી હોજી;
ત્રિવિધિ તાપમાં તે બહુ કુટાશે, બાનાધારી હોશે ઘરબારી. લોક૦૪

સંન્યાસી થઈ સંચય કરે નાણું, છાની હુંડી તો ચાલે સારી હોજી;
જગતમાં મહાપુરુષ પૂજાવે, ભીતર છલભેદ ભારી. લોક૦ ૫

ચેતન જાણ્યા નહિ બન્યા બ્રહ્મચારી, સાધન સિદ્ધિકાજ સાધે હોજી;
માનરસ પીવા જગત પ્રબોધે, લક્ષ શુદ્ધ નહિ લાધે. લોક ૦ ૬

નારી ના માને પોતાના નરને, નર ન માને તે નારી હોજી;
બેટો માને નહિ પોતાના બાપને, ચારૂ ભગે તે વ્યભિચારી. લોક૦ ૭

વાણીઆ વેપારી ચોર થઈ ચાલે, વરતે કોલી રાખે શાહુકારી હોજી,
ચારૂ ઉત્તમ તે મધ્યમ થઈ ચાલે, મધ્યમ ભજે તે મુરારિ. લોક ૦ ૮

---

૪. નિદિધ્યાસન–ધ્યાન
૫ અબળાને– દ્રોપદીને
૧. અધમરો–અધમનો પોરો–વખત. દેવકાજ–દેવકાર્ય. અર્થ ઇ૦–અગમ્ય ( પરમાત્મા ) નો અર્થ મનમા નહિ આવે. ૩ અતીત–વેરાગી. બાનાધારી–ત્યાગીના વેષવાળા. ૭ ચારૂ–ચારે

સાચા પુરુષની કરે ના કોઈ સેવા, પાખંડ દેખીને તેને પૂજે હોજી;
અજ્ઞાનમાં જીવ ઘણા આથડે, શુદ્ધ મારગ નહિ સૂઝે. લોક ૦ ૯

વાણીશબ્દે કરી લોક વવાયા, જૂઠ સાચ નહિ જાણે હોજી;
ખરા ખોટાની ખબર ન ખળને, પડયો મન જડ પાણે. લોક ૦ ૧૦

કપટ કરીને લોકને વશ કરશે, ચંડાલ પંથ ચલાવે હોજી;
કોટિક કલ્પસુધી ધરશે કાયા, નગુરાનો તે પાર નાવે. લોક ૦ ૧૧
મહિમા કલુકેરો કહે જોગમાયા, મહાપુરુષ કોઇ માને હોજી,
શઠ બુદ્ધિવાળા નહિ કોઇ સમજે, કેવલ સાંભળ દેઈ કાને. લોક ૦ ૧૨

## સોરઠા ૫૦.

શ્રવણ કરે સત્ સગ, મનન કરે મનમાંયથી;
નિદિધ્યાસન અભંગ, સાક્ષાત્કાર કેવલ સદા. ૧
વૈરાગ સંગ વિવેક, સંપત્તિ ખટ જે સમઝ શી;
મોક્ષ ઇચ્છા પરમેક, પ્રથમ સાધન ચાર પરખીએ. ૨
હુન્નર કરો હજાર, હરિ ન આવે હાથમાં;
વિવેક તત્વ વિચાર, સત્ ચિદ્ આનંદ સર્વમાં. ૩
સર્વ છે બ્રહ્મ સ્વરૂપ, ભૂપ સંત મુખ ભાખહી,
આત્મ અખંડ અરૂપ, કોઇ જાણે સંત કેવલા. ૪

## ( સાતવાર ) છપ્પા ૫૧.

આદિત પૂર્વ કેરા પાયો આજ, કરે તો સુધરે સઘલાં કાજ;
રહેણી ચલે તો અખડ રૂપ, ભૂતાતીત સકલનો ભૂપ;
વસ્તુ આદિત્ય કરે કયું વાર, પરમ કેવલ અપરમપાર ૧

---

૧૦. પડયો ઇ૦ જડ પાષાણુમા મન લાગ્યું. ૧૨ કલુ-કલા-કલિ.

૧ શ્રવણ, મનન, નિદિધ્યાસન, એ ત્રણે બ્રહ્મવિદ્યાના અંતરંગ સાધન સિદ્ધ તે પહેલા સોરઠાથી કહે છે શ્રવણ ઇ૦ . ૨ બ્રહ્મવિદ્યાના અધિકારી ચાર સાધન આ સોરઠામા કહ્યા છે વૈરાગ્ય ઇ૦-( ૧ ) વૈરાગ્ય, ( ૨ ) વિવેક, ( ૩ ) ષટ્ સપતિ ( ૪ ) મુમુક્ષુતા વિવેક-જડ અને ચેતનને ભિન્ન સમજવાપણું. ખટસ પત્તિ-શમ, દમ, તપ, તિતિક્ષા, શ્રદ્ધા, સમાધાન. પરમેક-પરમ એવી એક ( મોક્ષેચ્છાનું વિશેષણ )

આદિત્ય ઇ૦ પૂર્વના પુણ્યથી આજ તુ આદિત ( પ્રકાશમય બ્રહ્મ ચૈ-

સોમે શુદ્ધ સ્વરૂપ સત્ સોય, કળે તે વીરલા સાધુ કોય;
હરિ ચરાચર આનંદ હોય, તત્ત્વમસિ વ્યાપક રૂપ તોય;
સો મેં અજર અમર સ્વરૂપ, ભયો કેવલ સકલનો ભૂપ. ૨

મંગળ મુક્ત સ્વરૂપ છે મન, તે નહિ ધરે અવર કોઇ તન;
જુક્તિ જોગ જાણે કોઇ જન, પાપ નહિ કોય તેને પન;
મંગળ રૂપ હુવા સત્ મોયે, દેખ કેવલ જીવ ઇશ ના દોયે. ૩

બુધે શુદ્ધ સમઝ તું બોધ, સત્ય બોધક કહે તે શોધ;
આપો તજી સત્ય બણીએ આપ, મન વાણી નહિ જાણે માપ;
શુદ્ધ બુધ છે જનની સોય, હરિ કેવલ સ્વરૂપે હોય. ૪

ગુરુ કહે તે સમઝ લો જ્ઞાન, ધરે અગોચર અખંડ ધ્યાન;
શિષ્ય ચકોર આકાશી શશી, વૃત્તિ શુદ્ધ સ્વરૂપમાં વસી;
એ અનુભવ તે આવે ઉર, પૂર્ણાનંદ કેવલ ભરપૂર. ૫

શુક્રવારે કરો મન સોય, ગઇ પળક ફેર ન આવે કોય;
હો ગઇ પળ આવે નહિ હાથ, નહિ જાણ્યો અખડવર નાથ;
સમઝ ગુરુની અગમ સાન, માને કેવલ નહિ અભિમાન. ૬

શનિવારે સમઝ તું સોય, હરિ ચરાચર આપે હોય;
દુજો નહિ કોઇ રૂપ દેદાર, પરમ ગુરુ અપરમપાર;
વસ્તુ નીશાં કરો શાની વાર, કેવલ સ્વરૂપ જો નિરાકાર. ૭

સાત વાર વિચારે સોય, જીવ ઈશ્વરથી રહિત જોય;
વેદ ચાર ન જાણે વાણ, જાનનહારની એવી જાણ;
સૂર્ય દીપવત્ સાક્ષી સોય, કેવલ અનુભવી જાણે કોય. ૮

## કક્કા બત્રીશી પર.

કક્કા બત્રીશી હું કહું, આવરણ નાવે મમ ઉર,
અભેદ અર્થ બ્રહ્મ આત્મા, પૂર્ણાનંદ ભરપુર. ૧

---

તન્યને ) તું આજ પામ્યો છે જો તે આદિત્ય વને પ્રકાશિત કરે તો સઘળા કાજ સુધરે. (૧) વસ્તુ ઇ૦ આદિત્ય એજ બ્રહ્મ વસ્તુ છે હવે શામાટે વાર કરે છે! ૨. સો મે-તે હું ૩ પન-પૂણ્ય. મોયે-મને ૪ આપો-દેહાભિમાન.

કકકે ઇસ માયા કરી, કર્મ ધર્મ કીયા કામ;
કરણી વિધવિધ કામના, નરનારી રૂપ નામ. ૨

( ખખ્ખે ) ક્ષર અક્ષર કીધા ખેલવા, માયા, અવિદ્યા માપ;
પાંચ તત્ત્વનાં પૂતળા, સ્થાવર જંગમ થાપ. ૩

ગગન આદિ ગુણ ગંગમાં, ત્રણ લોક વિસ્તાર;
અકાર ઉકાર મકાર એહ, સ્વરૂપ હિત સંસાર. ૪

ઘઘ્ઘે સર્વ રૂપ ઘાટમાં, આતમરૂપ અઘાટ;
ઘટ ઘટમાં કરે ગર્જના, નિર્ગુણ બ્રહ્મ નિરાટ. ૫

અંગો અંગ નિજ આત્મા, સર્વ નિરંતર સ્થામ,
વસે પુષ્પમાં વાસના, રહ્યો ઇમ આત્મારામ. ૬

ચચ્ચે સર્વના ચિત્તમા, કરહી બુદ્ધિપ્રકાશ;
એક કુટસ્થકે આશરે, ભર્યાં નામ ચિદાભાસ; ૭

છછે સ્વરૂપની સંજ્ઞા, સમઝે કોઇક સંત;
સેવ્યા સતગુરુ સંતને, તે પાયા નિજતંત ૮

જજ્જે જાગી જો જગતમાં, રહ્યો કુટ આપ સ્વરૂપ;
દેહ ઇંદ્રિ પ્રાણ દર્શ છે, અધિષ્ઠાન આપ અરૂપ ૯

ઝઝ્ઝે જગત જો ઝેર છે, આતમ છે અમૃત;
કરણ દોષને દૂર કરો, જગત્ રહ્યો તું જાત. ૧૦

નન્ને તું તો શુદ્ધ નિત્ય છે, નામ રૂપ અનિત્ય,
અનિત્ય દૂર કરી ઉરથી, પોતે નિત્ય પ્રતીત. ૧૧

ટટ્ટે અધસ્તને ટાળીએ, અધિષ્ઠાને રખ ઉર;
અખંડ એક રસ આત્મા, પૂર્ણ બ્રહ્મ ભરપૂર. ૧૨

---

૨. ઇસ આ. ૪. ગગન આદિ ઇ૦—આકાશ આદિ તત્વો તથા તેના શબ્દાદિ ગુણ. ગગમાં—ગગ્ગામા અકાર ઇ૦ ઓમ્ અક્ષરના જે અ, ઉ ને મ્ છે તેજ સંસારના સ્વરૂપને માટે છે ( હિત–માટે ) અર્થાત્ સત્વાદિ ત્રણ ગુણના વાચક એ ઓકારથી જગતનું સ્વરૂપ બંધાયું છે. ૫. અઘાટ—આકાર વગરનું. નિરાટ—કેવળ. ૭. કુટસ્થ કે ઇ૦—વ્યક્તિગત શુદ્ધ ચૈતન્યને કૂટસ્થ કહે છે. બુદ્ધિમાં કૂટસ્થનું જે પ્રતિબિંબ તે ચિદાભાસ ( જીવ ) કહેવાય છે. ૮. તંત–તંતુ–ચૈતન્ય રૂપી તાંતણો. ૯. કૂટ. સ્થિર અને નિર્લેપ. દર્શ—દૃશ્ય. ૧૦. કરણ દોષ ઇંદ્રિયોના દોષ.

ઠઠ્ઠે ચૈતનનો ઠાઠ છે, ઠાલો નહિ અણુ ઠામ;
રજતજમાં વ્યાપી રહ્યો, સચરાચર ગુરુ શ્યામ. ૧૩

ડડડે મનને ના ડોલાવીએ, અચલ વૃત્તિ રખ આપ;
આકાશવત્ શુદ્ધ આતમા, મહાવાયક સત્ય માપ. ૧૪

ઢેદ ચાર વાણી વદે, ઢઢ્ઢે બજાવ્યો ઢોલ;
અખંડ કેવલ આતમા, તત્વાતીત અતોલ. ૧૫

રહેણી ણુરણે રાખીએ, કહેણી કથીએ કાવ્ય;
અર્થ અનુભવે આણીએ, લક્ષ સ્વરૂપે લાવ્ય. ૧૬

તત્તે વસ્તુ તત્વમાં, તલ મધ્યે જ્યમ તેલ;
કરી ક્રિયા નિકાસીએ, અદભદ અદભદ ખેલ. ૧૭

થથ્થે થાપી બહુ થાપના, આત્મ સ્વરૂપ અથાપ;
નિરાલંબ આલંબ નહિ, અજર અમર શુદ્ધ આપ. ૧૮

દદ્દે પ્રાણ મન દેહને, મોહિત ભયો તેરો મન;
અદર્શ શુદ્ધ એક આતમા, માયા રહિત અમન. ૧૯

ધધ્ધે અગોચર ધ્યાનમાં, લક્ષ ભયો લવલીન;
ચકોર વૃત્તિ ચંદમાં, મગન રહે જલમીન. ૨૦

નન્ને મળી ગયો નૂરમાં, રસમસ ભયો એક રૂપ;
અગમ અગોચર આતમા, ભાવાતીત ઘન ભૂપ. ૨૧

પપ્પે આનંદ સુખ ઉપજે, દુઃખ સુખ ભયો સહુ દૂર;
નામ રૂપ ભાસે નહિ, મોહુ અનુભવ સૂર. ૨૨

ફફ્ફે ચોરાશી ફેરમાં, ફર્યું નહિ મન ફેર;
નિશ્ચલ સ્વરૂપ ચળે નહિ, હરી લીઆ બ્રહ્મ હેર. ૨૩

બબ્બે સ્વરૂપ નાદબુદમાં, બોલ મન વાણી બોલ;
રામ તેથી અલગો રહે, તત્વાતીત અતોલ. ૨૪

---

૧૨. અધસ્ત-અભ્યસ્ત ૧૪. રખ-રાખીને. ૧૭. નિકાસીએ-તલમાંથી તેલની પેઠે. અદભદ (અનિર્વચનીય) ખેલ (સંસાર રૂપી) માથી (પરમાત્માને) જુદો કાઢીએ. અર્થાત્ જડ ચેતનનો વિવેક કરવો. ૧૯ અદર્શ-અદશ્ય. અમન-મન રહિત. ૨૦. લક્ષ ઇ૦-લક્ષ કરીને. લવલીન (છેક્જ લીન) ભયો (થયો) ૨૩. હરિ ઇ૦-બ્રહ્મને હેરીને (જોઇને) તે હરિ (બ્રહ્મને) લીધા-આપરૂપ જાણ્યા. ૨૪. સ્વરૂપ

બબ્બે અખંડ શુદ્ધ બ્રહ્મ છે, વસી પુષ્પમાં જ્યમ વાસ;
તલ મધ્યે જ્યમ તેલ છે, નિર્ગુણ સત્ય અવિનાશ. ૨૫

મર્મ જાણ્યો પરિબ્રહ્મનો, મમા રહિત અમાપ;
ભ્રાંતિ ગઇ માન અનુભવે, પુણ્ય નહિ કાંઇ પાપ. ૨૬

યય્યે અયં એક આત્મા, દુજો નહિ કોઇ દેવ;
અખંડ એક આકાશ જ્યમ, શુદ્ધ નિરંતર સેવ. ૨૭

રર્રે આત્મા રામ છે, અંતરજામી એક;
સંત સમાગમ સેવતાં, વૈરાગ શુદ્ધ વિવેક. ૨૮

લલ્લે લક્ષ અલક્ષ છે, ત્યાગ ભાગ કરી તેહ;
જડ ચૈતન જાણે જૂજવાં, જીવન્મુક્ત ભયા તેહ. ૨૯

વિવેક ચારે વેદમાં, નેતિ નેતિ કરી નાથ;
અખંડ કેવલ આત્મા, સર્વે નિરંતર સાથ. ૩૦

શશ્શે સ્વરૂપની સંગન્યા, સમશ્યા સમઝે સાન;
અખંડ આનંદ ઉરમાં, માન નહિ અપમાન. ૩૧

ષષ્ષે દેખ ચાર ખાણમાં, અંતરજામી આપ;
દુજો નહિ શુ દાખવું, જપે તે કોનો જાપ. ૩૨

સસ્સે અખંડ બ્રહ્મ સત્ય છે, અસત્ય દેહ આકાર;
જન્મ મરણ નહિ જેહને, પરમ અપરમ પાર. ૩૩

હહે હરિ રૂપ હેરતાં, હરદમ તે હરિ હોય;
અખંડ કેવળ આતમા, સચરાચર છે સોય. ૩૪

અકાર નહિ જા ઉરમાં, ઉકર નહિ રૂપ એહ;
મકાર નહિ માયા ગૂળશે, તત્વાતીત બ્રહ્મ તેહ. ૩૫

---

— (૧) ૨૬. રહિત–નામરૂપથી રહિત. ૨૭. અયં–આ અયમાત્મા બ્રહ્મ શ્રુતિનો ઇસારો કર્યો છે. ૨૯. લક્ષ ઇ૦–ત્યાગ ભાગ કરી ( જહદાજહદ લક્ષણાવડે ) વાચ્યાર્થનો ત્યાગ કરી લક્ષ્યાર્થને ગ્રહણ કરી અલક્ષ્યનું લક્ષ્ય કર્યું–અલક્ષ્ય ઓળખવા ૩૦ વિવેક ઇ૦–વેદોમા ' નેતિ નેતિ ' શબ્દો નાથનો (જડ ચેતનનો) વિવેક કરી બતાવ્યો છે. ૩૫ અકાર ઉકાર મકાર–મન્તરમાંના.

ભૂત નહિ વા બ્રહ્મમાં, ભવિષ્ય નહિ વામે ભેદ;
વર્તમાન નહિ જા વસ્તુમાં, આત્મા રૂપ અભેદ. ૩૬

અહં ગ્રંથિ નહિ એહમાં, સંશે ગ્રંથિ નહિ શ્યામ;
કર્મ ગ્રંથિ નહિ કલ્પના, રહ્યો શુદ્ધ આતમ રામ. ૩૭

સ્થૂલ સૂક્ષ્મ કારણ નહિ, કર્ત્તા ક્રિયા નહિં કર્મ;
જ્ઞાતા જ્ઞાન જ્ઞે(ય) નહિ, ભાવાતીત શુદ્ધ બ્રહ્મ. ૩૮

નહિ સમષ્ટિ વ્યષ્ટિ નહિ, નહિ રૂપ ગુણ નામ;
નહિ જીવ ઇશ્વર નહિ, સોહી છે સતગુરુ શ્યામ. ૩૯

અજન્મા બ્રહ્મ અવિનાશ છે, તત્વાતીત રૂપ તેહ;
અખંડ કેવલ આતમા, શોધતાં નાવે છેહ. ૪૦

## ચોપાઈ (છપ્પા) ૫૩.

પય દોહી શ્વાનને પાયું, ધણીને ઉલટું કાટવા ધાયું;
સમજ્યો નહિ સમાગમસાર, ભરે ભ્રાંતિ દોષનો ભાર;
તે નર (નો) જો ખર અવતાર, માથે બોજને ખાવે માર. ૧

શુદ્ધ મન ન સેવે સંત, આવે નહિ તે જીવનો અંત;
વાણી શુદ્ધ ન સમજે શબ્દ વિવેક, આત્મ એક ને રૂપ અનેક;
ભણ્યા અક્ષરનો નાવે[2] ભેદ, સૂક્ષ્મ વસ્તુ અરૂપ અછેદ; ૨

વિપ્ર ભણે ચાર જો વેદ, ભિન્ન અર્થનો ના લે ભેદ.
કામના અનંત ને વાંચે કથા, મૂરખ પ્રોક્તે[3] સાંભળે મિથ્યા;
પ્રભુને નામે પાણી ન પાય, કેવલ કથા સાંભળે શું થાય ? ૩

દુનિયા આવે દર્શન દોડી, કરે નહિ ધર્મ એક કોડી;
મનમાં ઇચ્છા આવે વૈમાન, સમજે નહિ અગોચર સાન;
શઠબુદ્ધિ ના સમજે સાર, પ્રાણી કેવલ કયમ ઉતરે પાર. ૪

---

૧. સંસારીનું સ્વરૂપ વર્ણે છે. પય દૂ૦. ૨. નાવે-ન જાણે. ૩. પ્રોક્તે-પરોક્ષપણે અથવા બીજાનું કહેલું.

સુખ ખોલવાને ચાલ્યું સહુ, વળી માતા દીકરી ને સાસુ વહુ;
દેખ સસરો જમાઇ બાપ દીકરો, વાણી બહુ શબ્દ વિખરો;
જગત તણી ચાલ એવી જાણ, તેમાં કેવલ તાણાતાણ. ૫

## અગમ વાણી ૫૪.

શશી નહિ સૂર તાહમેં, નિર્મળ વરસે નૂર તાહમેં;
હરિહર નહિ માહેશ તાહમેં, વર્ણું જો વેપ તાહમે. ૧

પંડ નહિ બ્રહ્માંડ તાહમેં, આકાર નહિ જ્યાં અંડ તાહમેં;
તત્વ નહિ વિસ્તાર તાહમેં, પરા વાણી કેવસ પાર તાહમેં. ૨

સત્ય અસત્ય નહિ સાર તાહમેં, ત્યાં ચોવીશ નહિ અવતાર તાહમેં;
જડ ચૈતન નહિ જોડ તાહમેં, ખાટ ખોટ નહિ ખોડ તાહમેં. ૩

જીવ શિવ નહિ જંજાલ તાહમે, કાયા નહિ કર્મ કાલ તાહમેં;
વા'લો નહિ કાંઇ વેર તાહમેં, જ્યાં નહિ અમ્રત ઝેર તાહમેં. ૪

પાપ નહિ કાંઈ પુણ્ય તાહમેં, શબ્દ નહિ કાંઇ શૂન્ય તાહમેં;
સ્વામ નહિ કોઇ શિષ્ય તાહમેં, દેવ નહિ જુગદીશ તાહમેં. ૫

દેવ નહિ ઉપદેશ તાહમેં, લેખ નહિ લવલેશ તાહમેં;
જાગ જગત નહિ જોગ તાહમેં, રહેણી કરણી રોગ તાહમેં. ૬

નર નહિ કાં નારી તાહમેં, હરખ શોક નહિ હાર તાહમેં;
કર્મ ધર્મ નહિ કોય તાહમેં, નાત અને નહિ જાત તાહમેં. ૭

નહિ નિર્ગુણ સગુણ નામ તાહમેં, જાત ભાત નહિ જામ તાહમે,
હું તું,જો નહિ કાઇ હાણુ તાહમેં, ખલક નહિ ચાર ખાણુ તાહમેં. ૮

દેવા લેવા નહિ દત્ત તાહમેં, ઉદય નહિ કાઇ અસ્ત તાહમેં,
માત તાત નહિ મૂળ તાહમેં, સ્થલ જલ નહિ સ્થૂલ તાહમેં. ૯

રાજ્ય કાજ નહિ રાજ તાહમેં, બુંદ નાદ નહિ બીજ તાહમે;
પૂરણ બ્રહ્મ ભરપૂર તાહમેં, હંસ કેવલ ત્યા હજુર તાહમેં. ૧૦

---

૫. ખોલવાને-ખોળવાને વિખરો-વિખરાયો-વિસ્તાર પામ્યો

૧. તાહમેં-તેમા-તે બ્રહ્મમા. ૨. અંડ-બ્રહ્માંડ ૩ ખાટ-લાભ ખોટ-નુકસાન. ખોડ-ખામી ૫ સ્વામ-સ્વામી. ૮ જામ-જમાવા. જો-જે ૯ દત્ત-આપેલું.

સાખી

સ્વર્ગ નરકનો સાક્ષી, તત્વ વ્યાપક તેહ;
વાણી રહિત વાસ છે, આત્મરૂપ તે એહ.

## મહાકાલી માતાનો ગરબો ૫૫.

માતા મોટું છે તારૂં માપ, અવસર જોઇ આવજો રે લોલ;
ટાળવા ત્રિવિધિનો તાપ, લક્ષ શુદ્ધ લાવજો રે લોલ. (ટેક)

રૈયત માથે આવ્યો રોગ, તરત આવો ટાળવા રે લોલ
ભૂતડાં અનંત માગે ભોગ, ગર્વ તેનો ગાળવા રે લોલ. માતા૦ ૧

રક્ષા કરો તમારૂં રાજ, કાજ શુદ્ધ કીજીએ રે લોલ;
આઇ ધા સુણી આવજો આજ, પ્રેમરસ પીજીએ રે લોલ. માતા૦ ૨

અખંડ આનંદી વમો ઉર, નૂર તારૂં નિરખીએ રે લોલ;
ચરણે ચિત્ત લાગ્યું ચકચૂર, પંડમાં પરખીએ રે લોલ. માતા૦ ૩

અજ્ઞાની અનરથ ભોગવે અંગ, રંગ નહિ રૂપનું રે લોલ;
ભકિત તણો કરે તે ભંગ, ભાસે ના રૂપ ભૂપનું રે લોલ. માતા૦ ૪

લંપટ નિંદા કરે તારી લોક, માને નહિ તારાં માપને રે લોલ;
ફરત થાય નામ રૂપ ફોક, પૂર્વનાં તે પાપને રે લોલ. માતા૦ ૫

પાપી મરે જન્મે ધરે દેહ, અંડમાં અવતરે રે લોલ;
દેહ ધરી ભોગવે છે દુઃખદંડ, ચતુર્પગે ઘાસ ચરે રે લોલ. માતા૦ ૬

રચીઆ ભૂત પંચ ગુણ રોગ, જન્મ બહુ જાય છે રે લોલ;
ભોગવે ઘણા સુખ દુઃખ ભોગ, સ્થૂલ સંગે થાય છે રે લોલ. માતા૦ ૭

શોધી જોને સ્વપ્નવત્ સંસાર, પાર નાવે પંડનો રે લોલ;
ભ્રાંતિનો ભર્યો બહુ ભંડાર, દેહ દુઃખદંડનો રે લોલ. માતા૦ ૮

બ્રહ્મને ઢાંકીને દેખે ભૂત, અવિદ્યા ભરી ઉરમાં રે લોલ;
તે તો તત્ત્વ નહિ ગુણ તુત, નામ રૂપ નૂરમાં રે લોલ. માતા૦ ૯

---

૨. આઇ-મા. ધા-ધાવો-ધાઓ! ધાઓ એવી બૂમ. ૪. અનરથ-દુઃખરૂપી અનર્થ ૫. ફરત-ફરતા ફરતાં. પાપને-પાપને લીધે. ૬. ચતુર્પગે-ચારપગે (ફરીને). ૯. તૂત-કલ્પના માત્ર.

અવિદ્યાએ ભેદ દેખાડયા અનેક, પ્રાણી ત્યાં ભૂલાં પડયાં રે લોલ;
વપુ ધરી બુદ્ધિ નહિ ત્યાં વિવેક, ચરણે નહિ ચડયાં રે લોલ. માતા૦ ૧૦

નયણે નિરખે મૃગજલ નીર, કપટી પીવા કરે રે લોલ;
સ્વપ્નામાં રાંક થયો અમીર, ટીક જાગે નહિ ઠરે રે લોલ. માતા૦ ૧૧

પ્રપંચ બહોત ભયા પાખંડ, અખંડ નહિ ઓલખે રે લોલ;
ખબર વિના ભટકે તે નવખંડ, ખલક ભૂત તે લખે રે લોલ. માતા૦ ૧૨

ભક્તિ ઉપર નહિ ભાવ, ધર્મ બહોળા ધર્યોરે લોલ;
દુનિયાં કપટ ચાલે દાવ, કર્મથી રોગ કર્યો રે લોલ. માતા૦ ૧૩

વૈદ્ય નહિ જાણે રોગની વાત, પંડિતો જૂઠા પડે રે લોલ;
જાણે નહિ નાડી વરતી જાત, નરને તેમેં નડે રે લોલ. માતા૦ ૧૪

જોષી જાણે નહિ કશુ જોષ, ટીપણાંથી નહિ ટળે રે લોલ;
જોગી સાધે અષ્ટાંગ જોગ, વિષ તેનું નહિ વળે રે લોલ. માતા૦ ૧૫

તંત્ર નહિ મટે તે મંત્ર જો તાપ, જાપ નહિ જાણતારે લોલ;
મન નહિ જાણે બુદ્ધિ તેનું માપ, અંતર નહિ આણતા રે લોલ. માતા૦ ૧૬

પામર જીવ જાણે નહિ તારો ( પાર ), અપાર રૂપ આપ છોરે લોલ;
નહિ જાણે મૂરખ નર ને નાર, વસ્તુ રૂપે વ્યાપ્ત છોરે લોલ. માતા૦ ૧૭

પ્રથમ પુરુષ રૂપે સ્વરૂપ, કલા શક્તિ કરે રે લોલ;
× × × × ૧૮

ગમ કરી ઉપાયા નિર્ગુણ, દાતા તીનું દેવની રે લોલ;
ગુણથી વિહીન બનાવ્યા અવગુણ, મૂઢ અહમેવનીરે લોલ. માતા૦ ૧૯

તેં તો ધરીયા દશ અવતાર, તારાંને તેં તારવા રે લોલ;
ધન્ય તને ભકત તણો આધાર, વૈરી દૂર વારવા રે લોલ. માતા૦ ૨૦

વાર તારા કેતા કહૂં અવતાર, પાર ના અપારનોરે લોલ;
મા તેં દૈત્યોને દીધો માર, અનેક અવતારમાં રે લોલ. માતા૦ ૨૧

---

૧૦. ચરણે નહિ ચડયાં શરણે ન આવ્યાં. તેમેં-તેમાં. ૧૬. તંત્ર ઇ૦-તે તાપ તંત્રથી કે મંત્રથી નહિ મટે. ૧૯. ગમ કરી-જ્ઞાને કરી. અર્થાત્ તેં નિર્ગુણ બ્રહ્મને ઉપાયા-જન્મ ધારણ કરાવ્યો. દાતા ઇ૦-બ્રહ્માદિ ત્રણ દેવની ( દેવનાં સ્વરૂપની ) દાતા તું છે. ૧૯. વિહીન-રહિત. ૨૦. વૈરી દૂત-વૈરીના દૂત- વારવા-અટકાવવા. ૨૧. કેતા-કેટલા. કેટલા વાર તારા અવતાર કહું ?

આજે જુગ-ગયા જો અનંત, કલિ આવ્યો કારમો રે લોલ;
આગે સંત તાર્યા તે અનંત, સંસાર સારમાં રે લોલ. માતા૦ ૨૨

પ્રપંચ રોગતણો નાવે પાર, હની મરે દુઃખમાં રે લોલ;
સર્વે દુઃખી થયો સંસાર, શઠ નાવે સુખમારે લોલ. માતા૦ ૨૩

નહિ લેવે કોઇ તમારૂં નામ, કામ તે ઉંધાં કરે રે લોલ;
મૂર્ખ પાપી થયા ઉન્મત્ત, દેવી થકી નહિ ડરે રે લોલ. માતા૦ ૨૪

લંપટ દુ ખ ભોગવે તે લોક, ભજન તારૂં ભૂલી ગયારે લોલ,
પ્રજા ઘેર ઘેર પાડે પોક, ગર્વમાં તે વહી ગયા રે લોલ. માતા૦ ૨૫

બળતાં રાખ્યાં બીલાડીનાં બાળ, તાંરા ઇમ તારજો રે લોલ,
કેદી દાસને લોપે નહિ કાલ, ગરીબ ઉગારજો રે લોલ. માતા૦ ૨૬

સંસારમાં અનેક ઉગાર્યાં સંત, ભક્ત ઘણા ભાવથી રે લોલ;
વસ્તુ ઝાંઝે બેઠા બુદ્ધિવંત નર, તર્યા (તે) નાવથી રે લોલ. માતા૦ ૨૭

દાસને દેજો માત દર્શન, પ્રસન્ન હોજો પંડમાં રે લોલ;
દુનિયામાં રોગ દેવે છે બહુ દંડ, પેખે નવ ખંડમાં રે લોલ. માતા૦ ૨૮

સ્મરણ કરૂં મા શ્વાસોશ્વાસ, પુત્ર જાણી પાળજો રે લોલ;
વસુ મા ચરણકમળમાં વાસ, ત્રિવિધિ તાપ ટાળજો રે લોલ. માતા૦ ૨૯

પ્રગટ રહેજો મારી પાસ, આઇ તારો આશરો રે લોલ;
વસજો રૂદે કમલમાં વાસ, પડમા પાસ રો' રે લોલ. માતા૦ ૩૦

દેહનું દુઃખ કરો સહુ દૂર, પ્રેમ ભરપૂરમાં રે લોલ;
અખંડ આનંદ રહો મા ઉર, નારાયણીના નૂરમા રે લોલ. માતા૦ ૩૧

આઇ મને તારો છે આધાર, દૂર કરો દુઃખનેરે લોલ;
સર્વે મને નડે નહિ તે સંસાર, સેવક ચાહે સુખનેરે લોલ. માતા૦ ૩૨

આપજો આનંદ તણો અંબાર, રાચી રહે રમતાંરે લોલ;
પરમ સુખ કેવલ શુદ્ધ અપાર, સંસાર સંરી શમનારે લોલ. માતા૦ ૩૩

---

૨૩. હની-દુનિયા. ૨૬. તારા ઇ૦-એ રીતે તારા ભક્તોને તારજો ૨૭. વસ્તુ ઝાઝે-અક્ષરૂપી વહાણમાં ૩૩. અંબાર-ઢગલો સંસાર ૭૦-સંસારરૂપી સંશય શમી જતા.

## ગરબો બીજો પદ

માજી તારા નામતણો મહિમાય, વિવેક કરી ચિનવું રે લોલ;
સ્થિર મન આનંદ ઘણો થાય, ચૈતનરૂપ ચિનવુ રે લોલ. માજી. ( ટેક )

મહાકાલી નામ ધરાવ્યું તે માત, અનેક દેવ એહથી રે લોલ;
રુદ્ર અરૂ ભારતી ઉપાયા સરૂ, દ્રષ્ટાકાર દેહથીરે. માજી. ૧

મહાસરસ્વતી દુસરી અમાપ, તન દોયે તેહનાં રે લોલ,
વિષ્ણુ ગૌરી તેનો વિસ્તાર, જગત ભાવ જેહના રે લોલ. માજી. ૨

મહાલક્ષ્મી તીસરી કેરૂં માપ, બ્રહ્મા શ્રી દોયે ભયા રે લોલ;
સ્થિર દેવ તીનું શક્તિ કેરો થાપ, લક્ષ કોય પૂરે લહ્યો રે લોલ. માજી. ૩

બ્રહ્માજીને ભારતી પરણાવ્યાનો ભાવ, કારમી સૃષ્ટિ કરી રે લોલ;
વિષ્ણુને શ્રી પરણાવ્યો તે વાર, હદ જીવ પોષે હરિ રે લોલ. માજી. ૪

રુદ્રને ગૌરી પરણાવ્યાની રીત, હર તે સૃષ્ટિ સંહરે રે લોલ;
જગત રહિત આપ અજીત, કર્તા ગુણ દેન કરે રે લોલ. માજી. ૫

પુરુષાકાર દેવી ધર્યો બહુ પદ, કઇઓની રક્ષા કરી રે લોલ;
દીધો મા દૈત્યોને મહાદંડ, ધર્મ જુગ દેક ધરી રે લોલ. માજી. ૬

સતજુગ રેણુકાનું ધરી સ્વરૂપ, જમદગ્નિ જાણુમા રે લોલ;
ફરશુરામે ફરથી ત્યા ઘાલ્યા, ક્ષત્રી ઘાણમા રે લોલ માજી. ૭

સીતા ત્રેતાયુગમા શરીર રાણી, માય રામની રે લોળ;
રણમા વાળ્યો રાવણ કેરો રોળ, કર્યાં વશ કામિની રે લોલ. માજી. ૮

દ્વાપર ધર્યો દ્રૌપદીનો દેહ, વળી પાંડવોને વરી રે લોલ;
રણમા કીધો મહા સંગ્રામ, કર્યું પાન જુદ્ધ કરી રે લોલ. માજી. ૯

કલિમાંહી અનંત કર્યા તે આકાર, ધામ નામ બહુ ધર્યાં રે લોલ,
પોતે રૂપ એક અનંત અપાર, કામ સત્ તને કર્યાં રે લોન. માજી. ૧૦

---

૧ ચીનવુ–ઓળખાવું. ભારતી–સરસ્વતી સરૂ–આરંભમા. અર્થાત્ દેવીના મહાકાળી, મહાલક્ષ્મી, મહાસરસ્વતી, એવા ત્રણ રૂપ છે તેમાથી મહાકાળી રૂપે રૂદ્ર અને ભારતીને ઉત્પન્ન કર્યાં, મહાસરસ્વતીએ વિષ્ણુ અને ગૌરીને અને મહાલક્ષ્મીએ બ્રહ્મા અને લક્ષ્મીને ઉત્પન્ન કર્યાં, એ વાત ૧ લી ને ૨ જી કડીમા કહી છે ૪ હદ–હદમા રહેનારા ( પરિચ્છિન્ન ) જીવો. ૭. ફરશી–ફરશી વડે. ૮. માઇ–હે માઇ !

દેવિ ! કંઇ દૈત્યોનો વાળ્યો દાટ, મગરૂર હતે મારીઆ રે લોલ;
દીઠ નવખંડમાં તારો ઠાઠ, તારાંને તેં તો તારીઆ રે લોલ. માજી. ૧૧
અંખે માત જ્યોત તણો તે અંબાર, સ્વયંપ્રકાશ છો રે લોલ;
સર્વે રાખી રહી તું સંસાર નાર, ધણી અવિનાશ છો રે લોલ. માજી. ૧૨
બહુચરી મુગલોને કીધો બોધ, પાન મધુ પીવતાં રે લોલ;
સર્વેનો માજી કરી લીધો શોધ, જીવ કીધા જીવતા રે લોલ. માજી ૧૩
મુગલે કૂકડાને વધી મારી, તેલ મધ્યે તળીઆ રે લોલ;
ભવે મુગલે કીધો ભોગ, ગર્વ તેના ટાળીઆ રે લોલ. માજી. ૧૪
હંસવાહની તું હીંગળાજ, લાજ રાખે લોકની રે લોલ;
આઇ તુને પરશે અતીત અપાર, સંશે ટાળે લોકની રે લોલ. માજી. ૧૫
ખોડીઆર અખંડ ખેલે ખેલ, ફાળ ના પાછો ફરે રે લોલ;
તન મન મેળવી સેવે એક તાલ, તે તો ભવમાં તરે રે લોલ. માજી. ૧૬
નવ લાખ જોગણી તારા નામ, એકથી અપાર છો રે લોલ;
કરજો કેવલનું શુદ્ધ કામ, અનેકના આધાર છો રે લોલ. માજી. ૧૭

## ગરબો ત્રીજો ૫૭.

માજી કહે માનજો વચન પરિમાણ, કહું તેવું કરજો રે લોલ;
જગતમાં કોઇક પુરુષ સુજાણ, ધારણ રૂદે ધરજો રે લોલ. માજી. (ટેક)
હરખ આણી જો કરે હવન વળી હોમ, ગવરીના તે ઘી ઘણાં રે લોલ;
વાસના પહોચે વૈકુંઠ સુધી વ્યોમ, તો હોય કાજ તે તણાં રે લોલ. માજી૦ ૧
પ્રથમ ગણપતિનું સ્થાપન, પ્રેમ કરી પૂજવા રે લોલ;
કપડું રાતું કરણી શુદ્ધ કીધ, શુદ્ધબુદ્ધ સૂઝવા રે લોલ. માજી૦ ૨
ગોળનું નિવેદન કરો ગ્નાન, હુંપદ ધીગીઆ રે લોલ;
મધ્યે ઘઉં પાથરીઆ મોદ, શ્રીફળ શોભીઆ રે લોલ. માજી૦ ૩
હરિ નામ નાડાં બાંધી લો હાથ, કંકુ કામ દૂર કરો રે લોલ;
ચંદન મન સ્થિર કરી લો શુદ્ધ ચિત્ત, અબીલ આનંદરો રે લોલ. માજી૦ ૪

૧. ગવરીના-ગાયના. ૩. ધીગીઆ-? મોદ-આનંદથી. ૪. કંકુ ઈ૦-ત્યાં કંકુ વપરાય છે તેનો ઉદ્દેશ એવો છે કે તમે કામનાઓ દૂર કરો. આનંદરો-આનંદનું-આનંદ રૂપી.

લક્ષ કરી ગરીબીનો ઉડાડો ગુલાલ, સમજણ સિંદૂર છે રે લોલ;
પાકું તેલ શુદ્ધ લગી જેને પ્રીત, પ્રેમ કપૂર છે રે લોલ. માજી૦ ૫

કપુરકાચલી સુભાવ સત કીધ, બુદ્ધિ અગરબત્તી રે લોલ;
ગુગળ ધરો આનંદ કેરી સુગંધ, દૂધ વૃત્તિ દતી રે લોલ. માજી૦ ૬

દધિ જામુ સરૂપ જો દેદાર, જ્ઞાન શુદ્ધ ઘી ઘણું રે લોલ;
મધ ગમ્યુ જેવું જીહારૂં થયું મન, તત્ત ખાંડ તે તણું રે લોલ. માજી૦ ૭

સાકર ક્ષમા મીઠાશમાંહે સાર, ખારેક ટાળી દુખ્યો રે લોલ;
ટોપરૂં રાખ્ય અખંડ મન ટેક, સોપારી શુદ્ધ સરખા રે લોલ. માજી૦ ૮

મરસવ સ્વરૂપકેરો સ્વભાવ, ચોખા કર્યો ચિત્તના રે લોલ;
ધોળું કપડું કરી લીધું ધ્યાન, રૂપ કાકડી રીતના રે લોલ. માજી૦ ૯

પાનનાં બીડા કર્યાં પ્રપંચ, કેસર મનકામના રે લોલ;
વળી માંહે લાજના મૂકયાં તે લવીંગ, એલચી તે આમના રે લોલ. માજી૦ ૧૦

જાયફળ મનુષ્યદેહ અજીત, વળગેલી જાવંત્રી રે લોલ;
સુખડે શીતળ થાય શરીર, ધ્યાની રતાંદલી રે લોલ. માજી૦ ૧૧

ઝળકે તીલડી કપાલ વચ્ચે જ્યોત, કમલફૂળ હારમું રે લોલ;
શેલડી સંતોષ લીધી સામાર, બીજોરૂં ફર બારમું રે લોલ. માજી૦ ૧૨

નારંગ ફળનાં અનેક નામ, સીતાફળ સામના રે લોલ;
દાડમફળ મુખમાં શોભે મા દંત, ઝળકે ઓઠે નામના રે લોલ. માજી૦ ૧૩

સમિધ સર્વે ઔષધિ સમાય, પૈસા ધન પ્રેમના રે લોલ;
જવ તલ હોમીએ જવા નીજ તન, નીશાં ફુળ નેમના રે લોલ. માજી૦૧૪

પત્ર બીલી હોમીએ મનનું પાપ, તાપ ટળે તનના રે લોલ;
જપીએ શકિત પૂજન કેરો જાપ, જેજેકાર જનના રે લોલ. માજી૦ ૧૫

ચુંદડી રાતી ચોળ આનંદ, અંગે ઓપતી રે લોલ;
ચૂડી ખલકે હાથે શુદ્ધ ચિત્ત, શણગારમાં તે શોભતી રે લોલ. માજી૦ ૧૬

---

૬. સુભાવ-સારો ભાવ. દતી-આપી. વૃત્તિ બ્રહ્મમાં અર્પણ કરવી એ દૂધ છે. ૭ જામુ-જામ્યુ-જમાવેલું ( દહીં ). જીહારૂ-જેનું. ૮. રાખ્ય-રાખ્યા ૧૦. આમના-આમન્યા-મર્યાદા. ૧૨. સામાર-સમારીને-સુધારીને. બારમું-(ફળો.ની) સંખ્યામા ૧૩. સામના-રામ ગુણના. ઓઠે-માતાજીને ઓઠે નામના ( કીર્તિ ) ચપકી રહી છે. ૧૪. સર્વૌષધિ-સર્વૌષધિ.

છાપાં જશ જગતમાં છપાય; મોદક જમો મનનારે લોલ;
દીવડા મૂકયા દશ દિશા દેવ, બાકલા બાવનનારે લોલ. માજી૦ ૧૭

અડદ ભૂત હોમ્યા અજ્ઞાન, ચણા મન ચિંત્તનારે લોલ,
કાંટાકોલાનું હોમુ કલેશ, તેન હોમુ અનિત્યનારે લોલ. માજી૦ ૧૮

કાથો ચૂનો પ્રારબ્ધ કર્મ, હવ્ય કરી હોમીઆરે લોલ;
હરીઆઇ દૂર કર્યા સર્વે દોષ, સ્થિર મન થોભીઆરે લોલ. માજી૦ ૧૯

થાનક શુદ્ધ કલશ થાપું મન સ્થિર, કર્મ દૂર કરવારે લોલ,
કૂર્ચ શુચિ સ્રુવ બ્રાહ્મણને કાજ, તે તો ભવ તરવારે લોલ માજી૦ ૨૦

યજમાન જપે અજપાનો જાપ, હત્યા કર્મ હોમીઆરે લોલ;
લક્ષ કરી હોમ્યા માંહે તે ચૌદ લોક, પ્રત્યક્ષ ફળ પામીઆરે લોલ. માજી૦ ૨૧

વિષય પંચ હોમીઆ તે ભૂતનો વિકાર, પાર આવે પડનેરે લોલ,
જ્યોતિએ જન્મ મરણ મટી જાય, આવે પાર અડનેરે લોલ. માજી૦ ૨૨

ભૂલ્યો ચૂકયો રાખજે સેવકપર ભાવ, બાળક રૂપે બોલતારે લોલ;
માજી તારા બિરદ તણો રાખો માપ, ડગેના મન ડોલતારે લોલ માજી૦ ૨૩

પૂર્ણ બ્રહ્મ સ્વરૂપ રૂપ પ્રકાશ, સત્તા રૂપે શકિતરે લોલ,
જ્ઞાનરૂપી ગરબો કેવલ શુદ્ધ ગાય, માત દેજો મુકિતરે લે લ માજી૦ ૨૪

## મહાકાલીનો ગરબો ૫૮

ચાર જુગ વિચાર કહો, મહાકાલીરે,
સર્વે કહેજો સત્ય સાર, પાવાવાળીરે. (ટેક)

સતજુગ નવ રાજન, જો મહાકાલીરે,
આપે અભ્યાગતને અન, પાવાવાળીરે. ૧

પુણ્ય તણો નહિ પાર, જો મહાકાળીરે,
સત વરતે સંસાર પાવાવાળીરે ૨

---

૧૭ છાપા-ચંદનની અર્ચાઓ ૧૮ કાટા કોળાનુ-ભૂરા કોળાનુ ૧૯ હવ્ય-હોમવાનો પદાર્થ. હરી હરીને (દોષને) ૨૦ કૂર્ચ-એક જાતનું યજ્ઞ પાત્ર શુચિ-એ૦ જાતનું યજ્ઞ પાત્ર સ્રુવ-શરવો

૧. કહો-કહો

દીધું રાજાને દુઃખ, જો મહાકાળીરે;
સંસાર ભોગવે સુખ, પાવાવાળીરે. ૩

હરિજન રાજા હરિશ્ચંદ્ર, જો મહાકાળીરે;
ધર્મે આપે બહુ ધન, પાવાવાળીરે. ૪

સાધુ ઋષિની કરે સેવ, જો મહાકાલીરે;
દીલમાં નિશ્ચે માને દેવ, પાવાવાળીરે. ૫

પૂજા કરીને લાગે પાય, જો મહાકાલીરે;
નૃપને આપી કન્યાય, પાવાવાળીરે. ૬

દેવે વિપ્રને દાન, જો મહાકાલીરે;
મહા વિપ્ર પામ્યા માન, પાવાવાળીરે. ૭

વિશ્વામિત્ર આવ્યા તે વાર, જો મહાકાલીરે;
નૃપતિની દીઠી નાર, પાવાવાળીરે. ૮

મળ્યા સો મંડપ માંય, જો મહાકાલીરે;
ગાન તાન વેદ ગાય, પાવાવાળીરે, ૯

નૃપ મળ્યા નરનાર, જો મહાકાલીરે;
પુણ્ય કરે ત્યાં અપાર, પાવાવાળીરે. ૧૦

વળી જોવે વર્ણાવર્ણ, જો મહાકાલીરે,
સવાભાર માગે સુવર્ણ, પાવાવાળીરે. ૧૧

પુણ્યતણી કરવાને પેર, જો મહાકાલીરે;
ગામ મેલી વેચાણા ઘેરઘેર, પાવાવાળીરે. ૧૨

કળિજુગના એ કામ, જો મહાકાલીરે,
ધર્મી તજ્યા રાજધામ, પાવાવાળીરે. ૧૩

દીધાં સતીઆને મહા દુઃખ, જો મહાકાલીરે;
સત્ય રાખી તજ્યાં સુખ, પાવાવાળીરે; ૧૪

પ્રહ્લાદ પામ્યો સંતાપ, જો મહાકાલીરે;
જપે રામકેરા જાપ, પાવાવાળીરે. ૧૫

---

૧૧. જોવે ઇ૦-વર્ણાવર્ણ અર્થાત્ સહુ કોઇના દેખતા. વિશ્વામિત્રે સવા ભાર સોનું માગ્યું.

કીધો ત્યાં કાળો કેર, જો મહાકાલીરે;
વળી કર્યું પુત્રથી વેર, પાવાવાળીરે; ૧૬

બન્યો કલિજુગ બાપ, જો મહાકાલી રે;
તે દેવે પુત્રને સંતાપ, પાવાવાળી રે. ૧૭

ભૂપ કૌરવ પાડવ બે ભાઇ, જો મહાકાલી રે;
લવળી બવળી સગાઇ, પાવાવાળી રે. ૧૮

ગોત્ર એકમાં શાની સગાઇ, જો મહાકાલી રે;
તે બન્યા ભાઇ પિત્રાઇ, પાવાવાળી રે. ૧૯

વળી કર્યો બન્નેમાં પ્રવેશ, જો મહાકાલી રે;
કવિએ કર્યો કલેશ, પાવાવાળી રે. ૨૦

જુગટું રમે બેય રાજન, જો મહાકાલી રે;
ધર્મ હાર્યો રાજ્ય ધન, પાવાવાળી રે. ૨૧

વસ્યા પાચે જઇને વન, જો મહાકાલી રે;
પાંચુ સ્વરૂપ પાવન, પાવાવાળી રે. ૨૨

દીધાં સતીઆને મહા દુ ખ, જો મહાકાલી રે,
સર્વે તજ્યાં રાજ્ય સુખ, પાવાવાળી રે. ૨૩

આગે રાજા જો અનેક, જો મહાકાલી રે;
સુખ દુ.ખ ભોગવે છેક, પાવાવાળી રે. ૨૪

અંતરમાં એક ઇશ, જો મહાકાલી રે,
દયા કરે ત્યા જુગદીશ, પાવાવાળી રે. ૨૫

આગે દુઃખી થયા જો અનેક, જો મહાકાલી રે;
વૈરાગ વિનાનો વિવેક, પાવાવાળી રે. ૨૬

જુગ જુગ એક રાજન, જો મહાકાલી રે,
વિપત પડી ગયા વન, પાવાવાળી રે. ૨૭

---

૧૬. કર્યું-(હિરણ્યકશિપુએ) ૨૧ ધર્મો-ધર્મરાજ ૨૩. સતીઆ-ધર્મરાજ

## સાખી.

ગઢપતિ બહુ વન ગયા, દીધું કલિજુગે દુઃખ;
સત્ય રાખ્યું શિર સાટે, પછી સ્વતંત્ર ભોગવ્યું સુખ. ૧

નલ મુકીને દુષ્ટ નાહો, કલિના પકડ્યા કેશ;
મહીપતિએ ત્યાં બહુ માર્યો, દુષ્ટને છોડાવ્યો દેશ. ૨

બોલ્યો કલિ સુણો બાહુક, ( તમે ) મારશો ના મને;
કાં ગુણ અવગુણ મારા કહું, તે સંભળાવું તને. ૩

## ગરબી પદ.

છોટા મોટા ગમાર, અવગુણ એહી રે;
બીજો ભલો વિચાર, તે કહો તેહીરે. ૧

લોભી દંભી લૂચાઈ, બ્રાહ્મણ ભ્રષ્ટી રે;
અલ્પતણા આયુષ્ય, વારિ અલ્પ વૃષ્ટિરે. ૨

આચારી કેરો આચાર, ભાણું અભડાવ્યું રે,
શુદ્ધ નેક બુરૂં અશુદ્ધ, પવિત્રને પાયું રે. ૩

તીર્થ વ્રત જપ તપ, દાન નહિ દયારે;
જો મહિમા નહિ તે મરજાદ, ગુણ શુદ્ધ ગયારે. ૪

ભ્રષ્ટ કરૂં ધ્યાન ભાવ, તપયકી તોડુંરે;
બ્રાહ્મણ ભરખે અભક્ષ, જૂઠા સંગ જોડુંરે. ૫

વહાલા સજ્જનને કરૂં વેરી, નીચનો સ્નેહીરે;
વિષયી કરૂં વૈશ્નવ, તન નાર તેહીરે. ૬

માતપિતાને મારે પુત્ર, નરને વળી નારીરે;
ક્રોધી વિરોધી મદ કામ, ચિત્ત વ્યભિચારીરે. ૭

---

૧. અવગુણ ગણાવે છેઃ છોટા ઇ૦–નાના મોટા સર્વે ગમાર થશે. કહો–કહો. ૨. લોભી ઇ૦–લોભવાળા ઇ૦. ભ્રષ્ટી–ભ્રષ્ટ. અલ્પતણા–અલ્પ. આયુષ્ય–આયુષ્ય. વારિ–પાણીની. ૩. ભાણું ઇ૦–ભોજન પીરસેલું પાત્ર અભડાઇ જાય, એમજ બધા આચાર સમજવો. શુદ્ધ ઇ૦–શુદ્ધ તથા નેકને અશુદ્ધ અને પવિત્રને નઠાર માન્યું છે. ૬. તેહી–તેના. તેનાં છોકરાં ને સ્ત્રીઓને પણ તેવી કરૂં. ૭. ક્રોધી–વિરોધી.

વિષયવાદ કરતાં અવતાર, ગુણુ ગોરીના ગાવેરે;
લંપટ નિર્લજ અતિ લોભ, ખાજ ન ખાવું ખાવેરે. ૮

બ્રહ્મચારીને કરું ભ્રષ્ટ, મોટા જોગી મોહારે;
પૂજાવું ખંડ પાખંડ, જુગ કલિ જોયારે. ૯

કલિ નહિ ત્યાં કીર્ત્તન, સંત નહિ સુસેવારે;
દેવલ નહિ ત્યાં દેવ, જમપુરી જેવારે. ૧૦

સ્વામિદ્રોહી નાર સોપ, ગુરુદ્રોહી ઘણા રે;
મિત્રદ્રોહી ભર્યાં માન, હંસ કંઇ હણ્યા રે. ૧૧

વચનદ્રોહી તે વિપ્ર, હરિદ્રોહી હોવે રે;
એવાં કરે આચરણ, જુગ કલિ જોવે રે. ૧૨

પ્રજા કરે બહુ પાપ, રાંક લોભી રાજા રે;
નિર્લજ ચાલે નરનાર, માને નહિ માઝા રે. ૧૩

વ્યભિચારિણી વિકાર, વડે નિત્ય વહેલી રે;
ભરથાર પહેલી ભોજન, પલંગ સૂવે પહેલી રે. ૧૪

વિષય અનેક વિવાદ, મનમાં તે મેલી રે;
ક્રોધમુખી ઉંધાં કર્મ, ગુણચોર ઘેલી રે. ૧૫

વળી મળે ના સાચી વાત, બુદ્ધિહીણ બોલે રે;
માને નહિ તે મરજાદ, ખળ સંગે ખોળે રે. ૧૬

તે દેવે પાછા ઉત્તર, વચન એવાં વાળે રે;
અભડાવે તે અન્ન, પવિત્રાઇ પાળે રે. ૧૭

ઓરે આંધણમાં અન્ન, પાક કરી પાકે રે;
ખારા મોળાની ખબર, ચાટવેથી ચાખે રે. ૧૮

---

૮. અવતાર-'પૂરો કરે' અધ્યાહાર. ખાજ ઇ૦-ન ખાવું જોઇએ તે ખાજ (ખાદ્ય-ખોરાક) ખાય ૧૦. કલિ ઇ૦-જ્યાં કલિ હોય ત્યા કીર્તન વગેરે નહિ. દેવળ ઇ૦-દેવળ હશે પણ ત્યા દેવ નહિ હોય તેથી તે જમપુરી જેવાં લાગશે ૧૧ ભર્યાં માન-માન ભર્યા હંસ (પરમહંસ). ૧૪. વિકાર ઇ૦-વિકાર વડે વ્યભિચારિણી. અથવા વ્યભિચારિણી ને વિકારવાળી તથા વહેલી ઉઠીને વદે એવી. ૧૫. ગુણચોર-કૃતઘ્ની. ૧૬. ખોળે-(સમાગમ). ૧૭.-પવિત્રાઇ-એવી પવિત્રાઇ ! ૧૮. ચાટવેથી- લાકડાની કડછીથી.

કલિકેરાં તે કામ, નગુરી નારી રે;
ભૂત જેવો ભરથાર, કલેશ કારી રે. ૧૯

પંડિત દુઃખી ભૂપાળ, મૂરખ ( સુખ ) માણે રે;
ભોગી રોગનો ભંડાર, જૂઠ નહિ જાણે રે. ૨૦

અશુદ્ધ ભોગવે આનંદ, સાધુ નહિ સુખી રે;
માણે તે પાપી મોજ, દેહ માને દુઃખીરે ૨૧

ઘણું અન્ન ઘરમાંય, ખાનાર ખાને રે;
ખાનાર ઘણા નહિ ખાજ, માયા નહિ માને રે. ૨૨

દામ ત્યાં નહિ દાતાર, નર ત્યાં નહિ નાણું રે;
રૂપ ત્યાં નહિ ગુણ રસ, ગુણ ત્યાં નહિ રૂપ ગાણું રે. ૨૩

અવગુણ એના એવા, કહું ( હું ) સ્વામી રે;
શિષ્યની કરે ગુરુ સેવા, પાતર લજ્જા પામી રે ૨૪

નારીની સેવા કરે નર, અવળું એહીરે;
સેવે વિપ્ર શુદ્ર, તસ્કર તેહી રે. ૨૫

છલ છિદ્ર કરે સહુ, અનેક અન્યા રે;
ગૌ બ્રાહ્મણની કરે ઘાત, વિક્રય કન્યા રે. ૨૬

પરપત્ની ને નિંદાએ, લક્ષણ લુડાં રે;
અશુદ્ધને અજ્ઞાન, ભક્ષણ ભુંડા રે. ૨૭

વિશ્વાસઘાતી વચન, વેર બહુ વાધે રે;
દેવપૂજા કરી દૂર, અસુર આરાધે રે. ૨૮

વિદ્વાન વકર્યું વિષયી, ભયા જોગી ભોગી રે;
વણજ જૂઠો વેપાર, રૂપ ગુણ રોગી રે. ૨૯

વિષય સેવા કરે વર્ણું, નવ વર્ષા નારી રે;
ગર્ભ ધરે તે ગાત્ર, અધર્મ આચારી રે. ૩૦

---

૨૦. જૂઠ ઈ૦–એ વાત જૂઠ જાણશો નહિ ૨૨. ખાનાર, ખા I–મતલબ, કે ખાનાર નથી. અથવા ખાનારનાં ખાનામાં ( કોઠારમાં–સિલકમાં ). ખાજ–ખાદ્ય–ખોરાક. ૨૩. નર–દાતાર નર. ૨૪. એના–કલિયુગના. ૨૫. શુદ્ર–શુદ્રને. તેહી–વિપ્ર. ૨૬. છિદ્ર–છળરૂપી છિદ્ર. અન્યા–અન્યાય. ૨૯. વકર્યું–વિહારી થયા. ઉન્મત્ત થયા.

દે થોડું સુરભિ દૂધ, કાલભક્ષ કાયા રે;
શોક ભર્યો સંસાર, વઢકારી વાચા રે. ૩૧

આમાનું દેખી સુખ, બળે નર બાંધો રે;
કરે કુટુંબમાં કલેશ, આનંદ નહિ આધો રે. ૩૨

કલિ કેરાં તે કામ, અવગુણે એહી રે,
ઘણું શું કહું ગોવિંદ, તપાસ કરો તેહી રે. ૩૩

ફળે નહિ ફળફૂલ, વૃક્ષ નહિ વેલા રે;
પુત્ર ઉપર નહિ પ્રીત, માતાજીએ મેલી રે. ૩૪

બોયું ઉગે નહિ બીજ, ભોમિ કહે ભૂંડી રે;
કન્યા તજશે કંથ, લાવે નાર લૂડી રે. ૩૫

મિત્ર કહે દુશ્મન, ભાઇ મારો ભૂંડો રે;
પુત ભયો તે કપુત, લક્ષણ લૂડો રે. ૩૬

શઠ કરે રાંડની સેવ, પિતાને નહિ પાળેરે;
માતાને દેવે માર, ભ્રષ્ટ શુદ્ધ ભાળેરે. ૩૭

વેરી ઉપર રાખે વહાલ, વા'લા કહે વેરીરે;
મરદ થશે નામરદ, મરદ હોવે મેરીરે. ૩૮

ભખલ હુવા બહુ ભેખ, ભકિત ભૂલ્યારે;
વિસારી દીયા ભગવંત, દુઃખમાં તે ફૂલ્યારે. ૩૯

ચિત્ત વેપારી ચોર, લોકને લૂટેરે;
કોઇ જાણે નહિ ફૂલ, કર્મ સહુ ફૂટેરે. ૪૦

રાજા બનશે રાંક, રૈયત રાજારે;
મદે ત્યા ચાલે ઉન્મત્ત, માને નહિ માઝારે. ૪૧

સેવે નહિ હરિ સંત, દેવલ નાહ દેવારે;
પુણ્ય નહિ પૂજન, તસ્કર તેવારે. ૪૨

શુદ્ર ચાલશે શુદ્ધ, કરે સતકામારે;
ઉર ભકિત આચરણ, રટે સત્ રામારે. ૪૩

---

૩૧. કાચા–કાચી ઉમરના. ૩૨. આધો–અરધો પણ. ૩૭. શુદ્ધ ભ૦–એ રીતે શુદ્ધ માણસોને ભ્રષ્ટ ભાળે–ભાવે. ૩૯. ભખલ–ભ્રષ્ટ.

ઉત્તમ વર્ણ અનેક, ભ્રષ્ટાભ્રષ્ટી રે:
પાપ તણો નહિ પાર, વરસે થોડી વૃષ્ટિ રે. ૪૪
વચનકેરો વિશ્વાસ, ઉર નહિ આવે રે,
પાપ બુદ્ધિ પ્રપંચ, નીરમાં શુદ્ધ નાવેરે. ૪૫
સત્ જુગ ત્યાં સત્ સાર, કપટ ત્યા કતિરે;
જૂઠું વચનજાળ, ભ્રાંતિ ત્યાં ભળીરે. ૪૬
સંત બોલે સત્ સોય, કલિ જુગ કૂડારે,
હરિજન સાચા હોય, બુદ્ધિ દીધુ બૂડયારે. ૪૭
કલિ કેરાં તે કર્મ, જુક્તિ જાણેરે;
હોયે સત્ જૂઠાના હંસ, ઉર નહિ આણેરે. ૪૮
સેવે હરિ ગુરૂ સંત, ભ્રાંતિ ભાગેરે;
મનનો મૂકે તે અહમેવ, જીવ ઉધ્યો જાગેરે. ૪૯
કલિના જીવ સહુ કોઇ, મૂરખ નહિ માને રે;
પાપબુદ્ધિ પ્રપંચ, કલિ બેઠો કાને રે. ૫૦
અસત્ અશુદ્ધ મન એહ, સત્ નહિ સૂઝે રે;
દેખે પુરુષમાં દોષ, પાખંડ બગ પૂજે રે.
કલિકેરાં તે કામ, અવળાં એહી રે;
વિવેક કેવળ વિચાર, વસ્તુ વિદેહી રે.
ગરબો કલિનો ગાય, કલિ ત્યાં નાવે રે,
અખંડ કેવલ આનંદ, પૂર્ણપદ પાવે રે.

## મહાકાલીજીનો ગરબો.

કલજુગ આવ્યો-કારમો, મહાકાળી રે;
સેવકની કરજો સહાય, પાવાવાળી રે.
કલેશ વધ્યો બહુ કારમો. મહાકાળી રે,
લોકોમા વાગી લહાય, પાવાવાળી રે.

૪૮. હંસ-હંસના જેવા વિવેકી. સત્ વિવેક કરનારા.

ભ્રષ્ટાચાર ભયા ભૂત, જો મહાકાલીરે;
સર્વે તજ્યા કલત્રસુત, પાવાવાળીરે. ૩

ચિત્ત શુદ્ધ કરવા આચાર, જો મહાકાલીરે;
વિવેક નહિ તે વિચાર, પાવાવાળીરે. ૪

સંધ્યા ગ્નાન નહિ ધ્યાન, જો મહાકાલીરે;
સોઇ ધામ સ્મશાન, પાવાવાળીરે. ૫

વિપ્ર બણીને વંશ, જો મહાકાલીરે;
એહી શૂદ્રકેરા અંશ, પાવાવાળીરે. ૬

દીકરી તણા લે દામ, જો મહાકાલીરે;
કરે અશુદ્ધ સહુ કામ, પાવાવાળીરે. ૭

પ્રથમ વિપ્ર વરણ, જો મહાકાલીરે;
ચાલે ઉંધાં આચરણ, પાવાવાળીરે. ૮

વિપ્ર ભણે નહિ વેદ, જો મહાકાલીરે;
સતનો કર્યો ઇચ્છેદ, પાવાવાળીરે. ૯

કથા નહિ જો કીર્ત્તન, જો મહાકાલીરે;
મલીન અવિદ્યા મન, પાવાવાળીરે. ૧૦

પ્રપંચ કરે અપાર, જો મહાકાલીરે;
સત્ય ધર્મ સાર નહિ પાવાવાળીરે. ૧૧

અધર્મ કરે અનેક, જો મહાકાલીરે;
વિચાર નહિ ત્યાં વિવેક, પાવાવાળીરે. ૧૨

શાસ્ત્રવિધિ જાણે સોય, જો મહાકાલીરે;
કલા અકલ જાણે કોય, પાવાવાળીરે. ૧૩

ઉત્તમ ગયો આચાર, જો મહાકાલીરે;
કેવલ કરે તે પોકાર, પાવાવાળીરે. ૧૪

( ૨ )

કલજુગ છત્રાકારમાં, જો મહાકાલીરે;
સતહીણા સંસારમા, પાવાવાળીરે. ૧

૩. સર્વે ૪૦-સર્વે કલત્ર ( સ્ત્રી ) અને સુત તજ્યા.

વળી કરે કુટુંબશું વેર, જો મહાકાલીરે;
કરશે કાળો કેર, પાવાવાળીરે. ૨

દેવે ના કોડી દાન, જો મહાકાલીરે;
મન રાખે અભિમાન, પાવાવાળીરે. ૩

જાણે નહિ કોયે જાત, જો મહાકાલીરે;
ધાને વિપ્રનો ઘાત, પાવાવાળીરે. ૪

પાપ ગણે નહિ પુણ્ય, જો મહાકાળી રે;
સત્ય વસ્તુ નહિ શૂન્ય, પાવાવાળી રે. ૫

વહાલા સંગે કરે વેર, જો મહાકાલી રે,
જાણે નહિ અમૃત ઝેર, પાવાવાળી રે. ૬

સેવે નહિ સત્ ગુરુ સંત, જો મહાકાલીરે,
આવે ના જન્મનો અંત, પાવાવાળીરે. ૭

નિંદા કરે તે દાન, જો મહાકાલીરે;
સમજે નહિ સત્ જ્ઞાન, પાવાવાળીરે. ૮

પાપ બુદ્ધિ પ્રંપચ, જો મહાકાલીરે,
સત્ નહિ રતી સંચ, પાવાવાળીરે. ૯

જગત નહિ કાયે જાગ, જો મહાકાલીરે,
રહ્યો વિષય પર રાગ, પાવાવાળીરે. ૧૦

હરામ ધર્મ જ્યા હોય, જો મહાકાલીરે,
ક્ષત્રિ નહિ સત સોય, પાવાવાળીરે. ૧૧

પુણ્ય ઉપર બહુ પ્રીત, જો મહાકાલીરે,
રાજ તણી તે રીત, પાવાવાળીરે. ૧૨

પશુ વિપ્રના પાળ, જો મહાકાલીરે;
કહીએ અરિના કાલ, પાવાવાળીરે. ૧૩

કહીએ ક્ષત્રિ અચળ અધિકાર, જો મહાકાલીરે,
ચેત કેવલ કહે વિચાર, પાવાવાળીરે ૧૪

---

૧. છત્રાકારમા–સામ્રાજ્યમા ૪ ઘાલે–અર્થાત્ કરે

૭. જન્મનો–પુન પુનઃ જન્મ લેવાનો. ૯. સંચ–સંચય સત્યનો સંચય–લગાર પણ કરે નહિ.

( ૩ )

વેપાર કરે સહુ વાણીઆ, મહાકાલી રે;
એનાં કાટલાંમાં કૂડ, પાવાવાળી રે. ૧

પ્રપંચ કરે અપાર, જો મહાકાલી રે;
ધન મળ્યા ગયો ધૂર, પાવાવાળી રે. ૨

પુણ્ય ઉપર નહિ પ્રેમ, જો મહાકાલી રે;
પાપ બુદ્ધિ ભરપૂર, પાવાવાળી રે. ૩

નીચ કર્મ રાખે નેમ, જો મહાકાલી રે;
દયા ધર્મ ગયો દૂર, પાવાવાળી રે. ૪

પશુ વાઘની પેર, જો મહાકાલી રે;
દેવે ધણીને દૂધ, પાવાવાળી રે. ૫

ઉત્તમ માને આપણું, જો મહાકાલી રે,
સતને માને અશુદ્ધ, પાવાવાળી રે. ૬

ચોટા મધ્યે ચોર, જો મહાકાલી રે;
મુખે કહે સાહુકાર, પાવાવાળી રે. ૭

જાણે નહિ કોયે જીવ, જો મહાકાલી રે;
ધન હરે નિરધાર, પાવાવાળી રે. ૮

ચાલે વૈશ્યની ચાલ, જો મહાકાલી રે;
વૃત્તિમાં બગ વ્યવહાર, પાવાવાળી રે. ૯

કરે છલભેદ કામ, જો મહાકાલી રે;
પાપતણો નહિ પાર, પાવાવાળી રે. ૧૦

કરે કૂડ કપટના કર્મ, જો મહાકાલી રે,
અશુદ્ધ પાળે આચાર, પાવાવાળી રે. ૧૧

શુદ્ધ કરે ના સત્ ધર્મ, જો મહાકાલી રે,
ભરે શિર પાપનો ભાર, પાવાવાળી રે. ૧૨

---

૨ ધૂર-ધૂળ (મા). ૫ પશુ ઇ૦-કલિકાળના પશુઓ પણ વાઘની પેઠે પોતાના ધણીને બીવરાવીને દૂધ દે છે ! ( વૈશ્યોનો ધર્મ પશુ પાળવનો છે માટે પશુઓની વાત અહીં લખી છે )

બ્રહ્મ સમર્પણ ભાવ, જો મહાકાલી રે;
ગુરુગમ નહિ જ્ઞાન, પાવાવાળી રે. ૧૩

દામ ચામ પર ભાવ, જો મહાકાલી રે;
સમજ કેવલ કહે સાન, પાવાવાળી રે. ૧૪

( ૪ )

શુદ્ર કરે શુદ્ધ સેવા, જો મહાકાલી રે;
સંત સમાગમ સાર, પાવાવાળી રે. ૧

દોષ રહિત ગુરુ દેવ, જો મહાકાલી રે;
પૂજે તે અપરમપાર, પાવાવાળી રે. ૨

કરશે શુદ્ધાં કર્મ, જો મહાકાલી રે;
અશુદ્ધ તજશે ઉર, પાવાવાળી રે. ૩

ઉત્તમ રાખે આચાર, જો મહાકાલી રે;
દોષ કરે સહુ દૂર, પાવાવાળી રે. ૪

સેવે હરિ જાણી સંત, જો મહાકાલી રે;
પૂજે હરિજનના પાય, પાવાવાળી રે. ૫

દેવે વિપ્રને દાન, જો મહાકાલી રે;
ગુરુગમ વાણી ગાય, પાવાવાળી રે. ૬

કંઠી વિના ના હોય, શુદ્ર તે સારા રે;
હરિજન મધ્યમ હોય, પ્રેમીજન પ્યારા રે. ૭

કરે નહિ ઉધાં કર્મ, ભકિત ભાવે રે;
ધરે પગ શુદ્ધ ધર્મ, પ્રેમપદ પાવે રે. ૮

ચાલે હંસની ચાલ, બોલે શુદ્ધ વાણી રે;
શુદ્ર કલિમાં શુદ્ધ, કેવળ કહે કાણી રે. ૯

---

૧૩. બ્રહ્મ સમર્પણ ઇ૦–બ્રહ્મ સંબંધ ધારણ કરે છે ખરા પણ જ્ઞાન [illegible]તું નથી.

૩. શુદ્ધાં–શુદ્ધ. ૮. ધરે ઇ૦–શુદ્ધ ધર્મ ઉપર પગ ધરે–શુદ્ધ ધર્મને માર્ગે [illegible]ાલે.

ભયો ભાઇ કસબ ભેખ, ભંજન ભૂલ્યા રે;
ઓળખ્યા નહિ અલેખ, દુઃખમાં ડૂલ્યા રે. ૧૦

સાધુ અકલ સ્વરૂપ, બળવંત બાનું રે;
ભૂપ વચો તે ભૂપ, સત નહિ છાનું રે. ૧૧

ભૂપ માગે તે ભીખ, દુનિયાં દાતા રે;
સમજાવે વળી શુદ્ધ, જ્ઞાની થઇ ગાતા રે. ૧૨

આપ નિવેદી આચાર, રહેણી રાખે રે;
અનેક પદાર્થ આશ, ભલા મુખ ભાખે રે. ૧૩

વખાણુ કરીને ભરેવાય, સેવક સારા રે;
સેવક જો રાજી થાય, પૂજે તે પ્યારા રે. ૧૪

કારણુ ના સમજે કોય, કાર્યમાં કળીઆરે;
સાક્ષી ના જાણે સોય, ભૂતોમાં ભળીઆ રે. ૧૫

ભક્ત કરે છલભેદ, મળે ત્યારે માયા રે;
આત્મ ન જાણે અભેદ, ધંધામાં ધાયા રે. ૧૬

સમય પલટયો સોઇ, કલિ તેમાં કહીએ રે;
દામ ચામ તે દોય, રંગમાં તે રહીએ રે. ૧૭

ભગવત ઉપર ભાવ, રતી નહિ રાખે રે;
દામ ધામ પર દાવ, ચામરસ ચાખે રે. ૧૮

માયા કાયા પર મોહ, ભવમાં ભટકે રે;
રાખે અંતરમાં રોહ, માયા દેખી મટકે રે. ૧૯

સાધુ સાચા મન સોઇ, સત્ય:મન શૂરા રે;
હરિ સ્વરૂપે તે હોય, નિર્મળ નૂરા રે; ૨૦

કાયા નહિ પંચ કોશ, તન મન ત્યાગી રે;
દૂર કરે ધન દોષ, લક્ષ શુદ્ધ લાગી રે. ૨૧

---

૧૦. કસબ–રોજગાર. ભેખ–ત્યાગીનો વેષ. અલેખ–અલક્ષ્ય–પરમેશ્વર. ૧૩, આપ નિવેદી–બીજાના હાથની રસોઇ નહિ જમનાર. ૧૪. ભરેવાય–ભેળવાય, મળી જાય, એકઠા થાય. ૧૫. કારણુ ઇ૦–જગતનું કારણ કોણું છે તે કોઇ સમજતા નથી; માત્ર કાર્ય રૂપ જગતમાં ફસી ગયા છે. સાક્ષી–અંતરાત્મા. ભૂતોમાં–પંચ મહાભૂતોમાં. ૧૯. રોહ–રોષ. મટકે–મટકાં કરે–ખુશી થાય.

પ્રપંચ તજે પંપાળ, અજ્ઞાન નહિ ઉરા રે;
કે દી ના પહોંચે ત્યાં કાલ, પ્રેમીજન પૂરા રે. ૨૨

અખંડ અનુભવ ઉર, દેવ નહિ દુજા રે;
સ્વયંપ્રકાશ જયમ સુર, પૂર્ણ બ્રહ્મ પૂરા રે. ૨૩

ગુરુ વચન ઉપકાર, તેથી તરજો રે;
સંત સમાગમ સાર, કેવળ કહે કરજો રે. ૨૪

## ગરબો. ( તીથીઓ. )

ગરબો કોરાવો કાયા કુંભનો રે લોલ;
માંહે ઝૂલહાલે છે નવ ખંડી જ્યોત જો. (ટેક)

પડવેએ તો ત્રણ ગુણ થાપીઓરે લોલ,
માંહે પાંચ તત્વ અવતાર જો;
પચીસે તે કુંભ પૂરો કર્યોરે લોલ,
માંહે છવીસમાં તે સરજનહાર જો. ગરબો૦ ૧

બીજે સ્થાવર જંગમ દોય બાંધીઆરે લોલ,
માંહે ત્રિવેણી નાભિનો એક તાર જો;
શ્વાસોશ્વાસે તને સ્મરીએરે લોલ,
માંહે વાણી તણો વિસ્તાર જો. ગરબો૦ ૨

ત્રીજે તે ત્રણ લોક માંહે તું ધણીરે લોલ,
માંહે અંગ બનાવ્યો આકાર જો;
તન મન ધન અર્પી લીજે તાલીયુંરે લોલ,
માંહે ધણી એક નિજ રૂપ ધાર જો. ગરબો૦ ૩

---

કાયા કુંભનો-( શરીર રૂપી. ) ૧. ઝૂલ હાલે છે-ઝળહળે-પ્રકાશે. નવખંડી-ખંડિત નહિ થયેલી અર્થાત્ અખંડ. પચીસે-પચીસ તત્વોએ. ૨. ત્રિવેણી-ઇડા, પિંગળા, સુષુમ્ણા. શ્વાસોશ્વાસે-(અજપા જાપ જપીને ). માંહે ઇ૦-એ શ્વાસોશ્વાસમા ' સોઽહં હંસઃ ' એવી વાણી રહેલી છે. ૩. માહે-ત્રણ લોકમાં. અંગ ઇ૦-અંગોનો આકાર તેં બનાવ્યો. તાલીયું-તાળીઓ. નિજરૂપ-પોતાનું આત્મા સ્વરૂપ.

ચોથે ચોકુટો દીવો એ ધર્યો ચોકમારે લોલ;
માંહે નૃત્ય કરે છે નરનાર જો,
+ + + + +
ચોસઠ ખેલે છે સહાકાર જો. ગરબો૦ ૪

પાંચમે આવ્યો છે પંચ પાળવારે લોલ,
માહે લગન મગન દોયે લાર જો;
ફરે નેન કમલ ચેન ફુદડીરે લોલ,
માંહે બોલે બોલાવે રમવા હાર જો. ગરબો૦ ૫

ખટ ઉર્મિ ખેલે છે ખરાખરીરે લોલ,
માહે બાવન છે બજાર જો;
શણગાર પહેર્યાં છે બહુ શોભતારે લોલ,
માહે ચૌટાં એંશી ને દેખો ચાર જો. ગરબો૦ ૬

સાત સાહેર દિવ્ય તેલ સિંચીઆરે લોલ,
માહે દરશ પરશ છે દેદાર જો;
ગોપી ગોવાળ ગાયું ગોદરેરે લોલ,
માહે પ્રીતમ ખેલે છે અપાર જો. ગરબો૦ ૭

આઠમે અષ્ટ કુલ ઉપરેરે લોલ;
માહે ઉપન્યો તે ભાર અઢાર જો;
મૂળ ફૂળ પત્રે આવી મળ્યોરે લોલ,
માહે વાસના તે ફુલ વિચાર જો. ગરબો૦ ૮

---

૪. ચોકુટો-ચાર પાસે દીવેટોવાળો ( ચાર અતકરણ ) નર-જીવ. નાર-બુદ્ધિ ચોસઠ-( જોગણીઓ અર્થાત્ મનની વૃત્તિઓ. ) સહાકાર-સરખા આકારની. ૫ પંચ-પાચ કોશ. લગન-વિષયમા એકાગ્રતા. મગન-વિષયાનંદમા ડૂબી જવું. 'લગન' ને 'મગન' ને બે સ્ત્રીઓ કલ્પી ગરબે રમાડે છે, લાર-સાથે. ચેન-ચિન્હ, અણસારા. હાર-સાથે. સાથે રમવા ૬. ખટ ઉર્મી-ક્ષુધા-તૃષા, શોકમોહ, જન્મ મરણ બાવન બજાર અને ચોરાશી ચૌટા-નાની મોટી નાડીઓ. ૭ સાત સાહેર-સપ્ત ધાતુઓ. ( સાહેર-સમુદ્ર ) એ રૂપી તેલ દરશ-દર્શન, ઇંદ્રિય ( નેત્ર ) પરસ-સ્પર્શ ઇંદ્રિય (ત્વચા) દેદાર-સ્વરૂપ. ગોપી-મનોવૃત્તિઓ ગોવાળ-ચિદાભાસ ગાયું-ઇંદ્રિયો. ગોદરે-ભાગોળે. અર્થાત્ બહિર્મુખ વૃત્તિવાળા. ૮. અષ્ટકુળ-અષ્ટદલ કમળ હૃદય કમળ અઢાર ભાર-કામ ક્રોધાદિ સત્યદયાદિ ગુણો. મૂળ,ળ પત્ર-એ ગુણોના કારણ, પરિણામ

નવમે નેવર વાજેછે નવખંડમાંરે લોલ,
માંહે ઘુઘર વણીએ ધમકાર જો;
વાજીંત્ર વાજેછે નાદબુંદમાંરે લોલ,
માંહે હરદમનો જો હાકાર જો. ગરબો૦ ૯

દશે દિશા આઇ વાયુ દશ દેખવારે લોલ;
માંહે સતગુરુ સંભાર જો;
કેવળ ગરબો ગુરુજીએ કોરાવીઓરે લોલ,
માંહે નટવર ખેલે નિરાધાર જો. ગરબો૦ ૧૦

## શબ્દ નિર્ગુણી.

દેવી જો સન્મુખ દેવે દેદારા, આપ ખેલે રઢીયાળી હોજી;
સાધન બાધન શ્વાસ ઉચ્છ્વાસે, પૂર્ણ પ્રીતુ જે પાળી.
મેં બોવન ચૌદ. × × × + ×
નિંદા કરે નર પામે નારકી, ચક્ર બડી રીસાલી હોજી;
કાલી દેવીને કહે કે

## કીર્તન.

શોભા શકિન તારી સારી, તું તો નવખંડમાંહે ખેલે ન્યારી હોજી; (ટે૦)
કાયા ધરી દેવતાની માત કહાવે, વરન ઉપાવન વારી હોજી;
જંગમ સ્થાવર દોનુ જાયે, ચિદ આનંદ આચારી. તુંતો૦ ૧

થર થર દિતું થાનક થાપે, ઘણા અસુર સંહારી હોજી;
વેદ ભેદ બાવન સત્ ભાખે, માયા જે રમત રમારી. તુંતો૦ ૨

---

અને સ્વરૂપ વાસના-સૂક્ષ્મ ઇચ્છાઓ. ફૂલ-મન. ૯. નેવર-નુપૂર. શરીરમા જુદા જુદા પ્રકારના અવાજ થાય છે તે ઉપર આ કલ્પના કરી છે. નાદબુંદમાં -નાદ બુંદના સ્થાનમાં બ્રહ્મરંધ્રમાં. હાકાર-હોકારો. ( બે કાન બંધ કરવાથી જે અવાજ સંભળાય છે તે. ૧૦. દશે દિશા-દશ દ્વાર. દશ વાયુ-પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન, સમાન, તથા નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત, ધનંજય.

૧. વરન-વર્ણ. ઓપાવનારી-ઉત્પન્ન થયા આચારી-ચિદાનંદ એજ તારો આચાર છે. ૨. દોનુ-દાનવો (?) બાવન-વર્ણમાળાના અક્ષરો. રમારી-રમાડી

અવની જલ તેજ વાયુ આકાશા, ગુણ ત્રણ ઉપકારી હોજી;
અષ્ટ કમલમાહે રૂપ આપકો, ધ્યાન તત્વ કોશ ધારી. તુંતો૦ ૩

એકવીશ બ્રહ્માંડ આપે ઉપાયો, ચામુંડા રમે ચરાચરી હોજી,
પ્રેમ પ્યાલો ભરપૂર પીવે, એક અખંડ આધારી. તુંતો૦ ૪

કેવલ બંદગી સાચી જો કીજે, ચેતન વિવેક વિચારી હોજી;
શિવ શકિત દોઇ સતગુરુ સ્વામી, વસ્તુ વિચાર પૈર વારી. તુંતો૦ ૫

૨

મેં પ્રગટ પરચો પાઉ, જખી ગુણ દેવી તારા ગાઉ હોજી. ( ટેક )
જળહળ જ્યોતિ અખંડિત જાગે, રવિ કરોડ ઉપરંગી હોજી;
લક્ષ કરોડ શશીની શીતળતા, આપ રૂપ અનસંગી. જખી૦ ૧

જીવન્મુકિત દેવે જોગણી, ભેદ અગોચર ભાખી હોજી,
દેવળ દેવ અમરલોક દેવી, સર્વ દેવ વેદ સાખી. જખી૦ ૨

વાણી પરા પશ્યંતી મધ્યમા વૈખરી, જગત્ બોલે વધ જાણી હોજી;
સ્થૂલ ચાકડા પાટ કાઠ સ્થાપી, ખેલ ખેલવે ચાર ખાણી. જખી૦ ૩

શકિત સર્વેમેં રહી, પાપ પુણ્ય થકી પાશી હોજી;
મહા મુક્ત જુક્ત જુગમાયા, આપ સત્ અવિનાશી જખી૦ ૪

મજપર મહેર રાખો મહામાયા, જીવ જુગત કર જાયા હોજી;
કેવલ બંદગી સાચી જો મન કીજે, આનંદ સ્વરૂપી ઘાટ આયા જખી૦ ૫

૩

કાલી સુરતા ઘટ કાયા, મોયે અલખ પુરુષ ઓલખાયા હોજી. ( ટેક )
મન પવન દોઇ એક મેલાવે, સુરત શબ્દ મન સાંધા હોજી;
વાણીનો પાર અપાર વિવેકી, અરસ પરસ પર સાયા. મોયે૦ ૧

---

૩ અષ્ટકમળ–અષ્ટદળ કમળ હૃદયમા આઠ પાખડીનું કમળ કલ્પીને ત્યા પરમાત્માનુ ધ્યાન કરવામા આવે છે ૫ પેર વારી–પગવાળીને સ્થિર બેસીને.

૧. ઉપરંગી–રંગવાળી અનસંગી–સંગવિનાનો. ૩. વધ–વિધિ સ્થૂલ ઘ૦ પૃથ્વી, જળ, તેજ, વાયુ એ ચાર સ્થૂલ ભૂતોમાથી જગતની ઉત્પત્તિ એ પાટના કાઠની સ્થાપના છે જાયા–જન્મ્યા.

૧. કાલી–કાલિકાદેવી. સુરતા એ કાલિકા છે નો કાયા એ પુરી છે.

ઇંગલા પીંગલા સુષુમ્ણા જો આવે, તત્વ પાંચ વરતાયા હોજી,
સુરત સવાગન પેરંત સવાગો, પીયુ જો આનંદી સત્ પાયા. મોપે૦ ૨

સ્વામીમાં સમાયે કે ભઇ મસ્તાની, નરને દુજા નર નાયા હોજી;
એક સ્વરૂપે સખી જો ઘટ આતમ, વસ્તુ જો નિજ સવાયા. મોપે૦ ૩

તુંહી તુંહી તાર મીલાયા તનમાંહી, લેહેર શબ્દ ઉલટાયા હોજી;
ભમર ગુફામા જો સુરતા ભેદી, ગુણ જીભ્યા બીન ગાયા મોપે૦ ૪

દેવી દેવ દોઇ એક સ્વરૂપ દર્શે, જનની તાત બન જાયા હોજી;
કેવલ રામ ભયો સત્ કાજુ, મેં સત્ લોક સમાયા. મોપે૦ ૫

## ૫૬

મોપે મેહેર કરો મહારાજ, લાતન શરણ આયાની લાજ. ( ટેક )
લંપટ ને વળી લોભીઓ, હું કપટી ને વળી કૂડો;
તને ગમે તો તારજે, રચ્યો તે અવસર રૂડો. મોપે૦ ૧

---

એક મેલાવે-એક સ્થાનમા આણે સુરત શબ્દ-સુરતા રૂપી શબ્દ વાણીનો પાર-વાણીથી પાર વિવેકી-હે વિવેકી અરસપરસ ઇ૦-જીવ અને બ્રહ્મ બન્નેએ અરસ્પરસ સ્પર્શ કર્યો અર્થાત્ એક રૂપ થયા ૨ તત્વ પાચ ઇ૦ ડાબા ન ; સ્કોરામાથી શ્વાસ વહેતો હોય ત્યારે ઇંગલા ( ઇડા ) નાડી અને જમણામાથી વહેતો હોય ત્યારે પિંગલા નાડી વહેતી કહેવામા આવે છે બન્ને સમાન વહેતી હોય ત્યારે સુષુમ્ણા વહેતી કહેવાય છે સુષુમ્ણા વહેતી કરીનેજ પ્રાણાયામ, ધારણા તથા ધ્યાન કરવામા આવે છે ધારણા કરતી વખતે પગથી ઘુંટણ સુધી પૃથ્વી તત્વની ધારણા કરવી, પછી તેથી ઉપર જળ તત્વની, પછી તેથી ઉપર તેજ તત્વની, એમ તત્વોની ધારણા કરવાનુ યોગના ગ્રંથોમા લખેલું હોય છે, તથા એ તત્વોના જુદા જુદા રંગોની ધારણા પણ કરવાની હોય છે એ રંગો એજ સુરતા રૂપી સવાગન ( સુહાગણ ) નો સવાગો ( સોહાગ ) છે આ બધી વાત ધ્યાનમા રાખીને આ બીજી કડી કેવળપુરીએ લખી છે ૩ સ્વામીમા ઇ૦-સુરતા બ્રહ્મમા સમાઇ એટલે મસ્તાની ( સ્વતંત્ર ) થઇ નરને-નયણે-આંખે સખી-બધા 'ઘટ' નુ વિશેષણ સવાયા-સુહાયા ૪ તુંહી તુહી- તુ તે હું છુ શબ્દ ઉલટાયા-હુ તે તું છુ ' એવી રીતે. ( ઉપનિષદ મા આ જાતની ઉપાસના બતાવી છે ભમર ગુફા-ભૃકુટીનો મધ્ય પ્રદેશ (?) ૫ બન જાયા-બની ગઇ. કાજુ-સારો.

કર્મ કમાઇને ભેળાં કીધાં, માથે પાપનો મૂડો;
પરનિંદા ને પ્રપંચ પાંચું, બુદ્ધિ વિનાએ બુડયો. મોપે० ૨

કલંક અનેક જબકી ધરી કાયા, ઝાલ્યો જૂઠનો ઝુંડો;
નામ નાણું તો વાળી નાખ્યું, ધન રાખ્યો ખડ દુડો. મોપે० ૩

કુમતિ નારની સંગત કીધી, સંત સમાગમ છોડયો;
કેવલ કહે જીવ બહુ કુટાયો, ખેલે ખેલ કમાઇ ખૂડો. મોપે० ૪

## કુંડલીઆ.

કરૂં અરજી કાલીકા, વેગે કરજો વા'ર;
દુઃખ દરિયામાં ડૂબતાં, તારાને ( તું ) તાર;
તારાને તું તાર, મેહેર કરો મહામાયા,
દુજો નહિ કોઇ દેવ, આઇ શરણે હું આયા;
કહે કાલીને કેવલો, ખોલે તહારો બાલકા,
વેગે કરજો વા'ર, કરૂં અરજી કાલકા. ૧

કલજુગ માંહી કાલીકા મેઠ કરે જમમાર;
કામન તુમન કોયનું, લાગે નહિ લગાર;
લાગે નહિ લગાર, ભૂત પલીત દૂર ભાગે,
મૂઠ ચોટ નહિ મોપે, અઇ રક્ષા કરે આગે,
કહે કાલીને કેવલો, જોર અગન નહિ ઝાલકા;
મેઠ કરે જમમાર, કલજુગમાંહી કાલકા. ૨

## પ્રભાતીયું. દેવ ગંધાર.

નર તારૂં મન તો અર્થ સમજે નહિ, ઉર અજ્ઞાન અનર્થ આણે;
મન કેરો સાક્ષી તું આપે પરમાત્મા, પારસ તજી લાગ્યો ધાતુ પાણે. ( ટેક )

---

૨. મુડો-મુડા જેટલો ભાર. ૨. પાચું-પાચે ઇંદ્રિયોથી પ્રપંચ કર્યા. ૩ જબકી-જ્યારથી નામનાણુ-હરિ નામ રૂપી નાણું. ખડ દુડો-ખડ-ઘાસ અને દુડો-હાડા ? ખૂડો-ખુડયો-ઓટમા પડયો.

૨. મેઠ કરે-મટાડે કે મિથ્યા કરે ( ? ) કામન તુમન-કામણ ડુમણ. જોર ઝા०-અગ્નિની ઝાળનું પણ જોર ચાલે નહિ.

૧. પાણે-પથરે.

નહિ બોલે મુખથી આંખે દેખે નહિ, કાને સુણે નહિ શબ્દ કેનો;
સર્વનો સાક્ષી તેનું તો સમજે સહી, અધ યઇ આશરો લીધો એનો. નર૦ ૧

નામ રૂપ ગુણનો ભેદ જાણે નહિ, ચેતનાનંદ નહિ બ્રહ્મ ચિન્યો;
આ તે હું દેહકે આ તે હું આતમા, લક્ષ ઓર વાચ્ય નહિ અર્થ લીનો. નર૦ ૨

જડ ચૈતન દેહ નાશવંત જાણજે, જોને તું નાશ નોયે વસ્તુ જેને;
અનુભવાનંદ તે આપોઇ આપ છે, રસ એક અજ સ્વરૂપ રેને. નર૦ ૩

પંડ બ્રહ્માંડ પંચકોશ નહિ આપમાં, શિવ શક્તિ નહિ શબ્દ શેનો;
કેવલાનંદ અવાચ્યપદ શું કહે, તેજ તે તેજ તું આપ તેનો. નર૦ ૪

## રાગ પ્રભાતી.

કપટી કલિકેરાં લક્ષણ કહીએ, ચિત્ત ચંડાલમતિ ચાલ્યા રે;
જૂઠાજીને સાચા જાણે, વિષયી ઘણા મતવાળા રે. કપટી૦ (ટેક)

ખૂદા કહીને જગત્ બોલાવે, ખૂદો નહિ નર બાલા રે;
મતિહીણ નર મોટા માને, પરોક્ષ બુદ્ધિ પંપાળા રે. કપટી૦ ૧

પ્રથમ ચાવે પાન સોપારી, લુઙ આવે પછી લાલા રે;
અગ્નિજેવા શબ્દ ઉડે, જૂઠ વાણી જવાળા રે. કપટી૦ ૨

પામરને મન પલંગ પલાણ્યો, પલંગ નહિ મન પાળા રે;
વૃત્તિ અહંમમ કરે અસ્વારી, તે પડવાના ટાળા રે. કપટી૦ ૩

સમઝયા વિના કોઇ સાધન સાધે, ગાંઠ ગુણ તીન ગાળા રે;
નર બંધાયા છૂટે નાહી, મર્કટ કરમાં માળા રે. કપટી૦ ૪

સમઝીને સાધન ગુરુ સેવે, ઢંગ તજે જૂના ઢાળા રે;
કેવલ કહે તેવા સંગ ન કીજે, જ્ઞાન નહિ ત્યાં ગોપાલા રે. કપટી૦ ૫

---

૩. અજ—જન્મ રહિત.

૧. ચિત્ત ઇ૦—ચિત્તરૂપી ચંડાળની મતિ પ્રમાણે ચાલ્યા. બાલા—બાળક. અજ્ઞાનીને શાસ્ત્રનારા બાળક કહે છે. પરોક્ષ બુદ્ધિ—બ્રહ્મ છે એમ જાણનારા પણ હું બ્રહ્મ છું એમ નહિ જાણનારા. પંપાલા—મિથ્યા ૨. લુડ—લુડો. લાલા—જ્વાળા—અંગારા. ૩. પાળા—પગે ચાલનાર. ૪. ગાંઠ—ત્રણ ગુણની ગાંઠના એ ગાળા (ફાંસા) છે. ૫. ઢાળા—રીત—પદ્ધતિ.

## પદ.

માનજો શામળીઆ કરડ્ડ મારી, વારે કરો તમે વહેલી રે;
અપંગીના જૂથમાં પડીઆ, હોવે આનંદની ત્યાં હેલી રે. માનજો૦ (ટેક)

બુદ્ધિહીણુ મૂરખ જૂઠ બોલે, મનની વૃત્તિ મેલી રે;
જૂઠું બોલીને સાચું જણાવે, પારવતી[1] પંડ પેલી રે. માનજો૦ ૧

પગના બિલાડી નખ છુપાવે, કર્મવૃત્તિ સલેલી રે;
કામ પડે ત્યારે બાહેર કાડે, પીડ ઉંદર મારે ટેલી રે. માનજો૦ ૨

કપટી નર કલિના કહીએ, છલભેદમા બહુ છેલી રે;
પ્રેમભક્તિમાં ભંગ પડાવે, દેખાડે જમકેરી ડેલી રે. માનજો૦ ૩

પરનિંદા ને પ્રપંચ પાત્રું, ગુણ અવગુણમાં ઘેલી રે;
રીસ ઘણી મન અતિ ઈર્ષ્યા, આપ મળે નહિ બેલી રે. માનજો૦ ૪

અવગુણ દોષ ભર્યા ઉરમાં, ખલસંગે રંગ ભેળી[4] રે;
દેખ કેવળ ત્યાંથી રહીએ દૂરા, ફરતી જ્વાળા ત્યા ફેલી રે. માનજો૦ ૫

## પદ.

પ્રથમ સેવીએ ગુરુ સોઇ ગુણુ પતિ, સત્ કરે શુદ્ધ બુદ્ધ સેવા.
શુદ્ધ ચેતન જો સાક્ષી છે સર્વનું, દેખ અદેખ[1] સ્વરૂપ દેવા પ્રથમ. (ટેક૦)

આદ અનાદ જો સર્વમાંહી આતમા, ગુણુ તીનું તેને ભળગેલા.
કર્મના ધર્મ લઇ પ્રાણુ સેવા કરે, લક્ષ બ્રહ્મના ભોગ લેવા. પ્રથમ૦ ૧

સ્થાવર જંગમ દોઇ ધરયા થીરમા[2], માવા પકવાન નિધિ મેવા;
આવાગમનની અન્ન આરોગીએ, તન મન મન આચાર તેવા. પ્રથમ૦ ૨

---

૧ પારવતી ઇ૦–"પંડ પહેલી પારવતી" એ કહેવત છે. ૪. ભેળી–સાથી

૧. અદેખ–અદૃશ્ય આદ અનાદ–(આદિ અનાદિ) જેનો આદિ નથી એવા સનાતન કર્મ ઇ૦–ક્રિયાને ગ્રહણ કરીને પ્રાણ સેવા કરે–અર્થાત્ પ્રાણને લીધે ક્રિયા માત્ર થાય છે, એમ સમજીને લક્ષ્ય સ્વરૂપ જે બ્રહ્મ તેના ભોગ લેવા–તેનો અનુભવ કરવો. ૨. થીરમાં–સ્થિર બ્રહ્મમાં. બ્રહ્મમાંથીજ તે ઉત્પન્ન થાય છે ને બ્રહ્મમાંજ લય પામે છે.

ઉર સદ્દ ચિદ્દ આનંદની આરતી, જ્યોત અખંડ પ્રગટ જેવા;
મરજીવા દેખીને મગન ભયે મનમાં, હરદમ નાદ હજૂર એવા. પ્રથમ૦ ૩
ગુણાતીત નિરાલંબ આત્મા નિર્ગુણી, આપ આકાશવત્ સામ એવા;
કેવલા બંદગી શુદ્ધ મને કીજીએ, પૂજ ગુણપતિને પ્રેમ પીવા. પ્રથમ૦ ૪

## ઝૂલણા.

સત્ય શિરોમણિ સોહાગણ સુંદરી, પ્રેમ પરમાત્મા સાથ પરણી;
ચેતન કંથનો અવિચળ ચૂડલો, વેદવાયક બ્રહ્મશ્રુતિ વરણી. સત્ય૦ (ટેક)
અવની જલ તેજ જો વાયુ આકાશથી, ત્રણ લોક પાર અપાર તરણી;
અજન્માપદ જે એવાતન આપીયું, બ્રહ્મની લેહેરી સભર ભરણી. સત્ય૦ ૧
મહાવાકય શબ્દની આરોપી વરમાળા, કાય અરૂ વાચ કર્મ શુદ્ધ કરણી;
ગુણાતીત શ્યામની એહ અર્ધાંગના, જોત નહિ ભાત કછુ નાત જરણી. સત્ય૦ ૨
કર્મ એક નહિ સોઇ કામિની, હું તું એ નામ ગુણ રૂપ હરણી;
પોતે અરૂપ હોઇ મળી સ્વરૂપમાં, ચરાચર વાચ્ય અવાચ્ય ચરણી. સત્ય૦ ૩
નર અરૂ નાર દોઇ રૂપ દેખે નહિ, ફેરા જીવ શિવમાં નહિ ફરણી;
ક્રિયા શક્તિકો રૂપ એક છે કેવલા, ઠીક બ્રહ્મસાગર ઠામ ઠરણી. સત્ય૦ ૪

( ૨ )

માનરે માન દત્ત ગુરુ કહે મૂઢમતિ, ખેલ માયાતણો સર્વ ખોટો;
સોંગ આગે ધરી ખેલે સંસારમાં, મૂરખો મનથી થાય મોટો. માન૦ (ટેક)
કાચનો કુંભ જયમ દેહ કાચો કર્યો, પાણી તણો જયમ પરપોટો;
ફરતાં હરતાં સહેજમાં ફૂટશે, ચેત શિર કાલ જો કરે ચોટો. માનરે૦ ૧
નાણુંમાંહી મન રહ્યું ના ભજ્યો નામકું, દામનેકાજ તો કાઢે દોટો;
નાણેથકી ગ્રંથિ ત્રણ છૂટે નહિ, તૂટી નહિ વાસના આવે તોટો. માન૦ ૨

---

૩. મરજીવા-જીવન મુક્ત. હરદમ નાદ-અખંડ ચાલતો અવાજ-અનહદ નાદ કહે છે તે ૪. સામ-સ્વામી.

૧. તરણી-તરી જનારી. ૨. જરણી-જનની. માતા. ૩. કર્મ ઇ૦-જેને એક કર્મ નથી.

૨. ભજ્યો-ભજ્યો. નાણે થકી-નાણાના લોભને લીધે.

ઉત્તમ દેહ ધરી નહિ જાણ્યો આતમા, ગ્રંથ ભણી ઘાલ્યો ઘેર ગોટો;
પશુપંખીમાંહી આવી તેમાં પડ્યો, છેલો અવતાર ક્ષુદ્ર છોટો. માન૦ ૩
અગમ નિગમ કહે એવું મુખે ઉચ્ચરે, રોઇને માગે છે ટૂક રોટો;
કલ્પના મનની દૂર કર કેવલા, આતમારામનો લેને ઓટો. માન૦ ૪

## ( ૩ )

પંડમાં ખોજ તું આપ રૂપ પંડિતા, વાણીવેદપાર અપાર વસ્તુ;
એક અક્ષરનો ભેદ આવે નહિ, હારદ રહ્યું ગુરુ આપ હસતું. પંડમાં૦ (ટેક)
ખટશાસ્ત્ર કેરા મતમાં ખેલતાં, ભૂલી આપ રૂપકુ ઓર ભસ્તુ;
શીખવું સુણવું કર્મ ત્રણ સાધના, શ્રુતિ સ્મૃતિ કહે નામ સસ્તુ. પંડ૦ ૧
બાર બાવન કેરા પંથના બંધમા, નરક અરૂ સ્વર્ગ દોયે વાણુ નસ્તુ;
દર્શન ખટની ઉભી કરી આપદા, એક અક્ષર આધાર અસ્તુ. પંડ૦ ૨
ગાયત્રીજપ કરે તન તાપ છે જ્ઞાનમા, વેદવચન નહિ રૂદે વસતું;
થોડા જુગમાંહી જીવપણું આથડે, ખળ વિદ્યામાં ન હોય ખસતું. પંડ૦ ૩
એક રૂપ અખંડ રસ આતમા, મળ્યું મનમાંય કલ્યાણમસ્તુ;
તું કરે કેવલા બંદગી તાહરી, દ્વૈત જો ભાવમાં નહિ ધસ્તુ. પંડમાં૦ ૪

## ( ૪ )

દ્વૈતની ભાવના ટળે દેહ ધામનું, અદ્વૈત જો રૂપ ઉર આવે;
જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ જીવ તું, કાયા નહિ તુરીઆતીત કાંવે. અ૦ (ટેક)
સ્થૂળ ( ને ) સૂક્ષ્મ જો કારણ નહિ સંભવે, પદ મહાકારણ થીર પાવે;
કર્ત્તા કર્મ ક્રિયા ત્રિપુટી કાટકે, ધ્યાતા ધ્યાન ધ્યેય, ચૈતન ધ્યાવે. અ૦૧

---

૪ ઓટો–આશરો.

૧ આવે નહિ–સમજાય નહિ. હસતું–હસ્તે. આપ ગુરૂના હાથમા. ભસ્તુ ભાસતું. કર્મ ત્રણ–કાયિક વાચિક, માનસિક ૨. બાર બાવન–બાર બારાક્ષરી ? બાવન–મૂળાક્ષરો–અર્થાત્ શબ્દોના. દોયે વાણુ નસ્તુ–બન્ને વાણી નથી એક અક્ષર–ઓમ્–બ્રહ્મ. અસ્તુ–હો ૩. ન હોય–નથી.

૧ દેહ ધામનુ–દેહના ધામ રૂપ દ્વૈતની ભાવના ટળે. કાયા ઇ૦–પણ જે તુરીયાતીત કહેવાય છે તેને કાયા નથી. કાટકે–છોડીને

ત્રિપુટી એકતા મળી રહ્યો તનમાં, લક્ષગુણ શબ્દનો ભેદ લાવે;
તત્પદ ત્વંપદ અસિપદ તું રહે, ગુણાતીત તેરા ગુણ તુંઇ ગાવે. અ૦૨

આવરણ એકે નહિ અખંડ રસ આત્મા, નવરંગી વાસના પાસ નાવે;
હું નહિ તું નહિ તે નહિ હેરતાં, જોવા ઉભો થયો મટી જાવે. અ૦૩

સત્ય સભર ભર્યો બ્રહ્મરસ સેંજમાં, મોક્ષમુક્તિ કેરી લ્હેરી માવે;
વા'લો વિલસી રહ્યા અનંતરૂપે કેવલા, રૂપ જોતાં નહિ રંક રાવે. અ૦૪

## ( ૫ )

ભૂલ મન ભાવના ગાવતાં ભેદમાં, જગતમાં જીવ તું જોય જાગી;
સ્વપ્નમાં બાંધીયો જીવ કોણ છોડવે, લોભની લહેરમાં લ્હાય લાગી. ભૂલ૦

મારૂં તારૂં કરતાં માલ ખોયો મૂરખે, ક્ષમા કદી નહિ દૂર લાગી;
મામ અર ધર્મની પ્રીત કરે નહિ, ભાંલકી વેદના નહિ ભાગી. ભૂલ૦૧

જાણીને તું પડયો માયાકેરી જાળમાં, મૂરખો મણિ છોડી ભીખ માગી;
સુખ દુઃખ ભોગવે સેવ્યા નહિ સંતને, નર વિના પત્ની ફરે નાગી. ભૂ૦૨

નરખ તું અવસર ફેર આવે નહિ, ખલકા જીવકું ખાન ખાગી;
આતમા ઓળખ્યો સોઢી નર ઉગર્યા, રામના નામમાં અનુરાગી. ભૂલ૦૩

રસબસ હોયકે ચાલ તું રહેનીએ, કેનીએ કામ તો નોય કાગી;
કેવલા બંદગી ગુરૂની કીજીએ, દલરી વારતા કાને દાગી. ભૂલ૦૪

---

૨. લક્ષ ઇ૦–લક્ષ્ય બ્રહ્મ અને ગુણ સત્વાદિક એ બે શબ્દનો ભેદ સમજ. તત્પદ ઇ૦–તું જે 'અસિ'પદને સ્થાને છે તે, તત્પદ ને ત્વંપદનો ત્યાગ કર. ૩. જોવા ઇ૦–જે બ્રહ્મને જોવા ઉભો થયો તેજ રહેતો નથી. ૪ માવે–બ્રહ્મ રસના સમુદ્રમાં મોક્ષની લ્હેરો સમાઇ જાયછે.

સમા–અક્ષમા (?) ૧. મામ–મર્મ (?) ૩. કું–કયું. તું નિરાંતે ખાવાનું કેમ ખાય છે । ૪. રહેનીએ–રહેણીએ. કેનીએ–કહેણીએ–કહેવા માત્રથી. કાગી–કાગુ–સારૂં. તે ઉપરથી. (૧) દલરી ઇ૦–મનની વાત હતી તે તારે કાને નાખી છે. જેમ બંદૂક દાગવામાં આવે છે તેમ.

## ( ૬ )

આપ ઇચ્છા થકી પંચકોશ ઉપન્યા, વ્યોમ ઇચ્છા થકી વેદ વાણી;
વિપ્ર ઇચ્છા થકી વસ્તુ ત્યાં વર્ણવી, ઇશ ઇચ્છા થકી શંક આણી. (ટેક)

કર્મ એોર ધર્મ દોઇ ગુણ ઉભા કર્યો, મન એોર પ્રાણ માયા પ્રમાણી;
આપદા ભોગવે તીનુ ખટ ઉરમિ, ત્રિવિધિ તાપના મત તાણી આપ. ૧

પાંચ પચીસના ફેરામા પડીપો, ધાચીના ઘરના બળદ ઘાણી;
નેમ બાંધેયકે રૂપ દેખે નહિ, પાછો પામે પદ ખડવાણી. આપ૦ ૨

ફેર ચોરાશીમા મર્કટ જ્યમ ફેરવે, ખેવે વાસના છીન ચાર ખાણી;
ત્રિપુટી દોરડે બાંધ્યું છૂટે નહિ, જીવ ભૂલી ગયો ધન જાણી. આપ૦ ૩

દાસનું પદ ધરી ખેલ આનંદમાં, કાટે રૂણુ ઇષણા કુલ કાણી;
કેવલા ગુરૂકી જો સેવા કરે, પ્રસંન હોવે સારંગપાણિ. આપ૦ ૪

### રાગ કાફી.

ખેલકેરો અસ્વાર, હર તો ખેલે હોરી; ખેસ૦ (ટેક)

પંચવદન પાર્વતી પાસે, નિર્મળ ગંગા નાર;
ગુણ ગણપત આપ સમીપ ગાજે, ત્રિશૂલ કર કરતાર. હર૦ ૧

શશી હાર ગળે બીચ સોહીએ, શિર મુકુટ બન્યો સાર;
બાજે ડાક ડમરૂ અનહદ બાજાં, પરમ ખેલ અપાર. હર૦ ૨

અસુર ખેલ ખેલવાને આવ્યા, ચર્ચા કરે વેદ ચાર;
બાવન અક્ષર વાજાં વજાવે, હરિ અજ સુનનહાર. હર૦ ૩

ખેલ અગમ પરમ શુદ્ધ ખેલે, મોહ મમતાને ખાર;
દાસ કેવલ દેખવાને દોડયો, હુંપદ રહ્યો ત્યા હાર. હર૦ ૪

---

૧ આપ-જીવ વ્યોમ-કેમકે તેનો શબ્દ ગુણ છે વિપ્ર બ્રહ્મ વસ્તુ-બ્રહ્મ. શંક-શંકા (?) ૨ પાચ પચીસ તત્વો. ખડવાણી-છ દર્શનની વાણી (?) ૪. રૂણુ-ઇષણા ( ઇચ્છા ) રૂપી ઋણુ કાપે કુલકાણી- ?

૧ ખેલ-પોઠિયો સામ-સ્વામી-મહાદેવજી ૨ શશી-ચંદ્ર ( માથા ઉપર ) હાર-રૂંઢ માળા ( ગળે ) ૩. અસુર-ભૂતાદિક જડ પદાર્થો અજ-બ્રહ્મા.

(૨)

તનકુ લગ્યા મન તીર, પીરકી ના ગમ પરનેકી: તનકુ૦ (ટેક)
વેદ ચાર વાંચે મુખે વાણી, ધ્યાન તપ ધર્મ ધીર;
પ્રણુવ ત્રિકાલ આચાર પાલે, હારદ ન જાને વાકો હીર. પીરકી૦ ૧
સાધન જોગ અષ્ટાંગ શુદ્ધ સાધે, નવધા વતી ગંગાનીર;
કર્મ ઉપાસન કરે શુદ્ધ કાજુ, વિચાર ન જાણે વાકો વીર. પીરકી૦ ૨
વૈદ્ય હોકે નાડી ભેદ વરતે, સરતે લાવે શરીર;
જાકી ચીરી અચરી સબી જાણે, આપકુ ન જાણે અંધીર. પીરકી૦૩
મેહેર કરી જેને સતગુરુ મળીઆ, ભયા મન જ્ઞાન ગંભીર;
જુગમા કેવલ સોઇ જણુ જાણે, સંત સમાગમ શિર. પીરકી૦૪

૫૬.

જોતાં તેરો સ્વરૂપ અજીત, ધ્યાન તું તો કુણકો ધરેગો; જોતાં૦ (ટેક)
જાગ્રત કેરો તું સાક્ષી જાણે, પૂર્ણાનંદ પ્રતીત;
વિશ્વ અભિમાની ત્રિપુટી વરતે, નિત્યમાં નહિ જે અજીત. ધ્યાન૦ ૧
સૂક્ષ્મ દેહ સ્વપ્ન કેરી છાયા, વપુ નહિ કાંયે વિત્ત;
તૈજસ અભિમાની સાક્ષી તુંહી, ભ્રાંતિ ભાસે ત્યા ભેભીત. ધ્યાન૦ ૨
કારણુ સુષુપ્તિ તીસરીરે કાયા, રસ એક કૂટસ્થ રીત;
પ્રાજ્ઞ અભિમાની જાકુ પ્રેરે, દ્વિત તજી જે અદ્વિત. ધ્યાન૦ ૩
અખંડાનંદ અગોચર આપે, મહા પદ જે તું અમીત;
દીલમેં કેવલ સોઇ બ્રહ્મ દરશે, તુરીઆતીત અતીત ધ્યાન૦ ૪

---

૧. પીરકી-બ્રહ્મની. પ્રણુવ- ઓંકાર (જપે) ૨. નવધાવતી-નવ પ્રકારની ભક્તિ થકી ૩ હોકે-હોય કે-થઇને. સરતે ઇ૦-સરતથી ,શરીરને લાવે-તન દુરસ્ત કરે જાકી-જે શરીરની. ચીરી-ચરી-પથ્ય અચરી-કુપથ્ય અંધીર-આંધળો

૧ વિશ્વ ઇ૦- 'જાગ્રત' અવસ્થાનો અભિમાની 'વિશ્વ' અને સ્થૂલ દેહ એ ત્રિપુટી નિત્ય બ્રહ્મમા વર્તતી નથી ૨ ભ્રાતિ ઇ૦-જ્યા ભ્રાંતિ ભાસે છે ત્યા ભેભીત (ભયથી ભીત) થવાનુ હોય છે ૩ રસ એક-એક રસ કૂટસ્થ અર્થાત્ 'પ્રાજ્ઞ' અભિમાની છે. દ્વિત-દ્વૈત અદ્વિત-અદ્વૈત. ૪ અમિત-અમૃત-મરણ રહિત.

## ૫૯.

ગુરુગમ અગમ જ્ઞાન, સાન કોઇ સમજે તે શૂરા. ગુરુ૦ ( ટેક )
જગમાં તે શૂરા નર વૃત્તિ જીતે, માન નહિ જ્યાં અપમાન;
એક અખંડ આનંદ ઘન ઉરમાં, ભયો અનુભવ ભાન. સાન૦ ૧
રવિ ઉગ્યો જ્યારે રહે ન રાત્રિ, પ્રકાશ સ્વે તે પ્રમાણ;
પ્રકાશ કેરો તે આપ પ્રકાશી, અખંડ આનંદ ગત આણ. સાન૦ ૨
સોનું એક ઘાટ બહુ શોભે, નામ સોનું નિર્વાણ;
નામ રૂપ અરૂ ક્રિયા નાહી, જાનનહાર તુંહી જાન. સાન૦ ૩
જેવડે આ જગત સભી જાજે, એવડે જ્ઞાન અજ્ઞાન;
એહી કેવલ જેને અનુભવ આવે, પાયો તેહી બ્રહ્મ પદપાન. સાન૦ ૪

## રાગ વસંત.

કેમ કરીએ રે કેમ કરીએ, નગુરાનો સ્નેહ;
જેરે થકી પત જાય છે, કેમ કરીએ. ( ટેક )
જગત વિંટાયો જંજાળમાં, એવું જાણો;
એવું જાણો રે એવું જાણો,
થોડે ઘણું દુઃખ થાય છે. કેમ કરીએ૦ ૧
વળી સોકો આવી કથા સાંભળે, વેદવાણી;
વેદવાણી રે વેદવાણી, વરત્યો નહિ ન્નેહ;
પ્રણી જાણ્યા વિના ધાય છે. કેમ કરીએ૦ ૨
ઓલખ્યો નહિ એક આતમા, ભ્રાંતિ આણે;
ભ્રાંતિ આણે રે ભ્રાંતિ આણે, જાણે નહિ જેહ;
સમવિના ગીત ગાય છે. કેમ કરીએ૦ ૩
મૂરખ બૂડે નહિ માનવી, કહે માયા માણે;
માયા માણે રે માયા માણે, કેવળ એમ કહે,
વૈખરી વાણીમાં વવાય છે. કેમ કરીએ૦ ૪

---

૧. વૃત્તિ-મનની વૃત્તિ. ૨. સ્વે-પોતે. ગત-ગતિ. ૪. જાજે-જામે-ઉત્પન્ન થાય.
૨ ન્નેહ-પ્રેમ-મુમુક્ષા ૪ મૂરખ ઇ૦ જે મૂર્ખ બૂડે છે; તેને માનવી ન જાણવો. ૯૯-૬૯.

( ૨ )

નવ કરીએ રે નવ કરીએ, સતહીણાનો સંગ;
રંગ ચઢયો નહિ રામરો. નવ કરીએ० (ટેક)

સંત સમાગમ સેવના, નહિ સમજે;
નહિ સમજે રે નહિ સમજે, કરે ભક્તિનો ભંગ;
કાંઇ નરો કશાં કામરો. નવ કરીએ० ૧

હંસ બન્યો નહિ હેતમાં ચાંદું હેરે;
ચાંદું હેરે રે ચાંદુ હેરે, એ કાગકો અંગ;
ઠગ નહિ એક ઠામરો. નવ કરીએ० ૨

ભાવ ન જાણે એ ભેદમાં, ભરમે ભૂલ્યો;
ભરમે ભૂલ્યો રે ભરમે ભૂલ્યો, દેખી માયારે દંગ;
સ્વરૂપ ન જાણે સામરો. નવ કરીએ० ૩

દાસ કેવલ જોએ દેહમાં, એહી દરશે;
એહી દરશે રે એહી દરશે, પ્રેમી પુરુષ અપંગ;
નિજ ભરૂસો એ નામરો. નવ કરીએ० ૪

( ૩ )

જૂઠું બોલે રે જૂઠું બોલે, જાણ્યા વિના જીવ;
શિવ ન જાણે સાનમાં. જૂઠું બોલે (ટેક)

કરે તે જીવ આરાધના, કર્મ કૂડાં;
કર્મ કૂડાં રે કર્મ કૂડાં, પૂજ્યા નહિ પીવ;
મૂરખ મૂઓ અભિમાનમાં. જૂઠું० ૧

મનસા સ્વરૂપી મમતા, માયા મેલી;
માયા મેલીરે માયા મેલી, દેખ્યો નહિ દીવ;
રાત ફર્યો બહુ રાનમાં, જૂઠું० ૨

---

૧. રામરો-રામનો. કાંઇ ઇ०-તે નરો કશા કામના નથી. ૨. હેરે-જુએ. ઠામરો-ઠામનો, .૩. દંગ-આશ્ચર્યચકિત. સામરો-સ્વામીનો-પરમેશ્વરનો. ૪. અપંગ-અપાંગ-અંગ રહિત.

૧. પીવ-પીયુ-પ્રિય એવા પરમાત્મા. ૨. રાનમાં-સંસારરૂપી જંગલમાં.

પ્રપંચકેરા પાપમાં, આવી પડીઓ,
આવી પડીઓ રે આવી પડીઓ, કુમતે ચાલ્યો એ જીવ;
દયા ધર્મ નહિ દાનમાં, જૂઠું૦ ૩

દાસ કેવલ એવું દેખીને, રહીએ દૂરા,
રહીએ દૂરા રે રહીએ દૂરા, જાણી જો મરજીવ;
ધર ચિત્ત નિજ ધ્યાનમા, જૂઠું૦ ૪

(૪)

રંગ રમીએ રે રંગ રમીએ, રાજી મન રામ;
સ્યામ શબ્દ એક સુરતી, રંગ રમીએ૦ (ટેક)

શબ્દે ખેલે સોઇ સેજમાં, સંત શુરા,
સંત સૂરા રે સંત શૂરા, ધીરજ નિજ ધામ;
નાચે આગે નારી નૂરતી, રંગ રમીએ૦ ૧

માનીતી સુષુમણા જો મેંલમાં, એકી મેલો,
એકી મેલો રે એકી મેલો, રવિશશી વિશરામ;
આંહી પૂરણુ બ્રહ્મ મૂરતિ, રંગ રમીએ૦ ૨

રસ મળ્યો જાઇ રૂપમાં, રંગ રૂડો;
રંગ રૂડો રે રંગ રૂડો, કૂડો નહિ તે કામ;
પ્રેમનાદ ધૂન્ય પૂરતી, રંગ રમીએ૦ ૩

દાસ કેવલ દેખો દીલમાં, ગુરુ દાતા;
ગુરુ દાતા રે ગુરુ દાતા, હરદે પુગી હામ;
દ્રગ ઘન નોબત ઘૂરતી, રંગ રમીએ૦ ૪

---

નૂરતી માયા કે બુદ્ધિ.

૨. રવિ શશિ-સૂર્ય ચંદ્ર રૂપી પિંગળાને ઇડા નાડીની મધ્યે સુષુમ્ણા છે, અને તે નાડી ધ્યાનાદિકમા ઉત્તમ હોવાથી તે વખતે બ્રહ્માકાર વૃત્તિ થઇ :લય છે, એમ કહેવાની મતલબ છે. ૩ રસ-આનંદ રસ રૂપમા-ચિદ્રુપમા. પ્રેમનાદ ઇ૦-એ રંગ રમવામાં ધ્વનિ જોઇએ તો અનહદનાદ તેમા પૂરતી કરી આપે છે. ૪. દ્રગ-દ્દ્-દ્દષ્ટિ -જ્ઞાન સ્વરૂપ એજ ઘન ( મેઘ ) ના જેવી નોબત ઘૂરતી-ગડગડી રહી છે.

## ગરબી.

સાચો સંતસમાગમ સાર, પ્રાણી તે (સંસાર) હરિજન વરની હાટડી. (ટેક)

વર્ણ[1] આવે ત્યાં રે વોરવા રે, ઉદય ભયો થયો અસ્ત;
ગમતું લઇ ઘરમાં ગયો રે, વાણીપાર વો'રી શુદ્ધ વસ્ત. હરિ૦ ૧

જ્ઞાન વિજ્ઞાન ધન ગાંઠડી રે, વો રો સત્ વિવેકરે;
મીઠાશ વો'રી ખાંડ ક્ષમા રે, સાકર વો'રી તે સમઝણુ એક. હરિ૦ ૨

વો'રી અનુભવ વસ્તુ વ્યાપક, રહેણી વો'રી બ્રહ્મ રૂપ રે,
પ્રેમ વો'રો તે પીવા પ્રીતશું રે, તેણે ભાસ્યો સકલકેરો ભૂપ. હરિ૦ ૩

નિરાલંબ નિરધાર છેરે, રૂપ ગુણ નહિ રંગરે,
સ્થિર કેવલ આત્મ થયો રે, તેતો સતગુરુ કેરે જો સંગ. હરિ૦ ૪

(૨)

સાચે સેવો હરિગુરુ સંત, આવે તેનો અંત, ઓલખો નિજ આત્મ. (ટેક)

નામ રૂપ ગુણુ નહિ રે, નહિ જાત ભાત નાત રે;
નર નારી નપુંસક નહિ રે, રવિ નહિ કા તે[1] રાત. ઓલખો૦ ૧

વાણીરૂપ સો[2] વર્ણવેરે, મન ન જાણે માયરે,
પાર ન જાણે બુદ્ધિ બાપડી રે, અખંડાનંદ આપોઆપ. ઓલખો૦ ૨

નહિ સત્વ રજ તમ નહિ રે, કાર્ય કારણુ નહિ કાંય રે,
અજન્મા રૂપ અજાત[3] છે રે, ગુણુ વેદ નેતિ કરી ગાય. ઓલખો૦ ૩

નહિ વાચ્ય અવાચ્ય નહિ રે, પુરુષ પ્રકૃતિ નહિ પંડ રે,
કેવલ ક્ષર અક્ષર નહિ રે, અક્ષરાતીત સ્વરૂપ અખંડ. ઓલખો૦ ૪

---

૧ વર્ણ-અક્ષર ત્યા ઓમ્ અક્ષર વહોરવા આવે છે. અથવા સર્વે વર્ણના લોક. ઉદય ભયો-(જ્ઞાનનો) થયો અસ્ત (અજ્ઞાનનો)

૧. કાં તે રાત-તો રાત શાની હોય? ૨ સો-રો ૩ અજાત-જન્મ રહિત.

પદ.

રસીઓ વૈદ મળ્યા ગુરુરાય, જન્મરોગ જાય, સોહં જે આપે ઔષધિ. (ટેક)

અવિગતનો પાર નાવતો રે, આવ્યો આગમથી આજ રે;
પડળ કઢાવો પંડ પાપના રે, કરે શુદ્ધ પરમારથ કાજ. સોહં૦ ૧

શબ્દ બુટ્ટી સમજ સળી, જ્ઞાન બુટ્ટી ઘસાયરે,
અંજન કરે સોઈ આખમા રે, જવાળા અજ્ઞાન કેરી જાય. સોહં૦ ૨

ત્રિવિધિનાં તિમીર તોડયાં, કરે તે સ્વેપ્રકાશરે;
રે'છે ભલો ચાબ'કરા દેખતારે, અખંડ અમળુ આકાશ. સોહં૦ ૩

ઇંદ્રિરહિત શુદ્ધ આતમરે, અગમ અગોચર ઉરરે;
અનુભવ કેવલ આંખ ઉઘડીરે, પૂર્ણ બ્રહ્મ ભરપૂર. સોહં૦ ૪

પદ.

દેહ દુઃખ થયું હવે દૂર, પૂરણ ભરપૂર, અખંડ એક આતમા. (ટેક)

ચરણ વિનાનું ચાલવું રે,પૃથ્વી ન ધરૂં પાયરે;
ગુદા વિના મલ ત્યાગવો રે, મેલે જો મેલ સમાય. અખંડ૦ ૧

લિંગવિનાનો ભોગ લેવો, ભોગ વિનાનો ભાવરે;
પરશ ત્વચા વિના પરશે રે, માંહી પરસ વિના સમાય. અખંડ૦ ૨

જોએ કર વિનાતું ઝાલવું રે, ઝાલ્યાનુ નહિ જોર રે,
વાણી વિનાનું બોલવું રે, કંચન નહિ જયમ કથીર. અખંડ૦ ૩

---

૧. અવિગત–જેને જાણી શકાય નહિ તે. નાવતો–ન આવતા આગમ શાસ્ત્રી ગુરૂ પાસેથી મળેલું જ્ઞાન. ૩. રે ઇ૦ (૧) અમનુ–(૧)

૧ ઉપનિષદ્‌માં પણ પરમાત્મા કાન વિના સાંભળે છે, પગ વિના ચાલે છે, ઈત્યાદિ વર્ણન છે તેને મળતું વર્ણન આ પદમા કરેલું છે. જેના વડે ઇંદ્રિયો અને મન બીજી વસ્તુઓને જાણી શકે છે તથા જે ઇંદ્રિયો ને મનને જાણે છે એવો પરમાત્મા ઇંદ્રિયો વિના સર્વ કરી શકે એમા શુ આશ્ચર્ય છે

૬૭ માધવાનળની કથા.

૬૮ કેવળપુરી કૃત કવિતા. ૩—૦—૦

૬૯ ઉદ્ધવ કૃત રામાયણ. (ગુ. વ. સોસાઇટીની માલકી)

ટીપ—મળવાનાં ઠેકાણાં કર્ત્તાને ત્યાંથી તથા એન. એમ. ત્રિપાઠીની કંપની, કાલબાદેવી રોડ મુંબાઇ તરફથી મળશે.

---

## જાહેર ખબર.

પ્રાચીન કાવ્યમાળાના ૩૫ ગ્રંથોમાંથી માત્ર પ્રેમાનંદનાં નાટકો ફરીથી છપાયા છે અને બાકીના ગ્રંથો જલદીથી બહાર પાડવાના છે સબબ જેમને રાખવાની ઇચ્છા હોય તેમણે નામ નોંધાવવા.

---